B

C

# બુખારી શરીફ

સંપાદક:
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક:
ઈબ્રાહીમ


[illegible]
[illegible]
[illegible]
[illegible]


ભાગ ૧ થી ૫

D

# બુખારી શરીફ (ગુજરાતી)

(ભાગ : ૧ થી ૫ નો સંપૂટ)

આવૃત્તિ : બીજી



☆ પ્રકાશક ☆

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
પરીએજ



☆ પ્રકાશનનો સમય ☆

ઝીકઅદહ–હિજરી ૧૪૨૩ ● જાન્યુઆરી–૨૦૦૩







☆ કિતાબ મેળવવાનું સ્થળ ☆

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
"બયતુલ અમન" ● શેખવાડી ● મુ. પો. પરીએજ–૩૯૨ ૦૨૧
તા. જી. ભરૂચ ● [ગુજરાત]
ફોન : (૦૨૬૪૨) ૨૮૪૩૩૬

E

# દારુલ ઈશાઅત સલાહકાર સમિતિ

"બયતુલ અમન", પરીએજ, તા. જિ. ભરૂચ.

(૧) મવ. ઇસ્માઈલ સા. મનુબરી (દા.બ.)
મુહતમિમ : દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૨) મુફતી અબ્દુલ્લાહ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ.

(૩) મુફતી મુહિયુદ્દીન સા. બળોદવી (દા.બ.)
મુહતમિમ : બઝમે નુસ્રતુલ મુઅમિનીન મોગલવાડા, બરોડા.

(૪) મવ. ગુલામ મુહમ્મદ સા. વસ્તાનવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ, અક્કલકુવા (મહારાષ્ટ્ર)

(૫) મવ. હસન અબ્દુલ્લાહ સા. ભડકોદ્રવી
નાઝિમ : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૬) ઈબ્રાહીમ આદમ સા. ટંકારવી
(અનુવાદક) હાલ જિદ્દા (સઉદી અરબ)

(૭) જનાબ ઇસ્માઈલ સા. ઘડિયાળી
(પ્રકાશક) બયતુલ અમન, પરીએજ, ભરૂચ.



# દારુલ ઈશાઅત

## ★ આદર્શો અને હેતુઓ ★

(૧) ગુજરાતી ભાષામાં ઈસ્લામી સાહિત્યનું પ્રકાશન કરવું.

(૨) સમાજ ઉપયોગી પુસ્તક-પુસ્તિકાઓનું પ્રકાશન કરવું.

(૩) અરબી, ઉર્દૂ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ઉત્તમ પુસ્તકોનું ગુજરાતીમાં રૂપાંતર કરવું.

(૪) ગુજરાતના મુસ્લિમ લેખકો અને ભાષાંતરકારોની કૃતિઓને પ્રગટ કરી, લેખકો-ભાષાંતરકારોને યોગ્ય પુરસ્કાર આપવો.

(૫) અલ્લાહ તૌફીક આપે તો, ગુજરાતી ભાષાના ઈસ્લામી પુસ્તકોનું એક આધારભૂત વિશાળ પુસ્તકાલય ભરૂચ ખાતે સ્થાપવું.

(૬) સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું.

(૭) ઈસ્લામી વિચારસરણીનું સંવર્ધન કરવું.





 بسم الله الرحمن الرحيم 

# ☆ તાજગીદાયક ☆

અલ્લાહનો આભાર, જેણે આપણને ઈલ્મનું નૂર આપ્યું, જે અક્ષરોમાં ઝળહળે છે, શબ્દોમાં ઝગમગે છે અને વાક્યોમાં ચમકે છે.

રહમત અને સલામ રસૂલુલ્લાહ (સલ.) પર, જેમના વાણી રત્નો આજે પંદરમી હિજરી સદીના ત્રીજા દાયકામાં પણ એટલા જ ઉપયોગી અને અસરકારક લાગે છે, જેટલા પહેલી હિજરી સદીના પ્રથમ દાયકામાં હતાં. આ વાણી રત્નોની ચમક અને રોનક સદીઓનો સમય પસાર થઇ ગયા પછી પણ ઘટવાના બદલે વધી છે.

કોઇ પણ પુસ્તકની બીજી આવૃત્તિનું પ્રકાશન તેની ઉપયોગિતા, આવશ્યકતા, લોકપ્રિયતા અને મહત્તાનો નિર્દેશ કરે છે. **"બુખારી શરીફ"** એ સામાન્ય કદનું પુસ્તક નથી કે આસાનીથી બીજી આવૃત્તિનું પ્રકાશન હાથ ધરી શકાય. એ ત્રીસ ભાગો પર પથરાયેલો મહાગ્રંથ છે. બીજી વાર આવા મહાગ્રંથનું પ્રકાશન ગણનાપાત્ર આર્થિક શક્તિ, ભારે માનસિક પરિશ્રમ અને આયોજનબદ્ધ વહીવટી આવડત માંગે છે.

ત્રીસ ભાગોની પહેલી આવૃત્તિ પૂરી થતાંની સાથે જ બીજી આવૃત્તિ માટેની લોકોની માંગણી એ વાતનો આનંદવર્ધક સંકેત આપે છે કે, નૈતિક મૂલ્યોના અધઃપતનના આ યુગમાં આજે પણ એવા લોકો આ પૃથ્વીના પટ પર વસવાટ કરે છે, જેઓ નૈતિક મૂલ્યોનું જતન કરતા પુસ્તકો વાંચવાનો આગ્રહ રાખે છે.

બુખારી શરીફના ત્રીસ ભાગોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરનાર નસીબદાર માનવી જ એની મહત્તા અને ઉપયોગિતાને સમજી શકે છે. હું નમ્રતાપૂર્વક માત્ર એટલું જ કહી શકું છું કે, આજે પણ આ પુસ્તક તાજગીદાયક અને રૂહવર્ધક લાગે છે.

ભાગ ૧ થી ૫ ને સંયુક્ત એકમરૂપે પાકા બાઇન્ડીંગમાં આપના મુબારક હાથોમાં અદબપૂર્વક રજૂ કરતાં અલ્લાહનો આભાર માનું છું. જેના અનહદ, અપાર અને અગણિત ફઝલો કરમના કારણે બીજી આવૃત્તિનું પ્રકાશન તાકિદે અને સત્વરે શક્ય બન્યું છે.

બુખારી શરીફને ગુજરાતની જનતા સમક્ષ આદરપૂર્વક રજૂ કરવામાં પરીએજ હાઇસ્કૂલના ભૂતપૂર્વ આચાર્ય જનાબ હાજી ઇસ્માઇલ ઇબ્રાહીમ ઘડિયાળી સાહેબનો તથા જનાબ મવ. મુફતી મુહિયુદ્દીન બળોદવી સાહેબનો નોંધપાત્ર ફાળો રહ્યો છે. આ તકે એમનો હાર્દિક ઉપકાર માનું છું. અલ્લાહ એમની મહેનતને કબૂલ કરે. આશા છે કે, તેમનો નિરંતર, નિખાલસ અને નમુનેદાર સહકાર સતત ચાલુ રહેશે.

અનેક નામી અનામી સજ્જનોનો નાનો મોટો ફાળો પ્રત્યક્ષ અથવા પરોક્ષરૂપે બુખારી શરીફના ગુજરાતી પ્રકાશનમાં અવાર નવાર મળતો રહ્યો છે. આજની પળે તેમનો દિલપૂર્વક આભાર માનું છું અને આશા રાખું છું કે, ભવિષ્યમાં પણ તેમનો નિખાલસ સહકાર મળતો રહેશે.

**ઇબ્રાહીમ**

જિદ્દા, સઉદી અરબ





 بسم الله الرحمن الرحيم 

# ☆ પ્રકાશકીય ☆

### હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....

**"બુખારી શરીફ"** : એક અત્યંત આધારભૂત, પ્રમાણભૂત, વિશ્વસનીય, મહાનતમ્, શ્રેષ્ઠતમ્ અને ઉચ્ચતમ્ હદીષ-સંગ્રહ. બુખારી શરીફની ફઝીલત અને પ્રશસ્તિમાં જેટલું કહેવાયું અને લખાયું છે એટલું બીજા કોઇ માનવગ્રંથ વિષે કહેવાયું અને લખાયું નથી. કોઇપણ પ્રકારના ક્ષોભ-સંકોચ અને અતિશયોક્તિ વિના કહી શકાય છે કે જે મહાનતા, ખ્યાતિ અને લોકપ્રિયતા સહીહ બુખારી શરીફના ભાગે આવ્યાં છે, તે બીજી કોઇ માનવીય કૃતિને પ્રાપ્ત થઇ શક્યાં નથી. સાચી વાત અને ખરી વાસ્તવિકતા તો એ છે કે હદીષના વિષય પર લખાયેલી સઘળી મશહૂર અને મકબૂલ કિતાબોમાં સહીહ બુખારી શરીફને જે ઉચ્ચ અને મહતમ સ્થાન પ્રાપ્ત થયું છે, તે હદીષની બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થયું નથી. ઉમ્મતના ઉલમાએ કિરામ આ વાતે સર્વ સંમત છે કે કુર્આન શરીફ પછી હદીષની બુખારી શરીફથી વધુ સહીહ અને મુઅતબર બીજી કોઇ કિતાબ પૃથ્વીના પટ પર મોજૂદ નથી. પેલી મશહૂર લોકોક્તિ : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી"** અકારણ પ્રચલિત થઇ ગઇ નથી; બલ્કે આ હદીષ-સંગ્રહને વ્યાપકરૂપે સાંપડેલી પ્રચંડ લોકસ્વીકૃતિ, લોકપ્રિયતા, લોકાદર અને લોકભોગ્યતાને કારણે જ બુખારી શરીફને-કિતાબુલ્લાહ પછી-હદીષને લગતી કિતાબોમાં સર્વશ્રેષ્ઠ અને સર્વાધિક સહીહ કિતાબ હોવાનું બહુમાન મળ્યું છે. આ અનન્ય, દિવ્ય, ભવ્ય અને પવિત્ર ગ્રંથ દૃઢપણે અને અતૂટ તથા અવિચ્છેદ રીતે તેનામાં સંકળાયેલી સિહ્હત, શુદ્ધતા, ગુણવત્તા, નિર્મળતા, નિર્ભેળતા અને આધારભૂતતા જેવી અનેકવિધ ખૂબીઓ, વિશેષતાઓ અને ગુણધર્મોને કારણે જ એને **"અસહ્હુલ કુતુબ......."**નું અનુપમ, અદ્દભુત અને અદ્વિતીય બિરૂદ મળવા પામ્યું છે.

આવી વિરલ, ગરિમાવંત અને બહુમૂલ્ય કિતાબને પ્રચારવાનું અને પ્રસારવાનું સદ્દભાગ્ય મુજ જેવા અપાત્ર, અશક્ત અને અસમર્થ મનુષ્યને સાંપડયું તે બદલ અલ્લાહ તબારક વ તઆલાનો અપાર શુક્ર અદા કરૂં છું. **"ફલિલ્લા હિલ**

**હમ્દુ વ લહુ શ્શુક્રુ અલા ઝાલિક......"** એ વાતનો સ્વીકાર કરવામાં મને લગીર ખંચકાટ અને સંકોચ નથી કે જો અલ્લાહ તઆલાની તવફીક શામિલે હાલ ન રહી હોત અને અલ્લાહ તઆલાએ મને શક્તિ પ્રદાન ન કરી હોત તો આવું કઠિન અને સખત પરિશ્રમભર્યું કામ આ પ્રમાણે સરળતાપૂર્વક અને હેમખેમ પાર પડયું ન હોત. જ્યારે હું આ વિકટ અને વિશાળ કામને નિહાળું છું અને પોતાની સાંગોપાંગ કમઝોર ઝાત પર નજર કરૂં છું, તો મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. ક્યાં મારી અલ્પતમ ઝાત અને ક્યાં આવું મુબારક અને ભારેખમ કામ !

**કહાં મૈં ઔર કહાં યહ નિકહતે ગુલ,**
**નસીમે સુબ્હ તેરી મહરબાની**

પરંતુ અલ્લાહ તઆલાના અનંત ફઝલો કરમ અને સાથી કાર્યકરોના બેમિસાલ તઆવુનથી આવા કષ્ટભર્યા પ્રકાશન કાર્યને અને નફારહિત વિતરણ કાર્યને ક્ષેમકુશળ અંજામ આપી શકાયાં, તે બદલ સ્વાભાવિક રીતે ધન્યતા, આનંદ અને હર્ષોલ્લાસની લાગણી અનુભવું છું અને બારગાહે ઇલાહીમાં શુક્ર બજાવી લાઉં છું.....**ઝાલિ-ક ફદ્લુ લ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ વલ્લાહુ ઝુલ્ફદ્લિલ અઝીમ** (આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે આપે છે અને અલ્લાહ તઆલા મહાન ફઝલવાળો છે.) -સૂરએ જુમુઅહ : ૪

આ દળદાર અને સિમાચિહ્નરૂપ પ્રકાશન અનેક સાથીઓ અને સજ્જનોની વિવિધ પ્રકારની મહેનત અને પ્રયાસોનું પરિણામ છે. જો આ સદ્‌ગૃહસ્થોનો ઉમ્બાભર્યો સહકાર સાંપડયો ન હોત તો આ કામ આ રીતે સાંગોપાંગ પાર ઊતર્યું ન હોત. આ સૌ સજ્જનોની નામજોગ શુક્રિયહ અદા કરવાને હું પોતાની ધાર્મિક અને નૈતિક ફરજ માનું છું : **"મન્ લમ્ યશ્કુરિન્નાસ લમ્ યશ્કુરિલ્લાહ".**

સૌ પ્રથમ તો હું આ ફૈઝદાયી કિતાબના **અનુવાદક મુહતરમ જનાબ હઝરત મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સા. ટંકારવી (મ. ઝિ.)**નો આ મુબારક કાર્યમાં મને નિમિત્ત બનાવવા બદલ હાર્દિક આભાર વ્યક્ત કરૂં છું અને એમનો ઋણ-સ્વીકાર કરૂં છું. જો આપે મને સદકએ જારિયહ રૂપી આ કાર્યમાં જોતર્યો ન હોત તો ફલાહે દારૈન, સઆદતે દારૈન અને સવાબે દારૈનથી મહરૂમ રહી જવા પામ્યો હોત.



હઝરત મવલાના **મુફ્તી સૈયદ મુહમ્મદ મુહિયુદ્દીન સા. બળોદવી (મ. ઝિ.)**નો હું ખૂબ જ મમ્નૂન અને મશ્કૂર છું. આપે મને અતિ પરિશ્રમ માંગી લેતી ફુટનોટ્સ સમયસર લખી આપી પ્રકાશન પર ભારે ઉપકાર કર્યો છે.

મૂલ્યવાન અભિપ્રાયો - દુઆઇયા કલામો લખી આપવા બદલ **ગુજરાતના નામવંત ઉલમાએ કિરામો**નો પણ હું અત્યંત ઋણી અને આભારવશ છું. એમના અમૂલ્ય મંતવ્યો અને અભિપ્રાયોએ કિતાબની ગુજરાતી આવૃત્તિની શોભામાં અભિવૃદ્ધિ કરી છે.........આ અતિ પરિશ્રમપૂર્ણ અને મોટીમસ સ્કીમને લીલી ઝંડી (પરવાનગી) આપવા બદલ ''દારુલ ઇશાઅત'' પરીએજના ટ્રસ્ટી મંડળનો અનુગ્રહિત છું.

પ્રથમ આવૃત્તિના સમાપન વેળા પરીએજ મુકામે આયોજિત ''મજલિસે ખત્મે બુખારી શરીફ''માં આમંત્રિત ગુજરાતના માનવંત ઉલમાએ કિરામ, મહેમાનગણ અને ઉપસ્થિતો માટે બેનમૂન વ્યવસ્થા અને ખિદમતો અંજામ આપવા બદલ **મદ્રસા અન્વારુલ ઇસ્લામ**ના સદર મવ. ઐયુબ સાહેબ, મજલિસ કમિટિના સર્વે સભ્યો, મદ્રસાના તમામ મુદર્રિસ સાહેબો, ગામના નવયુવાનો તેમજ વડીલો, સૌ કોઇ પ્રત્યે આ ક્ષણે હાર્દિક આભાર વ્યક્ત કરવાની તક ઝડપી લઉં છું.

વળી ''દારૂલ ઇશાઅત'' ટ્રસ્ટી મંડળના ખૂબ જ મસરૂફ છતાં બુખારી શરીફના પ્રકાશન કાર્ય સંદર્ભે જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે સમય, શક્તિ અને વૈચારિક માર્ગદર્શનના ત્રિવિધ હેતુથી અત્યંત મદદરૂપ પુરવાર થનાર દારુલ ઉલૂમ-કંથારીઆ, પ્રકાશન વિભાગના **"નાઝિમ" મવલાના હસન અબ્દુલ્લાહ ભડકોદ્રવી સા.** નો જેટલો આભાર માનું એટલો ઓછો છે. અલ્લાહ તબારક વ તઆલા એમને કલમને ઝરિયે દીનની મહાનતમ્ ખિદમતો માટે કુબૂલ ફરમાવી, બન્ને જહાનમાં બેહતરીન બદલ અતા ફરમાવે. નાકિસની એ જ દુઆ !

સામાન્ય રીતે કોઇ પણ યોજનાને સાકાર કરવા માટે આર્થિક સહિત અનેક મુશ્કેલીઓ મૂંઝવણોનો સામનો કરવો પડતો હોય છે. દેશ-વિદેશમાં વસતા ઉદારદિલ મુસ્લિમ સખી-સજ્જનોએ ભરપૂર તઆવુન ફરમાવી આ વિકટ સમસ્યા અને મૂંઝવણને પણ દૂર કરી દીધી. મારા આવા વિશાળ દિલ મુઆવિનોનો ખૂબ

ખૂબ ઋણ-સ્વીકાર અને આભાર. કિતાબના પ્રકાશનમાં એમણે આપેલો સિંહફાળો કદી વિસારી શકાય એમ નથી.

નીચેના મહાનુભાવો તરફથી પણ મને અતિ ઉષ્માભર્યો આવકાર અને હુંફાળો સહકાર સાંપડયો છે. આ પ્રસંગે એમને વિસારી શકાય તેમ નથી. એમના નામોની સાભાર અને સાદર નોંધ લેતાં ગદ્‌ગદિત થઇ જાઉં છું.

(૧) હાજી ઇકબાલ મહંમદ નાથા (પરીએજ)
(૨) હાજી ઇબ્રાહીમ આદમ મીઠા (પરીએજ)
(૩) હાજી ગુલામ મુસા બજ્ઞ (પરીએજ)
(૪) જનાબ ઇશાક ઇબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૫) હાજી ઇસ્માઇલ મહંમદ ભીખા (માંકણ)
(૬) હાજી ઐયુબ મુસા અલબા (કરમાડ)
(૭) હાજી દાઉદ પેડલ (પરીએજ)
(૮) હાજી યાકુબ ભૂતા (ટંકારીઆ)
(૯) હાજી આદમભાઇ રોકડ (વલણ)
(૧૦) જનાબ હારૂન ઇબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૧૧) હાજી ઇકબાલ ગુલામ અકુજી (કોઠી વાંતરસા)
(૧૨) હાજી યાકુબ ઉમરજી પાટલૂન (મનુબર)
(૧૩) હાજી અ. રશીદ શેખ (હાંસોટ)
(૧૪) મવલાના યાકુબ કાસિમી (મ. ઝિ.) (કાવી)
(૧૫) હાજી શબ્બીર વલી ટેલર (પરીએજ)
(૧૬) હાજી ઇસ્માઇલ મોહંમદ ઉમર (પરીએજ)
(૧૭) હાજી મુસ્તાક અ. મજીદ પટેલ (પગુથણ)
(૧૮) હાફેજી યાકુબ સૂફી (પરીએજ)
(૧૯) હાજી ઇકબાલ અહમદ સુલેમાન (રબાડપોર)
(૨૦) હાફેજી ઇસ્માઇલ ઇબ્રાહીમ મક્કન (પરીએજ)
(૨૧) જનાબ યાકુબભાઇ મલેક (ટંકારીઆ)

આ ઉપરાંત કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે, યથાશક્તિ અને યથાતવફીક કિતાબના પ્રકાશનમાં સાથ-સહકાર પૂરો પાડનાર નામી-અનામી સહાયકો અને હિતચિંતકોનો પણ આ તકે અંતઃકરણપૂર્વક શુક્રિયહ અદા કરું છું.

**જઝાકુમુ લ્લાહુ તઆલા ફિદ્દારૈનિ ખયૂરા.......**

અલ્લાહ તઆલા આપણા સૌના આ સહિયારા પ્રયત્નોને શર્ફે કબૂલિયતથી નવાઝી, એને દીન-દુનિયાની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

અહકર,
**ઇસ્માઇલભાઇ આઇ. ઘડિયાળી**
''બયતુલ અમન'' શેખવાડી,
મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧, તા. જિ. ભરૂચ.
ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (R)



# પ્રતિભાવ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ.**

ઇમામ મુહમ્મદ બિન ઇસ્માઇલ બુખારી (રહિમ-હુલ્લાહુ તઆલા)ની જગવિખ્યાત કૃતિ **"સહીહ બુખારી શરીફ"**ને જે અઝમત, ખ્યાતિ, લોકઆદર અને લોકપ્રિયતા પ્રાપ્ત થયાં છે, તે કોઇ માનવીય કૃતિને અત્યાર સુધી પ્રાપ્ત થયાં નથી. હદીસની કિતાબોમાં બુખારી શરીફ જેવું ઉચ્ચ સ્થાન બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થઇ શક્યું નથી; બલકે હકીકત, નક્કર સત્ય એ છે કે કિતાબુલ્લાહ પછી બુખારી શરીફથી વધુ સહીહ, આધારભૂત અને વિશ્વાસપાત્ર કોઇ કિતાબ જમીનના પટ પર મવજૂદ નથી અને નથી : **"અસહ્‌હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી."**

આવી ઉચ્ચ, મહાનતમ્ અને શ્રેષ્ઠતમ્ કિતાબને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરવાનું સૌભાગ્ય, ગૌરવ અને શ્રેય હઝરત મવલાના ઇબ્રાહીમ પટેલ સા. ટંકારવી (ઝી.મ.)ને ફાળે ગયાં છે. જ્યારે આ બરકતવંત, ઇમાનવર્ધક અને રૂહપોષક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મુહતરમ જનાબ અલહાજ ઇસ્માઇલભાઇ આઇ. ઘડિયાળી સા. પરીએજીને પ્રાપ્ત થઇ છે : **"ઝાલિ-ક ફ઼દ્‌લુલ્લાહિ યુઅ્‌તીહી મંય્યશાઉ...."** [આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે તેને અર્પણ કરે છે]. -સૂરએ જુમ્આ : ૪

**ઈં સઆદત બ-ઝોરે બાઝૂ નેસ્ત**
**તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ**

*અર્થાત્ : આ નેકબખ્તી બાહુબળ દ્વારા પ્રાપ્ત થઇ શકતી નથી. એ તો અલ્લાહ તઆલાના અર્પણ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે.*

આવી ઉપયોગી અને અનુપમ કિતાબ પ્રગટ કરવા બદલ આ બંને સજ્જનોને મારા હાર્દિક મુબારકબાદ પાઠવી દુઆ ગુઝારું છું કે અલ્લાહ તઆલા એમની

આ બહુમૂલ્ય, કદ્રપાત્ર અને પ્રશંસનીય દીની-ઇલ્મી ખિદમતને શર્ફે કબૂલ અતા ફરમાવે, દારૈનમાં સરફરાઝી અને સુર્ખરૂઇનું નિમિત્ત બનાવે, આ મહાકાય યોજનામાં કોઇપણ રીતે મદદરૂપ અને સહાયરૂપ બનનારને યથાયોગ્ય બદલાથી નવાઝે અને સૌના હકમાં સદકએ જારિયહ બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

**ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ.**

અને અંતે...... સંસ્થાના બિરાદરો દીની–તબ્લીગી–ઇસ્લાહી સાહિત્ય સમયાંતરે પ્રકાશિત કરતા રહેવાની નેક નિય્યત ધરાવે છે. એમની આ પ્રકાશન–પ્રવૃત્તિને પ્રોત્સાહિત અને વિકસિત કરવામાં એમને દરેક રીતે બનતો બધો જ સહકાર પૂરો પાડવો સમગ્ર મુસ્લિમ બિરાદરોની દીની, મિલ્લી અને અખ્લાકી ફરજ બને છે. આશા છે કે એમની ભાવિ યોજનાઓને સાકાર કરવામાં સૌનો યથાશક્તિ, યથાતવફીક, ઉત્સાહપ્રેરક, ઉષ્માભર્યો અને ઊમળકાભર્યો સહકાર મળી જ રહેશે, *ઇન્શાઅલ્લાહ.*

અહકરુલ વરા,

***(મવલાના) ઇસ્માઇલ અહમદ મનુબરી (સા., મ.ઝિ.)***

*(મુહતમિમ) : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર, કંથારીઆ.*





## અભિપ્રાય

**મુફ્તી ઇસ્માઇલ વાડીવાલા**
(મુફ્તી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર) ૬/૨૦, દારુસ્સલામ, બાબુલેન, રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫.

સલામે મસ્નૂન બાદ : મૌલાના ઇબ્રાહીમ ટંકારવી સાહબે બુખારી શરીફનો ગુજરાતી તર્જુમો કરી હદીષની કિતાબોમાં એક નવો ઉમેરો કર્યો છે. મુસલમાનો માટે સૌપ્રથમ કુર્આને હકીમ અને અહાદીષે નબવિય્યહ સલ. હિદાયત અને રાહનુમાઇનું માધ્યમ છે. તર્જુમો મોઅતબર અને ભરોસાપાત્ર છે. છપાઇ પણ ઘણી જ સુંદર છે. અગર જરૂરત મુજબ મુશ્કેલ અહાદીષની ટૂંકી તશરીહ કરવામાં આવતે તો કિતાબ ઇ.અ. વધુ ઉપયોગી રહેતે. દુઆ છે કે ખુદાપાક ગુર્જર બિરાદરો માટે મઝકૂર કિતાબને ફૈઝબંત બનાવે તથા ભાષાંતરકાર અને પ્રકાશક તથા નાની મોટી ખિદમતમાં ફાળો આપનારને ખુદાપાક દારૈનની ભલાઇઓથી નવાઝે અને સદકએ જારિયહનો સબબ બનાવે, આમીન.

નાચીઝ

**ઇસ્માઇલ ગુફિરલહુ**

(મુફ્તી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર, સુરત)

## અભિપ્રાય

**મદની દારુત્તરબિયત**
મુ. કરમાલી, વાયા : પાનોલી
તા. અંકલેશ્વર, જિ. ભરૂચ. ● પીન-૩૯૪ ૧૧૫

**મોહતરમ જનાબ ઇસ્માઇલભાઇ ઘડિયાળી સા.**

સલામ મસ્નૂન બાદ : ઉમ્મીદ છે કે ખેરિયતથી હશો. વધુમાં જણાવવાનું કે આપ સાહેબે રવાના કરેલ બુખારી શરીફના ૨૨ થી ૩૦ ગુજરાતી ભાગો મળ્યા. ખૂબ-ખૂબ શુક્રિયા સાથે કબૂલ કર્યું છું, જઝાકુમુલ્લાહ. આનંદદાયક વાત છે કે આપની સંસ્થા બુખારી શરીફના બધા જ ભાગો (સંપૂર્ણ બુખારી શરીફ) એક સંપુટરૂપે છપાવવાની મુબારક નેમ ધરાવે છે. દુઆ છે કે ખુદા તઆલા આ બરકતવંત કામને હેમખેમ પરિપૂર્ણ ફરમાવે અને એના ફાયદા આમ અને તામ કરે તેમજ આપના માટે તેમજ તમામ સાહિબે ખૈર માટે સદકએ જારિયહ સાબિત થાય અને બેદરીન્યત-નેચરીય્યતના ઝમાનામાં પબ્લીકને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પણ કરે.

બસ એજ, ફક્ત વસ્સલામ,

મોહતાજે દુઆ

**અહમદ બેમાત**



## જામિઅહ ઈસ્લામિયહ

ડાભેલ, જિ. સુરત.

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે અગણિત અને અસંખ્ય ઉપકારો ફરમાવ્યા છે તે માંહેનો સૌથી મોટો ઉપકાર એ છે કે તેમની સલાહ અને ફલાહ માટે નુબુવ્વત તેમજ રિસાલતનો પવિત્ર અને મુબારક સિલસિલો ચાલુ ફરમાવ્યો અને જ્યારે જ્યારે માનવતાને આસમાની હિદાયતની જરૂરત પડી તેઓમાંથી જ કોઇ એક બંદાને પોતાનો નબી અને માનવતા માટે માર્ગદર્શક બનાવી પોતાની હિદાયત સાથે લોકોમાં મોકલ્યો.

નબીઓ અને રસૂલોના આગમનનો આ સિલસિલો હજારો વરસ ચાલુ રહ્યો ત્યાં સુધી કે અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) પર આ સિલસિલો પૂર્ણ કરવામાં આવ્યો અને આપના હાથે તે છેલ્લી અને સંપૂર્ણ તઅલીમ અને હિદાયત મોકલી આપવામાં આવી જે હરહંમેશ માટે કાફી થઇ રહેનારી છે.

ખુદાઇ તઅલીમ અને આદેશોની જે પુંજી અંતિમ નબી (સલ.)ના થકી દુન્યાને મળી તેના બે ભાગો છે : એક કિતાબુલ્લાહ કિંવા કુર્આન મજીદ, જે શબ્દ અને અર્થ બન્નેવમાં અલ્લાહનું કલામ છે. બીજો ભાગ આપ (સલ.)ના તે પવિત્ર ઈરશાદો અને આપ (સલ.) તરફથી આપવામાં આવેલા આદેશો અને માર્ગદર્શક કૃત્યો અને કથનો, જે આપ (સલ.) અલ્લાહ તઆલાના પયગમ્બર અને તેની કિતાબનું અર્થઘટન કરનાર તેમજ અલ્લાહ તઆલાના પ્રતિનિધિ હોવાની હેસિયતથી ઉમ્મતને આપતા હતા જેને તેના ખરા રૂપમાં સાચવીને સહાબાએ કિરામે (રદિ.) પાછળવાળાઓ સુધી પહોંચાડયા અને પાછળવાળાઓએ તેને પૂરી સનદ સાથે કિતાબોમાં કંડારી આપ્યા. આપ (સલ.)ની તે તઅલીમાત તેમજ માર્ગદર્શિકાઓના તે ભાગનું નામ હદીસ અને સુન્નત છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) તો પોતાની પવિત્ર ઉમર પૂર્ણ કરી અલ્લાહ તઆલાના હુકમ મુજબ આ દુન્યાથી સિધાવી ગયા, પરંતુ હંમેશ માટે માનવતાના





માર્ગદર્શન માટે પોતે લાવેલ તઅલીમ અને હિદાયતના આ બન્નેવ ભાગો કિંવા કુર્આન અને હદીસ પોતાની પાછળ મૂકી ગયા અને આ બન્નેવની હિફાઝત માટે દરેક યુગમાં અલ્લાહ તઆલાએ એવી આંતરિક અને બાહ્ય વ્યવસ્થા ફરમાવી જે વિચારનારાઓ અને સમજનારાઓ માટે અલ્લાહ તઆલાની નિશાનીઓ પૈકી એક મોટી નિશાની અને ખાતિમુલ અંબિયા (સલ.)ના મોઅજિઝાઓ પૈકી એક જીવંત મોઅજિઝો છે.

કુદરતની આ વ્યવસ્થાઓ પૈકી એક એ પણ છે કે જે યુગમાં કિતાબ અને સુન્નતની જે પ્રકારની સેવાની જરૂરત લાગી અલ્લાહ તઆલા પોતાના કેટલાક બંદાઓના દિલોમાં તે સેવાનો વિચાર પયદા કરી તેને એમાં લગાવી આપે છે. નબવી યુગથી લઇને આજ સુધી કુર્આન અને હદીસની સેવાઓ જેવી રીતે અને જે પ્રકારે કરવામાં આવી છે અગર કોઇ આદમી ધ્યાનથી જુએ તો સ્પષ્ટરૂપે જણાઇ આવશે કે જે કંઇ થયું તે દરેક યુગની જરૂરતો માટે એક કુદરતી વ્યવસ્થા હતી અને જે બંદાઓના હાથે થઇ તેઓ એક સાધનરૂપ હતા.

ઇલ્મે હદીસ વાસ્તવમાં હુઝૂર (સલ.)ના મુબારક જીવનનો એક વિશ્વાસપાત્ર ઇતિહાસ છે. મુસલમાનોને પોતાના પયગમ્બર (સલ.)ની સાથે જે ઇશ્ક અને મુહબ્બતનો સંબંધ છે અન્ય ઉમ્મતોમાં તેની જોડ નહિ મળે. એટલા જ માટે મુસ્લિમોએ નબીએ કરીમ (સલ.)ના જીવનના દરેક પાસાને અને દરેક રેખા તેમજ બિંદુને સંપૂર્ણ સાવચેતી સહિત સાચવવાની કોશિશ કરી છે. આજે અગર કોઇ માણસ નબીએ કરીમ (સલ.)ના જીવનની પૂરી છબી અને સંપૂર્ણ નકશો જોવા ચાહે તો તેના માટે હદીસની કિતાબો કાફી છે.

લેખિત રૂપમાં હદીસે પાકને જમા કરવા તેમજ સાચવવાનો સિલસિલો વ્યક્તિગત રૂપમાં હુઝૂર (સલ.)ના મુબારક દૌરથી જ શરૂ થઇ ચૂક્યો હતો, પરંતુ સરકારી દેખરેખ અને માર્ગદર્શન હેઠળ આ કામ ખલીફએ રાશિદ હઝ. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ના યુગમાં શરૂ થયું અને વિવિધ રૂપમાં આ કામ આગળ વધતું રહ્યું. ત્યાં સુધી કે હિજરી સનની ત્રીજી સદીમાં ઇમામ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઇલ બુખારી (રહ.)એ સનદી રૂએ માત્ર સહીહ હદીસોને કિતાબી રૂપમાં સંકલન કરવાનું બીડું ઝડપ્યું અને વરસોની કષ્ટદાયક મહેનત પછી સહીહ બુખારીના રૂપમાં ઉમ્મતને સહીહ હદીસોનો મહામૂલો

ગ્રંથ સોગાતરૂપે આપ્યો. અલ્લાહ તઆલાએ આ કિતાબને એવી મકબૂલિયત આપી કે હદીસની અન્ય કોઇ કિતાબ તેની તુલનામાં ન આવી શકી અને વિવિધ જમાનાઓમાં વિવિધ મહાન ઉલમાએ કિરામે હદીસની આ કિતાબના સ્પષ્ટીકરણરૂપે મહામૂલી સેવાઓ બજાવી અને આજ સુધી આ પવિત્ર સિલસિલો વણથંભ્યો ચાલુ જ છે. દુન્યામાં બોલાતી વિવિધ ભાષાઓમાં આ કિતાબના અનુવાદો પણ થયા. આપણી ગુજરાતી ભાષા જેમાં દીનનું ખાસું એવું સાહિત્ય ભેગું થઇ ચૂક્યું છે અને દિવસો દિવસ તેમાં વધારો થઇ રહ્યો છે તેમાં આજ સુધી હદીસની આ મહામૂલી કિતાબનો ગુજરાતી અનુવાદ થયો ન હતો અને ગુજરાતી દીની સાહિત્યકારો ઉપર આ એક કર્ઝ હતું. અલ્લાહ તઆલા જઝા-એ-ખૈર આપે હઝ. મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સાહબ (ઝિદ મજદુહુમ)ને કે તેઓએ આ કર્ઝ ઉતારવાની કામિયાબ કોશિશ ફરમાવી ગુજરાતી દીની સાહિત્યમાં બુખારી શરીફના ગુજરાતી અનુવાદ વડે કિંમતી ઉમેરો કર્યો અને આ મુબારક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મોહતરમ જનાબ અલહાજ ઇસ્માઇલભાઇ ઘડિયાળી સાહબને પ્રાપ્ત થઇ છે. આ કિતાબ વડે ગુજરાતી દીની સાહિત્યની સેવા બદલ આ બન્નેવ સજ્જનોને મુબારકબાદી આપવા સાથે દિલથી દુઆ પણ કરું છું કે અલ્લાહ તઆલા તેમની આ કિંમતી કાબિલે-કદ્ર અને સરાહનીય ઇલ્મી તેમજ દીની સેવાને કબૂલિયતથી નવાઝી દુન્યા અને આખિરતની ભલાઇઓ અને બરકતોનો ઝરીયો બનાવે અને એના વડે ગુર્જર મુસ્લિમ સમાજને વધુમાં વધુ ફૈઝ અને ફાયદો પહોંચાડે.

**ઇં દુઆ અઝમન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ**

(અર્થાત : મારા તરફથી આ દુઆ અને સમગ્ર વિશ્વ તરફથી તેના ઉપર આમીન હોજો.) ફક્ત.....

**અમલાહૂ અહમદ ખાનપુરી**

તા. ૧૮-૬-૧૪૨૩ હિજરી





 بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ 

# અભિપ્રાય

**અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી અન્ઝલલ ફુરકાન અલા રસૂલિહિ વ આતાહુલ હિકમહ, વસ્સલાતુ વસ્સલામુ અલા મુહમ્મદિન નબીય્યી ર્રહમહ, વ અલા આલિહિ વ સહબિહિ લ્લઝીન ફાઝૂ બિલ જન્નહ.**

અલ્લાહે માનવજાતિના માર્ગદર્શન માટે કુર્આનને જીવન બંધારણ તરીકે ઉતાર્યું, જેના અર્થઘટન અને સ્પષ્ટીકરણ માટે એક જીવંત નમુના રૂપે મહાન અને પવિત્ર હસતિ તાજદારે રિસાલત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કુર્આનના શિક્ષક તરીકે દુનિયામાં મોકલવામાં આવ્યા.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ને કોઇએ પૂછ્યું કે, રસૂલે અકરમ (સલ.)ના પવિત્ર જીવન અને સદ્‌ગુણો અંગે કંઇક પ્રકાશ પાડો, ત્યારે હઝરત આઇશા (રદિ.)એ ફરમાવ્યું : કુર્આન આપ (સલ.)ના સદ્‌ગુણો છે, એટલે નબીએ કરીમ (સલ.)નું પવિત્ર વ્યક્તિત્વ કુર્આનનો જીવંત નમુનો છે. રસૂલુલ્લાહ (સલ.)ના કથન, કર્મ અને જીવનશૈલીમાં કુર્આન દેખાય છે. કુર્આનનો અભ્યાસ કરો અને નબીએ કરીમ (સલ.)ના પવિત્ર જીવન અંગે મનન કરો તો જે કંઇ કુર્આનમાં છે, તે અમલી સ્વરૂપે હુઝૂર (સલ.)ના જીવનમાં દેખાશે.

નબીએ કરીમ (સલ.)ના કથન, કર્મ અને જીવન પ્રણાલિકાને હદીસ શરીફ કહેવામાં આવે છે.

કુર્આને કરીમનું વિવેચન હદીસ શરીફ છે, એટલે ઇસ્લામને જાણવા અને સમજવા માટે હદીસ શરીફનો અભ્યાસ અત્યંત જરૂરી છે. કુર્આનના રક્ષણની જવાબદારી અલ્લાહે પોતે લીધી છે. આપણે આપણા બાળકોના દિલ અને દિમાગમાં એને સુરક્ષિત કરી દીધું છે, પરંતુ કુર્આનના વિવિધ વિષયો, ગહન અર્થો, રહસ્યો અને હિકમતની વાતોનું રક્ષણ બાહોશ મુહદ્દિસો અને વિદ્વાન આલિમો દ્વારા થયું છે.

એવા એવા નામાંકિત મુહદ્દિસો થઇ ગયા છે, જેમને હજારો હદીસો મોઢે

યાદ હતી. ઈમામ બુખારી (રહ.)ને દસ વરસની વયે સિત્તેર હજાર હદીસો, રાવીઓ (વર્ણનકારો)ના નામો અને જીવન ચરિત્ર સાથે યાદ હતી. આ રીતે હદીસની પરંપરા ચાલુ રહી.

ભારતમાં હદીસનો મુબારક ઈલ્મ સૌપ્રથમ ગુજરાતમાં આવ્યો. ભરૂચ જીલ્લાના ભાડભુત ગામને આ સદ્‌ભાગ્ય નસીબ થયું. શેખ રબીઅ બિન સબીહ, જે તબ્એ તાબિઈ છે, તે પોતાના બારસો શાગિર્દો સાથે ભાડભુત આવ્યા હતા, તેમણે અહીં હદીસનો વિષય શીખવવાનું શરૂ કર્યું. આ તે જ રબીઅ બિન સબીહ છે, જેમણે બસરા (ઈરાક)માં હદીસ શરીફનો સૌપ્રથમ સંગ્રહ તૈયાર કર્યો હતો. અફસોસ કે ભાડભુત વિસ્તારમાં પ્લેગનો રોગ ફેલાતાં, તેઓ એ બીમારીમાં સપડાઈને અલ્લાહને પ્યારા થઈ ગયા. ભાડભુતમાં જ તેમને દફનાવવામાં આવ્યા.

આ પ્રમાણે શેખ તાહિર પટણી (રહ.) અને શેખ અલી મુત્તકી (રહ.) મુસ્લિમ જગતના નામાંકિત મુહદ્દિસોની હરોળમાં ગણાય છે. એમના ઈલ્મનો લાભ ગુજરાતમાં અને ગુજરાતની બહાર પણ પહોંચ્યો. તે પછી એક મુદ્દત સુધી અહમદાબાદ (અમદાવાદ)માં હદીસનો આ સિલસિલો ચાલુ રહ્યો. એ પછી ગુજરાતમાં આ સિલસિલો બંધ થઈ ગયો.

ત્યાર બાદ દિલ્હીમાં શાહ વલીયુલ્લાહ (રહ.) અને તેમના ખાનદાન મારફતે હદીસ શરીફનો સિલસિલો ચાલુ થયો, જે પૂરા ભારતમાં ફેલાઈ ગયો. આ સિલસિલાના બે બુઝુર્ગો મવ. મુહમ્મદ કાસિમ નાનોત્વી (રહ.) અને મવ. રશીદ અહમદ ગંગોહી (રહ.) છે, જેમણે અનુક્રમે દારૂલ ઉલૂમ, દેવબંદ અને મઝાહિરૂલ ઉલૂમ, સહારનપુરની બુનિયાદ નાખી.

આ બંને મદ્રસાઓમાંથી દુનિયાના વિવિધ દેશોમાં હદીસ શરીફના સોનેરી યુગની શરૂઆત થઈ. આજે બ્રિટન, કેનેડા, અમેરિકા, ઓસ્ટ્રેલિયા, પનામા, ફીજી, આફ્રિકાના જુદા જુદા દેશો તથા યુરોપના અન્ય દેશોમાં આ બંને મદ્રસાઓના વિદ્વાન આલિમો અને મુહદ્દિસોના ઈલ્મની સુવાસ ફેલાઈ રહી છે.

બુખારી શરીફ, મિશ્કાત તેમજ હદીસના બીજા ૬ પુસ્તકોનો ઉર્દૂમાં અનુવાદ દેવબંદના વિદ્વાન આલિમોએ કર્યો છે. આ ભવ્ય પરંપરા ચાલુ રાખીને દેવબંદના એક કાબેલ અને તેજસ્વી ફાઝિલ મવ. ઈબ્રાહીમ સાહેબ, જેઓ હાલ જિદ્દા ખાતે રહે છે, તેમણે બુખારી શરીફનું ગુજરાતી ભાષાંતર



કર્યું. જે ઈ. સન ૧૯૬૬ થી ૧૯૭૩ ના સમયગાળા દરમ્યાન થયું. આ ભાષાંતર ખૂબ સફળ પુરવાર થયું.

લગભગ ઈ. સન ૧૯૭૩ માં મવ. ઈબ્રાહીમ સાહેબે ફુટનોટ લખવાની જવાબદારી મને સોંપી. થોડુંક કામ થયું, પછી તેઓ જિદ્દા, સઉદી અરબ ખાતે ચાલ્યા ગયા, એટલે પ્રકાશન કાર્ય મોકુફ રહ્યું. અહીં સુધી કે ઈ. સન ૧૯૯૫માં એટલે કે ૨૩ વરસ પછી તેમણે જિદ્દા ખાતેથી બુખારી શરીફના પ્રકાશન તરફ ફરી ધ્યાન કેન્દ્રિત કર્યું અને ઝડપભેર પ્રકાશન કાર્ય શરૂ થયું. અલહમ્દુ લિલ્લાહ પૂરા ત્રીસ ભાગોનું પ્રકાશન સારી રીતે પૂરું થયું.

બુખારી શરીફના ભાગ ૧ થી ૧૦ નાની સાઈઝમાં છપાયા હતા. મેં મોટી સાઈઝમાં છપાવવા માટે સૂચન કર્યું, જેનો સ્વીકાર કરી, એમણે ભાગ ૧૧ થી ૩૦ મોટી સાઈઝમાં છપાવ્યા. આ ભાગોનું છાપકામ સુંદર અને આકર્ષક રીતે થયું.

પાંચમા ભાગનું છાપકામ ચાલતું હતું, ત્યારથી જ લોકોએ બીજી આવૃત્તિ માટે આગ્રહ શરૂ કર્યો. તમામ ભાગો છપાઈ જતાં સાહિત્ય રસિક સજ્જનોના આગ્રહને માન આપી બીજી આવૃત્તિનું પ્રકાશન તાકીદે હાથ ધરવામાં આવ્યું. ઈન્શા અલ્લાહ ટૂંક સમયમાં આ મુબારક ૩૦ ભાગો આપના હાથોની રોનક બનશે.

અલ્લાહ તઆલા મવ. ઈબ્રાહીમ સાહેબને બેહતર બદલો આપે કે, એમણે બુખારી શરીફનું ગુજરાતી ભાષાંતર કરીને ગુજરાતી વાંચકોને એક અતિ મૂલ્યવાન ઈલ્મી તોહફો અર્પણ કર્યો છે, જે ગુજરાતી ભાષા તથા ગુજરાતી પુસ્તકાલયો માટે ગુલાબના ફુલ કરતાં વધુ સુંદર તેમજ વધુ મહેક અને સુવાસ ફેલાવનાર પુરવાર થશે.

અલ્લાહ તઆલા ભાષાંતરકારની આ મહેનતને કબૂલ કરે અને વિશાળ જન સમુહને એનો લાભ પહોંચાડે. આ બરકતવંતા પુસ્તકને એમની નજાતનું કારણ અને આખિરતનો સંગ્રહ બનાવે, આમીન. વસ્સલામ,

તા. ૮-૪-૧૪૨૩
૧ જૂન ૨૦૦૨

**(મવ. મુફ્તી) મુહિયુદ્દીન બળોદવી**
દારૂલ ફિકહ, વલ ઈફતા,
બઝમે નસ્રૂલ મુઅમિનીન વડોદરા.



# ☆ અનુક્રમ ☆







બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ઈમામ બુખારીનો ટૂંક પરિચય

## નામ અને વંશ

આપનું મુબારક નામ મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ ઈબ્ને ઈબ્રાહીમ ઈબ્ને મુગીરા જુઅફી બુખારી છે. કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. જુઅફી ઈબ્ને સઅદ જેઓ યમન કબીલાના સરદાર હતા, તેમના પૂરા ખાનદાનને જુઅફીના નામે ઓળખવામાં આવે છે. બુખારાના ગવર્નર યમાન જુઅફી બુખારી પણ તેમના જ ખાનદાનમાંથી હતા. એટલે તેમને પણ જુઅફી તરીકે ઓળખવામાં આવતા હતા. ઈમામ બુખારીના પરદાદા મુગીરા પારસી (મજૂસી, આગને પૂજનારા) હતા, પરંતુ યમાન બુખારીના હાથ પર ઈસ્લામ લઈ આવ્યા. એટલે જે અટક યમાન બુખારીની હતી તે અટક મુગીરાની પણ થઈ ગઈ. નહીંતર મુગીરા હકીકતમાં જુઅફી ન હતા. મુગીરાના પિતા કિંવા ઈમામ બુખારીના પરદાદાના પિતા બરદિઝબા (ખેડૂત, કિસાન) પારસી (મજૂસી) જ રહ્યા. મૃત્યુ સમયે પણ તેમનો એ જ ધર્મ હતો.

## જન્મ અને મરણ

ઈમામ બુખારીનો જન્મ હિજરી સન ૧૯૪ના શવ્વાલ માસની ૧૩મી તારીખે જુમ્આની નમાઝ પછી થયો. હિજરી સ ૨૫૬ની ઈદુલ ફિત્રની રાત્રિએ (શુક્રવા અને શનિવારની વચ્ચેની રાત્રિએ) મગરિ અને ઈશાની વચ્ચે મરણ થયું. ઈદુ ફિત્રના દિવસે ઝુહરની નમાઝ પછ દફનવિધિ થઈ. આપની વય ૬૨ વર્ષમ ૧૩ દિવસ ઓછી હતી. આપની ક સમરકંદથી ૫ માઈલ દૂર ખરતંગ નામન ગામમાં છે. આપના મૃત્યુ વેળાના બનાવ પૈકીનો આ એક બનાવ ખૂબ આશ્ચર્યજનક છે કે, જ્યારે લોકો જનાઝાન નમાઝ પઢીને આપને દફન કરી ચૂક્ય તો કબ્રમાંથી કસ્તુરી (મુશ્ક)ના જેવી ખુશ આવવા લાગી. એક મુદત સુધી લોક આપની કબ્ર પાસે આવતા રહ્યા અ કબ્રની માટીને કસ્તુરી (મુશ્ક)ની જે સુંઘવા લાગ્યા.

એક બુઝુર્ગ કહે છે કે, મેં સ્વપ્નમ જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) એક જગ્યાએ સહાબા (રદિ.) સાથે બેસેલા છે. મેં સલા કરી. હુઝૂર (સલ.)એ સલામનો જવા આપ્યો. મેં પૂછ્યું કે, હુઝૂર, અહીં શ માટે બેઠા છો ? આપ (સલ.)એ ફરમાવ્ કે, અમે મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ બુખારીની રાહ જોઈ રહ્યા છે. થોડા દિવસ પછી મેં સાંભળ્યું કે, ઈમામ બુખારીન તે જ તારીખે અને તે જ સમયે વફા (મૃત્યુ) થઈ.

જઅફર ઈબ્ને અબ્યુન મિરવુઝી ક છે કે, જો શક્ય હોત તો હું મારી ઉંમરન

થોડો ભાગ ઈમામ બુખારીને આપીને તેમની ઉંમરમાં વધારો કરી દેત. કારણ કે, મારૂં મૃત્યુ તો સામાન્ય માનવીનું મૃત્યુ છે અને ઈમામ બુખારીનું મૃત્યુ તો એક દુનિયાનું મૃત્યુ છે. સાચું જ કહ્યું છે કે, **મૌતુલ આલિમિ મૌતુલ આલમ.**

ઈમામ બુખારીના જન્મ અને મરણની તારીખ નીચેના બે શે'રો પરથી સ્પષ્ટ થાય છે :

**કાનલ બુખારી હાફિઝં વ્વ મુહદ્દિસન**
**જમઅ સ્સહીહ મુકમ્મલ ત્તહરીરિ**

**મીલાદુહુ સિદકુન વ મુદ્દતુ ઉમ્રિહિ**
**ફીહા હમીદુન વ ન્કદા ફી નૂરિ**

'સિદ્દક' શબ્દની સંખ્યા ૧૯૪ થાય છે અને એ જ સનમાં બુખારીનો જન્મ થયો. 'હમીદ' શબ્દની સંખ્યા ૬૨ થાય છે અને ઈમામ બુખારીની વય એટલી જ છે. શબ્દ 'નૂર'ની સંખ્યા ૨૫૬ થાય છે અને એ જ મૃત્યુનું વર્ષ છે.

અલ્લામા ફર્બરી કહે છે કે, મેં મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ બુખારીને સ્વપ્નમાં જોયા કે, તેઓ રસૂલુલ્લાહ (સલ.)ના પગલે પગલે ચાલીને હુઝૂર (સલ.)ની પાછળ જઈ રહ્યા છે. કિંવા ઈમામ બુખારી નબીએ કરીમ (સલ.)ની સુન્નત ઉપર સંપૂર્ણપણે અમલ કરતા હતા. એક કદમ પણ રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત વિરુદ્ધ મૂકવા માંગતા ન હતા.

અલ્લામા ગન્જાર 'તારીખે બુખારી' અને અલ્લામા લલકાઈએ 'શરહુ-સ્સુન્નત'માં લખ્યું છે કે, બાળપણમાં મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ બુખારીની આંખોની દૃષ્ટિ ચાલી ગઈ હતી. એક વેળા આપની માંએ સ્વપ્નમાં જોયું કે હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.) ફરમાવી રહ્યા છે કે, હે ઔરત ! તારી દુઆની બરકતથી ખુદા તઆલાએ તારા પુત્રની દૃષ્ટિ પાછી આપી છે. સવાર થઈ ત્યારે ઈમામ બુખારી આંખો વડે બરાબર જોતા થઈ ગયા હતા.

## ઈમામ બુખારીની યાદશક્તિ

ઈમામ બુખારીના ઉસ્તાદ મુહમ્મદ ઈબ્ને બશ્શાર (જેઓ ઈમામ મુસ્લિમના પણ ઉસ્તાદ હતા) કહે છે કે, આખી દુનિયામાં અદ્‌ભુત યાદશક્તિ ધરાવનારા કુલ ચાર માણસો છે : (૧) અબૂ ઝુરઆ રાઝી (૨) મુસ્લિમ નેશાપુરી (૩) અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુર્રહમાન દારમી સમરકંદી અને (૪) મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ બુખારી. અલ્લામા ઈબ્ને હજર કહે છે કે, આ ચારેવમાં ઈમામ બુખારીનું સ્થાન સૌથી આગળ છે. મુહમ્મદ ઈબ્ને હમ્દવિયા કહે છે કે, મેં મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ બુખારીને કહેતા સાંભળ્યા કે, મને ત્રણ લાખ હદીસો યાદ છે, જેમાંથી બે લાખ ગેરસહીહ છે અને એક લાખ સહીહ છે.

હાશિદ ઈબ્ને ઈસ્માઈલ કહે છે કે,



બસરાના ઉસ્તાદો પાસે હદીસો શીખવા માટે બચપણમાં ઈમામ બુખારી અમારી સાથે આવ-જા કરતા હતા. બધા હદીસો લખી લેતા હતા, પરંતુ ઈમામ બુખારી મોઢે યાદ રાખતા હતા, લખતા ન હતા. આવી રીતે સોળ દિવસ પસાર થઈ ગયા. એક દિવસ અમે તેમને કહ્યું કે, તમે લખતા નથી; આમ જ યાદ કરો છો ? બુખારીએ જવાબ આપ્યો કે, આવો, તમારૂં લખેલું મારી સામે રજૂ કરો. અમે લખેલી હદીસો તેમને સંભળાવી. જ્યારે સંભળાવી ચુક્યા ત્યારે ઈમામ બુખારીએ પોતાની યાદશક્તિથી પંદર હજાર હદીસો એવી સંભળાવી જે અમારી પાસે લખેલી ન હતી. છેવટે અમે અમારી કિતાબોને તેમની યાદ કરેલી હદીસો વડે સહીહ કરવા લાગ્યા.

મુહમ્મદ ઈબ્ને અઝહર સુખ્તિયાની કહે છે કે, સુલયમાન ઈબ્ને હરબના સબકમાં હું હતો. ઈમામ બુખારી પણ અમારી સાથે સાંભળનારાઓમાં હતા, પરંતુ લખતા ન હતા. એક દિવસ એક વર્ગસાથી (હમસબક, ક્લાસફેલો) બોલ્યો : જુઓ, એમને શું થઈ ગયું છે કે, લખતા નથી. ઈમામ બુખારીએ કહ્યું કે, હું બુખારા જઈને મારી યાદશક્તિના આધારે લખીશ.

તફસીર નામે કિતાબમાં લખેલું છે કે, જ્યારે ઈમામ બુખારી બગદાદ આવ્યા ત્યારે મુહદ્દિસોએ તેમની પરીક્ષા લેવાનું નક્કી કર્યું. તેમણે એકસો હદીસો લીધી અને 'મતન' અને 'સનદ'માં થોડો ઘણો ફેરફાર કરીને એક હદીસની સનદ બીજી હદીસ સાથે અને બીજીની સનદ ત્રીજી હદીસ સાથે લગાવી દીધી. આવો ફેરફાર કરીને દસ દસ હદીસો અલગ અલગ દસ માણસોએ યાદ કરી લીધી અને પરસ્પર સલાહ-મંત્રણા કરીને એવું નક્કી કર્યું કે, આમ લોકોમાં દરેક માણસ ક્રમવાર પોતપોતાની હદીસો બુખારીને સંભળાવે. જેથી સલાહ-મંત્રણા મુજબ એક માણસે આગળ આવીને એક હદીસ ઈમામ બુખારીને સંભળાવી. ઈમામ બુખારીએ કહ્યું કે, મને એની જાણ નથી. તેણે બીજી હદીસ રજૂ કરી. તેના વિશે પણ ઈમામે એમ જ કહ્યું કે, મને એની જાણ નથી. આવી રીતે નંબરવાર તમામ હદીસો ઈમામ બુખારી સામે રજૂ કરવામાં આવી અને ઈમામે એ અંગે પોતાને જાણ ન હોવાનું જણાવ્યું. લોકો સમજ્યા કે, ઈમામનો ઈલ્મી દરજ્જો કંઈ પણ નથી, પરંતુ હદીસના આલિમો સારી રીતે જાણતા હતા કે, ઈમામ અદ્‌ભુત યાદશક્તિ ધરાવનાર માનવી છે. જ્યારે બધી હદીસો પૂરી થઈ ગઈ ત્યારે ઈમામ બુખારીએ પહેલા માણસને સંબોધીને કહ્યું કે, તમારી પહેલી હદીસ તમે જે પ્રમાણે સંભળાવી તે પ્રમાણે ન હતી, બલકે અસલ હદીસ આ પ્રમાણે છે : એ પછી અસલ હદીસ સનદ સાથે સહીહ બયાન કરી. આવી

રીતે દસ દસ હદીસો સહીહ સનદ સાથે સંભળાવી. તે પછી બીજા અને ત્રીજા માણસને સંબોધીને સહીહ હદીસો સંભળાવી. આમ દસેદસ માણસોની સોએ સો હદીસો મોં પર સહીહ સનદ અને મતન સાથે સંભળાવી; ત્યારે લોકોને ઇમામ બુખારીની અદ્‌ભુત યાદશક્તિનું ભાન થયું અને બધાએ તેમની ઇલ્મી વિચક્ષણતા અને સર્વોપરિતાનો સ્વીકાર કર્યો.

### ઇમામ બુખારીના ઇલ્મ (વિદ્વતાની) વિશિષ્ટતા અને વિચક્ષણતા

ઇમામ અહમદ ઇબ્ને હંબલ કહે છે કે, ખુરાસાનની ધરતી ઉપર ઇમામ બુખારી જેવો આલિમ પેદા થયો નથી અને યાદશક્તિ ચાર ખુરાસાનીઓ ઉપર ખત્મ થઇ ગઇ. જેમાંથી એક ઇમામ બુખારી છે. અબૂ મુસ્અબ કહેતા હતા કે, ઇમામ બુખારી ઇમામ અહમદ કરતાં વધુ મોટા ફકીહ અને ઊંડી દૃષ્ટિવાળા હતા. એક માણસ બોલી ઉઠ્યો કે, તમે આ શું કહ્યું ? અબૂ મુસ્અબે કહ્યું : જો તમે એક નઝર ઇમામ બુખારી ઉપર નાખશો અને એક નઝર ઇમામ માલિક ઉપર નાખશો તો બંને તમને સરખા લાગશે. રજા ઇબ્ને મુરજ્જા કહે છે કે, ઇમામ બુખારી બીજા આલિમો કરતાં એટલા આગળ છે, જેટલા કે પુરુષો સ્ત્રીઓ કરતાં આગળ છે. એક માણસે સવાલ કર્યો કે શું બધા આલિમો કરતાં બુખારીનું સ્થાન ઉંચું છે ? જવાબમાં કહ્યું કે, તમે આ શું કહો છો, ઇમામ બુખારી ખુદાની નિશાનીઓમાંની એક નિશાની છે, જે પૃથ્વી ઉપર હરે ફરે છે. મુહમ્મદ ઇબ્ને ઇસ્હાક કહે છે કે, આકાશની નીચે ઇમામ બુખારીથી વધારે મોટો હદીસનો આલિમ બીજો કોઇ મેં જોયો નથી.

### ઇમામ બુખારીની પરહેઝગારી

અલ્લામા વર્રાક બુખારી કહે છે કે, જ્યારે ઇમામ બુખારીના પિતાનું અવસાન થયું ત્યારે અહમદ ઇબ્ને હફસ તેમની પાસે ગયા. ઇમામ બુખારીના પિતાએ કહ્યું કે, મારા માલમાં કોઇ દિરહમ (ચલણી સિક્કો) હરામનો પણ નથી અને શંકાસ્પદ કમાઇનો પણ નથી. આવું કહીને મૃત્યુ પામ્યા. ઇમામ બુખારી એ જ માલના વારસદાર બન્યા. જીવનની અંતિમ પળો સુધી એ જ માલમાંથી વધુ કમાતા રહીને જીવન પસાર કરતા રહ્યા. કદી હરામનો એક કોળીયો પણ ખાધો નહીં. આ જ અલ્લામા વર્રાક કહે છે કે, કોઇની પાસે ઇમામ બુખારીના ૨૫ હજાર દિરહમ લેણા નીકળતા હતા. દેવાદાર આપતો ન હતો. શહેરના પ્રતિષ્ઠિત માણસોએ ઇમામને કહ્યું કે, તમારા પૈસા ખોટા નહીં થાય. તમે સરકારમાં અરજી દાખલ કરો. આપે કહ્યું કે, જો હું એમ કરીશ તો સરકારી અમલદારો લાલચમાં પડશે. હું મારા દીનને દુનિયાના બદલામાં વેચવા માંગતો નથી. છેવટે આપે દેવાદાર



સાથે એવી રીતે સમાધાન કરી લીધું કે, દર મહીને દસ દિરહમ આપવા; પરંતુ તે છતાં પૈસા વસૂલ ન થયા અને દેવું ડૂબી ગયું.

વર્રાક કહે છે કે, ઇમામ કહેતા હતા કે મેં કદી કોઇ વસ્તુ ખરીદી પણ નથી અને વેચી પણ નથી, બલકે બીજા માણસની મારફતે ખરીદ-વેચાણ કર્યું છે. લોકોએ પૂછ્યું કે, એનું શું કારણ ? આપે ફરમાવ્યું કે, ખરીદ-વેચાણમાં ઓછું-વધતું અને ખોટું-ખરું થવાનો સંભવ છે અને હું એ પસંદ કરતો નથી.

અલ્લામા ગન્જાર 'તારીખે બુખારી'માં લખે છે કે, અબૂ હફસ ઇમામ બુખારી પાસે કંઇક માલ સામાન લાવ્યા. તે જ દિવસે સાંજના સમયે અમુક વેપારીઓ તે માલ ખરીદવા માટે આવ્યા અને પાંચ હજાર નફો આપીને તે માલ ખરીદવાનું કહ્યું. આપે ફરમાવ્યું કે, સવારે જોઇશું. જ્યારે સવાર થઇ ત્યારે બીજા વેપારીઓ દસ હજાર નફો આપીને તે માલ ખરીદવા આવ્યા, પરંતુ તેમણે ઇન્કાર કરી દીધો અને કહ્યું કે, હું પહેલા વેપારીઓને આપવાનો ઇરાદો કરી ચુક્યો છું અને ઇરાદો બદલવો એ સારી વાત નથી.

એક વાર ઇમામ બુખારી હદીસ શીખવા માટે આદમ ઇબ્ને અયાસ પાસે ગયા, પરંતુ ત્યાં પહોંચતાં પહેલાં પૈસા ખલાસ થઇ ગયા અને હાલત એવી ખરાબ થઇ ગઇ કે, ત્રણ દિવસ સુધી ઇમામને જંગલમાં ઝાડની છાલ અને ઘાસ ખાઇને ચલાવવું પડ્યું. ચોથા દિવસે એક અજાણ્યો માણસ આવ્યો અને દિનાર (ચલણી સિક્કા)ની એક થેલી ઇમામને આપી ગયો. વિશ્વાસપાત્ર ઇતિહાસકારો કહે છે કે, ઇમામ બુખારી કહેતા હતા કે, તાલિબે ઇલ્મીના જમાનામાં (વિદ્યાર્થી કાળમાં) હું મહીનાના પાંચસો દિરહમ ખર્ચ કરતો હતો.

### ઇમામ બુખારીની સહનશીલતા

અબ્દુલ્લાહ ઇબ્ને મુહમ્મદ સયારિફી કહે છે કે, એક વાર મારી રૂબરૂમાં ઇમામ બુખારીની મજલિસમાં તેમની દાસી ઘરમાં જવા માટે તેમની સામેથી પસાર થઇ. તે વખતે ઇમામ સાહેબની સામે કલમદાન મૂકેલું હતું. દાસી તેના ઉપર ગબડી પડી. ઇમામે કહ્યું : કેવું ચાલે છે ? તેણીએ ગુસ્તાખીથી કહ્યું : જ્યારે રસ્તો ન હોય ત્યારે અમે શું કરીએ; કેવી રીતે ચાલીએ ? ઇમામે પોતાના હાથ વડે ઇશારો કરીને કહ્યું કે, જા, મેં તને આઝાદ કરી દીધી. લોકોએ કહ્યું કે, હઝરત ! તેણીએ તો તમને ગુસ્સો આવે એવી વર્તણૂંક કરી અને તમે તેના ઉપર ઉપકાર કર્યો ! તેમણે જવાબ આપ્યો કે, બેશક, તેણીએ મને નારાજ કર્યો હતો, પરંતુ મારા આ કામથી હું રાઝી થઇ ગયો. પરિસ્થિતિનો તાગ મેળવી લેનારા બુદ્ધિશાળીઓ ઇમામ બુખારીના આ વર્તાવથી તેમની સહનશીલતાનું માપ કાઢી શકે છે અને તે

બનાવ સાથે આ બનાવને સરખાવી શકે છે કે, જ્યારે હઝરત અબૂ મસઊદ (રદિ.) પોતાના ગુલામને કોરડા વડે મારી રહ્યા હતા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ પાછળથી આવીને તેમને મારતા રોકી લીધા અને ફરમાવ્યું કે, જેટલો અધિકાર તમોને એના ઉપર છે તેનાથી વધારે અધિકાર અલ્લાહ તઆલાને તમારા ઉપર છે. અબૂ મસઊદ (રદિ.)એ ત્યાર બાદ તે ગુલામને આઝાદ કરી દીધો અને એનો ઉલ્લેખ હુઝૂર (સલ.) પાસે આવીને કર્યો. આપ (સલ.)એ ફરમાવ્યું : **અલા લવ લમ તફઅલ લફજઅતક ન્નાર.**

### ઇમામ બુખારીની તીરંદાઝી

જો કે જિહાદનો આધાર યુદ્ધકળા જાણવા ઉપર છે અને ઈમામ બુખારીના સમયમાં તીરંદાઝી અને તલવારબાઝી સિવાય યુદ્ધ અંગેની બીજી કોઈ વિશેષ કળા ન હતી; એટલે નાછૂટકે ઈમામ બુખારીને પણ એ કળામાં પારંગત બનવું જરૂરી હતું. કારણ કે સુન્નતે નબવીનું સંપૂર્ણ અનુકરણ ત્યારે જ શક્ય હતું જ્યારે કે દરેક કથન અને વર્તનમાં રસૂલુલ્લાહ (સલ.)નું અનુકરણ કરવામાં આવે. જેથી ઈમામ બુખારી નિશાન-બાઝીમાં પણ પારંગત હતા. વર્રાક બુખારી કહે છે કે, ઈમામ બુખારી ઘણી વાર તીરંદાઝી કરતા હતા. હું લાંબી મુદ્દત સુધી આપની પાસે રહ્યો, છતાં મેં ક્યારેય જોયું નથી કે, એમનું નિશાન ચૂકી ગયું હોય, માત્ર બે વખત નિશાન ચૂકી ગયું હતું. અબૂ જઅફર કહે છે કે, અમે એક વાર ફર્બર ના જંગલમાં હતા. તીરંદાઝીની શોધમાં અમે જંગલ તરફ ચાલી નીકળ્યા. ત્યાં જઈને તીરંદાઝી અને નિશાનબાઝી શરૂ કરી દીધી. ઈમામ બુખારીએ એક વાર જે તીર ફેંક્યું તે નહેરના પુલની ખીલીમાં જઈને વાગ્યું. જેથી ખીલી ફાટી ગઈ. આ જોઈને ઈમામ ઘોડા ઉપરથી ઉતર્યા અને તીરને ખીલીમાંથી કાઢતાં પછી અમને પાછા ફરવાનો આદેશ આપ્યો. જ્યારે અમે પાછા ચાલ્યા આવ્યા ત્યારે મને કહ્યું : અબૂ જઅફર એક અંગત કારણસર મારે તમારું કામ છે. મેં કહ્યું : ફરમાવો, તો ફરમાવ્યું કે પુલના માલિક પાસે જાઓ અને તેમને કહો કે, અમારા કારણે તેની ખીલીને નુકસાન થયું છે. એટલે ક્યાં તો અમને બદલો કરવાની પરવાનગી આપો. ક્યાં તો નુકસાની જતી અથવા માફ કરી દો. પુલના માલિક હમીદ ઈબ્ને અખ્ઝર હતા. તેમને સંદેશ પહોંચાડી દીધો. હમીદે કહ્યું કે, અબૂ અબ્દુલ્લાહ બુખારીને મારા સલામ કહેજો અને કહેજો કે, જે કંઈ તમારાથી થયું તે માફ છે અને આ તમામ દોલતના ઉપર મારી સત્તા ચાલે છે તે આપના પર નિસાર છે.

### નમાઝમાં ઈમામ બુખારીની એકાગ્રતા



બક્ર બિન મુનીર કહે છે કે, એક વાર ઈમામ બુખારી નમાઝ પઢી રહ્યા હતા. એવામાં એક ડાંસે તેમના શરીર ઉપર સત્તર જગ્યાએ ડંખ માર્યા, પરંતુ તેમણે નમાઝ તોડી નહીં. નમાઝ પૂરી કરી રહ્યા પછી કહ્યું : જુઓ તો નમાઝમાં શું કરડતું હતું ? જોયું તો ડાંસે સત્તર જગ્યાએ ડંખ માર્યા હતા અને દરેક જગ્યાએ સોજો ચડી ગયો હતો.

### રમઝાનમાં ઈમામ બુખારીનું કુર્આન પઢવું

રમઝાન મહીનામાં જ્યારે ઈમામ બુખારી તરાવીહની નમાઝ પઢાવતા હતા ત્યારે દરેક રકઅતમાં વીસ આયતો પઢતા હતા, પરંતુ તહજ્જુદમાં અડધું અથવા ત્રીજા ભાગનું કુર્આન દરરોજ પઢતા હતા. આવી રીતે વધુમાં વધુ ત્રણ દિવસમાં, નહીં તો બે દિવસમાં તહજ્જુદમાં કુર્આન પૂરું કરી નાખતા હતા. પછી દિવસમાં દરરોજ એક કુર્આન પૂરું કરતા હતા અને કહેતા હતા કે, એક કુર્આન પૂરું કર્યા પછી એક દુઆ કબુલ થાય છે.

### ઈમામ બુખારીના તે સંપાદનો જે અત્યારે મૌજુદ છે

(૧) જામિઅ સહીહ બુખારી, (૨) અલ અદબુલ મુફરદ, (૩) રફઉલ યદૈનિ ફીસ્સલાતિ વ કિરઅતુન ખલ્ફલ ઈમામ (૪) બર્રુલ વાલિદૈન (૫) અત્તારીખુલ કબીર (૬) અત્તારીખુલ ઔસત (૭) અત્તારીખુસ્સગીર (૮) ખલ્કુ અફઆલિલ ઈબાદ (૯) કિતાબુદ્ દુઅફા.

### ઈમામ બુખારીના તે સંપાદનો જે અત્યારે મૌજુદ નથી

(૧) અલ જામિઉલ કબીર (૨) મુસ્નદે કબીર (૩) તફસીરે કબીર (૪) કિતાબુલ અશ્રિબા (૫) કિતાબુલ હિબા (૬) અસામી સહાબા (૭) કિતાબુલ મબ્સૂત (૮) કિતાબુલ ઈલલ (૯) કિતાબુલ કુના (૧૦) કિતાબુલ ફવાઈદ વગેરે.

### ઈમામ બુખારીના હદીસના અમુક ઉસ્તાદો

મક્કી ઈબ્ને ઈબ્રાહીમ બલખી, ઉબૈદુલ્લાહ ઈબ્ને મૂસા, ઈસા અબૂ આસિમ શૈબાની, અલી ઈબ્ને મદીની, અહમદ ઈબ્ને હંબલ, યહ્યા ઈબ્ને મુઈન, અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર, હુમૈદી વગેરે.

### હદીસો સંપાદન કરવાના કારણો

હદીસો અને અસરો (સહાબાના કથનો)ને ન તો રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક યુગમાં સંપાદન કરવામાં આવ્યાં અને ન જ સહાબા અને તાબેઈનના સમયમાં એમને ગ્રંથસ્થ કરવામાં આવ્યાં. વર્તમાન યુગની જેમ હદીસોને ગ્રંથોના સ્વરૂપમાં પણ બહાર પાડવાની તક ન સાંપડી. કારણ કે, 'કરને અવ્વલ' (પહેલી હિજરી સદી અથવા સહાબાના યુગ)માં

એની સ્પષ્ટ મનાઈ કરવામાં આવી હતી. આ મનાઈ માત્ર એટલા માટે કરવામાં આવી હતી કે, કદાચ એવું બને કે હદીસો તેના સામુહિક દરજ્જાના કારણે કુર્આન સાથે ભેળસેળ થઈ જાય અને લોકો પરસ્પર કુર્આન અને હદીસનો તફાવત ભૂલી જાય. આ સિવાય હદીસો સંપાદન ન કરવાનું એક કારણ એ પણ હતું કે, તે યુગમાં લોકોની યાદશક્તિ સારી હતી અને જ્ઞાનતંતુઓ સરસ કામ આપતા હતા. આ ઉપરાંત ઘણા લોકો લહ્યાગરી (કિતાબત) અને લેખન કળાથી અજાણ હતા. લહ્યાઓનો દુકાળ પ્રવર્તતો હતો, પરંતુ તાબેઈનના અંતિમ યુગમાં જ્યારે ઘણા જૂઠા ફિરકાઓ પેદા થયા; દુનિયામાં આલિમોનું પ્રમાણ વધી ગયું; તકદીરના ઈન્કાર કરનારાઓ, રાફઝીઓ અને નાસબીઓના અકીદાઓનો ફેલાવો થવા લાગ્યો ત્યારે હક પરસ્ત આલિમોને હદીસોના સંપાદનની જરૂરત સમજાઈ.

સૌથી પહેલાં રસૂલુલ્લાહ (સલ.)ની હદીસો અને સહાબા (રદિ.)ના અસરો (કથનો)ને કલમબદ્ધ કરવાની શરૂઆત રબીઅ ઈબ્ને સબીહ અને સઈદ ઈબ્ને અરૂબા વગેરેએ કરી. તેમણે દરેક પ્રકરણ અલગ અલગ સંપાદન કર્યું. પછી ત્રીજા વર્ગના આલિમોએ આ પ્રકરણબદ્ધ હદીસોની સાથે મસ્અલાઓની દષ્ટિએ હદીસો ગ્રંથસ્થ કરવાની શરૂઆત કરી. જેમ કે ઈમામ માલિકે મુઅત્તાનું સંપાદન કર્યું. જેમાં 'હિજાઝ'ના લોકોએ વર્ણન કરેલી 'કવી હદીસો'ને સ્થાન આપવામાં આવ્યું. એમાં સહાબા (રદિ.)ના કથનો, તાબેઈન અને તબ્એ તાબેઈનના ફત્વાઓ, પહેલી, બીજી અને ત્રીજી હિજરી સદીના આલિમોના નિર્ણયાત્મક ચુકાદાઓને પણ સ્થાન આપવામાં આવ્યું. ત્યાર બાદ અબૂ મુહમ્મદ અબ્દુલ મલિકે મક્કામાં, અબૂ અમ્ર અબ્દુર્રહમાને સીરિયામાં, અબૂ અબ્દુલ્લાહ સુફયાન ઈબ્ને સઈદે કુફામાં અને ઈબ્ને દીનારે બસરામાં પોતપોતાના સંપાદનો તૈયાર કર્યાં. તેમને જોઈને બીજા સમકાલિન આલિમોએ પણ લખવાનું શરૂ કર્યું. આમ ગ્રંથો સંપાદન કરવાનું કામ બરાબર ચાલુ થઈ ગયું, પરંતુ જેમાં ફક્ત હદીસો જ હોય એવો કોઈ સંગ્રહ હજુ સુધી તૈયાર થયો ન હતો. હદીસો, સહાબા (રદિ.)ના કથનો અને આલિમોના ફતવાઓ વગેરેના સંયુક્ત સંગ્રહો લખાયા હતા. જે કેટલેક અંશે ઈસ્લામની મૂળ હકીકત ઉપર પરદો નાખવાનું કામ કરતા હતા. કેટલાક ઈમામોને આ ખરાબી ખટકતી હતી. એટલે તેમણે ફક્ત હદીસોને જ પોતાના સંગ્રહમાં સ્થાન આપ્યું. જેથી હિજરી સન ૨૦૦માં ઉબેદુલ્લાહ ઈબ્ને મૂસા ઈસા કુફીએ એક મુસ્નદ લખી. મુસદ્દદ ઈબ્ને મુનીરે પોતાની મુસ્નદ તૈયાર કરી. અસ્અદ ઈબ્ને મૂસા અમવીએ પણ મુસ્નદ લખી અને નઈમ



ઈબ્ને હમ્માદ ખઝાઈ મિસ્રીએ અલગ મુસ્નદ તૈયાર કરી. એમનું અનુકરણ કરીને પણ ઈમામોએ લખવાનું શરૂ કર્યું. જેથી હદીસના હાફિઝોમાં એવા કોઈ ઈમામ દેખાતા નથી જેમણે એક ન એક મુસ્નદ ન લખી હોય. જેમકે ઈમામ અહમદ ઈબ્ને હંબલ, ઈસ્હાક ઈબ્ને રાહવૈહ, ઉસ્માન ઈબ્ને અબૂ શૈબા વગેરેએ મુસ્નદના સ્વરૂપમાં કિતાબો લખી. કેટલાક ઈમામોએ એનાથી એક કદમ આગળ વધીને અબવાબો મસાનીદ ('પ્રકરણબદ્ધ' અને 'ગ્રંથસ્થ') એમ બંને રીતે કિતાબો લખી. જેમ કે અબૂ બક્ર ઈબ્ને અબૂ શૈબાએ 'અબવાબો મસાનીદ'નો સંયુક્ત સંગ્રહ લખ્યો, પરંતુ હજુ સુધી આ બધા સંગ્રહોમાં એક ખરાબી સાફ જણાઈ આવતી હતી અને તે એ કે, એ સંગ્રહોમાં 'સહીહ' અને 'ગલત' બંને પ્રકારની હદીસો સાથે હતી. 'ઝઈફ' અને 'કવી'માં કોઈ તફાવત ન હતો.

## સહીહ બુખારીના સંપાદનનું કારણ

મુહમ્મદ ઈબ્ને ઈસ્માઈલ બુખારીએ જોયું કે, આ સંગ્રહોમાં 'સહીહ' હદીસો પણ છે અને 'ગલત' હદીસો પણ છે; 'કવી' હદીસો પણ છે અને 'ઝઈફ'હદીસો પણ છે. એટલે તેમણે અડગ નિર્ધાર કર્યો કે, ફક્ત 'સહીહ હદીસો'નો એક સંગ્રહ તૈયાર કરે અને તેમાં ફક્ત તે જ હદીસો લખવામાં આવે જેના 'સહીહ' હોવામાં લેશમાત્ર શંકા ન હોય. 'લફઝન, મઅનન, રિવાયતન, દિરાયતન' (શબ્દની, અર્થની, નકલની અને બુદ્ધિની દષ્ટિએ) તે 'સહીહ' હોવાનાં સિદ્ધાંતો ઉપર પૂરી ઉતરતી હોય. આ વિચારને નઝર સામે રાખીને ઈમામ બુખારીએ એક સંગ્રહ તૈયાર કર્યો અને આમ 'બુખારી શરીફ' ઈલ્મી દુનિયા (વિદ્વતાના વિશ્વ)માં પ્રકાશિત થઈ.

## બુખારી શરીફના સંપાદનના સ્થિતિસંજોગો

ઈમામ બુખારી કહે છે કે, હું એક દિવસ ઈસ્હાક ઈબ્ને રાહવૈહની પાસે હતો ત્યારે કેટલાક મિત્રોએ કહ્યું કે, કેવું સારું થાત, જો તમે 'સહીહ હદીસો'ની એક નાનકડી કિતાબ લખી હોત. મિત્રોની આ અછડતી વાતે મારા દિલમાં ઘર કરી લીધું અને મેં 'સહીહ હદીસો'ને કિતાબના સ્વરૂપમાં બહાર પાડવાનો નિર્ણય કર્યો. ઈમામ બુખારી કહે છે કે, 'સહીહ બુખારી' મેં સોળ વર્ષમાં લખી અને છ લાખ હદીસોમાંથી એની હદીસોને ચૂંટી કાઢી છે અને એને મારી અને ખુદાની વચ્ચે દલીલ બનાવી છે. બુખારી કહે છે કે, મેં સ્વપ્નમાં જોયું કે, હું રસૂલુલ્લાહ (સલ.)ની સામે ઉભો છું અને મારા હાથમાં પંખો છે; જેનાથી હું હુઝૂર (સલ.)ના ઉપરથી માખો ઉડાવી રહ્યો છું. મેં આ સ્વપ્નનું અર્થઘટન એના જાણકારોને

પૂછ્યું. તેમણે જણાવ્યું કે, તમે રસુલુલ્લાહ (સલ.)ની ઉપરથી તે જૂઠ અને અસત્યને દૂર કરશો, જે લોકોએ વિના કારણે આપ (સલ.) સાથે જોડ્યું છે. જેથી તે જ સમયે સહીહ હદીસોને પ્રકાશિત કરવાનો વિચાર મારા દિલમાં જન્મ્યો. ઇમામ બુખારી કહે છે કે, આ સંગ્રહમાં મેં માત્ર તે જ હદીસોને સ્થાન આપ્યું છે જે સહીહ છે, પરંતુ કેટલીક સહીહ હદીસોને એમાં સ્થાન મળી શક્યું નથી, તે લખવાની રહી ગઇ છે. ઇમામ ફર્બરીથી નકલ કરવામાં આવ્યું છે કે, ઇમામ બુખારી કહેતા હતા કે જ્યાં સુધી ગુસ્લ કરીને બે રકઅત નમાઝ મેં પઢી નથી ત્યાં સુધી આ કિતાબમાં મેં કોઇ હદીસ લખી નથી. અર્થાત દરેક હદીસ લખતી વખતે ઇમામ બુખારીએ ગુસ્લ કરીને નમાઝ પઢી છે.

## હદીસની કિતાબોમાં 'સહીહ બુખારી'નો વિશિષ્ઠ દરજ્જો

ઇમામ બુખારીએ આ કિતાબનું નામ **'અલજામિઉ સ્સનદુ સ્સહીહુલ મુખ્તસરૂ મિન ઉમૂરિ રસૂલિલ્લાહિ સલ્લ લ્લાહુ અલયહિ વ સલ્લમ વ સુન્નતિહિ વ અય્યામિહિ'** રાખ્યું હતું; જે ટૂંકું થઇને ફક્ત **'અલજામિઉ સ્સહીહુ લિલબુખારી'** રહી ગયું. હદીસની કિતાબોમાં આ સૌથી પહેલી કિતાબ છે જેમાં ફક્ત સહીહ હદીસોને જ ભેગી કરવામાં આવી છે. હદીસના આલિમો આ વાત પર સર્વસંમત છે કે, તમામ કિતાબોમાં સૌથી વધુ સહીહ 'બુખારી' અને 'મુસ્લિમ' છે. આલિમોની જંગી બહુમતિ આ વાત ઉપર સંમત છે કે, હદીસોના સહીહ હોવાની દૃષ્ટિએ અને વધુ ફાયદાઓની દૃષ્ટિએ 'બુખારી'નો નંબર 'મુસ્લિમ' કરતાં આગળ છે. અલબત્ત, હાફિઝ અબૂઅલી નેશાપુરી સહીહ હોવાની દૃષ્ટિએ 'મુસ્લિમ'ને 'બુખારી' કરતાં આગળ માને છે, પરંતુ બીજા બધા આલિમો એ વાતનો ઇન્કાર કરે છે અને સહીહ હોવાની દૃષ્ટિએ મુસ્લિમોનો બીજો નંબર ગણે છે; અને સાચું પણ એ જ છે કે, સહીહ બુખારીનું સ્થાન જ આગળ છે. ઇમામ નસાઇએ કહ્યું છે કે, બધી કિતાબોમાં બુખારીનો દરજ્જો ઉંચો છે. બધા સુન્ની મુસલમાનો આ વાત પર સર્વસંમત છે કે, બુખારી અને મુસ્લિમ બંને સહીહ છે અને એ બંનેની હદીસો ઉપર અમલ કરવો વાજિબ છે, પરંતુ આમ છતાં એમ કહેવું અસ્થાને નથી કે, સહીહ હોવામાં કુર્આન શરીફ પછી બુખારી શરીફનો જ નંબર છે. અબૂ ઝેદ મિરવુઝી કહે છે કે, હું બયતુલ્લાહ શરીફમાં 'રૂકન' અને 'મકામે ઇબ્રાહીમ' વચ્ચે સૂઇ રહ્યો હતો. એવામાં મેં રસૂલુલ્લાહ (સલ.)ને સ્વપ્નમાં જોયા. આપ (સલ.) મને કહી રહ્યા હતા કે, તું શાફિઇની કિતાબ ક્યાં સુધી પઢાવ્યા કરશે ? અમારી કિતાબ કેમ પઢાવતો નથી ? મેં પૂછ્યું : હે અલ્લાહના રસૂલ (સલ.) ! તમારી કિતાબ કઇ છે ? તો



ફરમાવ્યું કે, જામિએ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઇલ બુખારી.

જ્યારે ઇમામ બુખારી પોતાની કિતાબ લખી ચુકયા ત્યારે તેને અલી ઇબ્ને મદીની, અહમદ ઇબ્ને હંબલ અને યહ્યા ઇબ્ને મુઇન વગેરે સામે રજૂ કરી. બધાએ સર્વાનુમતે એની પ્રશંસા કરી અને એના સહીહપણાની અને શ્રેષ્ઠતાની સાક્ષી આપી. અલબત્ત, ચાર હદીસોને સહીહ હોવામાંથી બાકાત રાખી.

## બુખારી શરીફના સંપાદનનું સ્થળ

રસુલુલ્લાહ (સલ.)ના પવિત્ર રોઝા અને મિમ્બરની વચ્ચે બેસીને બુખારીએ આ કિતાબ લખી છે અને જ્યારે કોઇ તરજૂમો લખવા માંગતું હતું ત્યારે બે રકઅત નમાઝ પઢી લેતા હતા, પરંતુ અબૂલ ફઝલ મુહમ્મદ ઇબ્ને તાહિર મકદસી કહે છે કે, બુખારીએ આ કિતાબ બુખારામાં લખી છે. કેટલાક લોકો સંપાદનનું સ્થળ મક્કા મુઅઝઝમા અને કેટલાક લોકો બસરા બતાવે છે. આ બધા કથનો સાચાં અને સમજી શકાય તેવાં છે. કારણ કે, ઇમામ બુખારીએ આ કિતાબ સોળ વર્ષમાં સંપાદન કરી છે. જેથી ઉપરોક્ત સ્થળોમાંથી દરેક સ્થળે સંપાદનનો થોડો થોડો ભાગ લખાયો હશે. અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને અલી કહે છે કે, ઇમામ બુખારી કહેતા હતા કે, હું બસરામાં પાંચ વરસ રહ્યો. કિતાબો મારી સાથે હતી અને હું લખવાના કામમાં રોકાયેલો રહ્યો હતો. દર વરસે હજ્જ કરતો હતો. હજ્જથી પરવારીને મક્કાથી બસરા ચાલ્યો આવતો હતો.

## બુખારી શરીફની હદીસોની સંખ્યા

અલ્લામા ઇબ્ને સલાહ કહે છે કે, સહીહ બુખારીની હદીસોની સંખ્યા ૭૨૭૫ છે. આમાં તે હદીસો પણ આવી જાય છે જે, એકથી વધુ વાર લખવામાં આવી છે, પરંતુ જો આ વારંવાર લખાયેલી હદીસોને ગણત્રીમાંથી કાઢી નાખવામાં આવે તો બુખારી શરીફની હદીસોની સંખ્યા ૪૦૦૦ રહી જાય છે. આ સંખ્યામાં 'મુસ્નદ' અને 'મુઅલ્લક' હદીસો પણ દાખલ છે કે તે સિવાયની આ સંખ્યા છે, એ એક અલગ ચર્ચાનો વિષય છે જેના વિષે ઇબ્ને સલાહે કોઇ નિર્ણયાત્મક અભિપ્રાય ઉચ્ચાર્યો નથી. અલ્લામા ઇબ્ને હજર કહે છે કે, 'મોકૂફ' અને 'મકતુઅ' હદીસો બાદ કરતાં બુખારી શરીફની હદીસોની સંખ્યા ૯૦૮૨ છે. જેની વિગત અરબી બારાખડીના અક્ષરોની દૃષ્ટિએ આ પ્રમાણે છે :

ઉબય ઇબ્ને કઅબ ૭, ઉસામા ઇબ્ને ઝેદ ૧૧, ઉસૈદ ઇબ્ને હુઝૈર અન્સારી ૧, અશઅસ ઇબ્ને કૈસ કિન્દી ૧, અનસ ઇબ્ને માલિક ૨૭૦, ઉહબાન ઇબ્ને ઔસ ૧, બરાઅ ઇબ્ને આઝિબ ૩૮, બુરૈદા ઇબ્ને ખુસૈબ અન્સારી ૩, બિલાલ ઇબ્ને રબાહ મુઅઝઝિન ૩, સાબિત ઇબ્ને ઝહહાક ૨,

સાબિત ઈબ્ને કૈસ અન્સારી ૧, જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ અન્સારી ૯૦, જુબૈર ઈબ્ને મુતઈમ ૯, જરીર ઈબ્ને અબ્દુલ્લાહ બુજલી ૧૦, જુન્દુબ ઈબ્ને અબ્દુલ્લાહ ૮, હારિસા ઈબ્ને વહબ ખુઝાઈ ૪, હુઝૈફા ઈબ્ને યમાન ૨૨, હઝન ઈબ્ને અબૂ વહબ ૨, હસ્સાન ઈબ્ને સાબિત ૧, હકીમ ઈબ્ને હિઝામ ૪, ખાલિદ ઈબ્ને ઝેદ અન્સારી ૭, ખાલિદ ઈબ્ને વલીદ ૨, ખબ્બાબ ઈબ્ને અરત્ત ૫, ખફફાફ ઈબ્ને અયમાઅ ૧, રાફિઅ ઈબ્ને ખુદૈજ ૬, રાફિઅ ઈબ્ને માલિક ૧, રૂફાઆ ઈબ્ને રાફિઅ ૩, ઝુબૈર ઈબ્ને અવ્વામ ૯, ઝેદ ઈબ્ને અરકમ ૬, ઝેદ ઈબ્ને સાબિત અન્સારી ૮, ઝેદ ઈબ્ને ખાલિદ જુહની ૫, ઝેદ ઈબ્ને ખત્તાબ અદવી ૧, ઝેદ ઈબ્ને સહલ ૩, સાઈબ ઈબ્ને યઝીદ કીન્દી ૬, સુરાકા ઈબ્ને માલિક સઅદ ઈબ્ને અબી વકકાસ ઝુહરી ૨૦, સઅદ ઈબ્ને માલિક અઝરી ૬૬, સઈદ ઈબ્ને ઝેદ ૩, સુફયાન ઈબ્ને અબી ઝુહૈર ૨, સલમાન ઈબ્ને આમિર ૧, સલમાન ફારસી ૪, સલમા ઈબ્ને અકવઅ ૨૦, સલમા જરમી ૧, સલમાન ખુઝાઈ ૧, સમુરા ઈબ્ને જનાદા ૧, સમુરા ઈબ્ને જુન્દુબ ૩, અબૂ જમીલા ૧, સહલ ઈબ્ને અબી હશમા ૩, સહલ ઈબ્ને હનીફ ૪, સહલ ઈબ્ને સઅદ ૪૧, સુવૈદ ઈબ્ને નુઅમાન ૧, શદાદ ઈબ્ને ઓસ ૧, શૈબા બિન ઉસ્માન ૧, સખ્રબ બિન અરબ ૧, સુરમી બિન મિજલાન ૩, સઅબ બિન જસામા ૩, તલહા બિન ઉબૈદુલ્લાહ ૪, ઝહીર ઈબ્ને રાફિઅ ૧, આમિર ઈબ્ને રબીઆ ૩, આઈઝ ઈબ્ને અમ્ર ૧, ઉબાદા ઈબ્ને સામિત ૯, અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબ ૫, અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઓફા ૧૦, અબ્દુલ્લાહ માઝની ૧, અબ્દુલ્લાહ બિન સઅલબા ૧, અબ્દુલ્લાહ બિન જઅફર ૨, અબ્દુલ્લાહ બિન રવાહા ૧, અબ્દુલ્લાહ બિન ઝુબૈર ૧૦, અબ્દુલ્લાહ બિન ઝુફઆ ૧, અબ્દુલ્લાહ બિન ઝૈદ ૯, અબ્દુલ્લાહ બિન સલામ ૨, અબ્દુલ્લાહ બિન અબ્બાસ ૨૧૭, અબ્દુલ્લાહ બિન અબૂબક ૨૨, અબ્દુલ્લાહ બિન ઉમર ૨૭૦, અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ ૨૬, અબ્દુલ્લાહ બિન કૈસ અશઅરી ૫૭, અબ્દુલ્લાહ બિન માલિક અઝદી ૪, અબ્દુલ્લાહ બિન મસઊદ ૮૫, અબ્દુલ્લાહ બિન મુગફફલ ૮, અબ્દુલ્લાહ બિન હિશામ તમીમી ૧, અબ્દુલ્લાહ બિન યઝીદ ૨, અબ્દુર્રહમાન બિન અબ્ઝા ૧, અબ્દુર્રહમાન બિન અબૂબક ૩, અબૂ અબસ અન્સારી ૧, અબ્દુર્રહમાન બિન સમુરા ૧, અબ્દુર્રહમાન બિન ઓફ ૯, ઉત્બાન બિન માલિક ૧, ઉસ્માન બિન અફફાન ૯, અદી બિન હાતિમ તાઈ ૯, ઉરવા અબીલ જઅદ ૨, ઉકબા બિન હારિસ ૩, ઉકબા બિન આમિર જુહની ૯, ઉકબા બિન અમ્ર અબૂ મસઊદ અન્સારી ૧૧, અલી બિન અબૂ તાલિબ ૨૯, અમ્માર બિન યાસિર ૪, ઉમર બિન ખત્તાબ ૬૦, ઉમર બિન અબૂ સલમા ૨, અમ્ર બિન ઉમય્યા ઝમરી ૨, અમ્ર બિન તગલબ ૨, અમ્ર બિન હારિસ



મુસ્તલિકી ૧, અમ્ર બિન આસ ૩, અમ્ર બિન ઓફ અન્સારી ૧, ઈમ્રાન બિન હુસૈન ખુઝાઈ ૧૨, ઓફ બિન માલિક ૧, ઉવયમિર અબૂ દરદાઅ અન્સારી ૪, અલાઅ હઝરમી ૧, ફઝલ બિન અબ્બાસ ૩, કતાદા બિન નુઅમાન ૧, કૈસ બિન સઅદ ૨, કઅબ બિન ઉજરા ૨, કઅબ બિન માલિક અન્સારી ૪, માલિક બિન હુવૈરિસ ૪, માલિક બિન રબીઆ ૪, માલિક બિન સઅસઆ ૧, મુજાશિઅ બિન મસઊદ ૧, મુજાલિદ બિન મસઉદ ૧, મુહમ્મદ બિન સલમા અન્સારી ૧, મહમૂદ બિન રબીઆ ૧, મિરદાસ બિન માલિક ૧, મરવાન બિન હકમ ૨, મિસ્વર બિન મખ્રમા ૮, મુસય્યિબ બિન હઝન ૩, મઆઝ બિન જબલ ૬, મુઆવિયા બિન અબૂ સુફયાન ૮, મઅકલ બિન યસાર ૨૦, મઅન બિન યઝીદ ૧, મુઐકિબ દોસી ૧, મુગીરા બિન શુઅબા ૧૧, મિકદાદ બિન અસ્વદ કિન્દી ૧, મિકદામ બિન મઅદીકરબ ૨, ફુઝલા બિન ઉબૈદ અસ્લમી ૪, નુઅમાન બિન બશીર ૬, નુઅમાન બિન મુકરિન ૧, નુઐમ બિન હારિસ ૧૪, નોફલ બિન મુઆવિયા ૧, હાનિ અબૂ બુર્દા અન્સારી ૧, વાસિલા બિન અસ્કઅ ૧, વહશી બિન હર્બ ૧, વહબ બિન અબ્દુલ્લાહ ૪, યઅલા બિન ઉમય્યા ૩, રદિયલ્લાહુ અન્હુમ.

## સહાબિયાઓ

અસ્મા બિન્તે અબૂબક સિદ્દીક ૧૬, અસ્મા બિન્તે ઉમૈસ ૧, અઈમ્મા બિન્તે ખાલિદ ૪, ઉમ્મુલ મુઅમિનીન હફસા બિન્તે ઉમર ઈબ્ને ખત્તાબ ૫, ખન્સા બિન્તે હિઝામ ૧, ખોલા બિન્તે કૈસ ૧, રૂબય્યા બિન્તે મુઅવ્વિઝ ૩, રમલા બિન્તે અબૂ સુફયાન ૨, ઝૈનબ બિન્તે જહશ ૨, ઝૈનબ બિન્તે અબૂ સલમા ૧, ઝૈનબ સકફિય્યા જવઝએ અબૂ મસઊદ ૧, સુબૈઆ બિન્તે હારિસ ૧, સૌદા બિન્તે ઝમઆ ઉમ્મુલ મુઅમિનીન ૧, ઉમ્મુલ મુઅમિનીન સફિય્યા બિન્તે હુયય ૧, સફિય્યા બિન્તે શૈબા ૧, ઉમ્મુલ મુઅમિનીન આઈશા બિન્તે અબૂબક ૨૪૨, ઉમ્મે હાનિ ૨, ફાતિમા બિન્તે કૈસ ૧, સય્યિદા ફાતિમા ઝહરા બિન્તે રસૂલુલ્લાહ (સલ.) ૧, લુબાબા ઉમ્મે ફઝલ ૨, ઉમ્મુલ મુઅમિનીન મયમૂના બિન્તે હારિસ ૭, નુસૈબા ઉમ્મે અતિય્યા અન્સારી ૫, હિન્દ બિન્તે ઉમય્યા ઈબ્ને મુગીરા ૧૬, ઉમ્મે હરામ બિન્તે મિલ્હાન ૨, ઉમ્મે રોમાન વાલિદએ હઝરત આઈશા ૨, ઉમ્મે સુલૈમ અન્સારિયા ૨, ઉમ્મે શુરૈક ૧, ઉમ્મે અલા અન્સારિયા ૧, ઉમ્મે કૈસ બિન્તે મુહસિન ૨, ઉમ્મે કુલસૂમ બિન્તે ઉકબા ૧, બિન્તે ખફફાફ ઈબ્ને અયમાઅ ૧, રદિયલ્લાહુ અન્હુન્ન.

## તે સહાબા જેમના નામોમાં મતભેદ છે માત્ર કુન્નિયત મશહૂર છે

અબૂ શૈબા અન્સારી ૧, અબૂ સઅલબા ખુશની ૩, અબૂ જૂહૈમ ૨, અબૂ હુમૈદ સાઈદી ૪, અબૂ ઝર ગિફારી ૧૪, અબૂ રાફિઅ મૌલાએ રસૂલુલ્લાહ (સલ.) ૧, અબૂ સઈદ ઈબ્ને મઅલા ૧, અબૂ શુરૈહ

૩, અબૂ કતાદા અન્સારી ૧૩, અબૂ લુબાબા અન્સારી ૧, અબૂ હુરૈરા દૌસી ૪૪૬, અબૂ વાકિદ લૈસી ૧, રિદ્વાનુલ્લાહિ અન્હુમ અજમઇન.

## સહીહ બુખારીમાં વારંવાર હદીસો લાવવાના ફાયદાઓ

કેટલાક ઓછી સમજવાળા માણસો સહીહ બુખારી અંગે વાંધો ઉઠાવે છે અને ખૂબ જોરશોરથી કહે છે કે, આનું શું કારણ છે કે, ઇમામ બુખારી પોતાની કિતાબમાં એક જ હદીસને ક્યાંક લંબાણપૂર્વક વર્ણવે છે અને ક્યાંક ટૂંકાણમાં ? તથા એનું શું કારણ છે કે, એક જ હદીસને વિવિધ પ્રકરણો હેઠળ વર્ણન કરે છે ? એક જ હદીસને વારંવાર લાવવાનું અર્થહીન છે અને કિતાબમાં બિનઝરૂરી લંબાણનું એ કારણ બને છે. આનો જવાબ હાફિઝ અબૂલ ફઝલ મકદસીએ પોતાની કિતાબ 'જવાબુલ મુત્અનત'માં આપ્યો છે. જેનો ખુલાસો આ પ્રમાણે છે કે, એક જ હદીસને વારંવાર લાવવામાં ઇમામ બુખારીનો હેતુ એ છે કે, જુદા જુદા પ્રકરણો હેઠળ એક જ હદીસમાંથી જુદા જુદા મસ્અલાઓ તારવી શકાય. આ જ કારણસર જેટલા મસ્અલાઓ એક હદીસમાંથી તારવી શકાય છે તેટલા જ પ્રકરણો હેઠળ તે હદીસને લાવવામાં આવે છે; પરંતુ ખૂબી તો એ છે કે, દરેક પ્રકરણ હેઠળ તે હદીસને એક નવી જ સનદ સાથે વર્ણન કરવામાં આવે છે. ઘણી ઓછી એવી હદીસો છે જે એક જ સનદ સાથે બે જગ્યાએ વર્ણન થઇ હોય. તદુપરાંત ઇમામ બુખારીએ નીચેના ફાયદાઓ ધ્યાનમાં રાખીને હદીસોને વારંવાર વર્ણન કરી છે.

(૧) ઇમામ બુખારીએ ક્યારેક એક હદીસને એક સહાબીથી રિવાયત (વર્ણન) કરી છે અને ક્યારેક તે જ હદીસને બીજા સહાબાથી રિવાયત કરી છે. એનો હેતુ એ છે કે, હદીસ 'ગરીબ' ન રહેવા પામે. આ પ્રમાણે સહાબા (રદિ.) પછી તાબેઇનના વર્ગમાં અને તબ્એ તાબેઇનના વર્ગમાં પણ ઇમામ બુખારી એ જ સિદ્ધાંત ઉપર ચાલ્યા છે. ત્યાં સુધી કે પોતાના તમાંમ મશાઇખો (હદીસના ઉસ્તાદો)માં પણ આ પદ્ધતિ અપનાવી છે. એક હદીસ એક શેખથી રિવાયત કરી, પછી તે જ હદીસ બીજા શેખથી રિવાયેત કરી. આનાથી નાસમજ લોકો એવું માને છે કે, હદીસને વિના કારણે વારંવાર લાવવામાં આવી છે અને હકીકત એ છે કે, હદીસને વિના કારણે વારંવાર લાવવામાં આવી નથી. કારણ કે, જો હદીસને વારંવાર લાવવામાં કંઇ લાભ ન થતો હોય તો તે વિના કારણે ગણાશે નહીં; અને અહીં નવો લાભ થાય છે.

(૨) એક રાવી (વર્ણન કરનાર) એક હદીસને ટૂંકમાં વર્ણવે છે એટલે તે હદીસને ટૂંકમાં વર્ણન કરવી જરૂરી છે અને બીજો રાવી તે જ હદીસને વિગતવાર વર્ણન કરે



છે એટલે તે હદીસને વિગતવાર વર્ણન કરવી જરૂરી છે, આમ કરવામાં ઇમામ બુખારીની ચોક્સાઇ અને ચીવટ માલુમ પડે છે. એનો હેતુ એ છે કે, એક રાવીની વર્ણન કરેલી હદીસ બીજા રાવીની વર્ણન કરેલી હદીસ સાથે ભેળસેળ ન થઇ જાય.

(૩) એક હદીસમાં કોઇ રાવીનો વર્ણન કરેલો એક શબ્દ છે. જેનો ચોક્કસ અર્થ થાય છે, પરંતુ તે જ શબ્દને કોઇ બીજા રાવીએ એવા શબ્દો સાથે વર્ણન કર્યો છે કે, તેનાથી તેનો અર્થ બદલાઇ જાય છે. એટલે દરેકને તેની રીતે વિગતવાર વર્ણન કરવો જરૂરી છે, જેથી કોઇ પ્રકારની શંકા ન રહેવા પામે અને દરેકની ઉપર નકલની દ્દષ્ટિએ અને બુદ્ધિની દ્દષ્ટિએ પૂરેપૂરૂં વિવેચન થઇ શકે અને આ શબ્દના ફેરફારના કારણે એક જ હદીસને અનેક પ્રકરણો હેઠળ વર્ણવવું પણ જરૂરી છે, જેથી જે શબ્દ જે પ્રકરણને અનુરૂપ હોય તે પ્રકરણમાં તે શબ્દનો સમાવેશ થઇ શકે છે.

(૪) કદી એવું બને છે કે, અમુક રાવી સનદમાં એક વ્યક્તિ વધારી દે છે અને અમુક તેને ઓછી કરી નાખે છે. ઇમામ બુખારી એ હદીસને બંને રીતે વર્ણવે છે કારણ કે, એ શક્ય છે કે, એક માણસે કોઇ હદીસ પોતાના ઉસ્તાદ પાસેથી જાણી હોય અને તેમણે બીજા કોઇ પાસેથી એ જાણી હોય. પછી પહેલા માણસની ત્રીજા માણસ સાથે કિંવા ઉસ્તાદના ઉસ્તાદ સાથે મુલાકાત

થઇ હોય અને તેમણે તે હદી
પહેલા માણસને બતાવી હોય.
એ હદીસને બન્ને રીતે વર્ણન
બરાબર છે. એટલે ઇમામ બુ
એક હદીસને બે જગ્યાએ લાવવું
લાભદાયક છે. આ બધું વર્ણન ત
હતું કે, બુખારીએ એક હ
વારંવાર કેમ વર્ણવી. હવે રહ્યો
કે, એક હદીસને જુદા જુદા પ્ર
હેઠળ ટુકડે ટુકડે શા માટે વર્ણન
એનો જવાબ એ છે કે, એક
એવી હોય છે કે, જેનો અમુક શ
અમુક શબ્દો સાથે ખાસ સંબંધ
છે, પરંતુ તેમાંથી બે અથવા
વધુ મસ્અલાઓ તારવી શકા
એટલે તેને જુદા જુદા પ્રકરણો
ટુકડે ટુકડે વર્ણન કરવામાં આ
જેથી દરેક મસ્અલાને જુદા જુદા
હેઠળ લાવી શકાય. આવી હ
જો ટુકડે ટુકડે કરીને વર્ણન ક
ન આવે અને સંપૂર્ણ હદીસને જુદ
પ્રકરણો હેઠળ વર્ણન કરવામાં
તો એનાથી એ લાભ થાય છે કે
જુદા મસ્અલાઓ ઉપરાંત હદીસન
જુદા 'માર્ગો' પણ આપણને
મળે છે અને જો હદીસની 'સ
માર્ગ માત્ર એક જ હોય તો તે
નાછુટકે ઇમામ બુખારીને એવું
પડે છે કે, એક જગ્યાએ હ
'મૌસૂલ' લાવે છે અને બીજી જ
'મુઅલ્લક' લાવે છે અને જો હ
વાક્યો એવા હોય કે એકબીજા

સંબંધ ન હોય ત્યારે ઈમામ બુખારી દરેક વાકયને તેને અનુરૂપ પ્રકરણમાં વર્ણન કરે છે અથવા પૂરી હદીસ દરેક પ્રકરણમાં વર્ણવે છે.



## સહીહ બુખારીની હદીસો વર્ણન કરનારાઓનો ટૂંક પરિચય અરબી બારાખડીના ક્રમ પ્રમાણે

### ★ અલિફ ★

(૧) **અબૂબક્ર સિદ્દીક** (રદિ.) : આપનું મુબારક નામ અબૂ કહાફા અબ્દુલ્લાહ બિન ઉસ્માન બિન આમિર બિન સઅદ બિન તમીમ બિન મુર્રા છે. આપનો વંશ સાતમી પેઢીમાં આં હઝરત (સલ.)ના વંશને મળી જાય છે. આપનો ઈલ્કાબ 'અતીક' છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસ દોઝખની આગથી મુક્ત માણસને જોવા માંગતો હોય તે અબૂબક્ર સિદ્દીકને જોઈ લે. આપ પુરૂષોમાં સૌથી પહેલા મુસલમાન બનનાર છે. જીવનના દરેક પ્રસંગે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહ્યા.

'અસ્હાબે ફીલ'ના બનાવથી અઢી વર્ષ પહેલાં મક્કા મુઅઝ્ઝમામાં જન્મ થયો. ૨૨ જમાદિઉલ અવ્વલ હિજરી સન ૧૩ના મંગળવારની રાત્રે ૬૬ વર્ષની વયે મગરિબ અને ઈશાની વચ્ચે મદીના મુનવ્વરામાં અવસાન થયું. વસિય્યત પ્રમાણે આપની પત્ની અસ્મા બિન્તે ઉમૈસે ગુસ્લ દીધું. હઝરત ઉમર ફારૂક (રદિ.)એ જનાઝાની નમાઝ પઢાવી.

ખિલાફતની મુદત ઉર્ફે શાસનકાળ બે વર્ષ અને ચાર માસ હતો.

શરીરનો આકાર (હુલ્યા) : ગોરો રંગ, એકલવાયો બાંધો, ચહેરાની નસો ઉપસેલી, ઉંચી પેશાની, આંખો અંદર ધુસેલી. મહેંદીનો ખિઝાબ વાપરતા હતા. તેઓ પોતે, તેમની ઔલાદ અને તેમના માતા-પિતા બધા મુસલમાન હતાં. રસૂલુલ્લાહ (સલ.) પછી પૂરી ઉમ્મતમાં તેમના સૌથી વધુ અફઝલ હોવા વિષે સુન્ની મુસલમાનો એકમત છે. આપની ખિલાફત (શાસન)નો સમય ઘણો ઓછો રહ્યો અને રસૂલુલ્લાહ (સલ.)ના અવસાન પછી આપ ઘણો ઓછો સમય જીવ્યા એટલે આપના તરફથી ઘણી ઓછી હદીસો રિવાયત (વર્ણન) થયેલી જોવા મળે છે.

(૨) **અબૂ હુરૈરા** (રદિ.) : આપના નામ અને વંશ અંગે ઈતિહાસકારો અને મુહદ્દિસો વચ્ચે ભારે મતભેદ છે. બધા મંતવ્યોમાં વધુ મશ્હૂર મંતવ્ય એ છે કે, અંધકાર યુગમાં એમનું નામ 'અબ્દે શમ્સ' અથવા 'અબ્દે અમ્ર' હતું. ઈસ્લામ ધર્મ સ્વીકાર્યા પછી 'અબ્દુલ્લાહ' અથવા 'અબ્દુર્રહમાન' નામ રાખવામાં આવ્યું. અબૂ હામિદ કહે છે કે, મારી દૃષ્ટિએ સૌથી વધુ વિશ્વાસપાત્ર મંતવ્ય એ છે કે, અબૂ હુરૈરાનું નામ અબ્દુર્રહમાન



ઈબ્ને સખ્ર હતું. એમની કુન્નિયત એટલી બધી મશ્હૂર થઈ ગઈ કે, મૂળ નામ સાવ ભૂલાઈ ગયું. જે વર્ષે ખૈબરની લડાઈ થઈ તે વર્ષે આપે ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો. એ લડાઈમાં તેઓ હુઝૂર (સલ.)ની સાથે રહ્યા. ત્યાર બાદ રસૂલુલ્લાહ (સલ.)ની એટલા નજીક આવ્યા કે, દરેક પળે સાથે રહેવા લાગ્યા. જેમ કે આપનું પોતાનું કથન છે કે, હું દરેક વખતે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહેતો હતો, કોઈ પણ વખતે અલગ થતો ન હતો. એક વાર તેમણે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, હું ઘણી હદીસો સાંભળું છું, પરંતુ યાદ રહેતી નથી. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ચાદર ફેલાવો. અબૂ હુરૈરા (રદિ.)એ ચાદર ફેલાવી. હુઝૂર (સલ.)એ કંઈક પઢવાનું શરૂ કર્યું અને અબૂ હુરૈરાને કહ્યું કે ચાદર સમેટી લો. અબૂ હુરૈરાએ ચાદર સમેટી લીધી. ત્યાર બાદ અબૂ હુરૈરા (રદિ.) કંઈ પણ ભૂલ્યા નહીં. આ જ કારણના લઈને તેમના તરફથી ઘણી હદીસો રિવાયત (વર્ણન) થઈ છે. ઈમામ બુખારીના કથન અનુસાર આઠસોથી વધુ સહાબા અને તાબેઈને તેમની પાસેથી હદીસો મેળવી છે. ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈબ્ને ઉમર (રદિ.), જાબિર (રદિ.), અનસ (રદિ.) વગેરેએ તેમની પાસેથી હદીસો લઈને રિવાયત કરી છે. ૭૮ વર્ષની વયે હિજરી સન ૫૭ અથવા ૫૮ અથવા ૫૯માં અવસાન થયું. એક નાનકડી બિલાડી તેમણે પાળેલી હતી એટલે તેમને અબૂ હુરૈરા (બિલાડીના પિતા) કહેવામાં આવતા હતા.

(૩) **અબૂ દરદા** (રદિ.) : આપનું નામ ઉવૈમિર ઈબ્ને આમિર અન્સારી ખઝરજી છે. એમની કુન્નિયત મશ્હૂર છે. દરદા એમની પુત્રીનું નામ હતું. તેઓ પોતાના ઘરના માણસોમાં સૌથી છેલ્લે મુસલમાન બન્યા હતા. બુદ્ધિશાળી અને વિદ્વાન હતા. ઘણા જ સખી, મુસલમાનોના હમદર્દ અને મહેમાન- નવાઝ હતા. હિજરી સન ૩૨ માં દમિશ્કમાં અવસાન થયું.

(૪) **અબૂઝર ગિફારી** (રદિ.) : નામ જુન્દુબ ઈબ્ને જનાદા છે અને ઈલ્કાબ 'કદીમુલ ઈસ્લામ' છે. એમનાથી પહેલાં માત્ર ચાર સહાબા મુસલમાન થયા હતા. મશ્હૂર પરહેઝગાર અને ત્યાગી (તારિકે દુન્યા) હતા. ઈસ્લામ લાવતા પહેલાં પણ આબિદ (ઈબાદત કરવાવાળા) અને સત્યવાદી હતા. ઈસ્લામ લાવ્યા પછી પોતાની કોમમાં ઈસ્લામના પ્રચાર માટે ચાલ્યા ગયા હતા. ખન્દકની લડાઈ પછી મદીના મુનવ્વરા આવ્યા હતા. છેવટે ઝબદા નામે સ્થળે રહેવા લાગ્યા હતા. હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફત (શાસન)ના સમયમાં એ જ સ્થળે અવસાન પામ્યા. ઘણા સહાબાએ અને તાબેઈને તેમની પાસેથી હદીસો લઈને રિવાયત કરી છે.

(૫) **અબૂ સઇદ ખુદરી** (રદિ.) : મહાન વિદ્વાન અને શરીઅતના પ્રખર અભ્યાસી હતા. ઘણા સહાબા અને તાબેઇને તેમની પાસેથી હદીસો લઇને રિવાયત કરી છે. હિજરી સન ૭૪માં ૮૪ વર્ષની ઉંમરે અવસાન થયું અને જન્નતુલ બકીઅમાં દફન થયા.

(૬) **અબૂ અય્યૂબ અન્સારી** (રદિ.) : નામ ખાલિદ ઇબ્ને ઝેદ ખઝરજી છે. કુન્નિયત વધારે મશ્હૂર છે. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મક્કાથી હિજરત કરીને મદીના આવ્યા હતા ત્યારે એમના જ મકાન પર ઉતર્યા હતા. તમામ લડાઇઓમાં હઝરત અલી (રદિ.)ની સાથે રહ્યા. જ્યારે યઝીદ ઇબ્ને મુઆવિયાની સાથે કુસ્તુનતુનિયાની લડાઇ માટે રવાના થયા ત્યારે યુદ્ધનો મોરચો ગોઠવતા પહેલાં બીમાર પડયા અને જીવવાની આશા ન રહેતા સાથીઓને વસિય્યત કરી કે, મારા મરી ગયા પછી જો દુશ્મનો ઉપર હુમલો કરો તો મારો જનાઝો પણ સાથે લઇ લેજો અને જ્યારે લડાઇમાં પરોવાઇ જાઓ ત્યારે મને તમારા કદમોની નીચે દફન કરી દેજો. હિજરી સન ૫૧માં એ જ જગ્યાએ આપનું અવસાન થયું અને વસિય્યત પ્રમાણે કુસ્તુનતુનિયાના કિલ્લા પાસે આપને દફન કરવામાં આવ્યા. હદીસના ઘણા રાવીઓએ આપની પાસેથી હદીસો લઇને રિવાયત કરી છે.

(૭) **અબૂ ઉમામા બાહિલી** (રદિ.) : સુદય ઇબ્ને ઇજલાન નામ હતું. આપ મિસરમાં રહેતા હતા. ત્યાર બાદ હિમ્સ શહેરમાં ચાલ્યા આવ્યા. ઘણી હદીસો રિવાયત કરનારાઓમાંના આપ એક છે. ઘણા સીરિયાવાસીઓએ આપની પાસેથી હદીસો લીધી છે. હિજરી સન ૮૬માં ૯૧ વર્ષની વયે અવસાન થયું. હિમ્સ શહેરમાં દફન થયા. સીરીયામાં રહેનારા સહાબામાં સૌથી છેલ્લે આપનું અવસાન થયું.

(૮) **અબૂ ઉસૈદ** (રદિ.) : નામ માલિક ઇબ્ને રબીઆ અન્સારી છે. કુન્નિયત વધારે મશ્હૂર છે. બધી લડાઇઓમાં ભાગ લીધો. જીવનના છેલ્લા દિવસોમાં આંખોની રોશની ચાલી ગઇ હતી. હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતના સમયમાં ૭૮ વરસની ઉંમરે અવસાન થયું. બદરની લડાઇમાં ભાગ લેનારા સહાબામાં સૌથી છેલ્લે આપનું અવસાન થયું.

(૯) **અબૂ બુરદા** (રદિ.) : નામ હાની ઇબ્ને નિયાર છે. બીજી બૈઅતે અકબામાં ભાગ લેનારા ૭૦ સહાબા પૈકી આપ એક છે. બધી લડાઇઓમાં ભાગ લીધો. બરા ઇબ્ને આઝિબ (રદિ.) આપના કાકા હતા. આપની કોઇ ઔલાદ ન હતી. હઝરત અલી (રદિ.) સાથે બધી લડાઇઓમાં ભાગ લીધો. અમીર મુઆવિયા (રદિ.)ની ખિલાફતના પ્રારંભિક સમયમાં વફાત થઇ. હઝરત બરા (રદિ.) અને હઝરત જાબિર (રદિ.)એ આપની પાસેથી રિવાયતો (હદીસો) લીધી છે.



(૧૦) **અબૂ બક્રા** (રદિ.) : ઇબ્ને નુફૈઅ ઇબ્ને હારિસ નામ છે. હારિસ ઇબ્ને કલાઅ સકફીના ગુલામ હતા. તાઇફની લડાઇના વખતે ઇસ્લામ લાવ્યા. હુઝૂર (સલ.)એ એમની કુન્નિયત અબૂબક્રા રાખી હતી. હુઝૂર (સલ.)એ જ એમને આઝાદ કર્યા હતા. બસરામાં સ્થાયી થયા હતા અને ત્યાં જ હિજરી સન ૪૯માં વફાત થઇ.

(૧૧) **અબૂ બર્ઝા અસ્લમી** (રદિ.) : નામ ફુઝલા ઇબ્ને ઉબૈદ છે. આપ શરૂઆતમાં ઇસ્લામ લાવનારાઓ-માંના એક છે. એમણે જ અબ્દુલ્લાહ ઇબ્ને ખત્ઝલને કત્લ કર્યા હતા. મૃત્યુ પર્યંત રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહીને તમામ ગઝવાઓમાં ભાગ લીધો. છેવટે બસરામાં આવીને ખુરાસાનની લડાઇમાં ભાગ લીધો. હિજરી સન ૬૦માં ઇન્તિકાલ થયો.

(૧૨) **અબૂ સઇદ** (રદિ.) : ઇબ્ને રાફિઅ ઇબ્ને મુઅલ્લા અથવા ઇબ્ને ઔસ ઇબ્ને મુઅલ્લા. હિજરતના વરસે જન્મ થયો. હિજરી સન ૬૪ અથવા હિજરી સન ૭૩ માં અવસાન થયું. રસૂલુલ્લાહ (સલ.)થી સીધી અને હફસ ઇબ્ને આસિમ (રદિ.) તથા અબ્દ ઇબ્ને હુનૈન મારફતે હદીસો રિવાયત કરી છે. એમનાથી ઘણી હદીસો રિવાયત થઇ છે. બુખારી, અબૂ દાઉદ, નસાઇ અને ઇબ્ને માજાએ એમની રિવાયતો લીધી છે.

(૧૩) **અબૂ સઅલબા** (રદિ.) : જુરહુમ ઇબ્ને નાશિબ ખુશની નામ છે. કુન્નિયત વધારે મશ્હૂર છે. બૈઅતે રિદ્‌વાન વખતે એમણે બૈઅત કરી હતી. હુઝૂરે અકરમ (સલ.)એ એમને એમની કોમ પાસે 'તબ્લીગ' (ઇસ્લામ પ્રચાર) માટે મોકલ્યા હતા. એમના પ્રચારના કારણે આખી કોમ ઇસ્લામ લઇ આવી. એમણે સીરીયામાં વસવાટ કર્યો હતો. ત્યાં જ હિજરી સન ૭૫માં વફાત થઇ.

(૧૪) **અબૂ જુહૈમ** (રદિ.) : અમુકની નઝરે એમનું નામ અબ્દુલ્લાહ ઇબ્ને જુહૈમ છે અને અમુકની નઝરે એમનું નામ અબ્દુલ્લાહ ઇબ્ને હારિસ સુમ્મા અન્સારી છે. એમના તરફથી ઓછી હદીસો વર્ણન થઇ છે.

(૧૫) **અબૂ બશીર** (રદિ.) : કૈસ ઇબ્ને ઉબૈદ અન્સારી માઝની. 'ઇસ્તીઆબ'ના સંપાદક ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, તેઓ એવા લોકોમાંના એક છે જેમનું નામ જાણી શકાયું નથી અને ન કોઇ એવા વિશ્વાસપાત્ર માણસ પાસેથી જાણવા મળ્યું છે કે, જેના કથન ઉપર વિશ્વાસ કરી શકાય. 'કિતાબુલ કુના'ના સંપાદક ઇબ્ને મુન્ઝાએ એમનો થોડોક પરિચય કરાવ્યો છે, પરંતુ નામ તો તેમણે પણ લખ્યું નથી. એક 'જમાઅતે' (જુથે,

ટુકડીએ) એમની પાસેથી રિવાયતો લીધી છે. એમની ઘણી લાંબી ઉમર થઇ છે. 'હુર્રા'ના બનાવ પછી એમની વફાત થઇ છે. એમનું જે નામ મશ્હૂર છે તે અમે લખ્યું છે.

(૧૬) **અબૂ જુહૈફા** (રદિ.) : વહબ ઇબ્ને અબ્દુલ્લાહ આમિરી. સગીર સહાબામાંથી છે. રસૂલુલ્લાહ (સલ.)ની વફાત વખતે આપ 'બાલિગ' (પુખ્ત વયના) પણ થયા ન હતા, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક ઝબાનથી હદીસો સાંભળી છે. કુફામાં સ્થાયી થયા હતા અને ત્યાં જ હિજરી સન ૭૪માં અલ્લાહને પ્યારા થઇ ગયા. આપના પુત્ર ઔન અને બીજા તાબેઇઓએ આપની પાસેથી રિવાયતો લીધી છે.

(૧૭) **અબૂ હુમૈદ** (રદિ.) : નામ અબ્દુર્રહમાન બિન સઅદ અન્સારી ખઝરજી છે. કુન્નિયત મશ્હૂર છે. એક જમાઅતે (જુથે) આપની પાસેથી હદીસો લીધી છે. અમીર મુઆવિયા (રદિ.)ના શાસનકાળના છેલ્લા દિવસોમાં આપનું અવસાન થયું.

(૧૮) **અબૂ શુરૈહ** (રદિ.) : ખુવૈલદ ઇબ્ને ઉમર કઅબી ખુઝાઇ. 'ફત્હે મક્કા' પહેલાં મુસલમાન થયા. કુન્નિયત વધારે પ્રસિદ્ધ છે. હિજાઝના મહાન વિદ્વાન હતા. ઘણા લોકાએ આપની પાસેથી રિવાયતો લીધી છે. હિજરી સન ૬૭માં મદીના મુનવ્વરામાં વફાત થઇ.

(૧૯) **અબૂ રાફિઅ અસ્લમ** (રદિ.) : રસૂલુલ્લાહ (સલ.)ના આઝાદ કરેલા ગુલામ હતા. વંશની દૃષ્ટિએ કિબ્તી હતા. શરૂમાં હઝરત અબ્બાસ (રદિ.)ના ગુલામ હતા. હઝરત અબ્બાસ (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને ભેટ આપી દીધા હતા. હુઝૂર (સલ.)એ આઝાદ કરી દીધા હતા. કારણ કે, એમણે રસૂલુલ્લાહ (સલ.)ને હઝરત અબ્બાસ (રદિ.)ના મુસલમાન થઇ જવાની ખુશખબરી આપી હતી. એઓ બદરની લડાઇ પહેલાં મુસલમાન થયા હતા. ઘણા લોકોએ એમનાથી રિવાયતો કરી છે.

(૨૦) **અબૂ તલ્હા** (રદિ.) : નામ ઝેદ ઇબ્ને સહલ અન્સારી છે. એઓ અનસ ઇબ્ને માલિક (રદિ.)ની માંના બીજા પતિ હતા. કુન્નિયત વધારે પ્રસિદ્ધ છે. તીરંદાઝીમાં પ્રવીણ હતા. હુઝૂર (સલ.)એ એમના વિષે કહ્યું હતું કે, લશ્કરમાં અબૂ તલ્હાનું બૂમ પાડવું એક ટુકડીના બૂમ પાડવા કરતાં પણ વધારે છે. બૈઅતે અકબામાં ભાગ લીધો હતો. બધા ગઝવાઓમાં હિસ્સો લીધો હતો. કેટલાક લોકાના કહેવા મુજબ હિજરી સન ૩૧માં ૭૭ વર્ષની વયે દરિયામાં હોડીની અંદર એમનું અવસાન થયું. સાત દિવસ પછી કોઇ એક ટાપુમાં એમને દફન કરવામાં આવ્યા.

(૨૧) **અબૂ વાકિદ** (રદિ.) : હારિસ ઇબ્ને ઔફ લૈસી. મદીનાવાસીઓમાં



જુના મુસલમાનોમાં એમની ગણના થાય છે. મક્કામાં માત્ર એક વરસ વસવાટ કર્યો. હિજરી સન ૬૮માં ૭૫ વરસની વયે વફાત થઇ અને ફખ્નાહ નામે જગ્યાએ દફન થયા.

(૨૨) **અબૂ અબસ** (રદિ.) : અબ્દુર્રહમાન ઇબ્ને જુબૈર અન્સારી હારિસી. કુન્નિયત વધારે પ્રસિદ્ધ છે. બદરી સહાબી છે. હિજરી સન ૩૪માં ૭૦ વરસની વયે મદીના મુનવ્વરામાં વફાત થઇ અને 'જન્નતુલ બકીઅ'માં દફન થયા.

(૨૩) **અબૂ કતાદા** (રદિ.) : હારિસ ઇબ્ને રિબ્ઇ અન્સારી. રસૂલુલ્લાહ (સલ.)ના સવારોમાં હતા. દરેક પ્રસંગે આપ (સલ.)ની સાથે રહ્યા. કુન્નિયત નામથી વધારે મશ્હૂર છે. હિજરી સન ૫૪માં ૭૦ વરસની વયે મદીના મુનવ્વરામાં હઝરત અલી (રદિ.)ની ખિલાફતના સમયમાં વફાત થઇ.

(૨૪) **અબૂ મૂસા** (રદિ.) : અબ્દુલ્લાહ ઇબ્ને કૈસ અશ્અરી. મક્કા મુઅઝ્ઝમામાં મુસલમાન થયા. પછી હિજરત કરીને હબશા (ઇથોપિયા) ચાલ્યા ગયા. ત્યાર બાદ હોડીવાળાઓ સાથે એવા વખતે આપ (સલ.)ની સેવામાં હાજર થયા, જ્યારે આપ (સલ.) ખૈબરની લડાઇમાં રોકાયેલા હતા. હઝરત ઉમર ફારૂક (રદિ.)એ હિજરી સન ૨૦માં એમને 'બસરા'ના ગવર્નર બનાવ્યા હતા. હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતના પ્રારંભિક સમય સુધી એઓ ત્યાં જ રહ્યા, પછી કુફામાં બદલી થઇ. જ્યારે હઝરત ઉસ્માન (રદિ.) શહીદ થઇ ગયા ત્યારે આપ મક્કા મુઅઝ્ઝમા પાછા ફર્યા. હિજરી સન ૫૨ માં મક્કામાં જ વફાત પામ્યા.

(૨૫) **અબૂ માલિક** (રદિ.) : કઅબ ઇબ્ને આસિમ અશ્અરી. ઇબ્ને મદીનીના કથન અનુસાર એમનું નામ ઉપર જણાવ્યા પ્રમાણે છે, પરંતુ બુખારી એમનો કદી અબૂ આમિર કહીને પણ ઉલ્લેખ કરે છે. ઘણા લોકોએ એમનાથી રિવાયત કરી છે. હઝરત ઉમર (રદિ.)ની ખિલાફતના યુગમાં વફાત થઇ.

(૨૬) **અબૂ મસ્ઊદ** (રદિ.) : ઉકબા ઇબ્ને અમ્ર અન્સારી બદરી. બીજી અકબામાં ભાગ લેનારાઓમાંના એક છે. એમણે 'બદર' નામના કૂવા પાસે પડાવ નાખ્યો હતો. એટલે એમને બદરી કહેવામાં આવે છે, નહીંતર 'બદર'ની લડાઇમાં એમના ભાગ લેવા અંગે મતભેદ છે. ઘણા ઇતિહાસકારોનો મત એવો છે કે, એમણે બદરની લડાઇમાં ભાગ લીધો નથી. જીવનના છેલ્લા વરસોમાં કુફામાં સ્થાયી થયા હતા. હિજરી સન ૪૧ અથવા ૪૨માં હઝરત અલી (રદિ.)ના ખિલાફતકાળમાં વફાત થઇ.

(૨૭) **અનસ ઇબ્ને માલિક** (રદિ.) : એમની કુન્નિયત અબૂ હમઝા

ખઝરજી છે. રસુલુલ્લાહ (સલ.)ના ખાસ ખાદિમ (સેવક) હતા. એમની માંનું નામ ઉમ્મે સુલૈમ બિન્તે સલમાન હતું. રસુલુલ્લાહ (સલ.) જ્યારે હિજરત કરીને મદીના આવ્યા ત્યારે એમની ઉમર ૧૦ વરસની હતી. હઝરત ઉમર ફારૂક (રદિ.)ની ખિલાફતના સમયમાં મદીના છોડીને લોકોને લાભ પહોંચાડવા માટે બસરામાં સ્થાયી થયા હતા. હિજરી સન ૯૧માં ત્યાં જ દફન થયા. એમની વય ૯૦ વરસ અને ૧૦૩ દિવસની થઈ. એમની ઘણી ઓલાદ થઈ. કેટલાક ૮૦ અને કેટલાક ૧૦૦ બતાવે છે. જેમાં માત્ર બે પુત્રીઓ હતી. પત્નીઓની ચોક્કસ સંખ્યા જાણી શકાઇ નથી. ઘણી હદીસો વર્ણન કરનારા સહાબીઓમાંના આપ એક છે.

(૨૮) **ઉમ્મે હરામ** (રદિ.) : બિન્તે મિલ્હાન ઇબ્ને ખાલિદ બુખારિય્યા. ઉમ્મે સુલૈમની બહેન, ઉબાદા ઇબ્ને સામિત (રદિ.)ની પત્ની અને અનસ (રદિ.)ની માસી થતાં હતાં. ઉસ્માન (રદિ.)ના ખિલાફત કાળમાં જ્યારે એમના પતિએ રોમનો સામેની લડાઇમાં ભાગ લીધો હતો ત્યારે તેમની સાથે એ પણ હતાં. ત્યાં જ એમની વફાત થઈ.

એમનો મઝાર (કબ્ર) કર્નસમાં છે. રસુલુલ્લાહ (સલ.) ઘણીવાર એમને ત્યાં 'કૈલૂલા' (બપોરના ભોજન પછીનો આરામ) કરતા હતા.

(૨૯) **ઉમ્મે ખાલિદ** (રદિ.) : ઇબ્ને સઇદ ઇબ્ને આસ અમવી. હબ્શામાં એમનો જન્મ થયો. બચપણમાં મદીના લાવવામાં આવી. ઝુબેર ઇબ્ને અવ્વામ (રદિ.) સાથે એમના નિકાહ થયા.

(૩૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત **ઉમ્મે સલમા** (રદિ.) : એમનું નામ હિન્દા બિન્તે ઉમય્યા છે. પ્રથમ અબૂ સલમા (રદિ.) સાથે એમના નિકાહ થયા. તેમના અવસાન પછી હિજરી સન ૪ અથવા ૫ માં હુઝૂરે અકદસ (સલ.) સાથે એમના નિકાહ થયા. ૮૪ વરસની ઉમરે મદીનામાં વફાત થઇ. જન્નતુલ બકીઅમાં દફન થયાં.

(૩૧) **ઉમ્મે અતિય્યા** (રદિ.) : બિન્તે હારિસ અન્સારિયા. ઘણા મોટા દરજ્જાની સહાબિયા છે. ઘણા ગઝવાઓમાં હુઝૂર (સલ.)ની સાથે રહ્યાં છે. બીમારોની સેવા-ચાકરી કરતાં હતાં; ઘવાયેલાઓની ખબર લેતાં હતાં અને લાચારોને સહાય કરતાં હતાં.

(૩૨) **ઉમ્મે અલા અન્સારિયા** (રદિ.) : મોટા દરજ્જાની સહાબિયા છે. જ્યારે એ બીમાર પડયાં ત્યારે રસૂલુલ્લાહ (સલ.) એમની ખબર અંતર પૂછવા માટે આવ્યા હતા. મદીનાવાસીઓ એમની હદીસને ખૂબ જ વિશ્વાસપાત્ર માને છે.



(૩૩) **ઉમ્મે કૈસ** (રદિ.) : બિન્તે મુહસિન અદવિય્યા. શરૂઆતમાં ઇસ્લામ લાવ્યાં હતાં. મુહાજિરા છે. હઝરત ઉકાસા એમના ભાઇ હતા. રસુલુલ્લાહ (સલ.)ના હાથ પર એમણે બૈઅત કરી હતી.

(૩૪) **ઉમ્મે કુલસૂમ** (રદિ.) : બિન્તે અકબા ઇબ્ને અબૂ મુઇત. હઝરત ઉસ્માન (રદિ.)ની 'અખ્યાફી બહેન' (માં એક બાપ અલગ) હતાં. મક્કામાં મુસલમાન થયાં. પગપાળા હિજરત કરીને મદીના પહોંચીને બૈઅત કરી. મક્કામાં એમની શાદી થઇ ન હતી. મદીનામાં ઝેદ ઇબ્ને હારિસ (રદિ.) સાથે પહેલા નિકાહ થયાં. જ્યારે મૂતાની લડાઇમાં ઝેદ (રદિ.) શહીદ થઇ ગયા ત્યારે ઝુબેર ઇબ્ને અવ્વામ (રદિ.) સાથે એમના નિકાહ થયા અને તલાક પછી અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ (રદિ.)ના નિકાહમાં આવ્યા. અહીં એમને બે પુત્રો ઇબ્રાહીમ અને હુમૈદ થયા. હઝરત અબ્દુર્રહમાન (રદિ.)ની વફાત પછી અમ્ર બિન આસ (રદિ.)એ એમની સાથે નિકાહ કર્યા, પરંતુ નિકાહના અમુક દિવસ પછી આપની વફાત થઇ.

(૩૫) **ઉમ્મે હાની** (રદિ.) : બિન્તે અબૂ તાલિબ. હઝરત અલી (રદિ.)ની બહેન થાય છે. એમનું નામ ફાતિમા હતું. હુબૈરા ઇબ્ને અબૂ ઝહબ સાથે નિકાહ થયા હતા. હઝરત અલી (રદિ.) અને હઝરત અબ્બાસ (
એમની પાસેથી ઘણી રિવાયતો

**★ બે અને સે ★**

(૩૬) **બરા ઇબ્ને** 
(રદિ.) : અબૂ અમ્મારા અન્સારી
હિજરી સન ૧૪ માં એમણે કુફા 
મેળવ્યો અને ત્યાં જ સ્થાયી થ
જમલ, સિફફીન અને નહેરવાનના
હઝરત અલી (રદિ.) સાથે રહ્યા.
બિન ઝુબેરના સમયમાં કુફામ
પામ્યા.

(૩૭) **બુરૈદ ઇબ્ને**
**અસ્લમી** (રદિ.) : બદરની લડાઇ
મુસલમાન થયા, પરંતુ કોઇ 
બદરની લડાઇમાં ભાગ લઇ શક્ય
મદીના છોડીને બસરામાં સ્થાયી
પછી ત્યાંથી ખુરાસાનની જિહાદ પર
ગયા. યઝીદ બિન મુઆવિ
શાસનકાળમાં હિજરી સન ૬૨ 
નામે શહેરમાં અવસાન થયું.

(૩૮) **સાબિત બિન ઝ**
(રદિ.) : કુન્નિયત અબૂ ઝેદ 
અન્સારી છે. બૈઅતે રિદ્વાન 
સદ્ભાગ્ય મેળવ્યું છે. બૈઅત 
આપની વય નાની હતી. ઇબ્ને 
(રદિ.)ની શહાદત વખતે 
વફાત થઇ.

★ જીમ ★

(૩૯) **જાબિર બિન અબ્દુલ્લાહ** (રદિ.) : અન્સારી સુલમી. કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. એમણે ઘણી હદીસો રિવાયત કરી છે. બદરની લડાઇ પછી હુઝૂરે અકરમ (સલ.) સાથે ૧૮ ગઝવાઓમાં ભાગ લીધો હતો. પછી સીરિયા અને ઇજીપ્ત ચાલ્યા ગયા હતા. જીવનના અંત ભાગમાં આંખોની રોશની ચાલી ગઇ હતી. હિજરી સન ૭૪માં અબ્દુલ મલિકના ખિલાફત કાળમાં ૯૪ વરસની વયે વફાત થઇ. મદની સહાબામાં સૌથી છેલ્લે આપની વફાત થઇ.

(૪૦) **જાબિર બિન સમુરા** (રદિ.) : આમિરી. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)ના ભાણેજ હતા. કુફામાં સ્થાયી થયા હતા. હિજરી સન ૭૪માં વફાત થઇ.

(૪૧) **જુબેર ઇબ્ને મુતઇમ નોફલી** (રદિ.) : કુન્નિયત અબૂ મુહમ્મદ કરશી. 'ફત્હે મક્કા' પહેલાં મુસલમાન બન્યા. બધા કુરેશીઓ કરતાં વંશોના મોટા વિદ્વાન હતા. મદીનામાં સ્થાયી થયા હતા. હિજરી સન ૫૪માં ત્યાં જ અવસાન થયું.

(૪૨) **જરીર ઇબ્ને અબ્દુલ્લાહ** (રદિ.) : કુન્નિયત અબૂ અમ્ર છે. નબીએ કરીમ (સલ.)ની વફાતના વરસે ઇસ્લામ લાવ્યા. થોડા દિવસ પછી કુફામાં વસવાટ કર્યો અને લાંબી મુદ્દત સુધી ત્યાં રહીને કરસીસા નામે જગ્યાએ ચાલ્યા ગયા. હિજરી સન ૫૧માં ત્યાં જ વફાત થઇ.

(૪૩) **જુન્દુબ ઇબ્ને અબ્દુલ્લાહ** (રદિ.) : ઇબ્ને સુફયાન બુજલી અલકી. અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરના શહાદતના બનાવ પછી ચાર વરસે એમની વફાત થઇ.

(૪૪) **ઉમ્મુલ મુઅમિનીન જુવૈરિયા** (રદિ.) : બિન્તે હારિસ. બની મુસ્તલિકના ગઝવામાં કેદી બન્યાં અને સાબિત ઇબ્ને કૈસના ભાગે આવ્યાં. સાબિત (રદિ.)એ એમને 'મુકાતબા' બનાવી દીધાં. રસૂલુલ્લાહ (સલ.)એ 'બદલે કિતાબત' ચુકાવીને આઝાદ બનાવીને નિકાહ કરી લીધા. એમનું નામ પહેલાં બર્રહ હતું. હુઝૂર (સલ.)એ એમનું નામ જુવૈરિયા રાખ્યું. હિજરી સન ૫૬ના રબીઉલ અવ્વલ મહીનામાં ૬૫ વરસની ઉંમરે વફાત થઇ.

★ હે ★

(૪૫) **હુઝૈફા** (રદિ.) : ઇબ્ને યેલ યમાન. કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. રસૂલુલ્લાહ (સલ.)ના રહસ્ય મંત્રી હતા. હઝરત ઉસ્માન (રદિ.)ની શહાદતના ૪૦ દિવસ પછી મદાઇન શહેરમાં હિજરી



સન ૩૫ અથવા ૩૬માં વફાત થઇ.

(૪૬) **હસ્સાન ઇબ્ને સાબિત** અન્સારી (રદિ.) : કુન્નિયત અબૂલ વલીદ છે. રસૂલુલ્લાહ (સલ.)ના ખાસ શાઇરોમાંના એક હતા. અરબો એ વાત પર સર્વસંમત છે કે, 'બદર'ના શાઇરોમાં એઓ સૌથી મોટા શાઇર હતા. એમની ઉંમર ૧૨૦ વરસની થઇ. ૬૦ વરસ અજ્ઞાનતામાં પસાર કર્યાં અને ૬૦ વરસ ઇસ્લામમાં પસાર કર્યાં. હઝરત અલી (રદિ.)ના ખિલાફત કાળમાં હિજરી સન ૪૦માં વફાત થઇ.

(૪૭) **ઉમ્મુલ મુઅમિનીન હફસા** (રદિ.) : બિન્તે ઉમર ઇબ્ને ખત્તાબ. આપ ઝેનબ બિન્તે મઝઊનના પુત્રી છે. શરૂમાં આપના નિકાહ ખુનૈસ ઇબ્ને હુઝાફા સહમી સાથે થયા હતા અને તેમની સાથે આપ બદરની લડાઇ પછી મદીના મુનવ્વરા આવ્યાં હતાં. ખુનૈસના અવસાન પછી હિજરી સન ૩ માં હુઝૂર (સલ.) સાથે નિકાહ થયા. હિજરી સન ૪૫ માં ૬૦ વરસની ઉંમરે વફાત થઇ.

(૪૮) **હકીમ ઇબ્ને હિઝામ** કરશી (રદિ.) : કુન્નિયત અબૂ ખાલિદ છે. 'ફીલ'ના બનાવના ૧૨ વરસ પહેલાં પેદા થયા હતા. ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજા (રદિ.)ના ભત્રીજા હતા. ફત્હે મક્કા પછી ઇસ્લામ લાવ્યા. અંધકાર યુગમાં એમણે સો ગુલામ આ
હતા અને અનાજથી ભરેલાં
ગરીબોને આપ્યાં હતાં.
'મુઅલ્લફતુલ કુલૂબ'માંથી
ઘણા જ પાકા મુસલમાન અને પ
હતા. હિજરી સન ૫૪માં ૧૨૦
વયે મદીનામાં વફાત થઇ.

(૪૯) **હુવૈદા** (રદિ.) : ઇ
ઇબ્ને કઅબ અન્સારી હારિસી
અને 'ખન્દક' પછીની બધી લ
ભાગ લીધો. મુહય્યિસા એમના
હતા.

★ ખે ★

(૫૦) **ખબ્બાબ ઇબ્ને**
(રદિ.) : તમીમી. કુન્નિયત અબૂ
છે. રસૂલુલ્લાહ (સલ.)ના
(રદિ.)ના ઘરમાં આવતા પહેલાં
થયા. અંધકાર યુગમાં ગુલામ
બની ખુઝાઆની એક ઓર
ખરીદીને આઝાદ કરી દીધા હત
અલ્લાહના રસ્તામાં ભયંકર
અને તકલીફો ઉઠાવી હતી.
એમને ઘણી જ તકલીફ અને દુ
હતું. જીવનના પાછલા ભાગ
સ્થાયી થયા હતા અને ત્યાં
સન ૩૭માં ૭૩ વરસની ઉંમરે
પ્યારા થઇ ગયા.

(૫૧) **ખૌલા** (રદિ.) : બિન્તે હકીમ. ઉસ્માન ઇબ્ને મઝઊન (રદિ.)ના પત્ની હતાં. ભારે ચારિત્ર્યવાન અને પરહેઝગાર હતાં.

(૫૨) **ખન્સાઅ** (રદિ.) : બિન્તે ખુઝામ અન્સારિય્યા અસદિય્યા. પરહેઝગાર હતાં. લાંબું જીવન જીવ્યાં હતાં. હઝરત આઇશા (રદિ.)એ પણ એમની પાસેથી રિવાયતો લીધી છે.

★ રે ★

(૫૩) **રાફિઅ** (રદિ.) : ઇબ્ને ખુદૈજ અન્સારી હારિસી. કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. ઉહદની લડાઇમાં જ્યારે એમને તીર વાગ્યું ત્યારે હુઝૂર (સલ.)એ કહ્યું કે, કિયામતના દિવસે હું તમારો સાક્ષી બનીશ. હિજરી સન ૭૩માં અબ્દુલ મલિકના ખિલાફત કાળમાં આ તીરનો ઘા વધી જવાથી ૮૬ વરસની ઉંમરે અવસાન થયું.

(૫૪) **રૂફાઆ** (રદિ.) : ઇબ્ને રાફિઅ ઝુરકી અન્સારી. કુન્નિયત અબૂ મઆઝ છે. બધા ગઝવાઓમાં હઝરત અલી (રદિ.)ની સાથે હતા. અમીર મુઆવિયા (રદિ.)ની ખિલાફતના પ્રારંભિક કાળમાં અવસાન થયું.

(૫૫) **રુબય્યઅ** (રદિ.) : બિન્તે મુઅવ્વિઝ અન્સારિય્યા. મોટા દરજ્જાની સહાબિયા ગણાતાં હતાં. એમની રિવાયત કરેલી હદીસો મદીના અને બસરાવાસીઓ પાસે સુરક્ષિત છે.

★ ઝે ★

(૫૬) **ઝુબૈર** (રદિ.) : ઇબ્ને અવ્વામ કરશી. એમની માં સફિય્યા બિન્તે અબ્દુલ મુત્તલિબ રસૂલુલ્લાહ (સલ.)ની ફોઇ થતાં હતાં. શરૂઆતમાં મુસલમાન થયા છે. ૧૬ વરસની વયે ઇસ્લામ લાવ્યા હતા. ઇસ્લામ સ્વીકારવાના કારણે એમના કાકાએ એમને ધુમાડાની શિક્ષા કરી હતી. તમામ ગઝવાઓમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે રહ્યા. ઉહદના ગઝવામાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અડગ રહ્યા. આપ 'અશરએ મુબશ્શરા'માંથી છે. હિજરી સન ૩૬માં અમ્ર બિન જુરમુઝ સકવાને બસરામાં આપને શહીદ કર્યા અને સબાઅ નામે ખીણમાં દફન થયા, પરંતુ પછી ત્યાંથી બસરા લાવવામાં આવ્યા. વફાત સમયે એમની વય ૬૪ વરસની હતી.

(૫૭) **ઝૈદ બિન ખાલિદ જુહની** (રદિ.) : મશ્હૂર સહાબી છે. કૂફામાં સ્થાયી થયા હતા. હિજરી સન ૭૮માં ૫૦ વરસની વયે કૂફામાં વફાત થઇ.

(૫૮) **ઝૈદ ઇબ્ને અરકમ** ખઝરજી (રદિ) : કુન્નિયત અબૂ ઉમર છે. કૂફામાં સ્થાયી થયા હતા. હિજરી સન ૬૬માં વફાત થઇ.



(૫૯) અન્સારી (રદિ.) : ઉંચા દરજ્જાના સહાબી હતા. મસ્અલાઓમાં ઊંડી સૂઝ ધરાવતા હતા. રસૂલુલ્લાહ (સલ.)ના લહ્યા (કાતિબ) હતા. હિજરત વખતે આપની વય ૧૧ વરસની હતી. જે લોકોએ હઝરત અબૂબક (રદિ.)ના સમયમાં કુર્આન શરીફ લખીને આમથી તેમ એકત્ર કર્યું હતું, અને હઝરત ઉસ્માન (રદિ.)ના સમયમાં ક્રમબદ્ધ ગોઠવ્યું હતું, તેમાંના એક એ પણ છે. હિજરી સન ૪૫ માં ૫૬ વરસની વયે વફાત થઇ.

(૬૦) ઉમ્મુલ મુઅમિનીન **ઝૈનબ** બિન્તે જહશ (રદિ.) : રસૂલુલ્લાહ (સલ.)ની ફોઇ ઉમય્યા બિન્તે અબ્દુલ મુત્તલિબના પુત્રી હતાં. શરૂઆતમાં રસૂલુલ્લાહ (સલ.)ના દત્તક પુત્ર ઝૈદ ઇબ્ને હારિસ (રદિ.) સાથે નિકાહ થયા હતા. ઝૈદે તલાક આપ્યા પછી હુઝૂર (સલ.)એ નિકાહ કર્યા. મૂળ નામ બર્રહ હતું, પરંતુ હુઝૂર (સલ.)એ બદલીને ઝૈનબ નામ રાખ્યું. ઘણા જ દીનદાર, પરહેઝગાર, સખી, સાચાં, સગાંઓ સાથે સદ્‌વર્તન રાખનાર અને પાકદામન સન્નારી હતાં. હિજરી સન ૨૦માં અથવા ૨૧માં મદીના મુનવ્વરામાં ૫૩ વરસની વયે વફાત થઇ.

(૬૧) **ઝૈનબ** (રદિ.) : બિન્તે અબૂસલમહ ઇબ્ને મુઆવિયા. અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)ના પત્ની હતાં. સાચાં અને પવિત્ર મનનાં સ્ત્રી હતાં.

★ સીન ★

(૬૨) **સાઇબ ઇબ્ને યઝીદ** કિન્દી (રદિ.) : કુન્નિયત અબૂ યઝીદ છે. હિજરી સન ૨માં જન્મ થયો. હજ્જે વદાઅમાં પોતાના પિતા સાથે હાજર હતા. તે વખતે એમની વય ૭ વરસની હતી. હિજરી સન ૮૦માં વફાત થઇ.

(૬૩) **સમુરા ઇબ્ને જુન્દુબ** (રદિ.) : અન્સાર કબીલાના મિત્ર હતા. હિજરી સન ૫૯માં બસરામાં વફાત થઇ.

(૬૪) **સઅદ ઇબ્ને અબી વક્કાસ** (રદિ.) : પિતાનું નામ માલિક ઇબ્ને વહબ કુરેશી છે. કુન્નિયત અબૂ ઇસ્હાક છે. એમનાથી પહેલાં માત્ર બે માણસો મુસલમાન થયા હતા. ઇસ્લામ સ્વીકારતી વખતે આપની ઉંમર ૧૭ વરસની હતી. 'અશરએ મુબશ્શરા'માં એમની ગણત્રી થાય છે. અલ્લાહના રસ્તામાં સૌથી પહેલાં એમણે જ તીર ફેંક્યું. રસૂલુલ્લાહ (સલ.)એ એમના માટે 'મુસ્તજાબુ દઅવાત' થવાની દુઆ માંગી હતી. એટલે આપ 'મુસ્તજાબુ દઅવાત' હતા. આ જ કારણસર લોકો આપનાથી ડરતા હતા. એક લડાઇમાં હુઝૂર (સલ.)એ એમને અને ઝુબૈર (રદિ.)ને ઉદ્દેશીને કહ્યું હતું : 'તીર ફેંકો, મારા માં-બાપ તમારા પર કુરબાન' આ શબ્દો હુઝૂર (સલ.)એ કોઇ

ત્રીજી વ્યક્તિ માટે ઉચ્ચાર્યા નથી. હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.)એ પોતપોતાના ખિલાફત કાળમાં એમને કુફાના ગવર્નર બનાવ્યા હતા. હિજરી સન ૫૫માં મદીના મુનવ્વરાની પાસે પોતાના ઘરમાં ૭૦ વરસની વયે વફાત થઇ. જન્નતુલ બકીઅમાં દફન થયા.

(૬૫) **સઇદ બિન ઝેદ** અદવી કરશી (રદિ.) : કુન્નિયત અબૂલ અઅવર છે. એમની ગણત્રી 'અશરએ મુબશ્શરા'માં થાય છે. બદરના ગઝવા સિવાય બધા ગઝવાઓમાં હુઝૂર (સલ.)ની સાથે રહ્યા. હઝરત ઉમર (રદિ.)ની બહેન ફાતિમા (રદિ.) સાથે એમના નિકાહ થયા હતા. જેમના પ્રતાપે હઝરત ઉમર (રદિ.)ને ઇસ્લામ ધર્મ નસીબ થયો. હિજરી સન ૫૧ માં ૭૦ વરસ અને અમુક મહીનાની ઉંમરે 'અતીક' નામી જગ્યાએ વફાત થઇ, પરંતુ જનાઝાને મદીના મુનવ્વરા લાવીને જન્નતુલ બકીઅમાં દફન કરવામાં આવ્યા.

(૬૬) **સુલયમાન ઇબ્ને સુરદ** ખુઝાઇ (રદિ.) : કુન્નિયત અબ્દુલ મુત્તરિફ છે. ફઝીલતવાળા અને ઇબાદતગુઝાર સહાબી હતા. કુફામાં સ્થાયી થયા હતા અને ત્યાં જ ૯૩ વર્ષની વયે વફાત થઇ.

(૬૭) **સલમા ઇબ્ને અકવઅ** અસ્લમી મદની (રદિ.) : કુન્નિયત અબૂ મુસ્લિમ છે. સિનાન ઇબ્ને અબ્દુલ્લાહ પણ એમને જ કહેવામાં આવે છે. 'બૈઅતે રિદ્વાન' કરવાનું માન એમને મળ્યું છે. ઘણા જ બહાદુર હતા. હિજરી સન ૭૪માં ૮૦ વરસની વયે મદીનામાં વફાત થઇ.

(૬૮) **સલમાન ફારસી** (રદિ.) : કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. આપનો મૂળ વંશ રામહુરમુઝ કોમને મળે છે, જે ઇરાનનું એક કુટુંબ હતું. અમુક લોકો એમને ઇસ્ફહાન પ્રાંતના હુબા ગામના વતની કહે છે. સત્યની શોધ માટે ઘરમાંથી નીકળ્યા હતા. શરૂમાં ઇસાઇ થઇ ગયા હતા અને ઇસાઇ ધર્મના બધા પુસ્તકોનો ઝીણવટથી અભ્યાસ કર્યો હતો. રસ્તામાં કેટલાક લૂટારાઓએ એમને પકડીને એક યહૂદીને વેચી માર્યા હતા. યહૂદીએ એમને 'મુકાતબ' બનાવી દીધા. રસૂલુલ્લાહ (સલ.)એ 'બદલે કિતાબત' આપીને એમને આઝાદ કરી દીધા. કહેવાય છે કે, એ ૧૦ માલિકોના ગુલામ રહ્યા. જ્યારે હુઝૂર (સલ.) મદીનામાં આવ્યા ત્યારે એ મુસલમાન થયા. આપના વિષે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, સલમાન (રદિ.) મારા 'અહલે બૈત'માંથી છે અને જન્નત જે લોકોની તમન્ના કરે છે તેવા લોકોમાંના એક છે. આપની ઉંમર ૨૫૦ અથવા ૩૫૦ વરસની થઇ છે. એ પોતાની કમાઇ ખાતા હતા અને જે કંઇ ભેટો આવતી હતી તે લોકોને વહેંચી દેતા



હતા. હુઝૂર (સલ.)એ એમના ખૂબ વખાણ કર્યા છે. હિજરી સન ૩૫માં મદાઇન શહેરમાં વફાત થઇ.

(૬૯) **સલમાન ઇબ્ને આમિર** ઝબ્બી (રદિ.) : આપની ગણતરી બસરાવાસીઓમાં થાય છે. આ આપની જ વિશિષ્ટતા છે કે, સગીર વયે હદીસો રિવાયત કરે છે.

(૭૦) **સઅદ ઇબ્ને મઆઝ** અશ્હલી અન્સારી (રદિ.) : પહેલી અકબા અને બીજી અકબાની વચ્ચેના સમયમાં ઇસ્લામ લાવ્યા. આપના લઇને આખો 'અબ્દુલ અશ્હલ' કબીલો મુસલમાન થઇ ગયો. હુઝૂર (સલ.)એ એમને 'સય્યિદુલ અન્સાર'નો ખિતાબ આપ્યો હતો. બદર અને ઉહદની લડાઇઓમાં ભાગ લીધો હતો. ઉહદની લડાઇમાં અડગ રહ્યા. ખન્દકની લડાઇમાં એમની ધોરી નસમાં એવું તીર વાગ્યું કે, લોહી બંધ ન થઇ શક્યું. છેવટે હિજરી સન ૫માં ઝીલકાદ માસમાં ૩૭ વરસની વયે વફાત થઇ. જન્નતુલ બકીઅમાં દફન થયા.

(૭૧) **સઅદ ઇબ્ને ઉબાદા** (રદિ.) : અન્સારી સાઇદી ખઝરજી. કુન્નિયત અબૂ સાબિત છે. એમની ગણત્રી ૧૨ નકીબોમાં થાય છે, જેમને હુઝૂર (સલ.)એ રવાના કર્યા હતા. હિજરી સન ૧૧ અથવા ૧૫માં સીરિયામાં વફાત થઇ. વફાતની ઘટના એવી બની કે, એ ગુસ્લખાનામાં મૃત્યુ પામેલી હાલતમાં જોવા મળ્યા. લોકોને કંઇ ખબર પડી નહીં. એક ગેબી (ભેદી) અવાજ આવ્યો કે, અમે ખઝરજ કબીલાના સરદાર સઅદ ઇબ્ને ઉબાદાને કત્લ કરી નાખ્યા છે. અમે તેમને બે તીર માર્યાં છે. એટલે અમુક ઇતિહાસકારો માને છે કે, એમને જિન્નાતે શહીદ કરી નાખ્યા છે.

(૭૨) **સહલ બિન હનીફ** (રદિ.) : બધા ગઝવાઓમાં ભાગ લીધો. ઉહદના ગઝવામાં અડગ રહ્યા. પછી હઝરત અલી (રદિ.) સાથે તમામ લડાઇઓમાં ભાગ લીધો. હઝરત અલી (રદિ.)એ પ્રથમ એમને મદીનાના ગવર્નર બનાવ્યા હતા, પછી ઇરાનના ગવર્નર બનાવ્યા હતા. હિજરી સન ૩૮માં કુફામાં મૃત્યુને ભેટયા.

(૭૩) **સહલ બિન સઅદ** (રદિ.) : સાઇદી અન્સારી. કુન્નિયત અબૂલ અબ્બાસ છે. આપનું મૂળ નામ હઝન હતું, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ બદલીને સહલ નામ રાખ્યું. હુઝૂર (સલ.)ની વફાત વખતે આપની વય ૧૫ વરસની હતી. ૮૮ અથવા ૯૧ વર્ષની ઉંમરે આપની વફાત થઇ. મદની સહાબામાં સૌથી છેલ્લે આપનું અવસાન થયું છે.

(૭૪) **સહલ ઇબ્ને અબી હશમા** (રદિ.) : કુન્નિયત અબૂ અમ્મારા અથવા અબૂ મુહમ્મદ છે. હિજરી

સન ૩ માં પેદા થયા. કુફામાં વસ્યા હતા. ત્યાં જ અવસાન થયું. તેઓ અન્સારી છે.

### ★ શીન ★

(૭૫) **શદાદ ઈબ્ને ઔસ** અન્સારી (રદિ.) : કુન્નિયત અબૂ યઅલા છે. હઝરત હસ્સાન (રદિ.)ના ભત્રીજા હતા. બયતુલ મુકદસમાં સ્થાયી થયા હતા. આપની વિદ્વતા અને સહનશીલતા પ્રસિદ્ધ હતી. સીરિયામાં હિજરી સન ૫૮માં ૭૫ વરસની વયે મૃત્યુને માન આપ્યું.

### ★ સ્વાદ ★

(૭૬) ઉમ્મુલ મુઅમિનીન **સફિય્યા બિન્તે હુયય** બિન્તે અખ્તબ (રદિ.) : બની ઇસ્રાઈલમાંથી છે. હઝરત હારૂનની ઔલાદમાંથી છે. એમના પતિનું નામ કનાના ઈબ્ને અકીક હતું. હિજરી સન ૭માં ખૈબરની લડાઈમાં જ્યારે પતિ માર્યા ગયા અને પોતે કેદી બનીને આવ્યાં ત્યારે દિહયા ઈબ્ને ખલીફા કલબીના ભાગે આવ્યાં; પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ સાત ગુલામ આપીને દિહયા (રદિ.) પાસેથી એમને ખરીદી લીધાં અને આઝાદ કરી દીધાં, પછી નિકાહ કરી લીધા. હિજરી સન ૫૦માં એમની વફાત થઈ. જન્નતુલ બકીઅમાં દફન થયાં.

(૭૭) **સફિય્યા** બિન્તે શૈબા (રદિ.) : એમના સહાબિયા હોવા વિષે મતભેદ છે.

### ★ તોય ★

(૭૮) **તલહા** ઈબ્ને ઉબૈદ કરશી (રદિ.) : એમની કુન્નિયત અબૂ મુહમ્મદ છે. શરૂઆતમાં ઈસ્લામ લાવનારા છે. 'અશરએ મુબશ્શરા'માં એમની ગણના થાય છે. બદર સિવાય તમામ ગઝવાઓમાં હુઝૂર (સલ.)ની સાથે રહ્યા છે. ઉહદના ગઝવામાં રસૂલુલ્લાહ (સલ.)નું રક્ષણ કરતાં કરતાં તીરો અને તલવારોના ૭૫ ઘા ઝીલ્યા હતા. હિજરી સન ૩૦માં જમાદીઉલ આખરની ૨૭ તારીખે 'જમલ'ની લડાઈમાં ૬૪ વર્ષની વયે શહીદ થયા અને બસરામાં દફન થયા.

### ★ ઐન ★

(૭૯) **અબ્દુર્રહમાન** ઈબ્ને અબૂબક્ર સિદ્દીક (રદિ.) : હઝરત આઈશા (રદિ.)ના સગા ભાઈ હતા. 'હુદયબિય્યા'ની સુલેહ વખતે ઈમાન લાવ્યા. હિજરી સન ૫૩માં ઈરાકના હબશા શહેરમાં વફાત થઈ. જનાઝાને મક્કા લાવીને દફન કરવામાં આવ્યા. હઝરત આઈશા (રદિ.)એ મઝાર પર જઈને મરસિયાના અમુક શેઅરો પઢ્યા હતા.

(૮૦) **અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઔફા** અસ્લમી (રદિ.) : ખૈબર, હુદયબિય્યા અને એ પછીની બધી લડાઈઓમાં ભાગ લીધો. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મદીનામાં રહેતા હતા.



હુઝૂર (સલ.)ની વફાત પછી કુફામાં જઈને રહેવા લાગ્યા. હિજરી સન ૮૭માં ત્યાં જ વફાત થઈ.

(૮૧) **અબ્દુલ્લાહ** ઈબ્ને અબૂબક્ર સિદ્દીક (રદિ.) : તાઈફની લડાઈમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. હિજરી સન ૧૧માં અબૂ મિહજન સકફીનું તીર વાગતાં શહીદ થયા. શરૂઆતમાં ઈસ્લામ લાવનારા છે.

### ★ મીમ ★

(૮૨) **માલિક** ઈબ્ને સઅસઆ અન્સારી માઝની (રદિ.) : મદની હતા, પરંતુ બસરામાં રહેવા લાગ્યા હતા. એમનાથી ઘણી ઓછી હદીસો રિવાયત થઈ છે.

(૮૩) **માલિક ઈબ્ને હુવયરિસ** (રદિ.) : રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ૨૦ દિવસ રહ્યા હતા. મિસરની રહેણી કરણી અપનાવી લીધી હતી. હિજરી સન ૯૪માં બસરામાં વફાત થઈ.

(૮૪) **માલિક ઈબ્ને ઔસ** બસરી (રદિ.) : એમના સહાબી હોવા વિષે મતભેદ છે. ઈબ્ને અબ્દુલ્લાહ અને ઘણા ઈતિહાસકારો એમના સહાબી હોવાનો અભિપ્રાય ધરાવે છે. અલબત્ત, ઈબ્ને મુન્ઝા એનો ઈન્કાર કરે છે. મોટે ભાગે સહાબા પાસેથી રિવાયતો લે છે. સીધી રસૂલુલ્લાહ (સલ.)થી એમની હદીસો ઓછી છે. હિજરી સન ૯૨માં મદીનામાં એમની વફાત થઈ.

(૮૫) **મુજાશિઅ ઈબ્ને મસઊદ** સુલમી (રદિ.) : બસરાવાસીઓમાં એમની હદીસો સુરક્ષિત છે. જમલની લડાઈમાં સફર મહીનામાં આપ શહીદ થયા.

(૮૬) **મિકદાદ ઈબ્ને અસ્વદ** કિન્દી (રદિ.) : એમનું ખાનદાન કિન્દા ન હતું, પરંતુ એમના પિતા કિન્દા કબીલાના ખલીફા હતા. એટલે એમને કિન્દી કહેવામાં આવે છે. એ છઠ્ઠા મુસલમાન છે. હઝરત અલી (રદિ.) અને તારિક ઈબ્ને શિહાબ (રદિ.) વગેરેએ એમની પાસેથી રિવાયતો લીધી છે. હિજરી સન ૩૩માં ૭૦ વરસની વયે જુર્ફ નામે જગ્યાએ એમની વફાત થઈ. જન્નતુલ બકીઅમાં દફન થયા.

(૮૭) **મિરદાસ ઈબ્ને માલિક અસ્લમી** (રદિ.) : બૈઅતે રિદ્વાનમાં એમણે ભાગ લીધો હતો. કુફાવાસીઓમાં એમની ગણના થાય છે. કૈસ ઈબ્ને આઝિમે એમની પાસેથી માત્ર એક હદીસ લીધી છે.

(૮૮) **મિસ્વર ઈબ્ને મખ્રમા** ઝુહરી કરશી (રદિ.) : કુન્નિયત અબૂ અબ્દુર્રહમાન છે. અબ્દુર્રહમાન ઈબ્ને ઔફના મામા થાય છે. હિજરત પછી બે વરસે જન્મ થયો. હિજરી સન ૮ના

ઝિલહજ્જ માસમાં મદીના લાવવામાં આવ્યા. નબીએ કરીમ (સલ.)ની વફાત વખતે આપની વય ૮ વરસની હતી. એમણે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી કુર્આન શીખ્યું હતું અને હુઝૂર પાસેથી જ સાંભળ્યું હતું. મોટા વિદ્વાન અને દીનદાર હતા. હઝરત ઉસ્માન ઝીન્નૂરૈન (રદિ.)ની શહાદત સુધી એ મદીના મુનવ્વરા રહ્યા. પછી મક્કા મુઅઝઝમામાં સ્થાયી થયા. યઝીદના હાથ પર બૈઅત કરવાનો ઇન્કાર કર્યો. તે સમયે ઇબ્ને ઝુબેર પણ મક્કામાં હતા. યઝીદે પોતાનું લશ્કર મક્કાને ઘેરો ઘાલવા માટે મોકલ્યું. લશ્કરે આવીને મક્કાને ઘેરામાં લઇ લીધું. આપ એક પત્થર પાસે ઉભા રહીને નમાઝ પઢી રહ્યા હતા, એવામાં એક પત્થર આવીને આપને વાગ્યો. એની તકલીફના કારણે હિજરી સન ૬૪ના રબીઉલ અવ્વલ મહીનામાં આપની વફાત થઇ.

(૮૯) **મુસવ્વિર ઇબ્ને મખ્રમા** ... 

(૮૯) **મુસચ્યિબ ઇબ્ને હઝન** મખ્ઝૂમી (રદિ.) : કુન્નિયત અબૂ સઇદ છે. એ પોતાના પિતા સાથે હિજરત કરીને આવ્યા હતા. હુદયબિય્યાની બૈઅતમાં ભાગ લીધો હતો. હિજાઝના લોકોમાં એમની હદીસ ભરોસાપાત્ર ગણાય છે.

(૯૦) **મહમૂદ** ઇબ્ને રબીઅ ઇબ્ને સુરાકા અન્સારી ખઝરજી મદની (રદિ.) : બાળપણમાં રસુલુલ્લાહ (સલ.)એ પોતાના મુબારક મુખમાંથી એમના મુખમાં બરકત માટે પાણી નાખ્યું હતું. તે સમયે આપની વય ૫ વરસની હતી. હિજરી સન ૯૯માં ૯૩ વરસની વયે બયતુલ મુકદ્દસમાં વફાત થઇ.

(૯૧) **મઅકલ ઇબ્ને યસાર** મુઝની (રદિ.) : એ બસરામાં સ્થાયી થયા હતા. બૈઅતે રિદ્વાનમાં ભાગ લીધો હતો. અબ્દુલ્લાહ ઇબ્ને ઝિયાદના ગવર્નર કાળમાં હિજરી સન ૬૦માં એમનું અવસાન થયું.

(૯૨) **મઅન ઇબ્ને યઝીદ** ઇબ્ને અખ્નસ સુલમી (રદિ.) : એઓ અને એમના બાપદાદા બધા સહાબી હતા. બદરની લડાઇમાં ભાગ લીધો હતો. કૂફાવાસીઓએ એમની હદીસ માન્ય રાખી છે.

(૯૩) **મુઅયકિબ** ઇબ્ને અબૂ ફાતિમા દૌસી (રદિ.) : સઇદ ઇબ્ને આસના આઝાદ કરેલા ગુલામ હતા. શરૂઆતમાં ઇસ્લામ લાવ્યા હતા. બદરની લડાઇમાં ભાગ લીધો હતો. બીજી હિજરત વખતે એ હબશા ગયા હતા. જ્યારે હુઝૂર (સલ.) હિજરત કરીને મદીના ચાલ્યા ગયા ત્યાં સુધી એ ત્યાં જ હતા. પાછળથી આપ (સલ.)ની સેવામાં હાજર થયા હતા. રસુલુલ્લાહ (સલ.)ની મુબારક મહોર એમની પાસે રહેતી હતી. સિદ્દીકે અકબર (રદિ.) અને ફારૂકે અઅઝમ (રદિ.)એ એમને ખજાનચી મુકર્રર કર્યા હતા. હિજરી



સન ૪૦માં એમની વફાત થઇ.

(૯૪) **મઆઝ ઇબ્ને જબલ** (રદિ.) : કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ અન્સારી ખઝરજી છે. બદર અને તે પછીના તમામ ગઝવાઓમાં ભાગ લીધો. હુઝૂર (સલ.)ના ખાસ ખાદિમ (સેવક) હતા. રસૂલે અકરમ (સલ.)એ એમને યમનના 'કાઝી' (ન્યાયાધીશ) અને 'મુઅલ્લિમે દીન' (ધર્મ શિક્ષક) બનાવીને મોકલ્યા હતા. હિજરી સન ૧૮માં ૬૮ વરસની વયે અમવાસ નામે જગ્યાએ પ્લેગની બીમારીના કારણે મૃત્યુને જઇ ભેટયા.

(૯૫) **મુઆવિયા ઇબ્ને અબૂ સુફયાન** કરશી અમવી (રદિ.) : હિન્દા બિન્તે ઉત્બા એમની માં હતાં. એમના પિતા 'ફત્હે મક્કા' (મક્કાના વિજય) વખતે મુસલમાન થયા હતા. તેઓ 'મુઅલ્લફતુલ કુલૂબ'માં હતા. મોટા ભાગના ઇતિહાસકારોના કથન અનુસાર તેઓ 'વહી'ના લખનાર હતા. અમુકના મત પ્રમાણે વહીના લખનાર ન હતા, બલ્કે રસુલુલ્લાહ (સલ.)ના પત્રો લખ્યા કરતા હતા. હઝરત ઉમર ફારૂક (રદિ.)ના ખિલાફત કાળમાં એમના ભાઇ યઝીદ પછી એમને સીરિયાના ગવર્નર બનાવવામાં આવ્યા હતા અને છેવટ સુધી એ ઓહદા ઉપર રહ્યા હતા. એમણે ૪૦ વરસ રાજ કર્યું. ૨૦ વરસ ખુલફાએ રાશિદીનના સમયમાં અને ૨૦ વરસ ત્યાર પછી. જીવનના અંત ભાગમાં એમને લકવો થઇ ગયો હતો. એટલે ઘણીવાર કહ્યા કરતા હતા કે, કાશ ! હું કુરેશમાંથી ઝીતુવા સ્થળનો વતની હોત અને આવી દશા ન જોઇ હોત. એમની પાસે હુઝૂર (સલ.)નો કુર્તો, તેહબંદ, ચાદર, મુબારક નખ અને થોડા વાળ હતા. સકરાત વખતે એમણે વસિય્યત કરી હતી કે, મારા માટે આ ચાદર, તેહબંદ અને કુરતાનું કફન બનાવજો અને નસકોરાં, હોઠોના ખૂણાઓ અને પેશાની ઉપર મુબારક વાળ અને મુબારક નખ મૂકી દેજો. પછી મારી અને અરહમુર્રાહિમીન વચ્ચે એકાંત કરીને અલગ થઇ જજો. હિજરી સન ૬૦માં રજબ મહીનામાં દમિશ્ક ખાતે એમનો ઇન્તિકાલ થયો.

(૯૬) **મુગીરા ઇબ્ને શુઅબા** સકફી (રદિ.) : ખન્દકની લડાઇના વરસે મુસલમાન થયા. અમીર મુઆવિયાના ગવર્નરો પૈકી એક ગવર્નર હતા. કૂફામાં વસવાટ કર્યો હતો. ૭૦ વરસની વયે વફાત થઇ.

(૯૭) **મિકદામ ઇબ્ને મઅદીકરબ** (રદિ.) : એમની કુન્નિયત અબૂ કરીમા કિન્દી છે. સીરિયાવાસીઓમાં એમની ગણના થાય છે. હિજરી સન ૮૭માં ૯૧ વરસની વયે સીરિયામાં જ વફાત થઇ.

(૯૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત **મયમૂના** હિલાલિયા આમિરિયા બિન્તે હારિસ (રદિ.) : એમનું મૂળ નામ બર્રહ હતું. હુઝૂર (સલ.)એ બદલીને મયમૂના રાખ્યું. એમના પહેલા નિકાહ મસઊદ ઇબ્ને ઉમર સકફી સાથે થયા હતા. તેમણે અલગ કરી દીધાં ત્યારે બીજા નિકાહ અબૂ દરહમ સાથે થયા. અબૂ દરહમના અવસાન પછી હિજરી સન ૭ ના ઝીલકાદ માસ પછી જ્યારે હુઝૂર (સલ.) ઉમરો કરવા માટે મકકા મુઅઝઝમા જઇ રહ્યા હતા ત્યારે સરફ નામના સ્થળે હુઝૂર (સલ.)એ એમની સાથે નિકાહ કર્યા. એ હુઝૂર (સલ.)ના છેલ્લાં પત્ની હતાં. એમની સાથે નિકાહ કર્યા પછી કુર્આનમાં મનાઇ હુકમ સૂચવતી આયત ઉતરી છે. ઇબ્ને અબ્બાસના પત્ની ઉમ્મુલ ફઝલ અને અસ્મા બિન્તે ઉમૈસ એમની બહેનો થતાં હતાં. હિજરી સન ૪૬માં અથવા ૫૧માં સરફ નામે જગ્યાએ એમની વફાત થઇ

**★ નૂન ★**

(૯૯) **નુઅમાન ઇબ્ને બશીર** અન્સારી (રદિ.) : કુન્નિયત અબૂ અબ્દુલ્લાહ છે. હુઝૂર (સલ.)ની વફાત વખતે એમની ઉમર આઠ વરસ ને સાત મહીનાની હતી. એમણે કુફામાં વસવાટ કર્યો હતો. કારણ કે, અમીર મુઆવિયાના ખિલાફત કાળમાં એમને કુફાના ગવર્નરપદે મુકર્રર કરવામાં આવ્યા હતા, પરંતુ કુફામાં રહીને એમણે અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર (રદિ.)નો પક્ષ લેવા માંડયો અને ત્યાં જ સ્થાયી થઇ ગયા. હિજરી સન ૬૩માં હિમ્સના લોકોએ એમને શહીદ કરી નાખ્યા.

**★ વાવ ★**

(૧૦૦) **વાસિલા ઇબ્ને અસ્કઅ લૈસી** (રદિ.) : જ્યારે મુસલમાનો 'તબૂક'ના ગઝવાની તૈયારીઓ કરી રહ્યા હતા ત્યારે એ ઇસ્લામ લાવ્યા. અમુક ઇતિહાસકારોના મત પ્રમાણે એમણે રસૂલુલ્લાહ (સલ.)ની ત્રણ વરસ સેવા કરી હતી. એઓ 'અસ્હાબે સુફફા'માં ગણાય છે. પાછળથી એ બસરા ચાલ્યા ગયા હતા અને દમિશ્કથી ૯ માઇલ દૂર આવેલા બિલાત નામે ગામમાં વસવાટ કર્યો હતો. સો વરસની વયે ત્યાં જ વફાત પામ્યા.

**★ યે ★**

(૧૦૧) **યઅલા** ઇબ્ને ઉમય્યા તમીમી હન્ઝલી (રદિ.) : એમણે ફત્હે મકકાના દિવસે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. હુનૈન, તાઇફ અને તબૂકની લડાઇઓમાં ભાગ લીધો. સિફફીનની લડાઇમાં હઝરત અલી (રદિ.)ના પક્ષમાં રહીને શહીદ થઇ ગયા.





## હદીસના વિષયમાં વપરાતા કેટલાક પારિભાષિક શબ્દો

### હદીસનો વિષય સમજવામાં એ ઉપયોગી નીવડશે



**કુદસી હદીસ** : જેના શબ્દો રસૂલુલ્લાહ (સલ.)ના હોય અને જેનો ભાવાર્થ અલ્લાહ તરફથી હોય.

**મરફૂઅ હદીસ** : જે હદીસની નિસ્બત રસૂલુલ્લાહ (સલ.) સુધી પહોંચે તેને 'મરફૂઅ' હદીસ કહેવામાં આવે છે.

**મૌકૂફ હદીસ** : જે હદીસની નિસ્બત સહાબી સુધી પહોંચે તેને 'મૌકૂફ' હદીસ કહેવામાં આવે છે.

**સહીહ હદીસ** : જે એવા રાવીએ વર્ણન કરી હોય કે, તે પરહેઝગાર હોય, સત્યવાદી હોય, શ્રેષ્ઠ યાદશક્તિ ધરાવતો હોય, બહુમતી રાવીઓની વિરૂદ્ધ રિવાયત ન કરી હોય વગેરે.

**હસન હદીસ** : જેમાં સહીહ હદીસની શરતો પૈકી એકાદ શરત ન હોય.

**ઝઇફ હદીસ** : જેમાં સહીહ હદીસની શરતોનો અભાવ હોય.

**રિવાયત** : હદીસ, વર્ણન.

**રાવી** : હદીસ વર્ણન કરનાર.

**સનદ** : હદીસના સંપાદક પાસે જે વ્યક્તિઓ મારફતે હદીસ પહોંચી છે તે વ્યક્તિઓના સમુહને 'સનદ' કહેવામાં આવે છે.

**મતન** : હદીસના મૂળભૂત લખાણને 'મતન' કહેવામાં આવે છે.



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ–૧

# બુખારી શરીફ

## ભાગ-૧

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ ઇલ્મ ★

### રસૂલુલ્લાહ (સલ.) ઉપર વહી કેવી રીતે ઉતરી ?

(૧/૧) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.) મિમ્બર ઉપર બેસીને કહી રહ્યા હતા કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ (સલ.) ફરમાવી રહ્યા હતા કે, બધા કામોનો આધાર નિય્યત (ઇરાદા) ઉપર છે. દરેક માણસ માટે તે વસ્તુ છે જેની તેણે નિય્યત કરી હોય. માટે જો કોઇની હિજરત એટલા માટે હોય કે તે દુનિયા મેળવે અથવા કોઇ ઓરત સાથે નિકાહ કરે તો હકીકતમાં તેની હિજરત તે વસ્તુ માટે જ થશે જેની નિય્યતથી તેણે હિજરત કરી હશે. (અર્થાત : બધા કામોનો આધાર માત્ર નિય્યત ઉપર છે. જો નિય્યત દુન્યવી હશે તો દીની સવાબ નહી મળે અને જો દીન માટે કોઇ કામની નિય્યત કરી હશે તો તેનો સવાબ મળશે.)

(૨/૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સિદ્દીકા (રદિ.) કહે છે કે, એક વાર હઝરત હારિસ ઇબ્ને હિશામ (રદિ.)એ હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, હે અલ્લાહના રસૂલ ! તમારા પર વહી કેવી રીતે ઉતરે છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, મારા ઉપર વહીનું ઉતરાણ ક્યારેક તો ઘંટડીના રણકારની જેમ થાય છે અને ત્યારે આ (સિલસિલો) બંધ થાય છે. જ્યારે હું વહી (ના શબ્દો) યાદ કરી લઉં છું. (વહીનો) આ પ્રકાર મારા માટે ખૂબ મુશ્કેલ હોય છે. ક્યારેક એવું બને છે કે, ફરિશ્તો પુરૂષના સ્વરૂપમાં મારી સામે આવે છે અને તે જે કંઇ કહે છે તેને હું યાદ કરી લઉં છું. ઉમ્મુલ મુઅમિનીન કહે છે કે, મેં કડકતી ઠંડીમાં જોયું છે કે, જ્યારે હુઝૂર (સલ.) સાથેનું વહીનું ઉતરાણ (કડીબદ્ધ રીતે) બંધ થઇ જતું હતું ત્યારે આપની પેશાની પરસેવામાં તરબોળ થઇ જતી હતી.

(૩/૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, પહેલાં પહેલાં હુઝૂર (સલ.) ઉપર સાચા સ્વપ્નોના સ્વરૂપમાં વહીનું ઉતરાણ શરૂ થયું. આપ જે સ્વપ્ન જોતા તે પ્રકાશિત સવારના જેમ બિલકુલ સાચું પડતું હતું. ત્યાર પછી હુઝૂર એકાંતવાસી બની ગયા હતા અને હિરા (નામે) ગુફામાં જઇને એકાંતવાસ અપનાવી લીધો. આપ કેટલાયે દિવસો

ત્યાં સુધી ઇબાદતમાં પ્રવૃત્ત રહેતા હતા. એ દરમ્યાન મકાન પર બિલકુલ આવતા ન હતા, પરંતુ જ્યારે ખાવાનો સામાન ખલાસ થઇ જતો હતો ત્યારે પાછા એટલા જ દિવસોનું ખાવાનું લઇ ચાલ્યા જતા હતા. છેવટે એ જ હિરા ગુફામાં વહીનું ઉતરાણ થયું. એક ફરિશ્તાએ આવીને હુઝૂરને કહ્યું : પઢો. આપે કહ્યું : હું પઢયો નથી. (રસૂલુલ્લાહ સલ. કહે છે :) આ સાંભળીને તે ફરિશ્તાએ મને પકડીને એવો દબાવ્યો કે, હું અશક્ત બની ગયો. ફરી તે ફરિશ્તાએ મને છોડીને કહ્યું : પઢો. મેં કહ્યું : હું તો પઢેલો નથી. તેણે બીજી વાર પકડીને મને એવો દબાવ્યો કે, મારામાં શક્તિ રહી નહી અને ફરી છોડીને મને કહ્યું : પઢો. મેં કહ્યું : હું પઢેલો નથી. ત્રીજી વાર ફરી મને એવો જોરથી દબાવ્યો કે, હું લાચાર બની ગયો અને છેવટે મને છોડીને કહ્યું : **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક. ખલકલ ઇન્સાન મિન અલક. ઇકરઅ્ વ રબ્બુકલ અકરમુ લ્લઝી અલ્લમ બિલકલમ. અલ્લમલ ઇન્સાન મા લમયઅ્લમ.** (ઉમ્મુલ મુઅમિનીન કહે છે :) આપ આ આયતો પઢતા ઘેર આવ્યા ત્યારે આપનું હૃદય ધબકતું હતું. જેથી હઝરત ખદીજાને ત્યાં જઇને આપે કહ્યું કે મને કામળો ઓઢાડો. હઝરત ખદીજાએ આપને કપડું ઓઢાડયું. જ્યારે આપની બેચેની દૂર થઇ અને હૃદય શાંત પડયું ત્યારે ખદીજાને બધી હકીકત કહી સંભળાવી અને કહ્યું કે, મારા જાનનો ભય છે. હઝરત ખદીજાએ કહ્યું કે, ખુદાની કસમ ! આવું કદાપિ બની શકે નહી. તમારે બિલકુલ ચિંતા નહી કરવી જોઇએ. ખુદા તઆલા તમને બરબાદ નહી કરે. કારણ કે, તમે કૌટુંબિક સંબંધ જાળવો છો. મોહતાજોની મદદ કરો છો. કમજોરોનું કામ કરો છો. મહેમાનનવાઝી કરો છો અને જાઇઝ ઝરૂરતોમાં લોકોને કામ લાગો છો. તે પછી હઝરત ખદીજા હુઝૂરને વરકા ઇબ્ને નોફલ પાસે લઇ ગયાં. વરકાએ અંધકાર (જાહિલિય્યત) યુગમાં ઇસાઇ ધર્મ સ્વીકાર્યો હતો અને ઇન્જીલનો (સુરયાની ભાષામાંથી) ઇબ્રાનીમાં તરજૂમો કરીને લખ્યા કરતા હતા. ઘણી જ મોટી વયના અને આંધળા પણ હતા. હઝરત ખદીજાએ તેમની પાસે જઇને કહ્યું કે, કાકાના પુત્ર ! જરા તમારા ભત્રીજાની હાલત તો સાંભળો. વરકા બોલ્યા : કેમ ભત્રીજા ! શું હાલત છે ? આપે જે કંઇ જોયું હતું તે વરકાને કહી સંભળાવ્યું. જ્યારે વરકા હુઝૂર (સલ.) પાસેથી બધો હેવાલ સાંભળી ચુક્યા ત્યારે બોલ્યા : એ જિબ્રઇલ ફરિશ્તા છે, જેને ખુદા તઆલાએ મૂસા પાસે મોકલ્યા હતા. કાશ ! નુબુવ્વતના યુગમાં હું યુવાન હોત. કાશ ! તે યુગમાં હું જીવતો હોત; જ્યારે કે કોમ તમને (વતનમાંથી) કાઢી મૂકશે. હુઝૂરે કહ્યું : શું લોકો મને કાઢી મૂકશે ? વરકા બોલ્યા : હા. જે માણસ પણ તમારા જેમ ખુદાઇ ધર્મ લાવ્યો છે તેની સાથે દુશ્મની કરવામાં આવી છે. જો હું તમારા



નુબુવ્વતના યુગમાં મોજૂદ હોઇશ તો મારી જેવી મદદ કરીશ. આના થોડા દિવસ પછી વરકાનું અવસાન થઇ ગયું અને વહીનો સિલસિલો બંધ થઇ ગયો. હઝરત અબૂ સલમા ઇબ્ને અબ્દુર્રહમાને જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ અન્સારીના હવાલાથી બયાન કર્યું છે કે, હુઝૂરે વહી બંધ થઇ જવાની હદીસના સંદર્ભમાં કહ્યું કે, (એક દિવસ) હું રસ્તા પરથી પસાર થઇ રહ્યો હતો, એવામાં આકાશમાંથી મેં એક અવાજ સાંભળ્યો. જ્યારે માથું ઉંચું કરીને ઉપર જોયું તો જોઉં છું કે, આકાશ અને ધરતીની વચ્ચે તે જ ફરિશ્તો ખુરશી ઉપર બેઠો છે જે હિરામાં મારી પાસે આવ્યો હતો. હું (દોડીને) ત્યાંથી પાછો ફર્યો. (અને ઘેર જઇને) મેં કહ્યું કે, મારા પર કામળો નાખો. મારા ઉપર કામળો નાખો. તે વખતે ખુદા તઆલાએ નીચેની આયતો ઉતારી : **યા અય્યુહલ મુદસ્સિરૂ કુમ ફઅન્ઝિર વ રબ્બક ફકબ્બિર વ સિયાબક ફતહ્હિર વ ર્રૂજ્ઝ ફહ્જુર.** અર્થાત : હે કપડું ઓઢનાર ! ઉઠ, લોકોને અલ્લાહના અઝાબથી ડરાવ. અલ્લાહુ અકબર પઢ. (કિંવા નમાઝ પઢ) પોતાના કપડાં પાક રાખ અને નાપાકી છોડ. (કિંવા મૂર્તિપૂજા છોડ). તે પછી સતત અને ખૂબ વહી આવવા લાગી. પ્રથમ 'હિરા' ગુફામાં સૂરએ ઇકરઅ ઉતરી; પછી લગભગ ત્રણ વરસ પછી સૂરએ મુદસ્સિર ઉતરી. (આ દરમ્યાન વહી આવી નહી.)

(૪/૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ **લાતુહર્રિક બિહિ લિસાનક** આયતની તફસીર બયાન કરતાં કહ્યું કે, રસૂલે અકરમ (સલ.) કુર્આનના ઉતરાણથી કંઇક તકલીફ અનુભવતા હતા અને ઘણી વાર (કુર્આન યાદ કરવા માટે વહીના ઉતરાણ વખતે જ) પોતાના હોઠ હલાવ્યા કરતા હતા. (કિંવા જલદી જલદી યાદ કરી લેતા હતા, જેથી ભૂલી ન જવાય.) આ હદીસ બયાન કરતાં ઇબ્ને અબ્બાસે પોતાના શાગિર્દ સઇદ સામે અને સઇદે પોતાના શાગિર્દ સામે હોઠ હલાવી બતાવ્યા કે, રસૂલુલ્લાહ (સલ.) આ પ્રમાણે હોઠ હલાવતા હતા. ખુદા તઆલાએ આ આયત ઉતારી : **'લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅજલ બિહિ ઇન્ન અલયના જમ્અહુ વ કુરઆનહ.'** અર્થાત : કુર્આનને જલદી જલદી યાદ કરવા માટે તમે તમારી જીભ ન હલાવો. કારણ કે, કુર્આનને તમારી છાતીમાં એકત્ર કરવું અને તેના પઢવામાં આસાની કરવી એ અમારી જવાબદારી છે. **ફઇઝા કરઅ્નાહુ ફત્તબિઅ્ કુરઆનહ** અર્થાત : જ્યારે અમે એને પઢીએ ત્યારે તમે એને કાન લગાડીને ખામોશીની સાથે સાંભળો. **સુમ્મ ઇન્ન અલયના બયાનહ.** અર્થાત : ત્યાર પછી એ વાત અમારી જવાબદારી પર છે કે તમે એને પઢી શકશો. (જેથી આપે એ હુકમનું પાલન કર્યું.) જ્યારે જિબ્રઇલ આવતા હતા ત્યારે આપ તેમનું કલામ સાંભળ્યા કરતા હતા, પછી તેમના ગયા પછી આપ તેવું જ પઢતા હતા જેવું જિબ્રઇલ પઢયા હતા. (ઇબ્ને અબ્બાસની તફસીરનો ખુલાસો એ

છે કે, **ફત્તબિઅ કુરઆનહ**થી 'ખામોશી સાથે સાંભળવું' મુરાદ છે અને **કુરઆનહ**નો અર્થ 'પઢવું' છે અને **બયાનહ** થી મુરાદ રસૂલુલ્લાહનું પઢવું છે.)

(૫/૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સૌથી વધુ સખી માણસ હતા અને આપની સખાવત સૌથી વધુ ત્યારે જાહેર થતી હતી જ્યારે આપ રમઝાનના મહીનામાં હઝરત જિબ્રઇલ (અલૈ.) સાથે મુલાકાત કરતા હતા. હઝરત જિબ્રઇલ (અલૈ.) રમઝાનમાં દરરોજ રાત્રે આવીને હુઝૂર (સલ.)ને મળતા હતા અને આપ તેમની સાથે મળીને કુર્આનનો દૌર કરતા હતા. રસૂલુલ્લાહ (સલ.) ભલાઇની બાબતમાં તો વરસાદ લાવનારી હવા કરતાં પણ વધુ સખી હતા.

(૬/૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબૂ સુફયાને મને આ કિસ્સો કહ્યો હતો કે, જ્યારે અમારી અને રસૂલુલ્લાહ (સલ.)ની વચ્ચે હુદયબિય્યા સ્થળે સુલેહ થઇ તે વખતે અમે સીરિયા વેપાર માટે ગયા હતા. તે સમયે રોમનો બાદશાહ હિરકલ એલિયામાં હતો. તેણે મને અને કુરૈશના બીજા થોડાક સવારોને બોલાવ્યા. તેના બોલાવવાથી અમે ત્યાં પહોંચ્યા. હિરકલે અમને દરબારમાં બોલાવ્યા. અમે અંદર દાખલ થયા.

સરદારો તેની આજુબાજુમાં બેસેલા હતા. પછી દુભાષિયાને બોલાવવામાં આવ્યો અને (દુભાષિયાની મારફતે) હિરકલે અમને પૂછ્યું કે, તમારામાંથી કયો માણસ એ પયગમ્બરનો નજીકનો સગો છે ? મેં જવાબ દીધો કે, હું નજીકનો સગો છું. હિરકલે હુકમ કર્યો કે, એને મારી સામે લાવો અને એના સાથીઓને એની પીઠ પાછળ બેસાડો. ત્યાર બાદ હિરકલે મારા સાથીઓને કહ્યું કે, હું આ માણસને કંઇક પૂછું છું. જો એ જૂઠું બોલે તો તમે એને જૂઠું જાહેર કરી દેજો. અબૂ સુફયાન કહે છે કે, જો મને મારા જૂઠા તરીકે મશહૂર થઇ જવાનો ભય ન હોત તો ખુદાની કસમ રસૂલુલ્લાહ (સલ.)ની હાલત વર્ણન કરતી વખતે થોડું જૂઠું મેળવી દેત. હિરકલે સૌથી પહેલું મને પૂછ્યું કે, એ પયગમ્બરનો વંશ કેવો છે ? મેં કહ્યું કે, તે અમારા લોકોમાં ઘણા શરીફ અને ઉચ્ચ કુટુંબના માણસ છે. હિરકલે પૂછ્યું કે, તેના બાપદાદાઓમાં કોઇ બાદશાહ થઇ ગયો છે ? મેં કહ્યું : નહીં. હિરકલે પૂછ્યું : મોટા માણસો તેના તાબેદાર છે કે ગરીબ લોકો ? મેં કહ્યું : ગરીબ લોકો તેના તાબેદાર થયા છે. હિરકલે પૂછ્યું : તેના સાથીઓ વધતા જાય છે કે ઘટતા જાય છે ? મેં કહ્યું : વધતા જાય છે. હિરકલે પૂછ્યું : શું તેના ધર્મથી નાખુશ થઇને તેના સાથીઓમાંથી કોઇ ફરી પણ જાય છે ? મેં કહ્યું : ના. હિરકલે પૂછ્યું : શું વાયદો કરીને તે કદી ઉલ્લંઘન કરે છે ? મેં કહ્યું : ના, પરંતુ હવે અમારી અને



તેની વચ્ચે સુલેહ થઇ છે, માલુમ નહીં, ભવિષ્યમાં તે શું કરે છે. અબૂ સુફયાન કહે છે કે, ખુદાની કસમ આટલી વાત સિવાય હું બીજું કંઇ વધારી ન શક્યો. હિરકલે પૂછ્યું : તમારી અને તેની વચ્ચે લડાઇ પણ થાય છે ? મેં કહ્યું : જી હા. હિરકલે લડાઇનું પરિણામ પૂછ્યું. મેં કહ્યું : બરાબરીની લડાઇ થાય છે; કદી તે અમારા ઉપર જીત મેળવે છે અને કદી અમે તેના ઉપર. હિરકલે પૂછ્યું : તે તમને કઇ કઇ વસ્તુઓ કરવાનો હુકમ કરે છે ? મેં કહ્યું કે, તે કહે છે કે, એક ખુદાની પૂજા કરો. કોઇને તેનો ભાગીદાર ન બનાવો. તમારા બાપદાદાઓની વાતને છોડી દો. તે અમને નમાઝ પઢવાનો, સાચું બોલવાનો, હરામ વસ્તુઓથી બચવાનો અને કૌટુંબિક સંબંધો જાળવવાનો હુકમ કરે છે. આ સાંભળીને હિરકલે દુભાષિયાને કહ્યું કે, એને કહી દો કે, મેં તમને એનો વંશ પૂછ્યો તો તમે જવાબ આપ્યો કે, તે ઉચ્ચ ખાનદાનનો છે. તો (કાયદો એ જ છે કે) પયગમ્બર શરીફ વંશનો અને ઉચ્ચ ખાનદાનનો હોય છે. મેં તમને પૂછ્યું કે, શું તમારી કોમમાં કોઇ બીજાએ પણ નુબુવ્વતનો દાવો કર્યો હતો ? તમે જવાબ આપ્યો કે નહીં. જો કોઇ બીજાએ નુબુવ્વતનો દાવો કર્યો હોત તો હું સમજત કે એણે પણ તેનું અનુકરણ કર્યું અને તે જ એના મગજમાં પણ આવ્યું. મેં તમને પૂછ્યું કે, એના બાપદાદાઓમાંથી કોઇ બાદશાહ થઇ ગયો છે ? તમે જવાબ આપ્યો કે, નહીં. જો કોઇ બાદશાહ થઇ ગયો હોત તો હું કહેત કે, આ માણસ નુબુવ્વતના પરદામાં પોતાના બાપદાદાની હુકૂમતની ઇચ્છા રાખે છે. મેં તમને પૂછ્યું કે, શું નુબુવ્વતનો દાવો કરતાં પહેલાં કદી તેના પર જૂઠું બોલવાનો આરોપ પણ આવ્યો છે ? તમે કહ્યું, નહીં. તો જે માણસ કદી માનવીઓ અંગે જૂઠું ન બોલ્યો હોય તે ખુદા અંગે કેવી રીતે જૂઠું બોલી શકે છે. મેં તમને પૂછ્યું હતું કે, મોટા મોટા માણસો તેના તાબેદાર છે કે નાના નાના માણસો ? તો તમે જવાબ આપ્યો કે, ગરીબ માણસો તેના તાબેદાર છે. તો આ જ હાલત બીજા પયગમ્બરોની પણ થઇ છે. શરૂ શરૂમાં ગરીબ માણસોએ જ તેમની તાબેદારી કરી છે. મેં પૂછ્યું હતું કે, તેના સાથીઓ વધતા જાય છે કે ઘટે પણ છે ? તમે કહ્યું હતું કે, વધતા જ જઇ રહ્યા છે. તો ઇમાનની હાલત પણ એવી જ હોય છે કે વધતું વધતું પૂર્ણતાએ પહોંચે છે. મેં પૂછ્યું હતું કે, શું કોઇ માણસ તેના ધર્મથી નાખુશ થઇને મુરતદ પણ થઇ જાય છે ? તો તમે જવાબ આપ્યો કે, નહીં. તો ઇમાનના નૂરની ખાસિયત પણ એ જ છે કે, દિલમાં વસી ગયા પછી અલગ થતું નથી. મેં પૂછ્યું હતું કે, તે કોઇ વાત કરીને કદી ફરી પણ જાય છે ? તો તમે કહ્યું કે, નહીં. તો ખરેખર પયગમ્બરોની એવી જ આદત

હોય છે કે, ફરી જતા નથી. મેં તમને પૂછ્યું હતું કે, તે તમને કઈ કઈ વાતોનો હુકમ કરે છે ? તમે જવાબ આપ્યો કે, તે અમને નમાઝ પઢવાનું, સાચું બોલવાનું, કૌટુંબિક સંબંધો જાળવવાનું અને પરહેઝગાર બનવાનું શીખવે છે. તે હુકમ કરે છે કે, એક ખુદાની પૂજા કરો. કોઈને તેનો ભાગીદાર ન બનાવો. મૂર્તિપૂજા ન કરો. ખરેખર, આ વાતો સાચી છે. બેશક, તે માણસ પયગમ્બર છે અને ટૂંક સમયમાં તેની હુકૂમત મારા કદમો સુધી પહોંચી જશે. મને પહેલેથી ખબર હતી કે, આ યુગમાં પયગમ્બર જાહેર થશે, પરંતુ હું એવું માનતો ન હતો કે, તે તમારા લોકોમાં પેદા થશે. જો મને ખબર હોત કે હું તેની પાસે પહોંચી શકું છું તો તકલીફ વેઠીને પણ તેની પાસે પહોંચી જાત અને જો તેની પાસે હોત તો તેના પગ ધોયા કરત. ત્યાર બાદ હિરકલે રસૂલુલ્લાહ (સલ.)નો તે પત્ર માંગ્યો જે દિહયા કલબી મારફતે રોમના બાદશાહને મોકલવામાં આવ્યો હતો. દિહયા કલબીએ પત્ર આપ્યો. હિરકલે ખોલ્યો. તેના અંદર લખ્યું હતું : બિસ્મિલ્લાહિ ર્રેહમાનિ ર્રેહીમ. અલ્લાહના બંદા અને તેના રસૂલ ડિવા મુહમ્મદનો આ પત્ર રોમના સરદાર હિરકલના નામે. જે માણસ સીધા રસ્તા પર ચાલ્યો તે સલામતીથી રહેશે. યાદ રહે કે, હું તેમને ઈસ્લામનું આમંત્રણ આપું છું. જો ઈસ્લામ લઈ આવશો તો (દીન અને દુનિયાની) સલામતી નસીબ થશે. તમે મુસલમાન થઈ જાઓ. ખુદા તઆલા તમને બેવડો સવાબ આપશે. (ડિવા એક ઈસાઈ ધર્મનો સવાબ અને બીજા ઈસ્લામ ધર્મના અનુસરણનો) અને જો તમે ઈસ્લામ કબૂલ નહીં કરો તો તમામ પ્રજાનો ભાર તમારા ઉપર રહેશે. હે કિતાબવાળાઓ ! આ એક વાત ઉપર આવી જાઓ જે અમારા અને તમારા વચ્ચે સરખી છે. ડિવા અમે અને તમે એક ખુદાના સિવાય કોઈની પૂજા ન કરીએ. કોઈને તેનો ભાગીદાર ન બનાવીએ અને અમારામાંથી કોઈ પણ ખુદાના સિવાય કોઈને પોતાનો પાલનહાર અને માલિક ન ઠેરવે. તેથી જો કિતાબવાળાઓ (તૌહીદ-એકેશ્વરવાદથી) ઈન્કાર કરે તો તેમને કહી દો કે (તમે માનો યા ન માનો) અમે તો અલ્લાહનો હુકમ માનવાવાળા છીએ. અબૂ સુફયાન કહે છે કે, હિરકલને જે કંઈ કહેવું હતું તે કહી દીધું. પત્ર વાંચી રહ્યો ત્યારે રોમનોમાં ભારે શોરબકોર થયો અને ખૂબ ચર્ચા થઈ. હુકમ અનુસાર અમને દરબારમાંથી કાઢી મૂકવામાં આવ્યા. નીકળતી વખતે મેં મારા સાથીઓને કહ્યું કે, ઈબ્ને અબૂ કબશા (રસૂલુલ્લાહ)નું કામ તો સારી રીતે પાર પડયું. એનાથી તો રોમનો બાદશાહ પણ ડરે છે અને મને તે સમયથી લઈને ઈસ્લામમાં દાખલ થતાં સુધી સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો હતો, કે આપ બધાના ઉપર છવાઈ જશે.



રાવી કહે છે કે, બયતુલ મુકદ્દસ હાકિમ ઈબ્ને નાતૂરે, જે હિરકલનો ખાસ સાથી અને સીરિયાના ઈસાઈઓનો પાદરી હતો, બયાન કર્યું છે કે, જ્યારે હિરકલ બયતુલ મુકદ્દસમાં આવ્યો ત્યારે એક સવારે ગભરાયેલો ઉઠયો. આ જોઈને એના રસાલાના માણસે પૂછયું કે, આજે સાહેબનો ચહેરો કંઈક ઉતરેલો જણાય છે ! હિરકલ જ્યોતિષશાસ્ત્રી (નજૂમી) હતો. ગ્રહોનું ગણિત જાણતો હતો, એટલે તેમના સવાલનો જવાબ આપતા કહેવા લાગ્યો કે, મેં આજે રાત્રે ગ્રહોને જોયા તો જણાયું કે ખત્ના કરાવનારાઓનો બાદશાહ બધાના ઉપર છવાઈ ગયો છે. (તમે બતાવો કે) આ પ્રજામાંથી કઈ પ્રજા ખત્ના કરાવે છે ? તેમણે જવાબ આપ્યો કે, યહૂદીઓના સિવાય બીજું કોઈ તો ખત્ના કરાવતું નથી અને તેમના તરફથી તમારે ચિંતા ન કરવી જોઈએ. આપણી હુકૂમતના તમામ પ્રદેશોમાં લખી મોકલો કે જ્યાં જ્યાં જે યહૂદી હોય તેને કત્લ કરી દેવામાં આવે. લોકો આ વાતચીત કરી રહ્યા હતા એવામાં એક માણસ ગિરફતાર થઈને આવ્યો, જેને ગસ્સાનના બાદશાહે પકડીને મોકલ્યો હતો. આ માણસ રસૂલુલ્લાહ (સલ.)નો હેવાલ વર્ણન કરતો હતો. હિરકલે જ્યારે તેની પાસેથી બધો હેવાલ જાણી લીધો ત્યારે હુકમ કર્યો કે, એને લઈ જઈને જુઓ કે એણે ખત્ના કરાવેલી છે કે નહીં ? હુકમ પ્રમાણે લોકોએ જોઈને ખબર આપી કે એણે ખત્ના કરાવેલી છે. તે પછી હિરકલે તેને અરબો વિષે પૂછયું કે અરબો ખત્ના કરાવે છે કે નહીં ? તેણે જવાબ આપ્યો કે, હા, અરબો ખત્ના કરાવે છે. આ સાંભળીને હિરકલ બોલ્યો : આ જ કોમનો બાદશાહ (તમામ દેશો ઉપર) વિજય મેળવશે. ત્યાર બાદ પોતાના એક સાથીને, જે રૂમિયહમાં હતો અને જ્યોતિષ વિદ્યામાં હિરકલની સમકક્ષ હતો, પત્ર લખ્યો અને પોતે હિમ્સ ચાલ્યો ગયો. હિરકલ હિમ્સમાં જ હતો કે પત્રનો જવાબ આવી ગયો. તે સાથીએ પણ હિરકલના અભિપ્રાયનું સમર્થન કર્યું કે, પયગમ્બરનું આગમન થઈ ચૂકયું છે અને તે ખરેખર પયગમ્બર છે. (જ્યારે હિરકલને સંપૂર્ણ સંતોષ થઈ ગયો ત્યારે) બધા ઉમરાવોને દરબારમાં ભેગા થવાનો હુકમ કર્યો. જ્યારે બધા ભેગા થઈ ગયા ત્યારે દરવાજાઓ પર તાળાં મરાવી દીધાં અને કહેવા લાગ્યો : હે રોમનો ! જો તમે લોકો તમારું ભલું ઈચ્છતા હોય, તમારી હુકૂમતને બાકી રાખવા માંગતા હોય તો આ પયગમ્બર ઉપર ઈમાન લઈ આવો. આ સાંભળીને બધા ઉમરાવો ચોંકી ઉઠયા અને જંગલી ગધેડાઓની જેમ ભડકીને દરવાજાઓ તરફ દોડયા, પરંતુ દરવાજા બંધ જોઈને લાચાર બની ગયા અને બહાર ન જઈ શકયા. હિરકલે જ્યારે તેમનો આ તિરસ્કાર જોયો અને તેમના ઈમાન લાવવાથી હતાશ થઈ ગયો ત્યારે

પાછા બોલાવીને કહેવા લાગ્યો કે, મેં હકીકતમાં તમારી ધાર્મિક સ્થિરતાની કસોટી કરી હતી. શાબાશ, જે વાત મને પસંદ હતી તે જ વાત તમે પસંદ કરી. આ સાંભળીને લોકો તરત હિરકલની સામે સજદામાં પડી ગયા અને ખૂબ ખુશ થયા. છેવટે હિરકલની તે જ હાલત રહી. (કિંવા હિરકલે દુન્યવી હુકૂમત પસંદ કરી અને દીનને છોડી દીધો. દુનિયા માટે દીનનો સ્વીકાર ન કર્યો.)

# ★ ઈમાન ★

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**રસૂલુલ્લાહ (સલ.)ની આ વાતનું વર્ણન કે ઇસ્લામનો પાયો પાંચ વસ્તુઓ ઉપર છે અને એ વાતનું વર્ણન કે ઈસ્લામ કથન પણ છે અને વર્તન પણ, વધુ પણ થાય છે અને ઓછો પણ**

ખુદા તઆલા ફરમાવે છે : **લિયઝદાદૂ ઈમાનમ્ મઅ ઈમાનિહિમ** કિંવા જેથી તે લોકો પોતાના (મૂળ) ઈમાનના હોવા છતાં ઈમાનમાં ઓર વધી જાય. બીજી આયત છે : **વ ઝિદ્નાહુમ હુદન** કિંવા અમે તેમને વધુ હિદાયત આપી. **યઝીદુ લ્લાહુ લ્લઝીનહ્ તદવ્ હુદન** કિંવા જે લોકો હિદાયત પામે છે ખુદા તેમને વધુ હિદાયત આપે છે. **વ લ્લઝીનહ્ તદવ્ ઝાદતહુમ હુદન વ આતાહુમ તકવાહુમ** કિંવા જે લોકોને સીધો રસ્તો મળી ગયો તેમને હજુ વધુ હિદાયત આપી અને તેમને તેમની પરહેઝગારી અર્પણ કરી. **અય્યુકુમ ઝાદતહુ હાઝિહિ ઇમાનન ફઅમ્મ લ્લઝીન આમનૂ ફઝાદત્હુમ ઇમાનન** કિંવા એણે તમારામાંથી કોના ઈમાનને વધાર્યું છે ? તો જે લોકો ઈમાન લાવ્યા છે તેમના ઈમાનને વધાર્યું છે. **વ યઝ્દાદ લ્લઝીન આમનૂ ઇમાનન્** કિંવા મુઅમિનો ઈમાનમાં વધુ વધે. **ફખ્શવહુમ ફઝાદહુમ ઈમાનન** કિંવા તમે તેમનાથી ડરો અને આ વાતે તેમના ઈમાનનો વધુ વધારો કરી દીધો. **વ માઝાદહુમ ઇલ્લા ઇમાનં વ્વ તસ્લીમન** કિંવા તેમનામાં ન વધારો કર્યો, પરંતુ ઈમાનનો અને તાબેદારીનો. (હદીસ છે કે). અલ્લાહ માટે મુહબ્બત રાખવી અને અલ્લાહ માટે દુશ્મની રાખવી ઈમાનનો ભાગ છે. હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે અદી ઈબ્ને અદીને લખ્યું હતું કે, ઈમાન માટે અમુક ફરઝો, માન્યતાઓ, હદો અને સુન્નતો છે. જે માણસે એમને પૂરી કરી લીધી તેણે ઈમાનને પૂરું કરી લીધું; જેણે એમને અધુરી રાખી તેણે ઈમાનને અધુરૂં રાખ્યું. જો હું જીવતો રહીશ તો ટૂંક સમયમાં તમારા માટે એ બધી (વાતો) બયાન કરીશ, જેથી તમે લોકો એના પર અમલ કરો અને જો હું મરી ગયો તો મને તમારા સહવાસની ઈચ્છા જ નથી.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું હતું કે, આ (ઈચ્છા) એટલા માટે કરૂં છું કે મારા દિલને સંતોષ થઇ જાય.

હઝરત મઆઝ (રદિ.)એ ફરમાવ્યું હતું કે, અમારી સાથે થોડી વાર બેસો,



જેથી અમને ઈમાન મળી રહે. હઝરત ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે, શ્રદ્ધા સંપૂર્ણ ઈમાન છે. હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, માનવી ત્યાં સુધી તકવાની હકીકત સુધી પહોંચતો નથી જ્યાં સુધી તે દિલની શંકાઓને છોડી ન દે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, કુર્આનમાં **શિરઅતં વ્વ મિન્હાજન**નો જે શબ્દ આવ્યો છે તેનાથી મુરાદ **સબીલં વ્વ સુન્નતન** છે. કિંવા દરેકના માટે અમે એક રસ્તો અને બંધારણ બનાવી દીધું છે અને **લવ લા દુઆઉકુમ**થી મુરાદ ઈમાન છે.

(૭/૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઈસ્લામનો પાયો પાંચ વસ્તુઓ ઉપર છે. અલ્લાહના એક હોવાની અને મુહમ્મદ (સલ.)ના પયગમ્બર હોવાની સાક્ષી આપવી. પદ્ધતિસર નમાઝ પઢવી. હજ્જ કરવી. રમઝાનના રોઝા રાખવા અને ઝકાત દેવી.

### ઈમાનની બાબતોનું વર્ણન અને આયત અલસ્સલ બિર્ર અન તુવલ્લૂ વુજૂહકુમ કિબલલ મશ્રિકિ વલ મગ્રિબિ વ લાકિન્નલ બિર્ર મન આમન બિલ્લાહિ......ની સ્પષ્ટતા

(૮/૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઈમાનની સાઠથી કંઇક વધુ શાખાઓ છે અને શરમ ઈમાનની એક શાખા છે.

### તે હદીસનું બયાન કે મુસલમાન તે છે જેના હાથ અને જીભથી મુસલમાન સુરક્ષિત રહે

(૯/૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન તે છે જેના હાથ અને જીભથી મુસલમાન સુરક્ષિત હોય અને મુહાજિર તે છે જે અલ્લાહે મના કરેલી વસ્તુઓને છોડી દે.

### સૌથી શ્રેષ્ઠ કયો ઇસ્લામ છે ?

(૧૦/૧૦) હઝરત અબૂ મૂસા (અશ્અરી) કહે છે કે, (એક વાર) સહાબા (રદિ.)એ પૂછ્યું : યા રસૂલલ્લાહ ! કયો ઈસ્લામ (કિંવા મુસલમાન) શ્રેષ્ઠ છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન તે છે જેના હાથ અને જીભથી મુસલમાન સુરક્ષિત રહે.

### ખાવું-ખવડાવવું ઇસ્લામનો એક ભાગ છે

(૧૧/૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે એક માણસે હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, કયો ઈસ્લામ સૌથી શ્રેષ્ઠ છે ? આપે ફરમાવ્યું : (સૌથી શ્રેષ્ઠ ઈસ્લામ એ છે કે) તમે ખાણું ખવડાવો અને ઓળખાણ હોય કે ન હોય સૌને 'સલામુન અલય્ક' કરો.

**આ વાત ઇમાનનો ભાગ છે કે જે વસ્તુ પોતાના માટે પસંદ કરે તે જ**

**વસ્તુ પોતાના ભાઇ માટે પસંદ કરે**

(૧૨/૧૨) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોઇ માણસ ત્યાં સુધી મુઅમિન થઇ શકતો નથી જ્યાં સુધી (આ કાયદાનું પાલન ન કરે) કે જે વસ્તુ પોતાના માટે પસંદ કરે તે જ પોતાના ભાઇ માટે પસંદ કરે.

## રસૂલુલ્લાહ (સલ.)ની મુહબ્બત ઇમાનનો ભાગ છે

(૧૩/૧૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે ખુદાની કસમ જેના કબ્ઝામાં મારી જાન છે, તમારામાંથી કોઇ માણસ ત્યાં સુધી મુઅમિન થઇ શકતો નથી, જ્યાં સુધી હું તેની નઝરમાં તેના માં-બાપ અને ઓલાદથી વધુ મહબૂબ ન હોઉં.

(૧૪/૧૪) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી કોઇ માણસ ત્યાં સુધી મુઅમિન થઇ શકતો નથી જ્યાં સુધી હું તેની નઝરમાં તેના માં-બાપ, ઓલાદ બલકે બધા લોકો કરતાં વધું પ્રિય ન હોઉં.

## ઇમાનની લઝ્ઝતનું બયાન

(૧૫/૧૫) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસમાં ત્રણ વસ્તુઓ હશે તેને ઇમાનની લઝ્ઝત આવશે : ૧. ખુદા અને રસૂલ તેની નઝરમાં દરેક વસ્તુ કરતાં વધુ પ્યારા હોય. ૨. તેને જો કોઇની સાથે મુહબ્બત હોય તો ફકત ખુદા માટે હોય. ૩. કુફ્ર તરફ પાછા જવાને એટલું જ ખરાબ સમજે જેટલું આગમાં નાખવાને ખરાબ સમજે છે.

## અનસારો સાથે મુહબ્બત રાખવી ઇમાનની એક નિશાની છે

(૧૬/૧૬) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું છે કે, અનસારો સાથે મુહબ્બત રાખવી ઇમાનની નિશાની છે અને તેમના પ્રત્યે દ્વેષ રાખવો મુનાફિકપણાની નિશાની છે.

(૧૭/૧૭) હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે (ઉબાદા બદરની લડાઇમાં ભાગ લેનારાઓમાંના એક છે અને ઉહદની લડાઇમાં પહાડના ઘાટના જે લોકો રક્ષક હતા તેમાંના એક એ પણ હતા) કે (એક વાર) સહાબા (રદિ.)ની એક જમાઅત હુઝૂર (સલ.)ની આજુબાજુ ભેગી થઇ હતી. આપે ફરમાવ્યું : મારાથી આ વાતો પર બૈઅત કરો કે, કોઇને ખુદા તઆલાનો ભાગીદાર નહી બનાવો. ચોરી અને ઝિના (વ્યભિચાર) નહી કરો. પોતાની ઓલાદને કત્લ નહી કરો. કોઇના ઉપર પોતાના દિલથી આક્ષેપ નહી મૂકો અને સારા કામમાં નાફરમાની નહી કરો. જો આ વાતોને તમારામાંથી કોઇ પૂરી કરશે તો તેને સવાબ આપવો અલ્લાહ તઆલાના ઝિમ્મે છે અને જો કોઇએ આ વાતોમાંથી કોઇ વાત કરી, પરંતુ તેને તેની દુન્યવી સઝા મળી ગઇ તો (આખિરતના અઝાબથી) તેના માટે કફ્ફારો બની જશે અને જો કોઇએ આ વાતોમાંથી કોઇ ગુનાહ કર્યા અને ખુદા તઆલાએ તેને છુપાવી રાખ્યો (દુનિયામાં કોઇને તેના ગુનાહની ખબર ન પડી અને દુન્યવી સઝા તેને ન મળી) તો ખુદાના ઇખ્તિયારમાં છે કે ચાહે તો માફ કરી દે અને ચાહે તો સઝા આપે. (રાવી કહે છે) અમે આ વાતો પર હુઝૂર (સલ.)થી બૈઅત કરી.

## ફિત્નાથી દૂર રહેવું દીનની નિશાની છે

(૧૮/૧૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તે સમય નજીક છે જયારે કે મુસલમાનોનો ઉત્તમ માલ બકરીઓ હશે અને તે પહાડના શિખરો પર અને વરસાદના વરસવાના સ્થળોએ તેને લઇને ફરશે. જેથી ફિત્નાઓ (ઝઘડાઓ, ટંટાઓ, કજિયાઓ)થી પોતાના દીનને બચાવીને નાસી જાય.

## તે હદીસનું વર્ણન કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : હું ખુદા તઆલાને તમારાથી વધારે જાણું છું અને એ વાતની ચોખવટ કે અલ્લાહને ઓળખવું દિલનું કામ છે. કારણ કે, ખુદા તઆલા ફરમાવે છે : વ લાકિં ય્યુઆખિઝુકુમ બિમા કસબત્ કુલૂબુકુમ

(૧૯/૧૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સિદીકા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જયારે લોકોને કોઇ કામ કરવાનો હુકમ આપતા હતા ત્યારે તેમની શકિત અનુસાર હુકમ આપતા હતા. લોકોએ કહ્યું કે હુઝૂર ! અમે આપના જેવા તો નથી, આપની આગલી પાછલી ભુલો તો ખુદા તઆલા માફ કરી ચૂકયો છે. (અમને તો નેક કામોની વધારે ઝરૂર છે) આ સાંભળીને હુઝૂર (સલ.)

---

(૧૪/૧૪) અર્થ એ છે કે, નબીએ કરીમ (સલ.)ને પોતાના કરતાં, પોતાના માંબાપ, પોતાના સગા સ્નેહીઓ વગેરે કરતાં પણ વધારે મુહબ્બત અને માનને લાયક સમજે, જો માંબાપે કોઇ હુકમ આપ્યો હોય, જે રસૂલુલ્લાહ (સલ.)ના ફરમાન અનુસાર ન હોય, તો માંબાપના હુકમને બદલે રસૂલુલ્લાહ (સલ.)ના ફરમાન મુજબ ચાલે. એ જ રીતે પોતાની ઇચ્છા પર નબીએ કરીમ (સલ.)ના ફરમાનને માન આપે અને તે મુજબ વર્તે. જે બાબત પોતાના ઇખ્તિયાર અને અધિકારમાં હોય, તેમાં નબીએ કરીમ (સલ.)ના આદેશ અને હુકમને માન આપવું અને તે પ્રમાણે વર્તવું, પોતાની ઇચ્છાને મહત્વ આપવું નહીં.

(૧૮/૧૮) ફિત્નાઓના કારણે દીન પર કાયમ રહેવાનું મુશ્કેલ બની જાય, તો પોતાના દીનના રક્ષણ માટે વેરાન અને ઉજ્જડ સ્થળે વસવાની છુટ છે, પરંતુ આલિમોને પૂછવું જોઇએ કે, આવા સંજોગો પ્રવર્તે છે કે નહીં.

એટલા નારાજ થયા કે આપના ચહેરા પર ગુસ્સાના ચિન્હો દેખાવા લાગ્યા. પછી ફરમાવ્યું : હું ખુદાને તમારાથી વધારે જાણું છું અને તમારાથી વધુ ખુદાથી ડરું છું.

**તે માણસનું વર્ણન જે કુફ્ર તરફ પાછા જવાને એટલું ખરાબ સમજે છે જેટલું આગમાં નાખવાને અને એ વાતની ચોખવટ કે આ ઈમાનની નિશાની છે**

(૨૦/૨૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસમાં ત્રણ વાતો હશે તેને ઈમાનની મીઠાશ મળશે : ૧. ખુદા અને રસુલ તેની નઝરમાં દરેક વસ્તુથી વધુ પ્યારા હોય. ૨. જો કોઈની સાથે મુહબ્બત હોય તો માત્ર ખુદા માટે હોય. ૩. જ્યારે ખુદાએ તેને કુફ્રમાંથી બહાર કાઢયો ત્યારે ફરી બીજી વાર કુફ્ર તરફ પાછા જવાને એટલું જ ખરાબ સમજે જેટલું આગમાં નંખાવાને ખરાબ સમજે છે.

**મુઅમિનો અમલોમાં એક બીજાથી ઓછા વધતા હોય છે**

(૨૧/૨૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, (કિયામતના દિવસે) જન્નતી જન્નતમાં દાખલ થઈ જશે અને દોઝખી દોઝખમાં. ત્યાર પછી ખુદા તઆલા ફરમાવશે : જે માણસના દિલમાં રાઈના દાણા બરાબર ઈમાન હોય તેને પણ દોઝખમાંથી કાઢી લો. એ લોકો જ્યારે દોઝખમાંથી નીકળશે ત્યારે તેમના શરીર બળવાના કારણે બિલકુલ કાળા થઈ જશે. તેમને 'નહરે હયાત'માં નાખવામાં આવશે. જેના કારણે એ લોકો એવા થઈ જશે જેમકે પાણીના વહેણના કચરામાં દાણો ચોંટે છે. તમને ખબર છે કે દાણો (ઉગીને) ગુંચવાયેલા પાંદડાંવાળો અને પીળા રંગનો નીકળે છે.

(૨૨/૨૨) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું (એક દિવસ) સૂઈ રહ્યો હતો. મેં સ્વપ્નમાં જોયું કે કેટલાક લોકોને મારી સામે રજૂ કરવામાં આવ્યા, જેમણે કુરતો પહેરેલો હતો. કોઈનો કુરતો (માત્ર) છાતી સુધી હતો અને કોઈનો એનાથી નીચો, પરંતુ ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ને જ્યારે રજૂ કરવામાં આવ્યા ત્યારે તેમનો કુરતો (એટલો) લાંબો હતો કે તે તેને ખેંચીને ચાલતા હતા. સહાબા (રદિ.)એ પૂછ્યું : હુઝૂર ! એની તઅબીર (સ્વપ્નાર્થ) શું બતાવી ? ફરમાવ્યું : (કુરતાથી મુરાદ) દીન (છે.)

**શરમ ઈમાનનો ભાગ છે**

(૨૩/૨૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, (એક વાર) રસૂલુલ્લાહ (સલ.) કોઈ અનસારીની પાસેથી પસાર થયા. અનસારી પોતાના ભાઈને નસીહત કરી રહ્યો હતો કે, વધુ



શરમ ન કર્યા કર. આપે ફરમાવ્યું કે, રહેવા દે, શરમ તો ઈમાનની એક શાખા છે.

**આયત ફઈન તાબૂ વ અકામુસ્સલાત વ આતવૂઝ્ઝકાત ફખલ્લૂ સબીલહુમની તફસીર**

(૨૪/૨૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મને ત્યાં સુધી લોકો સાથે લડવાનો હુકમ થયો છે જ્યાં સુધી તેઓ 'લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'ના માનનારા ન થઈ જાય. રીતસર નમાઝ ન પઢવા લાગે અને ઝકાત ન દેવા લાગે. જો લોકો આ કરવા લાગશે તો પછી મારાથી પોતાનો જાનમાલ (દરેક રીતે સુરક્ષિત) કરી લેશે. હા, ઈસ્લામી હક્ક એનાથી અલગ છે. દીનનો હક બરબાદ કરવાનો બદલો ઝરૂર છે. બાકી એમના દિલોનો હિસાબ ખુદાના ઝિમ્મે છે.

**અમુક લોકો માને છે કે ઈમાન અમલનું નામ છે. કારણ કે, ખુદા તઆલા ફરમાવે છે : 'વ તિલ્કલ જન્નતુ લ્લતી ઊરિસ્તુમૂહા બિમા કુન્તુમ તઅમલૂન' કિંવા આ જ તે જન્નત છે જે તમારા નેક અમલોના બદલામાં તમને આપવામાં આવી છે. આલિમોનો એક વર્ગ માને છે કે, આયત 'ફવરબ્બિક લનસ્અલન્નહુમ અજમઈન અમ્મા કાનૂ યઅમલૂન'માં અમલથી મુરાદ લાઈલાહ ઈલ્લલ્લાહનો કલિમો છે. (બીજી જગ્યાએ) ખુદા તઆલા ફરમાવે છે : 'લિમિસ્લિ હાઝા ફલ્યઅમલિલ આમિલૂન'**

(૨૫/૨૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને (એક વાર) પૂછવામાં આવ્યું કે, કયો અમલ શ્રેષ્ઠ છે ? આપે ફરમાવ્યું : ખુદા અને રસુલ પર ઈમાન લાવવું. પૂછવામાં આવ્યું, ત્યાર પછી (કયો અમલ શ્રેષ્ઠ છે ?) ફરમાવ્યું : ખુદાના રસ્તામાં જિહાદ કરવું. પૂછવામાં આવ્યું, ત્યાર પછી (કયો અમલ શ્રેષ્ઠ છે ?) ફરમાવ્યું : હજ્જે મકબૂલ. (કિંવા તે હજ્જ જે પદ્ધતિસર કરવામાં આવી હોય અને તેમાં કોઈ ગુનોહ ન કર્યો હોય.)

**જો ઈસ્લામ દિલથી ન હોય, માત્ર જાહેરમાં હોય અથવા કત્લ થઈ જવાના ભયથી હોય તો એ ઈસ્લામ સ્વીકાર્ય નથી. ખુદા તઆલા ફરમાવે છે : 'કાલતિલ અઅ્‌રાબુ આમન્ના કુલ લમ્‌તુઅમિનૂ વ લાકિન કૂલૂ અસ્લમ્ના' કિંવા આદિવાસી લોકો કહે છે : અમે ઈમાન લઈ આવ્યા (હે**

(૨૫/૨૫) આ બધા કામો મુશ્કેલ અને સખત છે, એટલે એમાં ફઝીલત વધારે છે.

**નબી !) તમે એમને કહી દો કે (હકીકતમાં) તમે ઇમાન લાવ્યા નથી. માટે તમારે એમ કહેવું જોઇએ કે, અમે ઇસ્લામ લઇ આવ્યા. હકીકી ઇસ્લામનું આ આયતમાં વર્ણન છે કે, ઇન્નદ્દીન ઇન્દલ્લાહિ ઇસ્લામ...**

(૨૬/૨૬) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે : હું હુઝૂર (સલ.)ની પાસે બેઠો હતો. આપે એક જમાઅતને થોડોક માલ આપ્યો હતો, પરંતુ એવા માણસને છોડી દીધો જે મારી નઝરમાં સૌથી વધુ સારો હતો. મેં પૂછ્યું : યા રસૂલલ્લાહ ! શું વાત છે કે, હુઝૂરે ફલાણા માણસને કંઇ આપ્યું નહીં ? ખુદાની કસમ ! મને તો તે ઇમાનદાર લાગે છે. હુઝૂરે ફરમાવ્યું : (ઇમાનદાર) કે મુસલમાન ? હું ચૂપ થઇ ગયો. થોડી વાર પછી ફરી મારાથી ન રહેવાયું. મેં બીજી વાર તે જ વાત પૂછી. હુઝૂરે ફરી પણ પહેલો જવાબ આપ્યો કે, તમે એને મુઅમિન માનો છો કે મુસલમાન ? હું ચૂપ થઇ ગયો, પરંતુ ન રહેવાયું તો થોડી વાર પછી મેં ફરી તે જ વાત પૂછી. હુઝૂરે તે જ જવાબ આપ્યો. પછી ફરમાવ્યું : સઅદ ! હું એક માણસને માલ આપું છું, જો કે બીજા લોકો તેની સરખામણીમાં મને વધુ સારા લાગે છે. માત્ર એટલા માટે આપું છું કે, ખુદા તઆલા દોઝખમાં એને કંઇ ઉંધા માથે ન નાખી દે. (કિંવા પાકા ઇમાનવાળાઓને આપતો નથી અને કાચા ઇમાનવાળાઓના દિલો ખેંચવા માટે આપું છું. કારણ કે, પાકો મુઅમિન તો હર હાલતમાં મુરતદ નહી થાય અને કાચા ઇમાનવાળાઓને જો માલ નહી મળે તો શકય છે કે તે બીજી વાર કાફિર થઇ જાય અને ખુદા તઆલા તેમને દોઝખમાં નાખી દે.)

**સલામુન અલૈકનો રિવાજ ફેલાવવો ઇસ્લામની શાખા છે. હઝરત અમ્માર (રદિ.)નું કથન છે કે, ત્રણ વાતો જે માણસમાં હશે તેનું ઇમાન પરિપૂર્ણ હશે : ૧. ઇન્સાફ કરવો. સર્વ-સામાન્ય રીતે, બલકે પોતાની જાત સાથે પણ. ૨. સલામુન અલૈક સર્વસામાન્ય રીતે કરવું. ૩. તંગીની હાલતમાં ખુદાના રસ્તામાં ખર્ચ કરવો.**

(૨૭/૨૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું કે, કયો ઇસ્લામ સારો છે ? આપે ફરમાવ્યું (આ આદત ઘણી સારી છે) કે તમે (ગરીબોને) ખાણું ખવડાવો અને ઓળખાણ હોય કે ન હોય સૌને સલામુન અલૈક કરો.

**પતિની નાફરમાનીનું વર્ણન અને એની ચોખવટ કે અમુક કુફ્ર અમુકથી ઓછો હોય છે**

(૨૮/૨૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂરે (એક દિવસ) ફરમાવ્યું કે, મને દોઝખનું નિરીક્ષણ કરાવવામાં આવ્યું. મેં જોયું કે, ત્યાં ઓરતોનો મોટો ભાગ હતો, જે કુફ્ર કરતી હતી. પૂછવામાં આવ્યું, શું ખુદાનો ઇન્કાર કરતી હતી ? ફરમાવ્યું : નહી, બલ્કે પતિઓની નાફરમાની કરતી હતી અને ભલાઇનો ઇન્કાર કરતી હતી. કારણ કે (નિયમ એ છે કે) જો ઓરતોની સાથે આખી ઝિંદગી ભલાઇ કરો અને પછી તમારા તરફથી કોઇ એક વાત તેની મરજી વિરુદ્ધ થઇ જાય તો કહે છે કે, મેં કદી તારે ત્યાં સુખ ન મેળવ્યું.

**ગુનાહ કરવો જહાલતનું કામ છે. ગુનાહ કરનારને કાફિર ન કહેવામાં આવે. હા, શિર્કના કારણે કહી શકાય છે. કારણ કે, હુઝૂરે (એક માણસને) કહ્યું હતું કે, તારામાં જહાલતની ટેવ છે. ખુદા તઆલા ફરમાવે છે : ખુદા શિર્કને માફ કરતો નથી અને એના સિવાય જેને ચાહે છે તેને માફ કરી દે છે. બીજી આયતમાં છે : 'વ ઇન તાઇફતાનિ મિનલ મુઅમિનીનક તતલૂ ફઅસ્લિહૂ બયનહુમા' કિંવા મુસલમાનોના બે જુથોમાં લડાઇ થઇ જાય તો તમે તેમનામાં સુલેહ કરાવી દો. ખુદા તઆલાએ એ બધા લડાઇ કરનારાઓને મુઅમિન કહ્યા છે**

(૨૯/૨૯) અહનફ ઇબ્ને કૈસ કહે છે કે, (જમલની લડાઇના દિવસે) હું તે માણસ (હઝરત અલી)ની મદદ કરવા ગયો. રસ્તામાં મને અબૂબક્ર મળ્યા અને મને પૂછ્યું કે, કયાંનો વિચાર છે ? મેં કહ્યું : તે માણસની મદદ કરીશ. અબૂબક્ર બોલ્યા : પાછા જાઓ, કારણ કે મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે, આપ કહેતા હતા કે, જ્યારે બે મુસલમાનો તલવાર લઇને એક બીજા સાથે લડે છે ત્યારે કત્લ કરનાર અને કત્લ થનાર બંને દોઝખી બને છે. મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! એક તો કત્લ કરનાર છે. (એટલા માટે દોઝખી છે) પરંતુ કત્લ થનારનો શું વાંક છે ? ફરમાવ્યું : તે પણ પોતાના હરીફને કત્લ કરવાનો ઇરાદો ધરાવતો હતો.

(૩૦/૩૦) હઝરત મઅરૂર (રદિ.) કહે છે કે, હું ઝુબદા (મદીનાથી ૪૮ માઇલ દૂર એક જગ્યાએ છે)માં હઝરત અબૂ ઝર (રદિ.)ને મળ્યો. તે સમયે તેમણે પૂરો પોષાક (કિંવા ચાદર અને

(૨૬/૨૬) મુસ્લિમ અને મુઅમિન વચ્ચેનો અર્થ-ભેદ એ છે કે, જાહેર વર્તણુંક અને કામોને જોઇને એમ લાગે કે, તે ઇસ્લામ પ્રમાણે છે તો તેને મુસ્લિમ કહી શકાય છે, પરંતુ મુઅમિનનો સંબંધ મન અને દિલ સાથે સંકળાયેલો છે, કોઇના મન અને દિલની વાત અલ્લાહ સિવાય કોઇ ખાત્રીપૂર્વક કહી ન શકે. ટૂંકમાં ઇમાન આંતરિક બાબત છે અને ઇસ્લામ જાહેર અને બાહ્ય બાબત છે.

તેહબંદ) પહેરેલો હતો. તેમના ગુલામે પણ પૂરો પોષાક પહેર્યો હતો. મેં આ (સમાનતા)નું કારણ પૂછયું તો અબૂઝરે કહ્યું કે, (એક વાર) મેં એક માણસને અપશબ્દો કહ્યા અને તેને માંની ગાળ આપી. હુઝૂરે સાંભળીને કહ્યું કે અબૂઝર, તેં એને માંની ગાળ આપી. તારામાં જહાલતની આદત છે. તમારા નોકરો તમારા ભાઇ છે. જેમને ખુદા તઆલાએ તમારા હાથ નીચે રાખ્યા છે. માટે જો કોઇનો ભાઇ તેના હાથ નીચે હોય તો યોગ્ય એ છે કે જે કંઇ પોતે ખાય તે તેને પણ ખવડાવે. જે પોષાક પોતે પહેરે તે તેને પણ પહેરાવે અને એવો બોજ તેના પર ન મૂકો જેનાથી તે દબાઇ જાય. જો તેમના ઉપર કોઇ મુશ્કેલ કામનો બોજ નાખો તો પોતે પણ તેમની મદદ કરો. (તેમને એકલા ન છોડી દો.)

## ઝુલ્મના અમુક પ્રકારો અમુકના પ્રમાણમાં સખ્ત હોય છે

(૩૧/૩૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જ્યારે આ આયત ઉતરી **અલ્લઝીન આમનૂ વ લમયલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન** જે લોકો ઇમાન લાવ્યા અને ઇમાનને ઝુલ્મ સાથે ભેળસેળ ન કર્યું તેમના માટે કિયામતના દિવસે અમન છે. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ, અમારામાંથી કયો એવો માણસ છે જેણે ઝુલ્મ ન કર્યો હોય. એના પરથી આ આયત ઉતરી : **ઇન્ન શિર્ક લઝુલ્મુન અઝીમુન** કિંવા શિર્ક મોટો ઝુલ્મ છે. (આ ઉપરથી જાણવા મળ્યું કે, પ્રથમ વર્ણવેલી આયતમાં ઝુલ્મથી શિર્ક મુરાદ છે, સામાન્ય ઝુલ્મ મુરાદ નથી.)

## મુનાફિકની નિશાની

(૩૨/૩૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુનાફિકની ત્રણ નિશાનીઓ છે : ૧. જ્યારે વાત કરે ત્યારે જૂઠું બોલે. ૨. વાયદો કરે તો પૂરો ન કરે. ૩. જો તેની પાસે અમાનત મૂકવામાં આવે તો ખયાનત કરે.

(૩૩/૩૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ચાર વાતો છે. જે માણસમાં આ ચારેવ હશે તે પાકો મુનાફિક છે અને જેનામાં આ ચારમાંથી કોઇ એક આદત હશે તેનામાં મુનાફિકપણાની એક આદત હશે, ત્યાં સુધી કે એને છોડી ન દે. ૧. જો તેની પાસે અમાનત મૂકવામાં આવે તો તેમાં ખયાનત કરે. ૨. જો વાત કરે તો જૂઠું બોલે. ૩. જો વાયદો કરે તો પૂરો ન કરે. ૪. જો (કોઇની સાથે) ઝઘડો થઇ જાય તો ગાળો આપે.

## કદ્રની રાત્રે ઉભા રહેવું ઇમાનની નિશાની છે

(૩૪/૩૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ઇમાનની સાથે આશાપૂર્વક કદ્રની રાત્રે જાગશે અને નમાઝ પઢશે તેના ભૂતકાળના ગુનાહ માફ થઇ જશે.

(૩૫/૩૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ જિહાદ માટે (ઘરમાંથી) નીકળ્યો હોય અને તેના નીકળવાનું કારણ અલ્લાહ પર ઇમાન લાવવા અને નબીઓનું સમર્થન કરવા સિવાય બીજું કંઇ ન હોય તો અલ્લાહ તઆલા તેની જવાબદારી લે છે કે કયાં તો એને (જિહાદના) સવાબ સાથે અને માલે ગનીમત સાથે પાછો મોકલીશ કયાં તો એને જન્નતમાં દાખલ કરીશ. (કિંવા જો તે સફળ થયો તો ઝિંદગી, સલામતી, માલે ગનીમત અને આખિરતના સવાબ સાથે તેને તેના ઘેર પહોંચાડવામાં આવશે અને જો જિહાદમાં શહીદ થયો તો જન્નતમાં દાખલ કરી દેવામાં આવશે.) (હુઝૂરે ફરમાવ્યું :) જો મને એનો એહસાસ (ભાસ-અનુભૂતિ) ન હોય કે ઉમ્મત માટે મુશ્કેલ થઇ પડશે તો હું કોઇ લશ્કરથી પાછળ ન રહેત. મને તો આ વાત દિલથી પસંદ છે કે, અલ્લાહના રસ્તામાં માર્યો જાઉં, પાછો મને જીવતો કરવામાં આવે, પાછો માર્યો જાઉં, પાછો મને જીવતો કરવામાં આવે, પાછો માર્યો જાઉં.

## રમઝાનની રાત્રિઓમાં જાગવું અને નફિલ પઢવું ઇમાનની એક શાખા છે

(૩૬/૩૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, રમઝાનમાં સવાબની આશાએ રાત્રે જે જાગશે અને નફિલ પઢશે તેના આગલા ગુનાહો માફ થઇ જશે.

## સવાબની આશાએ રમઝાનના રોઝા રાખવા ઇમાનની એક શાખા છે

(૩૭/૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ ઇમાનની સાથે સવાબની આશાએ રમઝાનના રોઝા રાખશે તેના આગલા ગુનાહો માફ થઇ જશે.

**દીન આસાન છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, ખુદાનો સૌથી પ્યારો ધર્મ ઇબ્રાહીમી ધર્મ છે. જે સીધો, સાદો, સરળ અને આસાન છે.**

(૩૮/૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દીન સરળ અને આસાન છે. જે માણસ દીનને સખ્ત બનાવશે (કિંવા મુશ્કેલ મુશ્કેલ આદતો અપનાવશે અને સખ્ત સખ્ત ઇબાદતો કરશે અને પોતાના દીનને મુશ્કેલ

(૩૦/૩૦) સેવક અને નોકરને માલિક પોતાના જેવા ગણે અને સમજે, તો તે બહુ સારી વાત છે.

(૩૨/૩૨) આજના સમયમાં મુનાફિકની ઓળખ મુશ્કેલ છે. કારણ કે, એનો સંબંધ મન અને દિલ સાથે છે, જેને માત્ર અલ્લાહ જ સારી રીતે જાણે છે.

બનાવશે) છેવટે હાર પામશે. (કિંવા હંમેશા કરી શકશે નહી. છેવટે આજિઝ આવી જશે.) માટે મધ્યમ માર્ગ અપનાવો. અલ્લાહની નિકટતાના ચાહનારા બનો. સવાબની ખુશખબરી સવાર સાંજ માંગો અને આખિરતમાં મદદ ચાહો. (કિંવા એ સમયમાં પોતાની જાતને આરામ આપ્યા કરો.)

**નમાઝ ઇમાનની એક શાખા છે. 'મા કાનલ્લાહુ લિયુદીઅ ઇમાનકુમ'માં ઇમાનથી નમાઝ મુરાદ છે**

(૩૯/૩૯) હઝરત બરા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) જ્યારે શરૂ શરૂમાં મદીના પધાર્યા ત્યારે પોતાના મોસાળમાં રહ્યા અને સોળ સત્તર મહીના બયતુલ મુકદ્દસ તરફ મોં કરીને નમાઝ પઢી, પરંતુ આપ દિલથી ચાહતા હતા કે, આપની નમાઝનો કિબ્લા કઅબા શરીફ હોય. જેથી આપે સૌથી પહેલાં મક્કા તરફ જે નમાઝ પઢી તે અસરની નમાઝ હતી. તે સમયે એક જમાઅત નમાઝમાં આપની સાથે હતી. (જ્યારે એ લોકો નમાઝમાંથી પરવાર્યા ત્યારે) એ જ નમાઝીઓમાંથી એક માણસ (નમાઝ પઢીને) ચાલ્યો ગયો અને તે બીજી એક મસ્જિદ પાસેથી પસાર થયો. ત્યાંના લોકો નમાઝ પઢી રહ્યા હતા. (તેમને બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢતા જોઈને) આ માણસ બોલ્યો : હું ખુદાને ગવાહ રાખીને કહું છું કે, હમણા મેં રસુલુલ્લાહની સાથે કઅબા તરફ નમાઝ પઢી છે. આ સાંભળતાં જ તેઓ તરત કઅબા તરફ ફરી ગયા. હુઝૂરનું બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢવું યહૂદીઓ અને ઇસાઈઓને ઘણું સારું લાગતું હતું, પરંતુ જ્યારે આપે કઅબા તરફ મોં ફેરવ્યું (કિંવા મક્કા તરફ નમાઝ પઢવાનું શરૂ કર્યું) તો આ વાત એ લોકોને ઘણી ખરાબ લાગી.

હઝરત બરાની રિવાયતથી અબૂ ઇસ્હાક કહે છે કે કિબ્લાના ફેરફારથી પહેલાં અમુક માણસો મરી ચુક્યા હતા અને જુદી જુદી લડાઈઓમાં શહીદ થઈ ચુકયા હતા અને અમને શંકા હતી કે તેમના વિષે કેવો અભિપ્રાય બાંધીએ. (તેમની નમાઝો સહીહ થઈ યા ન થઈ.) ત્યારે ખુદા તઆલાએ આ આયત ઉતારી **મા કાન લ્લાહુ લિયુદીઅ ઇમાનકુમ** કિંવા ખુદા તઆલા તમારી નમાઝોને બરબાદ નહીં કરે. (જાણવા મળ્યું કે, બયતુલ મુકદ્દસ તરફ જે નમાઝો પઢવામાં આવી હતી તે બેકાર ગઈ નથી.)

**ઇસ્લામને બરાબર કરવાનું વર્ણન**

(૪૦/૪૦) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, મેં રસુલુલ્લાહને કહેતા સાંભળ્યા કે જ્યારે માણસ મુસલમાન થઈ ગયો અને તેણે ઇસ્લામને બરાબર કરી લીધો તો ખુદા તઆલા તેના ભુતકાળના ગુનાહો માફ કરશે અને ભવિષ્યમાં નેકીનો સવાબ દસ ગણાથી લઈને સાતસો ગણો મળશે અને બદી (ગુનોહ, બુરાઈ) જેટલી કરી છે તેટલી જ લખવામાં આવશે. હા, જો ખુદા તઆલા તેને માફ કરી દે (તેને બિલકુલ લખવામાં નહી આવે.)

(૪૧/૪૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે કોઇનો ઇસ્લામ બિલકુલ ઠીક હોય તો જે નેકી તે કરશે તેનો સવાબ દસ ગણાથી લઇને સાતસો ગણા સુધી લખવામાં આવશે અને જે ગુનોહ કરશે તેને તેટલો જ લખવામાં આવશે જેટલો તેણે કર્યો છે.

**ખુદા તઆલાને ધાર્મિક કામોમાં સૌથી પ્યારું કામ તે છે જે હંમેશા પાબંદીથી કરવામાં આવે**

(૪૨/૪૨) હઝરત આઇશા (રદિ.) ફરમાવે છે કે, (એક દિવસ) હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે મારી પાસે એક ઓરત બેઠી હતી. પૂછ્યું, આ કોણ ઓરત છે ? મેં કહ્યું : આ તે ઓરત છે જેની નમાઝની બધા લોકોમાં ખ્યાતિ છે, (કિંવા એની નમાઝનું વધુ પ્રમાણ મશહુર છે) આ સાંભળીને હુઝૂરે કહ્યું : (આ વધારે પ્રમાણથી) અટકી જાઓ અને તે વસ્તુ પોતાના ઝિમ્મે લો જેને સહન કરવાની તમારામાં તાકાત હોય. કારણ કે, તમે થાકી જશો અને ખુદા નહી થાકે. (કિંવા ઇબાદતના વધુ પ્રમાણથી છેવટે તમે મજબૂર થઇ જશો અને ખુદા તઆલાની તમે કેટલીય ઇબાદત કરો તે આજિઝ થશે નહી) રસુલુલ્લાહને ધાર્મિક કામોમાં સૌથી પ્યારું અને પસંદ તે કામ લાગતું હતું જેના પર હંમેશા પાબંદી કરવામાં આવે.

**ઇમાનના ઓછા વધતા હોવાનું વર્ણન**

(૪૩/૪૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : જે માણસ 'લા ઇલાહ ઇલ્લલ્લાહ'ને માનનારો હોય અને તેના દિલમાં જવ બરાબર નેકી હોય તેને દોઝખમાંથી કાઢી લેવામાં આવશે. ત્યાર પછી દોઝખમાંથી તે માણસને કાઢવામાં આવશે જે 'લા ઇલાહ ઇલ્લલ્લાહ'ને માનનારો હોય અને તેના દિલમાં ઘઉં બરાબર નેકી હોય અને છેલ્લે તેને દોઝખમાંથી છુટકારો મળશે જે 'લા ઇલાહ ઇલ્લલ્લાહ'નો માનનારો હોય અને ઝર્રા (રજકણ) બરાબર તેના દિલમાં નેકી હોય. એક રિવાયતમાં 'નેકી' શબ્દને બદલે 'ઇમાન' શબ્દ આવ્યો છે.

(૪૪/૪૪) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.) કહે છે કે, એક વાર મને એક યહૂદીએ કહ્યું : હે અમીરૂલ મુઅમિનીન ! તમારી કિતાબમાં એક આયત છે જેને તમે લોકો પઢો પણ છો. જો અમારા લોકો પર એ આયત ઉતરત તો અમે એના ઉતરવાના દિવસને ઇદનો દિવસ બનાવી લેત. મેં કહ્યું : તે કઇ આયત છે ? યહૂદી

બોલ્યો : તે આયત આ છે : **અલ્યવ્મ અકમલ્તુ લકુમ દીનકુમ વ અત્મમ્તુ અલયકુમ નિઅ્મતી વ રદીતુ લકુમુલ ઇસ્લામ દીના.** મેં કહ્યું : અમે સારી રીતે જાણીએ છીએ કે કયા દિવસે અને કઇ જગ્યાએ આ આયત રસૂલુલ્લાહ પર ઉતરી કિંવા જુમ્આ (શુક્રવાર)ના દિવસે 'અરફાત'માં આપ ઉભા હતા ત્યારે આ આયતનું ઉતરાણ થયું હતું.

**ઝકાત દેવી ઇસ્લામની એક શાખા છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ માઉમિરૂ ઇલ્લા લિયઅ-બુદૂલ્લાહ મુખ્લિસીન લહુદીન હુનફાઅ વ યુકીમૂ સ્સલાત વ યુઅ્તૂઝ ઝકાત વ ઝાલિક દીનુલ કય્યિમહ' કિંવા તેમને માત્ર એ વાતનો હુકમ આપવામાં આવ્યો છે કે નિખાલસ ધાર્મિકતા સાથે ખોટા માર્ગ તરફથી મોં ફેરવીને સીધા માર્ગ તરફ વળીને અલ્લાહની ઇબાદત કરે. પદ્ધતિસર પાબંદીથી નમાઝ પઢે અને ઝકાત આપે. એ જ સંગીન ધર્મ છે.**

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૪૪/૪૪) જુમ્આ અને અરફાનો દિવસ, એ બંને આપણા માટે ઇદ છે, અલ્લાહ તઆલા તરફથી એ બંને દિવસોને ઇદ બતાવવામાં આવ્યા છે, એટલે આપણી રીતે તહેવાર મનાવવાની જરૂર નથી.

(૪૫/૪૫) હઝરત તલ્હા ઇબ્ને ઉબેદુલ્લાહ કહે છે કે, એક નજદી હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. તેના માથાના વાળ વિખરાયેલા હતા (અને એવી રીતે બોલી રહ્યો હતો કે) અમને તેનો અવાજ સંભળાતો હતો, પરંતુ વાત સમજમાં આવતી ન હતી. જ્યારે તે નજીક આવ્યો ત્યારે ખબર પડી કે, ઇસ્લામનો અર્થ પૂછી રહ્યો છે. હુઝૂર (સલ.)એ તેને કહ્યું હતું કે, રાત-દિવસમાં પાંચ નમાઝો છે. નજદીએ પૂછ્યું : શું મારા પર એનાથી વધારે પણ કોઇ નમાઝ છે ? આપે ફરમાવ્યું : નથી. હા, જો તું નફિલ પઢે તો સારું છે. પછી આપે ફરમાવ્યું કે, રમઝાનના રોઝા પણ છે. નજદી બોલ્યો : શું એ રોઝા સિવાય મારા પર બીજા કોઇ રોઝા તો નથી ? આપે ફરમાવ્યું : નથી. હા, જો તું નફિલ રોઝા રાખે તો સારું છે. ત્યાર પછી હુઝૂરે તેને ઝકાતની વાત કરી. નજદીએ કહ્યું : ઝકાત સિવાય મારા પર બીજું કંઇ દેવાનું નથી ? આપે ફરમાવ્યું : નથી. હા, જો નફિલ રૂપે આપી દે તો સારું છે. આ સાંભળ્યા પછી નજદી એવા શબ્દો બોલતો પાછો ફર્યો કે, ખુદાની કસમ ! આમાં હું કંઇ ઘટાડો વધારો નહીં કરીશ. હુઝૂરે ફરમાવ્યું : જો આ માણસ સાચો છે તો કામિયાબ થઇ ગયો.

**જનાઝાની સાથે જવું ઇમાનની એક શાખા છે**

(૪૬/૪૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.)



કહે છે : હુઝૂરે ફરમાવ્યું : જો કોઇ માણસ ઇમાન સાથે સવાબની ઉમ્મીદ લઇને કોઇ મુસલમાનના જનાઝા સાથે જાય, તેની નમાઝ પઢે અને દફન કરતાં સુધી તે તેની સાથે રહે તો તે બે 'કીરાત'ના બરાબર સવાબ લઇને પાછો ફરશે અને દરેક કીરાતનું વજન ઉહદ પહાડના બરાબર હશે અને જો ફક્ત નમાઝ પઢીને દફન કરતા પહેલાં પાછો આવ્યો તો એક કીરાત સવાબ લઇને પાછો ફરશે. ('કીરાત' દીનારના બારમા ભાગને કહેવામાં આવે છે. અહીં કીરાતથી 'ભારે સવાબ' મુરાદ છે. કારણ કે, દરેક કીરાતને ઉહદ પહાડના બરાબર કહેવામાં આવ્યો છે.)

**મુઅમિને ડરતા રહેવું જોઇએ કે, કદાચ તેના બધા અમલો બરબાદ થઇ જાય અને ખબર પણ ન પડે. ઇબ્રાહીમ તય્મી કહે છે કે, જ્યારે હું મારી વાતને મારા અમલ સાથે સરખાવું છું ત્યારે મને ભય લાગે છે કે હું કંઇ દીનને જુઠલાવી તો નથી રહ્યો ! (કિંવા મારા અમલો કંઇક હોય અને વાત તેનાથી વિરુદ્ધ હોય, એનો મને ભય રહે છે.) ઇબ્ને અબી મુલય્કા કહે છે કે, હું ૩૦ સહાબીઓને મળ્યો, જેમાંથી દરેકને પોતાની જાત અંગે મુનાફિક હોવાનો ભય હતો (કિંવા એવો ભય હતો કે, અમારા ઇમાનમાં અજાણપણે નિફાક તો ભળી નહી ગયો હોય) અને કોઇ માણસ એવું કહેતો ન હતો કે, અમારું ઇમાન જિબ્રઇલ અને મિકાઇલના ઇમાન જેવું છે. હસન બસરીની વાત નકલ થયેલી છે કે મુઅમિન હંમેશા તેનાથી (કિંવા નિફાકથી અથવા ખુદાથી) ડરતો રહે છે અને મુનાફિક હંમેશા તેનાથી (કિંવા નિફાકથી અથવા ખુદાથી) નીડર રહે છે.**

**કત્લ અને ગુનાહ પર તૌબા વગર અડગ રહેવું જાઇઝ નથી. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લમ્યુસિર્રૂ અલા મા ફઅલૂ વ હુમ યઅલમૂન' કિંવા જાણકારી હોવા છતાં તેઓ પોતાના કામો પર અડગ રહ્યા નહી.**

(૪૭/૪૭) હઝરત ઝુબયદક કહે છે કે, મેં અબૂ વાઇલને મુરજિય્યા ફિરકા (ના ધર્મના ખરાપણા) વિષે પૂછ્યું (કે શું મુરજિય્યાની આ વાત સાચી છે કે કબીરો ગુનોહ કરવા છતાં પણ માણસ ફાસિક થતો નથી) અબૂ વાઇલે જવાબ આપ્યો, મને અબ્દુલ્લાહે એક હદીસ બયાન કરી છે કે, હુઝૂરે ફરમાવ્યું છે : મુસલમાનને ગાળ દેવી ફિસ્ક છે અને તેને મારી નાખવું કુફ્ર છે. (આ હદીસથી મુરજિય્યાનો ઉપરોક્ત અકીદો રદ બાતલ ઠરે છે)

(૪૮/૪૮) હઝરત ઉબાદા ઇબ્ને સામિત (રદિ.) કહે છે કે, (એક રાત્રે) રસૂલુલ્લાહ (સલ.) શબે કદ્રની ખબર આપવા માટે (મકાનમાંથી) બહાર આવ્યા, પરંતુ બે મુસલમાન અંદર અંદર ઝઘડો કરી રહ્યા હતા. આ જોઇને હુઝૂરે ફરમાવ્યું : હું તમને શબે કદ્રની કંઇક ખબર દેવા નીકળ્યો હતો, પરંતુ ફલાણા ફલાણા માણસો ઝઘડી રહ્યા હતા એટલે શબે કદ્રનો ઇલ્મ ઉઠાવી લેવામાં આવ્યો (યાને શબે કદ્ર ભૂલાઇ ગઇ અને યાદ ન રહ્યું કે, કઇ તારીખના છે) અને કદાચ એ જ તમારા માટે સારું છે. માટે સત્તાવીસમી, ઓગણત્રીસમી અને પચ્ચીસમીએ એની શોધ કર્યા કરો.

**હઝરત જિબ્રઇલ (અલૈ.)નો રસૂલુલ્લાહ (સલ.)ને ઇમાન, ઇસ્લામ, ઇહસાન અને કિયામતના વિષે સવાલ કરવો. હુઝૂર (સલ.)નો જવાબ આપવો. અંતમાં આપ (સલ.)નું એમ કહેવું કે, જિબ્રઇલ તમને દીનની તઅલીમ દેવા માટે આવ્યા હતા. આ શબ્દો પરથી જાણવા મળ્યું કે, જે વસ્તુઓ જિબ્રઇલના સવાલમાં છે તે બધીને હુઝૂરે દીનમાં દાખલ ગણી છે. અબ્દુલ કૈસના પ્રતિનિધિમંડળ સામે હુઝૂરનું ઇમાનની હાલત વર્ણન કરવું અને આયત 'વ મંય્યબ્તગિ ગયરલ ઇસ્લામિ દીનન ફલંય્યુકબલ મિન્હુ'ની તફસીર**

(૪૯/૪૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક દિવસ રસૂલે અકદસ (સલ.) લોકોમાં બેઠા હતા. એવામાં એક માણસ આવ્યો અને હુઝૂરને પૂછ્યું : ઇમાન શું વસ્તુ છે ? આપે ફરમાવ્યું : ઇમાન તેને કહે છે કે, તમે ખુદા પર, તેના ફરિશ્તાઓ પર, તેની મુલાકાત પર, તેના પયગમ્બરો પર યકીન રાખો અને કિયામતને દિલથી સાચી માનો. તે માણસે પૂછ્યું : ઇસ્લામ શું વસ્તુ છે ? આપે ફરમાવ્યું : ઇસ્લામ એ વસ્તુ છે કે, તમે એક ખુદાની ઇબાદત કરો. તેની સાથે કોઇને ભાગીદાર ન બનાવો. નમાઝ રીતસર પઢો. ફરજ ઝકાત આપો અને રમઝાનના રોઝા રાખો. તે માણસે પૂછ્યું : ભલાઇ શું છે ? આપે ફરમાવ્યું : ભલાઇ એ છે કે, તમે ખુદાની એવી રીતે ઇબાદત કરો, જાણે તમે ખુદાને જોઇ રહ્યા છો અને જો એમ ન બને તો (ઓછામાં ઓછું એટલું યકીન હોય કે) તે તમને જુએ છે. તે માણસે પૂછ્યું : કિયામત ક્યારે છે ? આપે ફરમાવ્યું : આ બાબતમાં સવાલ પૂછનાર કરતાં જવાબ આપનાર વધુ જાણતો નથી (યાને કિયામતની જેટલી માહિતી તમને છે એટલી જ મને છે. હા,) હું તમને કિયામતની નિશાનીઓ બતાવું છું. (કિયામત ત્યારે થશે) જ્યારે લોંડીઓ



પોતાના માલિકથી જણશે (યાને લોકો પોતાની પત્નીઓ સાથે સંભોગ ઓછો કરી દેશે અને લોંડીઓ સાથે સંભોગ કરશે. એટલે લોંડીઓથી તેમની ઔલાદ થશે અને આ ઔલાદ વારસારૂપે પોતાની માંની માલિક બનશે.) ખુલાસો કે, કિયામતની નજીકમાં લોંડી-પુત્રોનું વધુ પ્રમાણ હશે અને ઊંટો ચરાવનારા (ભવ્ય) મહેલો પર ગર્વ કરશે અને કિયામતની (ખરી) માહિતી તે પાંચ વસ્તુઓમાંથી છે, જેને ખુદા સિવાય બીજું કોઇ જાણતું નથી. ત્યાર પછી હુઝૂરે આ આયત પઢી : **ઇન્ન લ્લાહ ઇન્દહુ ઇલ્મુ સ્સાઅતિ...** આ જવાબ સાંભળીને તે માણસ પાછો ચાલ્યો ગયો. હુઝૂરે ફરમાવ્યું કે, આ જિબ્રઇલ છે, જે લોકોને દીનની તઅલીમ આપવા આવ્યા હતા. ઇમામ બુખારી કહે છે : હુઝૂરે આ બધી વાતોને ઇમાનની શાખાઓ બતાવી છે.

(૫૦/૫૦) અબૂ સુફયાન રાવી છે કે, હિરકલે મને સંબોધીને કહ્યું : મેં તમને પૂછ્યું હતું કે, રસૂલુલ્લાહના અનુયાયીઓ વધતા જાય છે કે, ઘટતા પણ જાય છે ? તમે જવાબ આપ્યો હતો કે, રસૂલુલ્લાહના અનુયાયીઓમાં વધારો થતો રહે છે. તો ખરેખર ઇમાનની એ જ હાલત છે કે, એની બરાબર વૃદ્ધિ થતી રહી છે. ત્યાં સુધી કે, પરિપૂર્ણતાની હદે પહોંચી જાય છે. મેં તમને એ પણ પૂછ્યું હતું કે, શું કોઇ તેમના ધર્મથી નાખુશ થઇને ફરી પણ જાય છે ? તમે જવાબ આપ્યો હતો કે, તેમના ધર્મથી નાખુશ થઇને કોઇ ફરતું નથી. તો ખરેખર ઇમાનની એ જ હાલત છે કે, જ્યારે એનો પ્રકાશ દિલમાં સમાઇ જાય છે તો પછી દૂર થતો નથી.

**દીનને સ્વચ્છ રાખવાનું બયાન**

(યાને શંકાસ્પદ વસ્તુઓથી બચવાનું બયાન)

(૫૧/૫૧) હઝરત નુઅમાન ઇબ્ને બશીર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહેતા સાંભળ્યા કે, બેશક હલાલ પણ ખુલ્લું છે અને હરામ પણ ખુલ્લું છે, પરંતુ એ બેની વચ્ચે બંને બાજુ મળતી શંકાસ્પદ વસ્તુઓ ઘણી છે, જેને ઘણા લોકો જાણતા નથી. જે માણસ શંકાસ્પદ વસ્તુથી બચીને રહેશે તે પોતાના દીન અને આબરૂને સલામત રાખશે અને જે શંકાસ્પદ વસ્તુમાં પડશે તે છેવટે હરામમાં પડી જશે. જેવી રીતે કે, જે ગોવાળ 'સુરક્ષિત ગૌચર'ની આજુબાજુ ચરાવે છે તે શક્ય છે કે, ગૌચરમાં પોતાના ધણને ઘુસાડી દે. આ વાત જાણી લેવી જોઇએ કે, દરેક બાદશાહનો એક સુરક્ષિત વાડો હોય છે અને ઝમીન પર ખુદા તઆલાનો સુરક્ષિત વાડો તેના મમનૂઆત (જે

(૪૯/૪૯) છોકરી પોતાની માં સાથે લોંડી જેવો વર્તાવ કરે. છોકરી માં ની નાફરમાન બની જાય, જેનાથી સમાજની તંત્રવ્યવસ્થા ખોરવાઇ જાય.

વસ્તુઓની મનાઇ કરવામાં આવી હોય તે) છે. સારી રીતે યાદ રાખો કે, શરીરમાં એક ગોશ્તનો ટુકડો છે. જો તે બરાબર છે તો આખું શરીર બરાબર છે અને જો તે ખરાબ છે તો આખું શરીર બગડી જાય છે અને તે ટુકડો ઇન્સાનનું દિલ છે.

**માલે ગનીમતનો પાંચમો ભાગ આપવો ઇમાનની એક શાખા છે**

(૫૨/૫૨) હઝરત અબૂ જમરા કહે છે કે, જ્યારે હું ઇબ્ને અબ્બાસ (રદિ.)ની પાસે જઇને બેસતો હતો ત્યારે તે મને પોતાના તખ્ત પર બેસાડી લેતા હતા. એક વાર હું તેમની પાસે ગયો. તેમણે મને કહ્યું કે, તમે મારી પાસે રહો. હું તમને મારા માલમાંથી કંઇક આપીશ. જેથી હું બે મહીના સુધી તેમની પાસે રહ્યો. (એક દિવસ) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, એક વાર અબ્દુલ કૈસ ખાનદાનના અમુક પ્રતિનિધિઓ રસૂલુલ્લાહની સેવામાં હાજર થયા. હુઝૂરે તેમને પૂછ્યું : તમે કોણ લોકો છો ? તેમણે જવાબ આપ્યો : અમે બની રબીઆમાંથી છીએ. આપે ફરમાવ્યું : પ્રતિનિધિઓ, ખુશીથી આવો. ન તમે તુચ્છ છો અને ન શરમિન્દા. (આ સત્કારના શબ્દો છે) તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! અમને હરામ મહીના સિવાય બીજા સમયમાં હુઝૂરની સેવામાં હાજર થવાની તક મળતી નથી, કારણ કે, અમારી અને હુઝૂરની વચ્ચે મુદર કબીલાના આ કાફિરો અવરોધ રૂપ છે. માટે હુઝૂર ! અમને કોઇ નિર્ણયાત્મક હુકમ સંભળાવો; જેથી અમે તે બાજુના લોકોને એ હુકમ સંભળાવીએ અને એના કારણે અમે બધા જન્નતમાં દાખલ થઇ શકીએ. ત્યાર પછી તે લોકોએ હુઝૂરને શરાબના વાસણોનો હુકમ પૂછ્યો, આપે તેમને ચાર વાતોથી રોકયા અને ચાર વાતો કરવાનો હુકમ આપ્યો. એક ખુદા પર ઇમાન લાવવાનો હુકમ આપ્યો અને ફરમાવ્યું : તમે જાણો છો કે, ખુદા પર ઇમાન લાવવાનો શું અર્થ છે ? તેમણે કહ્યું : ખુદા અને તેના રસૂલ સારી રીતે જાણે છે. આપે ફરમાવ્યું : ખુદા પર ઇમાન લાવવાનો અર્થ એ છે કે, લા ઇલાહ ઇલ્લ લાહુ મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ'ની સાક્ષી આપવામાં આવે. ત્યાર બાદ પદ્ધતિસર નમાઝ પઢવાનો, ઝકાત દેવાનો, રમઝાનના રોઝા રાખવાનો અને માલે ગનીમતમાંથી પાંચમો ભાગ આપવાનો હુકમ આપ્યો અને જે ચાર વસ્તુઓ વાપરવાની મનાઇ કરી તે આ છે : (૧) લાખનું વાસણ (૨) દૂધીની તામળી (૩) લાકડાનું વાસણ (૪) ચીકાશવાળું વાસણ. તે પછી ફરમાવ્યું : એમને યાદ કરી લો અને પેલી બાજુવાળાઓને એની ખબર આપો.

**બધા કામોનો આધાર નિય્યત અને સવાબની ઇચ્છા રાખવા ઉપર છે અને દરેક માણસને તે જ મળશે**



**જેની તેણે નિય્યત કરી (આ શબ્દ જો કે સર્વસામાન્ય છે એટલે) એમાં ઇમાન, વુઝૂ, નમાઝ, ઝકાત, હજ્જ, રોઝા અને તમામ હુકમો દાખલ છે. ખુદા તઆલા ફરમાવે છે : 'કુલ કુલ્લું ય્યઅમલુ અલા શાકિલતિહિ' કિંવા કહી દો કે, દરેક માણસ પોતાની નિય્યત ઉપર અમલ કરે છે. (શાકિલાથી મુરાદ નિય્યત છે) માણસનો પોતાના ઘરવાળાઓ પર સવાબની આશાએ ખર્ચ કરવો સદકો છે. હુઝૂરે ફરમાવ્યું : પરંતુ જિહાદ છે અને નિય્યત છે. (આ બધી ચર્ચાનો સાર એ છે કે, દરેક કામમાં નિય્યત કરવી જોઇએ. નિય્યત કરવાથી સવાબ મળે છે. ભલે તે કામ કર્યું હોય યા ન કર્યું હોય.**

(૫૩/૫૩) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બધા કામોનો આધાર નિય્યત પર છે અને દરેક માણસ માટે તેની નિય્યતનું ફળ છે. માટે જે માણસ ખુદા અને રસૂલ તરફ હિજરત કરશે તેની હિજરત ખુદા અને રસૂલ માટે હશે અને જેની હિજરત દુનિયા મેળવવા અથવા કોઇ ઓરત સાથે નિકાહ કરવા માટે હશે તેની હિજરત તેના માટે હશે જેની નિય્યતથી તેણે હિજરત કરી છે.

(૫૪/૫૪) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું : જો કોઇ માણસ પોતાના ઘરવાળાઓ પર સવાબની આશાએ ખરચ કરે તો તેના માટે એ સદકો થાય છે.

(૫૫/૫૫) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની રઝામંદી માટે જે કંઇ તમે ખર્ચ કરશો તેનો સવાબ તમને મળશે. ત્યાં સુધી કે જો તમે તમારી પત્નીના મોંમાં કોળિયો (લુકમો) મૂકશો તો તેનો પણ સવાબ મળશે.

**હુઝૂર (સલ.)નું કથન છે કે, દીન હકીકતમાં ખુદા, રસૂલ, મુસલમાનોના હાકિમો અને આમ મુસલમાનોની ભલાઇ (નું નામ) છે. ખુદા તઆલા ફરમાવે છે : 'ઇઝા નસહૂ લિલ્લાહિ વ રસૂલિહિ'**

(૫૬/૫૬) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મેં રીતસર નમાઝ પઢવા, ઝકાત દેવા અને દરેક મુસલમાનની ભલાઇ ઇચ્છવા અંગે રસૂલુલ્લાહની બૈઅત કરી.

(૫૭/૫૭) હઝરત ઝિયાદ ઇબ્ને ઇલાકહ કહે છે કે, જે દિવસે મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.)ની વફાત થઇ તે દિવસે જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.)એ મિમ્બર ઉપર ઉભા થઇને પ્રથમ ખુદાના વખાણ

કર્યા. પછી કહ્યું : લોકો ! ખુદાથી ડરતા રહો, સુલેહ શાંતિ જાળવો (લડાઇ-ઝઘડો ન કરો) ત્યાં સુધી કે, તમારો (નવો) હાકિમ આવી જાય. કારણ કે તે ટૂંક સમયમાં આવનાર છે અને ભૂતપૂર્વ હાકિમ (કિંવા મુગીરા ઇબ્ને શુઅબા) માટે ખુદા પાસે મગફિરતની દુઆ માંગો. કારણ કે, તેમને માફી દિલથી પસંદ હતી. ત્યાર બાદ કહ્યું : એક દિવસ મેં રસૂલુલ્લાહની સેવામાં હાજર થઇને કહ્યું કે, હું હુઝૂરથી ઇસ્લામ પર બૈઅત કરવા માંગું છું. આપે મને એવી શરત પર બૈઅત કર્યો કે, દરેક મુસલમાનની ભલાઇ કરવી. જેથી મેં એ શરત પર હુઝૂરથી બૈઅત કરી. આ મસ્જિદના પરવરદિગારની કસમ ! હું તમારું ભલું ઇચ્છનારો છું. છેવટે જરીર (રદિ.) ઇસ્તિગફાર કરીને (મિમ્બર પરથી) ઉતરી પડયા.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**ઇલ્મની ફઝીલત અને મહત્તાનું વર્ણન. ખુદા તઆલાનું ફરમાન છે : 'યરફઉ લ્લાહુ લ્લઝીન આમનૂ મિન્કુમ વ લ્લઝીન ઊતૂલ ઇલ્મ દરજાત; વલ્લાહુ બિમા તઅ્મલૂન ખબીર.' કિંવા ખુદા તઆલા તમારામાંથી ઇમાનવાળા અને તે લોકોના ઘણા દરજ્જાઓ વધારે છે જેમને ઇલ્મ આપવામાં આવ્યો છે અને ખુદા તમારા અમલોથી સારી રીતે માહિતગાર છે. બીજી જગ્યાએ ફરમાવ્યું છે : 'રબ્બિ ઝિદ્‌ની ઇલ્મા.' હે પરવરદિગાર ! મારા ઇલ્મમાં વધારો કર.**

---

**જો કોઇ માણસ પોતાની વાતમાં મશગૂલ હોય અને એવી હાલતમાં તેને કોઇ ઇલ્મી મસ્અલો પૂછવામાં આવે તો તે પોતાની વાત પૂરી કરીને પૂછનારને જવાબ આપે.**

(૫૮/૫૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક જલસામાં (એક વાર) રસૂલુલ્લાહ (સલ.) હદીસ બયાન કરી રહ્યા હતા. એવામાં હુઝૂરની સેવામાં એક આદિવાસી આવ્યો અને પૂછ્યું કે, કિયામત કયારે થશે ? આપ રાબેતા મુજબ હદીસ બયાન કરી રહ્યા હતા. (તેના તરફ ધ્યાન ન આપ્યું) આ અંગે કોઇએ કહ્યું કે, આપે સાંભળી લીધું છે, પરંતુ આપને આ આદિવાસીની વાત પસંદ ન પડી (એટલે જવાબ આપ્યો નહીં.) અને કોઇએ કહ્યું : આપે સાંભળ્યું નથી. છેવટે હુઝૂર હદીસ બયાન કરી ચુકયા તો ફરમાવ્યું : કિયામત અંગે પૂછનાર કયાં છે ? આદિવાસી બોલ્યો : યા રસૂલલ્લાહ ! હું હાજર છું. આપે ફરમાવ્યું : જ્યારે અમાનત બરબાદ થવા લાગે ત્યારે કિયામતની રાહ જુઓ. આદિવાસીએ પૂછ્યું : યા રસૂલલ્લાહ ! અમાનતના બરબાદ થવાનો શું અર્થ ! આપે ફરમાવ્યું : જ્યારે નાલાયકોને સત્તા સોંપી દેવામાં આવે ત્યારે કિયામતની રાહ જોજો.



**ઉંચા સાદે મસ્અલો બતાવવો જાઇઝ છે**

(૫૯/૫૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક પ્રવાસમાં અમે રસૂલુલ્લાહ (સલ.)થી પાછળ રહી ગયા. જ્યારે આપ આવ્યા ત્યારે આપે જોયું કે, અમે (આપની રાહ જોવામાં) નમાઝમાં વિલંબ કરી દીધો. અમે વુઝૂ કરવા લાગ્યા અને (જલદી) પગને ચોપડવાનું શરૂ કર્યું. આપે આ જોઇને ઉંચા સાદે બે યા ત્રણ વાર કહ્યું : (જો સૂકી રહી ગઇ તો) એડીઓ માટે આગનો અઝાબ થશે.,

**મુહદ્દિસ કિંવા હદીસ બયાન કરનાર માટે જાઇઝ છે કે, શબ્દ 'હદ્દસના' કહે અથવા 'અખ્બરના' અથવા 'અંબઅના'. આ બધા શબ્દો સરખા છે. હુમૈદી કહે છે કે, ઇબ્ને ઉયયના શબ્દ 'હદ્દસના', 'અખ્બરના', 'અંબઅના' અને 'સમિઅતુ'ને એક સરખા ગણે છે. ઇબ્ને મસ્ઊદે કહ્યું હતું કે, અમને રસૂલુલ્લાહે આ હદીસ બયાન કરી, હઝરત અબ્દુલ્લાહ (રદિ.)નું કથન છે કે, મેં હુઝૂર (સલ.)થી આ પ્રમાણે સાંભળ્યું છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત અનસ (રદિ.)નું કથન છે કે, હુઝૂર (સલ.) પોતાના પરવરદિગારથી નકલ કરતા હતા. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ તમારા પરવરદિગાર તરફથી આ રિવાયત કરતા હતા.**

(૬૦/૬૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂરે ફરમાવ્યું કે, ઝાડોમાં અમુક ઝાડો એવાં હોય છે કે જેમના પાંદડાં કદી ખરી પડતાં નથી અને મુસલમાનોનો એવો જ દાખલો છે. હવે મને બતાવો કે, તે કયું ઝાડ છે ? લોકો આ સાંભળીને જંગલના ઝાડોના વિચારમાં પડી ગયા. મારા દિલમાં વિચાર આવ્યો કે તે ખજૂરનું ઝાડ છે, પરંતુ (જાહેર કરતાં) મને સંકોચ થયો. છેવટે લોકોએ કહ્યું કે, હુઝૂર જ બયાન કરે કે તે કયું ઝાડ છે. આપે ફરમાવ્યું : તે ખજૂરનું ઝાડ છે.

**ઇમામ પોતાના સાથીઓને તેમની ઇલ્મી કસોટી માટે કોઇ મસ્અલો પૂછી શકે છે**

(૬૧/૬૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : (એક દિવસ) હુઝૂર (સલ.)એ સહાબાને સંબોધીને ફરમાવ્યું કે, ઝાડોમાં એક ઝાડ એવું પણ છે જેના પાંદડાં ખરતા નથી અને આ જ દાખલો મુસલમાનોનો છે. બતાવો, તે કયું ઝાડ છે ? લોકો જંગલી ઝાડોના વિચારમાં પડી ગયા. હઝરત અબ્દુલ્લાહ કહે છે : મારા દિલમાં થયું (કે કહી દઉં) તે ઝાડ ખજૂરનું છે, પરંતુ

મને શરમ આવી. સહાબાએ કહ્યું : હુઝૂર જ ફરમાવે, તે કયું ઝાડ છે. આપે ફરમાવ્યું : તે ખજૂરનું ઝાડ છે.

## મુહદ્દિસથી પઢવાનું અને તેની સામે પઢવાનું વર્ણન

હસન, સૌરી અને માલિકની નઝરે કિરઅત કિંવા મુહદ્દિસથી પઢવું જાઇઝ છે.

અમુક લોકો આલિમથી પઢવાની દલીલમાં આ હદીસ રજૂ કરે છે કે, ઝમામ ઇબ્ને સઅલબાએ (એક વાર) રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું કે, શું આપને ખુદા તઆલાએ હુકમ આપ્યો છે કે, અમે નમાઝ પઢીએ ? આપે ફરમાવ્યું : હા, ઝમામે એની ખબર પોતાની કોમને જઇને આપી અને કોમવાળાઓએ એને માની લીધી. કહેનાર કહે છે કે, નબીથી પઢવું આ હદીસથી સાબિત થાય છે.

ઇમામ માલિકે દલીલ સાથે બયાન કર્યું છે કે, જો કોઇ માણસ કોઇ લખાણ લોકોની સામે પઢે અને લોકો કહે કે, ફલાણા માણસે અમને (આ લખાણના) સાક્ષી બનાવી લીધા છે અથવા કોઇ મસ્અલો ઉસ્તાદ સામે પઢવામાં આવે, પછી પઢનાર કહે કે, ફલાણા માણસે મને પઢાવ્યો છે, તો આ બધું જાઇઝ છે.

હસન કહે છે કે, કોઇ આલિમને પઢીને સંભળાવવામાં કંઇ વાંધો નથી.

હઝરત સુફયાન કહે છે કે, જો કોઇ માણસ કોઇ મુહદ્દિસને કંઇક પઢીને સંભળાવે, પછી (લોકોને એમ) કહે કે, ફલાણા મુહદ્દિસે મને આ હદીસ બયાન કરી તો કંઇ વાંધો નથી.

ઇમામ માલિક અને સુફયાન કહે છે કે, કોઇ આલિમને પઢીને સંભળાવવું અને આલિમનું પોતે પઢવું બંને બરાબર છે.

(૬૨/૬૨) હઝરત અનસ (રદિ.) કહે છે : એક દિવસ અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે મસ્જિદમાં બેઠા હતા. એવામાં એક માણસ ઊંટ પર સવાર થઇને આવ્યો. આવીને મસ્જિદમાં ઊંટ બેસાડયું અને (ઉતરીને) ઊંટને રસ્સીથી બાંધ્યું, પછી પૂછવા લાગ્યો : તમારામાં મુહમ્મદ કોણ છે ? તે વખતે રસૂલુલ્લાહ ટેકો લગાડીને વચ્ચે બેઠા હતા. અમે જવાબ આપ્યો કે, આ ગોરા માણસ જે ટેકો લગાડીને બેઠા છે તે જ મુહમ્મદ છે. તે માણસ આપના તરફ ફરીને કહેવા લાગ્યો : હે ઇબ્ને અબ્દુલ મુત્તલિબ ! આપે ફરમાવ્યું : હા, સાંભળી રહ્યો છું. (મકસદ કહો.) તે માણસે કહ્યું : હું આપને કંઇક પૂછવા માંગુ છું અને પૂછવામાં જરા સખ્તીથી કામ લઇશ. આપ મારાથી નારાજ ન થશો. આપે ફરમાવ્યું : જે ચાહો તે પૂછો. તે બોલ્યો : હું આપના અને આગલા લોકોના પાલનહારની કસમ દઇને પૂછું છું કે, શું ખુદાએ આપને બધા લોકો માટે પયગમ્બર બનાવીને મોકલ્યા છે ? આપે ફરમાવ્યું : હા, ખુદાની કસમ ! (બધા માટે પયગમ્બર બનાવીને મોકલ્યો છે.) તે બોલ્યો : હું આપને અલ્લાહની કસમ દઇને પૂછું છું કે, શું આપને ખુદાએ રાત-દિવસમાં પાંચ નમાઝો પઢવાનો હુકમ આપ્યો છે ? આપે ફરમાવ્યું : હા, ખુદાની કસમ ! તે બોલ્યો : હું આપને ખુદાની કસમ આપું છું, બતાવો કે શું ખુદાએ આપને દર વરસે રમઝાન માસમાં રોઝા રાખવાનો હુકમ આપ્યો છે ? આપે ફરમાવ્યું : હા, ખુદાની કસમ. તે બોલ્યો : હું ખુદાની કસમ આપું છું. બતાવો કે, શું ખુદાએ આપને આ હુકમ આપ્યો છે કે, આપ માલદારો પાસેથી ઝકાત વસૂલ કરીને ગરીબોને વહેંચો ? આપે ફરમાવ્યું; હા. ખુદાની કસમ ! આ સાંભળીને તે માણસ બોલ્યો; આપ જે કાંઇ (ખુદાના તરફથી) લાવ્યા છો હું તે બધા પર ઇમાન લાવ્યો. મારી કોમનો હું પ્રતિનિધિ છું. મારું નામ ઝમામ ઇબ્ને સઅલબા છે.

(૬૩/૬૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને કોઇ મસ્અલો પૂછવાની અમને કુર્આનમાં મનાઇ ફરમાવવામાં આવી હતી, એટલે અમે દિલથી ઇચ્છતા હતા કે, કોઇ બુદ્ધિશાળી આદિવાસી આવીને હુઝૂરને કોઇ મસ્અલો પૂછે અને અમે સાંભળીએ. જેથી (એક વાર) આદિવાસીએ આવીને (હુઝૂરને) કહ્યું કે, આપનો એલચી અમારી પાસે આવ્યો હતો અને કહેતો હતો કે, આપ કહો છો કે, ખુદાએ મને પયગમ્બર બનાવ્યો છે. આપે ફરમાવ્યું : તે ઠીક કહેતો હતો. આદિવાસી બોલ્યો : ઝમીનો અને પહાડોને કોણે પેદા કર્યાં ? આપે ફરમાવ્યું : ખુદાએ. આદિવાસી બોલ્યો : આપને કસમ છે તે પાક જાતની જેણે આસ્માનો અને ઝમીનોને પેદા કરી, પહાડોને કાયમ કર્યા અને તેમાં લાભદાયક વસ્તુઓ પેદા કરી. (બતાવો કે) શું ખુદાએ આપને રસૂલ બનાવીને મોકલ્યા છે ? હુઝૂરે ફરમાવ્યું : હા. આદિવાસી બોલ્યો : તમારો એલચી કહેતો હતો કે, અમારા ઉપર પાંચ નમાઝો ફર્ઝ છે અને અમારા માલોમાં ઝકાત જરૂરી છે. હુઝૂરે ફરમાવ્યું : તેણે ઠીક કહ્યું : આદિવાસી બોલ્યો : આપને તે ખુદાની કસમ, જેણે આપને રસૂલ બનાવીને મોકલ્યા છે (બતાવો) શું ખુદાએ આપને એનો હુકમ આપ્યો છે ? હુઝૂરે ફરમાવ્યું : હા. આદિવાસી બોલ્યો : આપના એલચીએ કહ્યું હતું કે, અમારા ઉપર વરસમાં એક મહીનાના રોઝા ફરઝ છે. હુઝૂરે ફરમાવ્યું : તેણે સાચું કહ્યું હતું. આદિવાસી બોલ્યો : આપને તે ખુદાની કસમ જેણે આપને પયગમ્બર બનાવ્યા છે (બતાવો કે) શું આપને ખુદાએ એનો હુકમ આપ્યો છે ? હુઝૂરે ફરમાવ્યું : હા. આદિવાસી બોલ્યો : આપના એલચીએ કહ્યું હતું કે, અમારામાંના માલદાર લોકો પર કઅબાની હજ્જ ફર્ઝ છે. હુઝૂરે ફરમાવ્યું : તેણે સાચું કહ્યું. આદિવાસી બોલ્યો : આપને તે ખુદાની કસમ જેણે આપને રસૂલ બનાવીને મોકલ્યા છે.

(બતાવો કે) શું આપને ખુદાએ એનો હુકમ આપ્યો છે ? આપે ફરમાવ્યું : હા. છેવટે આદિવાસી કહેવા લાગ્યો કે, તે ખુદાની કસમ જેણે આપને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવ્યા, એમાં ઘટાડો વધારો નહીં કરીશ. હુઝૂરે ફરમાવ્યું : જો એ સાચો છે તો જન્નતમાં દાખલ થઇ ગયો.

**પોતાના રિવાયત કરેલા (વર્ણવેલા) અથવા સાંભળેલા મસ્અલાઓનો સંગ્રહ કરીને કોઇને આપી દેવો અને આલિમોનું પોતાના ઇલ્મી લખાણો વિવિધ દેશોમાં મોકલવું જાઇઝ છે.**

(૬૪/૬૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત ઉસ્માન (રદિ.)એ કુર્આનની નકલો કરાવીને જુદા જુદા શહેરોમાં મોકલી. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર, યહ્યા ઇબ્ને સઇદ અને ઇમામ માલિક એને જાઇઝ કહેતા હતા. હિજાજના અમુક આલિમોએ એના જાઇઝ હોવાના પુરાવામાં આ હદીસ બયાન કરી છે કે, (એક વાર) કોઇ લશ્કરના સરદારને હુઝૂરે એક કાગળ આપ્યો અને ફરમાવ્યું કે, જ્યાં સુધી તું ફલાણા ફલાણા ઠેકાણે ન પહોંચી જાય ત્યાં સુધી એને ન વાંચતો. તે સરદાર જ્યારે નિયુક્ત સ્થળે પહોંચ્યો ત્યારે લોકોની સામે હુઝૂરનો કાગળ વાંચ્યો અને બધાને એની ખબર આપી.

(૬૫/૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ પોતાનો પત્ર એક માણસને આપીને હુકમ કર્યો કે, બેહરૈનના હાકિમને આ પત્ર પહોંચાડી દેજે. બેહરૈનના હાકિમે તે કાગળ (લઇને) ઇરાનના બાદશાહ કિસ્રાને પહોંચાડી દીધો. કિસ્રાએ આપના પત્રના ટુકડે ટુકડા કરી નાખ્યા. (હુઝૂરને જ્યારે એની ખબર પડી ત્યારે) આપે તેમના માટે બદ્દુઆ કરી કે, તેમના પણ (એવી રીતે) ટુકડે ટુકડા કરી દેવામાં આવે.

(૬૬/૬૬) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.)એ કોઇ કોમ પાસે મોકલવા માટે પત્ર લખાવ્યો અથવા લખાવવાનો ઇરાદો કર્યો. લોકોએ કહ્યું કે, તે લોકો મહોર વગરનો પત્ર વાંચતા નથી. જેથી આપે ચાંદીની એક વીંટી તૈયાર કરાવી, જેના પર **મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ** કોતરાયેલું હતું. (હઝરત અનસ કહે છે કે) વીંટીની તે ધોળાશ જે આપના મુબારક હાથમાં હોવાની હાલતમાં દેખાતી હતી તે હજુ સુધી મારી નજર સામે છે.

**કોઇ મજલિસમાં છેવાડે બેસી જવું અથવા જો મજલિસમાં ક્યાંક થોડીક મોકળાશ હોય તો ત્યાં બેસી જવું બંને જાઇઝ છે**

(૬૭/૬૭) હઝરત અબૂ વાકિદ લૈસી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સહાબા સાથે મસ્જિદમાં બેઠા હતા. એવામાં ત્રણ માણસો સામેથી આવ્યા. બે



તો રસૂલુલ્લાહ તરફ આગળ વધ્યા. જેમાંનો એક તો એક જગ્યા ખાલી જોઇને બેસી ગયો. બીજો બધાથી હટીને પાછળ બેસી ગયો અને ત્રીજો પાછો ચાલ્યો ગયો. (કારણ કે, તેના દરજ્જાને લાયક તેને જગ્યા ન મળી) જ્યારે રસૂલુલ્લાહ બયાન કરીને પરવાર્યા તો ફરમાવ્યું : હું તમારામાંના ત્રણ માણસોની હાલત બયાન કરું છું. એક તો ખુદાની તરફ આવ્યો. ખુદાએ તેને જગ્યા આપી. બીજો કંઇક શરમાયો. ખુદા પણ તેનાથી શરમાયો (અને તેને પોતાના રોષથી બચાવ્યો). ત્રીજાએ ખુદાથી મોં ફેરવી લીધું, જેથી ખુદાએ પણ તેનાથી મોં ફેરવી લીધું.

**કેટલીક વાર તે માણસ જેને (કોઇની મારફતે) કોઇ મસ્અલો પહોંચ્યો હોય તે મૂળ સાંભળનારા કરતાં વધારે બોધપાઠ લે છે.**

(૬૮/૬૮) હઝરત અબૂબક્રા (રદિ.) કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) ઊંટ પર સવાર થયા. એક માણસે લગામ પકડી. તે સમયે આપે ફરમાવ્યું : આજે કયો દિવસ છે ? અમે એ વિચારથી ચુપ રહ્યા કે, કદાચ હુઝૂર આ દિવસનું કોઇ બીજું નામ રાખશે. (જ્યારે અમે ચુપ રહ્યા ત્યારે) હુઝૂરે ફરમાવ્યું કે શું આજે કુરબાનીનો દિવસ નથી ? અમે કહ્યું : જી હા, કુરબાનીનો દિવસ છે. આપે ફરમાવ્યું : મહીનો કયો છે ? અમે ફરી એવા વિચારથી ચુપ રહ્યા કે, કદાચ આપ મહીનાનું બીજું કોઇ નામ બતાવશે. (અમને ચુપ જોઇને) હુઝૂરે ફરમાવ્યું : શું આ ઝીલહજ્જનો મહીનો નથી ? અમે કહ્યું : જી હા, ઝીલહજ્જનો મહીનો છે. એ પરથી હુઝૂરે ફરમાવ્યું કે, જેવી રીતે આજનો દિવસ આ શહેર અને આ મહીનામાં હરામ છે (કિંવા લડાઇ-ઝઘડો એમાં હરામ છે) એવી જ રીતે તમારામાં માંહોમાંહે એક બીજાનું ખૂન, માલ અને આબરૂ હરામ છે (કિંવા કોઇ કોઇનો જાનમાલ અને આબરૂ લેનાર ન બને.) યોગ્ય છે કે, હાજર માણસ ગાયબને આ હુકમ પહોંચાડી દે. કારણ કે, બનવાજોગ છે કે જે માણસને આ હુકમ પહોંચાડવામાં આવે તે હાજરજનો કરતાં વધારે બોધપાઠ લે.

**ઇલ્મનો દરજ્જો કથન અને અમલથી આગળ છે. કારણ કે, આયત 'ફઅલમ અન્નહુ લાઇલાહ ઇલ્લા હુવ'માં ખુદા તઆલાએ ઇલ્મથી શરૂઆત કરી છે. 'ઇન્નમા યખ્શા લ્લાહુ મિન ઇબાદિહિલ ઉલમાઉ' કિંવા ખુદા તઆલાથી માત્ર તેના આલિમ બંદાઓ જ ડરે છે. 'વ માયઅકિલુહા ઇલ્લલ આલિમૂન' કિંવા ઉદાહરણોને આલિમો સિવાય બીજા કોઇ સમજતા નથી. 'વ કાલૂ લવ કુન્ના નસ્મઉ અવ નઅ્કિલુ મા કુન્ના ફી અસ્હાબિ સ્સઇર' કિંવા કાફિર (કિયામતના દિવસે) કહેશે કે, જો અમે સાંભળત અથવા સમજત**

**તો (આજે) દોઝખવાળાઓમાં ન હોત. 'હલ યસ્તવી લ્લઝીન યઅ્લમૂન વ લ્લઝીન લાયઅ્લમૂન' શું જાણનારા અને ન જાણનારા બરાબર હોય શકે છે ? (આ બધી કુર્આનની આયતો છે. નીચે હદીસોનું બયાન છે.) 'મંય્યુરિદિ લ્લાહુ બિહિ ખયરં ય્યુફક્કિહહુ ફી દ્દીનિ' કિંવા ખુદા જેની ભલાઇ ઇચ્છે છે તેને દીનની સમજ આપે છે. 'ઇન્નલ ઉલમાઅ વરસતુલ અંબિયાઇ વરિસૂલ ઇલ્મ' કિંવા આલિમો નબીઓના વારસદારો છે; જેમને વારસામાં ઇલ્મ મળ્યો છે. 'મન અખઝહુ અખઝ બિહઝ્ઝિન વાફિરીન' કિંવા જેણે ઇલ્મ મેળવ્યો તેણે ઘણો મોટો હિસ્સો મેળવ્યો. 'મન સલક તરીકન યલ્તુબુ બિહિ ઇલ્મન સહ્હલ લ્લાહુ લહુ તરીકન ઇલલ જન્નતિ' કિંવા જે દીનનો ઇલ્મ શીખવા માટે રસ્તા પર ચાલે છે, ખુદા તઆલા તેના પર જન્નતનો રસ્તો આસાન કરી દેશે. 'વ ઇન્નમલ ઇલ્મુ બિત્તઅલ્લુમિ' કિંવા માત્ર શીખવાથી ઇલ્મ હાસિલ થાય છે. હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, જો તમે મારી આ ગરદન પર તલવાર મૂકી દો અને મને લાગે કે, તલવાર ફેરવવા પહેલાં રસૂલુલ્લાહ (ની મુબારક ઝબાન)થી સાંભળેલો એક શબ્દ પણ પહોંચાડી શકીશ તો ઝરૂર પહોંચાડીશ.**

**હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ 'કૂનૂ રબ્બાનિય્યીન'ની તફસીર આ પ્રમાણે કરી છે કે, 'બની જાઓ હકીમો, આલિમો અને ફકીહો.' કિંવા 'રબ્બાનિય્યીન'થી આલિમો, હકીમો અને ફકીહો મુરાદ છે.**

**રસૂલુલ્લાહ (સલ.) લોકોને કદી કદી વઅઝ-નસીહત કરતા હતા. જેથી તેમને નફરત ન થવા પામે.**

(૬૯/૬૯) હઝરત ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) થોડા થોડા દિવસોએ વઅઝ-નસીહત દ્વારા અમારી ખબર લેતા હતા. (કિંવા દરરોજ વઅઝ કહેતા ન હતા) જેથી અમે (દરરોજ સાંભળી સાંભળીને) કંટાળી ન જઇએ.

(૭૦/૭૦) હઝરત અનસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, લોકો સાથે નરમી કરો. સખ્તી ન કરો. તેમને ખુશખબરી આપો. નફરત ન દેવડાવો.

**આલિમો માટે જાઇઝ છે કે લોકોને નસીહત કરવા માટે દિવસો નક્કી કરી લે**

(૭૧/૭૧) હઝરત અબૂ વાઇલ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ (રદિ.) દર ગુરૂવારે લોકોને વઅઝ કરતા હતા. એક માણસે કહ્યું કે, હે અબૂ અબ્દુર્રહમાન ! (ઇબ્ને મસઊદની કુન્નિયત છે) હું ઇચ્છું છું



કે, આપ દરરોજ અમને વઅઝ કહ્યા કરો. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : હું તમને તંગ કરવા માંગતો નથી. એવી જ રીતે કદી કદી વઅઝ કહું છું જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) અમને કદી કદી વઅઝ કહ્યા કરતા હતા. કારણ કે, આપ એનું ધ્યાન રાખતા હતા કે, અમે કંટાળી ન જઇએ.

**ખુદા તઆલા જેની ભલાઇ કરવા માંગે છે તેને દીનની સમજ આપે છે**

(૭૨/૭૨) હઝરત મુઆવિયા (રદિ.)એ તકરીર (પ્રવચન) દરમ્યાન કહ્યું હતું કે, મેં હુઝૂરથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, ખુદા તઆલા જેની ભલાઇ કરવા માંગે છે તેને દીનની સમજ આપે છે. હું માત્ર વહેંચનારો છું. દેનારો ખુદા છે. આ ઉમ્મત અલ્લાહના દીન પર હંમેશા કાયમ રહેશે. એમનો વિરોધી એમને નુકસાન નહીં પહોંચાડી શકે, ત્યાં સુધી કે કિયામત આવી જાય.

(૭૩/૭૩) હઝરત મુજાહિદ કહે છે કે, હું ઇબ્ને ઉમર (રદિ.) સાથે મદીના સુધી રહ્યો. (માર્ગમાં) હઝરત અબ્દુલ્લાહે રસૂલુલ્લાહ (સલ.)ની માત્ર એક હદીસ બયાન કરી. બીજી કોઇ હદીસ બયાન ન કરી. તે એ કે હઝરત અબ્દુલ્લાહે કહ્યું કે, અમે હુઝૂરની પાસે બેઠા હતા. એવામાં ખજૂરનો થોડોક ગર્ભ આપની સેવામાં રજૂ કરવામાં આવ્યો. આપે ફરમાવ્યું : ઝાડોમાં એક ઝાડ એવું છે જેના પાંદડાંઓ ખરતા નથી. એ જ મિસાલ મુસલમાનની છે. મને વિચાર આવ્યો કે કહી દઉં કે, ખજૂરનું ઝાડ છે, પરંતુ હું સૌથી નાનો હતો એટલે હું ચૂપ રહ્યો, પરંતુ છેવટે હુઝૂરે પોતે જ ફરમાવ્યું કે, તે ઝાડ ખજૂરનું છે.

**ઇલ્મ અને હિકમતમાં રશ્ક (સુઇર્ષા) કરવાનું વર્ણન. હઝરત ઉમર (રદિ.)નું કથન છે કે, સરદાર બનાવાય તે પહેલાં સમજ કેળવો. ઇમામ બુખારી કહે છે : બલકે સરદાર બનાવાયા પછી પણ (સમજ કેળવો.) રસૂલુલ્લાહના સહાબીઓએ મોટી મોટી ઉમરે ઇલ્મ હાસિલ કર્યો હતો.**

(૭૪/૭૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બે વસ્તુઓ સિવાય અન્ય વસ્તુઓમાં રશ્ક કરવાનું (જાઇઝ) નથી. પહેલી એ કે જો ખુદા તઆલાએ કોઇને માલ આપ્યો અને તેને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની તૌફીક આપી. બીજી એ કે, કોઇ માણસને ખુદાએ ઇલ્મ અને હિકમત આપી અને તે લોકોને તેનું શિક્ષણ આપે છે અને તે જ મુજબ ચુકાદો આપે છે. (આ બંને માણસોનો રશ્ક (સુઇર્ષા) કરવો જાઇઝ છે.)

**હઝરત મૂસા (અલૈ.)નું ખિદર (અલૈ.)ની શોધમાં દરિયા પર જવું**

**અને આયત 'હલ અત્તબિઉક અલા અન તુઅલ્લિમ...'ની વિગત**

(૭૫/૭૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર હું અને હુર ઇબ્ને કૈસ પરસ્પર વાદવિવાદ કરી રહ્યા હતા કે, મૂસા (અલૈ.)ના સાથી કોણ હતા ? હું કહી રહ્યો હતો કે ખિદર હતા. એવામાં ઉબય ઇબ્ને કઅબ (રદિ.) ત્યાંથી પસાર થયા. મેં તેમને બોલાવીને કહ્યું કે, હું અને મારો મિત્ર આ બાબતમાં મતભેદ ધરાવીએ છીએ કે, મૂસા (અલૈ.)ના તે સાથી કોણ હતા, જેમની મુલાકાત માટે મૂસાએ રસ્તો પૂછ્યો હતો. શું તમે નબી (સલ.)થી એ અંગે કંઇ સાંભળ્યું છે ? હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદિ.)એ જવાબ આપ્યો : મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું છે કે, મૂસા (અલૈ.) બની ઇસ્રાઇલની એક જમાઅતમાં મોજુદ હતા. અચાનક તેમની પાસે એક માણસ આવ્યો અને પૂછ્યું : શું તમને કોઇ એવા માણસની પણ ખબર છે જેનો ઇલ્મ તમારાથી વધારે હોય ? મૂસા (અલૈ.)એ કહ્યું ના. એ પરથી ખુદા તઆલાએ મૂસા (અલૈ.) પાસે વહી મોકલી કે હા, અમારો એક બંદો ખિદર છે. (જે તમારાથી ઇલ્મમાં વધારે છે.) મૂસાએ (અલ્લાહના હુકમથી) ખિદરની પાસે જવાનો ઇરાદો કર્યો. ખુદા તઆલાને ખિદરને મળવાનો રસ્તો પૂછ્યો. ખુદા તઆલાએ માછલીને એક નિશાની ઠેરવી અને મૂસા (અલૈ.)ને હુકમ થયો કે તમે માછલી ભુંજીને સાથે લઇ જાઓ. જ્યાં માછલી અદૃશ્ય થઇ જાય ત્યાં તલાશ કરો. તમને ખિદર મળી જશે. હુકમ મુજબ મૂસા (અલૈ.) પોતાના સેવક યૂશઅને સાથે લઇને રવાના થયા અને માછલીવાળી નિશાની ઢુંઢતા રહ્યા. ચાલતા ચાલતા જ્યારે એક પત્થર પાસે પહોંચ્યા ત્યારે બંને ત્યાં લાંબા થઇને સૂઇ ગયા. ભુંજેલી માછલી પાસે હતી તે 'આબે હયાત'ની અસરથી જીવતી થઇને દરિયામાં કૂદી પડી. હઝરત યુશઅ તે વખતે જાગતા હતા, પરંતુ મૂસા (અલૈ.)ના જાગ્યા પછી આ વાત કહેવાનું ભુલી ગયા. સવારે ઉઠીને પાછા બંને આગળ વધ્યા. એક રાત-દિવસના વધુ પ્રવાસ પછી મૂસા (અલૈ.)એ યુશઅને કહ્યું : ખાણું લાવો. આપણે ઘણા થાકી ગયા. તે વખતે મૂસા (અલૈ.)ને તેમના સેવકે જણાવ્યું કે, જ્યારે આપણે તે પત્થર પાસે પહોંચ્યા હતા ત્યારે હું આપને માછલીની વાત કહેવાનું ભૂલી ગયો. આ કામ માત્ર શયતાનનું છે કે, તેણે મને ભુલાવી દીધો. આ સાંભળીને મૂસા (અલૈ.) બોલ્યા : આપણને તેની જ તલાશ હતી. ત્યાર પછી બંને ઉલટા પગે પગલા પર પગલું મૂકીને પાછા ફર્યા. છેવટે ખિદર મળી ગયા અને તે જ બનાવ બન્યો, જેનું ખુદા તઆલાએ કુર્આનમાં વર્ણન કર્યું છે.

**હદીસ 'અલ્લાહુમ્મ અલ્લિમહુલ કિતાબ'ની વિગત**

(૭૬/૭૬) હઝરત ઇબ્ને અબ્બાસ



(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને છાતી સરસો ચાંપ્યો અને કહ્યું : હે અલ્લાહ ! એને કુર્આનનો ઇલ્મ અર્પણ કર.

**નાના બાળકનું હદીસ સાંભળવું (અને રિવાયત કરવું) કયારે સહીહ છે ?**

(૭૭/૭૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (એક દિવસ) હું ગધેડા ઉપર સવાર થઇને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. તે સમયે હું કિશોરાવસ્થામાં (બાલિગ થવાની નજીક) હતો. નબી (સલ.) મિનામાં સુતરા વગર નમાઝ પઢી રહ્યા હતા. હું પણ અમુક સફોની સામેથી પસાર થયો. ગધેડાને ચરવા છોડી દીધો અને પોતે સફમાં શામિલ થઇ ગયો, પરંતુ હુઝૂરે એની મનાઇ ન કરી.

(૭૮/૭૮) હઝરત મહમૂદ ઇબ્ને રબીઅ (રદિ.) કહે છે : મને યાદ છે કે, મારી વય પાંચ વરસની હતી અને હુઝૂર (સલ.)એ ડોલમાંથી કુલ્લી લઇને મારા મોં પર મારી હતી.

**ઇલ્મ શીખવા માટે પ્રવાસ કરવો. હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) એક હદીસ મેળવવા માટે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉનૈસ (રદિ.) પાસે એક મહીનાનું અંતર કાપીને ગયા હતા**

(૭૯/૭૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક વાર હું અને હુર ઇબ્ને કૈસ વાદવિવાદ કરી રહ્યા હતા કે, મૂસા (અલૈ.)નો સાથી કોણ હતો ? એવામાં ત્યાંથી ઉબય ઇબ્ને કઅબ (રદિ.) પસાર થયા........ (આ હદીસ પૂરી વિગતવાર હમણાં ઉપર આવી ગઇ છે) એનાથી પણ ઇલ્મ શીખવા માટે સફરના જાઇઝ હોવાનું પુરવાર થાય છે.

(૮૦/૮૦) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ઇલ્મ અને હિદાયત આપીને ખુદાએ મને પયગમ્બર બનાવ્યો છે તેનું ઉદાહરણ હુબહુ મુશળધાર વરસાદ જેવું જ છે કે, જો તે ફળદ્રુપ ભૂમિ ઉપર પડે છે તો ઝમીન પાણીને ચૂસી લે છે, પછી ત્યાં ઘાસ અને ઘણી હરિયાળી થાય છે અને જો વરસાદ ઝમીન ઉપર પડે તો ઝમીન પાણીને અટકાવીને ઘેરી લે છે (તળાવ અથવા સરોવર વગેરે બને છે) અને ખુદા તેની મારફતે લોકોને લાભ પહોંચાડે છે અને પોતે પણ પીએ છે, જાનવરોને પણ પીવડાવે છે અને ખેતરોને પણ સિંચે છે, પરંતુ જો વરસાદ એવી ઝમીન પર પડે છે જે બિલકુલ વેરાન પ્રદેશ હોય તો ન ત્યાં પાણી જમા થાય છે, ન હરિયાળી ઉગે છે. આ જ ઉદાહરણ તે લોકોનું છે જે ખુદાના દીનને સમજે છે અને મારી નુબુવ્વતથી ખુદા તઆલાએ તેમને લાભ

પહોંચાડયો. પોતે પણ તેમણે ઇલ્મ હાસિલ કર્યો અને લોકોને પણ શીખવ્યો અથવા આ બાજુ તેમણે માથું પણ ન ઉઠાવ્યું અને મારી લાવેલી હિદાયતને કબૂલ ન કરી.

**ઇલ્મના ઉઠી જવાનું (નાશ પામવાનું) અને જહાલતના જાહેર થવાનું વર્ણન. રબીઆ કહે છે કે, જે કોઇની પાસે કંઇક ઇલ્મ હોય તેના માટે યોગ્ય નથી કે તે એમ જ પોતાની જાતને બરબાદ કરે (કોઇને પોતાના ઇલ્મથી લાભ ન પહોંચાડે)**

(૮૧/૮૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના નજીક હોવાની એક એ પણ નિશાની છે કે, ઇલ્મ ઉઠાવી લેવામાં આવશે. જહાલત જાહેર થશે. શરાબ પીવામાં આવશે અને હરામખોરી ફેલાઇ જશે.

(૮૨/૮૨) હઝરત અનસ (રદિ.) કહે છે : મેં હુઝૂરથી સાંભળ્યું છે કે, કિયામતની એક એ પણ નિશાની છે કે, ઇલ્મ ઓછો થઇ જશે. જહાલત ફેલાઇ જશે. ઝિનાખોરી ખુલ્લમખુલ્લા થશે. સ્ત્રીઓ વધુ હશે. પુરુષો ઓછા હશે, અહીં સુધી કે પચાસ સ્ત્રીઓનો એક પુરુષ સરપરસ્ત હશે.

**ઇલ્મના વધવાનું વર્ણન**

(૮૩/૮૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું છે. આપે ફરમાવ્યું હતું કે હું (એક વાર) સૂઇ રહ્યો હતો. સ્વપ્નમાં મને દૂધનો એક મોટો પ્યાલો આપવામાં આવ્યો, મેં તેમાંથી એટલું દૂધ પીધું કે ધરાઇ જવાના અને પ્રફુલ્લતાના ચિન્હો મને મારા નખોમાંથી નીકળતા જણાવા લાગ્યા. પછી મેં મારું વધેલું ઉમર ઇબ્ને ખત્તાબ (રદિ.)ને આપી દીધું. સહાબાએ પૂછ્યું : પછી હુઝૂરે એનું શું અર્થઘટન કર્યું ? આપે ફરમાવ્યું : ઇલ્મ.

**પશુ વગેરેની પીઠ પર ઉભા ઉભા ફત્વો દેવો**

(૮૪/૮૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅના દિવસે મિનામાં રસૂલુલ્લાહ (સલ.) થોભ્યા; જેથી જે લોકો મસ્અલાઓ પૂછવા માંગે તેનો આપ જવાબ આપે. એટલે એક માણસે હાજર થઇને પૂછ્યું : (યા રસૂલલ્લાહ !) અજાણપણે મેં કુરબાની કરવા પહેલાં માથું મુંડાવ્યું. આપે ફરમાવ્યું : કંઇ વાંધો નહીં; હવે કુરબાની કરી લો. પછી બીજા માણસે હાજર થઇને પૂછ્યું : (યા રસૂલલ્લાહ !) મેં અજાણપણે કાંકરીઓ મારતાં પહેલાં કુરબાની કરી લીધી. આપે ફરમાવ્યું : કંઇ વાંધો નહીં; હવે કાંકરીઓ મારો. રાવી કહે છે કે : (તે વખતે) રસૂલુલ્લાહ (સલ.)ને જે વસ્તુ વિષે સવાલ કરવામાં આવ્યો, તેના જવાબમાં આપે ફરમાવ્યું :



હવે કરી લો; કંઇ વાંધો નહીં. ભલે પછી તે વસ્તુ આગળ થઇ ગઇ હોય કે પાછળ.

**હાથ અને માથાના ઇશારાથી મસ્અલો બતાવવાનું વર્ણન**

(૮૫/૮૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, નબી (સલ.)ને જ્યારે હજ્જ (વદાઅ) દરમ્યાન પૂછવામાં આવ્યું અને એક માણસે કહ્યું કે, મેં કાંકરીઓ મારતા પહેલાં કુરબાની કરી છે તો આપે હાથના ઇશારાથી બતાવ્યું કે, કંઇ વાંધો નહીં. બીજા માણસે પૂછ્યું કે, મેં કુરબાની પહેલાં માથું મુંડાવ્યું છે. એનો જવાબ પણ આપે હાથના ઇશારાથી આપ્યો કે, કંઇ વાંધો નહીં.

(૮૬/૮૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું : ઇલ્મ ઉઠાવી લેવામાં આવશે. જહાલત અને ઝઘડા ફેલાઇ જશે. નુકસાન વધારે થશે. લોકોએ પૂછ્યું : યા રસૂલલ્લાહ ! નુકસાનથી શું મુરાદ છે ? આપે હાથ મરોડીને ઇશારો કર્યો અને ફરમાવ્યું : આવી રીતે. જાણે નુકસાનથી આપની મુરાદ ખૂનામરકી હતી.

(૮૭/૮૭) હઝરત અસ્મા (રદિ.) કહે છે : (એક દિવસ) હું હઝરત આઇશા (રદિ.) પાસે ગઇ. તેઓ તે વખતે નમાઝમાં મશગૂલ હતાં. લોકો ઉભા રહીને સૂર્યગ્રહણની નમાઝ પઢી રહ્યા હતા. મેં પૂછ્યું : આ લોકો શું કરી રહ્યા છે ? હઝરત આઇશાએ આસ્માન તરફ ઇશારો કર્યો. મેં કહ્યું : કદાચ આસ્માન (પર) કોઇ નિશાની છે. (જેના માટે નમાઝ થઇ રહી છે.) હઝરત આઇશાએ પોતાના માથાથી ઇશારો કર્યો કિંવા હા. ત્યાર બાદ હું ઉભી થઇ ગઇ, પરંતુ (ગરમીના કારણે) મને ચક્કર આવ્યા અને હું મારા માથા પર પાણી નાખવા લાગી. તે સમયે રસૂલુલ્લાહે ખુદા તઆલાના વખાણ કર્યા. પછી ફરમાવ્યું : જે કંઇ પહેલાં મેં જોયું ન હતું તે અત્યારે મને અહીં દેખાડવામાં આવ્યું. અહીં સુધી કે, જન્નત અને દોઝખને પણ મેં જોઇ લીધી. મને વહી આવી છે કે, લગભગ દજ્જાલના ફિત્ના જેવી તમારા લોકોની કબ્રોમાં કસોટી કરવામાં આવશે અને પૂછવામાં આવશે કે, શું તમે આ માણસને ઓળખો છો ? ઇમાનદાર તો ત્રણ વખત કહી દેશે કે, આ 'મુહમ્મદુ રસૂલુલ્લાહ' છે. અમારી પાસે ખુલ્લી દલીલો અને હિદાયત લઇને આવ્યા હતા. અમે એમની હિદાયત માનીને એમનુ અનુકરણ કર્યું હતું. જેથી તેને કહેવામાં આવશે : આરામથી સૂઇ જા. અમે પહેલેથી જ જાણતા હતા કે, તારું એમના પર યકીન હતું, પરંતુ મુનાફિક માણસ જવાબ આપશે : મને ખબર નથી. લોકોને મેં કહેતા સાંભળ્યા એટલે મેં પણ કહી દીધું.

**અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓને રસૂલુલ્લાહે પ્રોત્સાહન આપ્યું કે, ઇમાન અને**

### ઇલ્મ (ના મસ્અલાઓ) યાદ રાખો અને તે બાજુવાળાઓને એની ખબર આપો

(૮૮/૮૮) હઝરત માલિક ઇબ્ને હુવૈરિસ (રદિ.) કહે છે કે, અમને રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું : તમારા ઘરવાળાઓ પાસે જાઓ અને તેમને (મસ્અલાઓનું) શિક્ષણ આપો.

(૮૯/૮૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓ જ્યારે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા ત્યારે આપે તેમને પૂછયું : કોણ લોકો છો ? તેમણે જવાબ આપ્યો : અમે રબીઆ કોમના છીએ. આપે ફરમાવ્યું : પ્રતિનિધિ મંડળને આવકારું છું, ન તુચ્છ છો ન છોભીલા. ત્યાર બાદ તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! હરામ મહીનાઓ સિવાય (ઝીલકાદ, ઝીલહજ્જ, મુહર્રમ, રજબ) બીજા દિવસોમાં અમે હુઝૂરની સેવામાં હાજર થઇ શકતા નથી, કારણ કે મુદરના આ કાફિરો વચમાં અવરોધરૂપ છે. માટે હુઝૂર અમને કોઇ નિર્ણાયક હુકમ બતાવે. જેથી અમે તે બાજુવાળાઓને એની ખબર આપીએ અને એના કારણે જન્નતમાં દાખલ થઇએ. આપે તેમને ચાર કામો કરવાનો હુકમ આપ્યો અને ચાર વાતોથી રોકયા. તેમને હુકમ આપ્યો કે, એક અલ્લાહ પર ઇમાન રાખો અને ફરમાવ્યું કે, તમે જાણો છો કે અલ્લાહ પર ઇમાન લાવવાનો શું અર્થ છે ? તેમણે કહ્યું : ખુદા અને રસૂલ વધારે જાણે છે. આપે ફરમાવ્યું : 'લા ઇલાહ ઇલ્લલ્લાહુ મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ'ની સાક્ષી આપવાનું નામ ઇમાન છે; પછી રીતસર નમાઝ પઢવી; ઝકાત દેવી; રમઝાનના રોઝા રાખવા અને માલે ગનીમતમાંથી પાંચમો ભાગ આપવાનો હુકમ કર્યો. ચાર પ્રકારના વાસણો વાપરવાની મનાઇ કરી છે : (૧) દુબ્બીની તામણી (૨) લાખનું વાસણ (૩) ચીકાશવાળું વાસણ (૪) લાકડાનું વાસણ. અંતમાં ફરમાવ્યું : એમને યાદ યાદ રાખો અને તે બાજુવાળાઓને એની ખબર આપો.

### જો નવો મસ્અલો સામે આવે તો તેના માટે સફર કરવી

(૯૦/૯૦) હઝરત ઉકબા બિન હારિસ (રદિ.) કહે છે કે, મેં અબૂ ઇહાબ ઇબ્ને અઝીઝની પુત્રી સાથે નિકાહ કર્યા. નિકાહ પછી એક ઓરત આવી અને કહેવા લાગી કે, મેં તને અને આ ઓરતને દૂધ પીવડાવ્યું છે, જેની સાથે તે નિકાહ કર્યા છે. મે જવાબ આપ્યો કે, મને તો ખબર નથી કે તેં મને દૂધ પીવડાવ્યું છે અને ન તેં મને (પહેલેથી) ખબર આપી. જેથી હું સવાર થઇને રસૂલુલ્લાહની સેવામાં મદીનામાં હાજર થયો અને આપને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું : જ્યારે તમને કહી દેવામાં આવ્યું તો હવે નિકાહ



કેવી રીતે રહી શકે છે ? એટલે મેં તે ઓરતને અલગ કરી દીધી અને તેણે એક બીજા માણસ સાથે નિકાહ કરી લીધા.

### ઇલ્મ શીખવા માટે વારાફરતી જવું

(૯૧/૯૧) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, હું અને મારો એક અનસારી પડોશી બની ઉમય્યા ઇબ્ને ઝેદના કબીલામાં રહેતા હતા. આ કબીલો મદીના બહાર પૂર્વમાં રહેતો હતો. અમે બંને રસૂલુલ્લાહની સેવામાં વારાફરતી હાજર થતા. એક દિવસ તે જતો હતો અને એક દિવસ હું. જ્યારે હું જતો હતો ત્યારે તે દિવસની ખબર અનસારી પાસે લઇ જતો હતો અને તે જતો હતો ત્યારે તે પણ એવું જ કરતો હતો. એક દિવસ મારા અનસારી મિત્રે મારા દરવાજા પર આવીને જોર જોરથી મારવાનું શરૂ કર્યું અને બુમ પાડી કે, ઉમર અહીં છે ? હું ગભરાઇને નીકળ્યો તો તેણે કહ્યું કે, એક ભયંકર દુર્ઘટના બની ગઇ. (કિંવા નબી (સલ.)એ પોતાની પત્નીઓને તલાક આપી દીધી.) આ સાંભળીને હું હફસા પાસે ગયો અને પૂછયું કે, શું તમને રસૂલુલ્લાહે તલાક આપી દીધી ? હફસા બોલ્યાં : મને ખબર નથી. પછી હું હુઝૂરની સેવામાં હાજર થયો. ઉભા ઉભા પૂછયું કે, શું આપે પત્નીઓને તલાક આપી દીધી ? આપે ફરમાવ્યું : નહીં. ત્યારે મેં કહ્યું : અલ્લાહુ અકબર.

### જો વઅઝ કરનાર કોઇ અયોગ્ય વાત જુએ તો વઅઝ દરમ્યાન ગુસ્સો કરવો જાઇઝ છે

(૯૨/૯૨) હઝરત અબૂ મસ્ઊદ અનસારી કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! કદાચ હું જમાઅતની નમાઝ નહી પામી શકું. કારણ કે, ફલાણો માણસ ઘણી લાંબી કિર્અત પઢે છે. (રાવી કહે છે) વઅઝ કહેવાની હાલતમાં તે દિવસથી વધીને ગુસ્સે ભરાયેલા મેં હુઝૂર (સલ.)ને જોયા નથી. આપે ફરમાવ્યું : લોકો ! તમે જમાઅતથી નફરત જન્માવો છો. જે માણસ લોકોના ઇમામ હોય તેને જોઇએ કે કિર્અતમાં ટૂંકાણ કરે. કારણ કે, મુકતદીઓમાં કમજોર, બીમાર અને હાજતમંદ (બધા જ) હોય છે.

(૯૩/૯૩) હઝરત ઝૈદ ઇબ્ને ખાલિદ જુહની (રદિ.) કહે છે કે, એક માણસે રસ્તામાં પડેલી વસ્તુ વિષે હુઝૂર (સલ.)ને સવાલ પૂછયો. આપે ફરમાવ્યું : તેનું સીલ અને થેલી ઓળખી લો. એક વર્ષ સુધી મશ્હૂર કરો. પછી પોતે મઝા કરો. જો માલિક આવી જાય તો તેના હવાલે કરી દો. ફુઝાલા (રદિ.)એ પૂછયું : હુઝૂર, ખોવાયેલા ઊંટનો શું હુકમ છે ? આ સાંભળીને આપ ગુસ્સે થઇ ગયા. ભારે ગુસ્સાથી આપનો ચહેરો લાલ થઇ ગયો. પછી આપે ફરમાવ્યું : તને એની શું પડી

છે ? તેની સાથે તેની મશક અને મોજા છે. (પેટની હોજરી જેમાં પાણી રહે છે અને પગ) પાણી પાસે પોતે જાય છે અને ઝાડો (ના પાંદડાંઓને) ચરે છે. તું એને છોડી દે; એટલે તેનો માલિક તેને ક્યાંક મેળવી લે. કુઝાલાએ પૂછયું : બકરીઓ માટે શું હુકમ છે ? આપે ફરમાવ્યું : તારા માટે છે અથવા તારા ભાઇ માટે અથવા વરૂ માટે.

(૯૪/૯૪) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને અમુક એવી વસ્તુઓ વિષે સવાલ કરવામાં આવ્યો કે, આપનું દિલ નારાજ થઇ ગયું. જ્યારે સવાલોની ભરમાર થઇ ગઇ ત્યારે આપે ગુસ્સે થઇને ફરમાવ્યું : જે ચાહો તે પૂછો. એક માણસ બોલ્યો : મારા પિતા કોણ છે ? આપે ફરમાવ્યું : તારા પિતા હુઝાફા છે. એક બીજા માણસે પૂછયું : યા રસૂલલ્લાહ ! મારા પિતા કોણ છે ? આપે ફરમાવ્યું શૈબાનો ગુલામ સાલિમ. હઝરત ઉમર (રદિ.)એ જ્યારે આપના મુબારક ચહેરા પર ગુસ્સાના ચિન્હો જોયાં ત્યારે કહ્યું : અમે મહાન અને સર્વોચ્ચ ખુદા તઆલા પાસે તૌબા કરીએ છીએ.

**ઇમામ અથવા મુહદ્દિસ સામે બંને પગ વાળીને (દો ઝાનુ) બેસવું**

(૯૫/૯૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે બહાર આવ્યા ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને હુઝાફા ઉભા થઇ ગયા અને પૂછયું : મારા પિતા કોણ છે? ફરમાવ્યું : તારા પિતા હુઝાફા છે. ત્યાર બાદ હુઝૂરે ઘણી વાર કહ્યું કે, મને પૂછો; મને પૂછો, (પરંતુ ગુસ્સો જોઇને કોઇની હિંમત ન થઇ.) જ્યારે હઝરત ઉમર (રદિ.)એ બંને પગ વાળીને બેસીને ત્રણ વાર કહ્યું કે, અમે ખુદા તઆલાને પોતાનો માલિક, ઇસ્લામને પોતાનો ધર્મ અને મુહમ્મદને પોતાના નબી પસંદ કરી લીધા ત્યારે હુઝૂર (સલ.) ચૂપ થઇ ગયા.

**એક વાતને ત્રણ વાર દોહરાવવી જોઇએ, જેથી સાંભળનારો સમજી જાય**

(૯૬/૯૬) રસૂલુલ્લાહ (સલ.)એ ત્રણ વાર ફરમાવ્યું : શું હું તમને સૌથી મોટો ગુનોહ બતાવું ? પછી ફરમાવ્યું જૂઠી વાત કહેવી મોટો ગુનોહ છે. આ શબ્દ હુઝૂરે ત્રણ વાર કહ્યો.

(૯૭/૯૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ત્રણ વાર ફરમાવ્યું કે, બેશક મેં તમને અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો.

(૯૮/૯૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જે વાત કરતા હતા, તેને ત્રણ વાર દોહરાવતા હતા, જેથી સમજમાં આવી જાય. જો કોઇ મેદનીમાં જતા તો ત્રણ વાર સલામ કરતા હતા.



(૯૯/૯૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક સફરમાં રસૂલુલ્લાહ (સલ.) અમારાથી પાછળ રહી ગયા, પરંતુ પાછળથી અમારી સાથે થઇ ગયા. અમે અસ્રની નમાઝમાં હુઝૂરની રાહ જોઇ રહ્યા હતા. નમાઝમાં વિલંબ થઇ ગયો હતો. (જ્યારે હુઝૂર આવી પહોંચ્યા ત્યારે) અમે (જલદી જલદી) વુઝૂ કરવાનું શરૂ કર્યું અને પગ ચોપડવા લાગ્યા. આપે મોટા સાદે બે ત્રણ વાર કહ્યું કે, (જો સૂકી રહી ગઇ તો એડીઓ માટે આગનો અઝાબ છે.

**પોતાની લૌંડી અને ઘરવાળાઓને મસ્અલાઓ શીખવવાનો સવાબ**

(૧૦૦/૧૦૦) હઝરત અબૂ બુરદા (રદિ.) પોતાના પિતાથી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ત્રણ માણસો માટે બેવડો સવાબ છે. એક તો તે કિતાબી (યહૂદી અથવા ઇસાઇ) માણસ જે પોતાના નબી ઉપર ઇમાન લાવ્યો અને મુહમ્મદ ઉપર પણ. બીજો તે મમલૂક ગુલામ જેણે ખુદાનો હકક પણ અદા કર્યો અને પોતાના માલિકોનો પણ. ત્રીજો તે માણસ જેની પાસે કોઇ લૌંડી હોય અને તેનાથી તે જાતિય લાભ ઉઠાવતો હોય, પરંતુ તે લૌંડીને ઘણી સારી રીતે અદબ, સંસ્કાર અને શરીઅતના મસ્અલાઓ શીખવીને પોતાના નિકાહમાં લઇ લે તો એના માટે પણ બેવડો સવાબ છે. હઝરત આમિર (રદિ.)એ (આ હદીસ બયાન કરીને પોતાના શાગિર્દને) કહ્યું કે, મેં તને આ હદીસ મફત આપી દીધી અને લોકો તો નાની નાની વાતો મેળવવા માટે સવાર થઇને મદીના જતા હતા.

**ઇમામનું ઓરતોને વઅઝ-નસીહત કરવું અને તેમને મસ્અલાઓ શીખવવું**

(૧૦૧/૧૦૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : (એક દિવસ) હુઝૂર (સલ.) (ઓરતો તરફ) ગયા. તે વખતે આપની સાથે બિલાલ (રદિ.) હતા. આપનું માનવું હતું કે, ઓરતોએ વઅઝ સાંભળી નથી. એટલે આપે તેમને નસીહત કરી અને સદકો દેવાનો હુકમ કર્યો. જેથી ઓરતો પોતાની બાલીઓ અને વીંટીઓ ફેંકવા લાગી અને હઝરત બિલાલ (રદિ.) પોતાના કપડાના પાલવમાં લેવા લાગ્યા.

**હદીસ હાસિલ કરવાની લાલચ**

(૧૦૨/૧૦૨) હઝરત અબૂ સઇદ મકબરી (રદિ.) કહે છે કે, એક વાર હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયું : યા રસૂલલ્લાહ ! કિયામતના દિવસે આપની શફાઅતથી કયો માણસ વધારે લાભ ઉઠાવશે ? આપે ફરમાવ્યું : મને તો પહેલેથી જ યકીન હતું કે, તમારાથી પહેલાં કોઇ માણસ મને આ સવાલ

નહીં પૂછે. કારણ કે, મને ખબર છે કે તમને હદીસ હાસિલ કરવાનો ઘણો શોખ છે. મારી શફાઅતનો સૌથી વધુ ફાયદો ઉઠાવનાર અને લાભ લેનાર તે માણસ હશે જે સાચા દિલથી 'લા ઇલાહ ઇલ્લલ્લાહ'નો માનનારો હોય.

### ઇલ્મના ઉઠી જવાની સ્થિતિ કેવી હશે ?

(૧૦૩/૧૦૩) હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે અબૂબક્ર ઇબ્ને હઝમને લખ્યું : જુઓ, રસૂલુલ્લાહ (સલ.)ની જે હદીસો મળી શકે તે બધી લખી લો. કારણ કે, મને ઇલ્મના મટી જવાનો અને આલિમોના મરી જવાનો ભય છે. રસૂલુલ્લાહની હદીસ સિવાય બીજી વાત કબૂલ કરવામાં ન આવે. (આલિમોને) જોઇએ કે ઇલ્મ ફેલાવે અને તઅલીમ આપવા માટે બેસે. જેથી નાવાકિફ લોકો પણ ઇલ્મ હાસિલ કરી લે. કારણ કે, ઇલ્મ ત્યારે જ નાશ પામે છે જ્યારે કે તે છુપાઇ જાય.

(૧૦૪/૧૦૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, ખુદા તઆલા ઇલ્મને એવી રીતે નહીં ઉઠાવી લે કે, લોકોમાંથી ઇલ્મને ખેંચી કાઢે, બલકે એવી રીતે ઉઠાવી લેશે કે, આલિમોને ઉઠાવી લેવામાં આવશે. જ્યારે કોઇ આલિમ બાકી નહીં રહેશે ત્યારે લોકો જાહિલોને આગેવાન બનાવી લેશે અને તેમને મસ્અલાઓ પૂછવામાં આવશે. તેઓ ન જાણવા છતાં ફત્વાઓ આપશે. પોતે પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે.

### ઓરતોને મસ્અલાઓ શીખવવા માટે એક અલગ દિવસ મુકર્રર કરવામાં આવે

(૧૦૫/૧૦૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક વાર ઓરતોએ વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! આપની સેવામાં પુરૂષો અમારા ઉપર છવાઈ ગયા છે. (અમે તેમની ભીડના કારણે હાજર થઈ શકતી નથી) માટે આપ આપના તરફથી અમારા માટે કોઈ દિવસ મુકર્રર કરી દો. આપે તેમના માટે એક દિવસ મુકર્રર કર્યો. મુકર્રર કરેલા દિવસે આપ તેમને મળ્યા. તેમને નસીહત કરી. તેમને મસ્અલાઓ બતાવ્યા. અન્ય મસ્અલાઓ પૈકી આપે એ પણ ફરમાવ્યું હતું કે, તમારામાંથી જે ઓરત પોતાના ત્રણ બાળકોને પહેલેથી મોકલી દેશે (ઉંવા મરી જશે) તો તે, એ ઓરત માટે આગથી પરદો બની જશે. એક ઓરતે પૂછ્યું : જો બે હોય ? આપે ફરમાવ્યું : બે હોય. (ત્યારે પણ એ જ હુકમ છે.) બીજી રિવાયતમાં એવું આવ્યું છે કે, ત્રણ બાળકો એવા હોય જે પુખ્ત વયે ન પહોંચ્યા હોય.



### જે માણસ કોઇ વાત સાંભળ્યા પછી ન સમજી શકે તે બીજી વાર પૂછી લે, જેથી સમજમાં આવી જાય

(૧૦૬/૧૦૬) હઝરત ઇબ્ને અબી મુલયકા (રદિ.) કહે છે કે, ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) જે વાત સાંભળીને ન સમજતાં હતાં, તેને બીજી વાર પૂછી લેતાં હતાં; જેથી સમજમાં આવી જાય.

(૧૦૭/૧૦૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : (કિયામતના દિવસે) જે માણસનો હિસાબ લેવામાં આવશે તે બેશક અઝાબમાં ગિરફતાર થશે. મેં પૂછ્યું : શું ખુદાવંદ તઆલાએ એવું નથી ફરમાવ્યું કે, ટૂંક સમયમાં તેનો હિસાબ આસાન લેવામાં આવશે ? આપે ફરમાવ્યું : એનાથી મુરાદ માત્ર રજુ કરવું છે (પૂરો હિસાબ લેવું નથી) જે માણસ પાસેથી પૂરેપૂરો હિસાબ લેવામાં આવશે તે હલાક થશે.

### હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ હુઝૂર (સલ.)નું ફરમાન બયાન કર્યું છે કે, હાજર માણસ (જે સાંભળી રહ્યો હોય) ગાયબને (જે હાજર ન હોય) મસ્અલાની વાત પહોંચાડી દે

(૧૦૮/૧૦૮) હઝરત અબૂ શુરૈહ (રદિ.) કહે છે કે, (એક વાર) અમ્ર બિન સઈદ એક લશ્કર મક્કા તરફ (અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરના મુકાબલા માટે યઝીદ તરફથી) મોકલી રહ્યો હતો. મેં કહ્યું : હે અમીર ! હું તમારી પાસે રસૂલુલ્લાહ (સલ.)ની એક હદીસ બયાન કરવાની રજા માંગુ છું, જે આપે ફત્હે મક્કાના બીજા દિવસે ફરમાવી હતી. મેં પોતાના કાનોથી એને સાંભળી હતી. દિલથી યાદ કરી હતી. આંખોથી રસૂલુલ્લાહને ફરમાવતા જોયા હતા. આપે ખુદા તઆલાના વખાણ કર્યા પછી ફરમાવ્યું હતું કે, મક્કાને ખુદા તઆલાએ હરમ બનાવ્યું છે; માણસોએ હરમ બનાવ્યું નથી. માટે જે માણસ ખુદા અને કિયામત પર ઇમાન રાખે છે તેણે અહીં ખૂનામરકી ન કરવી જોઈએ; અહીંના ઝાડો ન કાપવા જોઇએ. જો કોઈ માણસ નબીની લડાઈ કરવાથી અહીંની ખૂનામરકી (નાજાઇઝ હોવા) પર દલીલ કરે તો તેને કહી દો કે, ખુદા તઆલાએ પોતાના રસૂલને (ખાસ કારણસર) પરવાનગી આપી હતી. તે પરવાનગી પણ દિવસમાં માત્ર એક ઘડી માટે હતી. હવે બીજી વાર તેનું 'હરમ' હોવું તેવું જ થઇ ગયું જેવું કાલે હતું. યોગ્ય છે કે, આ હુકમ હાજરજનો ગાયબ લોકોને પહોંચાડી દે. હઝરત અબૂ શુરૈહને પૂછવામાં આવ્યું : પછી અમ્રે એનો શું જવાબ આપ્યો ? તો અબૂ શુરૈહ બોલ્યા : અમ્રે કહ્યું : અબૂ શુરૈહ, હું

તમારાથી વધારે જાણું છું. મક્કા ન તો ગુનેહગારને પનાહ આપી શકે છે ન તે માણસને પનાહ આપી શકે છે જે ખૂન કરીને અથવા ચોરી વગેરે કરીને મક્કામાં નાસી આવ્યો હોય. (કિવા કિસાસ અને શરઈ હદો લાગુ કરવાથી મક્કા રોકતું નથી.)

(૧૦૯/૧૦૯) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારું લોહી, તમારો માલ અને તમારા જાનો તમારા બધા પર પરસ્પર એવી રીતે હરામ છે જેવી રીતે તમારા આ મહીનામાં આ દિવસની હુરમત છે. સારી રીતે સમજી લો કે, જે લોકો હાજર છે તે ગાયબને (આ હુકમ) પહોંચાડી દે. ત્યાર બાદ હુઝૂર (સલ.)એ બીજી વાર ફરમાવ્યું કે, બેશક, મેં અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો. મુહમ્મદ (રાવી) કહે છે કે, હુઝૂરે સાચું કહ્યું : આ તબ્લીગ આપની ઉમ્મતમાં થઈ ગઈ અને હાજરજનોએ ગાયબ લોકોને આપનો હુકમ પહોંચાડી દીધો.

## રસૂલે અકરમ (સલ.) તરફ જૂઠી નિસ્બત કરવી ગુનોહ છે

(૧૧૦/૧૧૦) હઝરત અલી (રદિ.) કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું : મારા તરફ જૂઠી નિસ્બત ન કરો. કારણ કે, જે માણસ મારા તરફ જૂઠી નિસ્બત કરશે તે નક્કી દોઝખમાં દાખલ થશે.

(૧૧૧/૧૧૧) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મેં મારા પિતા હઝરત ઝુબેર (રદિ.)ને કહ્યું કે, ફલાણો ફલાણો માણસ તો રસુલુલ્લાહની હદીસો બયાન કરે છે, પરંતુ આપ (સલ.)ને એમના જેવી હદીસ બયાન કરતા જોયા નથી. હઝરત ઝુબેરે જવાબ આપ્યો કે, હું રસુલુલ્લાહથી જુદો રહેતો ન હતો, પરંતુ મેં હુઝૂરને કહેતા સાંભળ્યા છે કે, જે માણસ મારા પર જૂઠ બાંધે તેણે દોઝખમાં પોતાનું ઠેકાણું બનાવી લેવું જોઈએ.

(૧૧૨/૧૧૨) હઝરત અનસ (રદિ.)એ કહ્યું કે, તમારી સામે ઘણી હદીસો બયાન કરવાથી મને આ વાત રોકે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : જે માણસ મારા પર ઈરાદાપૂર્વક જૂઠ બાંધે તેણે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લેવું જોઈએ.

(૧૧૩/૧૧૩) હઝરત સલમા ઈબ્ને અકવઅ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, જે માણસ મારા તરફથી એવી વાત કહે જે મેં ન કહી હોય, તેણે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લેવું જોઈએ.

(૧૧૪/૧૧૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા નામ પ્રમાણે નામ રાખો, પરંતુ મારી કુન્નિયત (અબૂલ કાસિમ) પ્રમાણે કુન્નિયત ન રાખો. જે માણસે મને સ્વપ્નમાં જોયો તેણે હકીકતમાં મને જોઈ



લીધો. કારણ કે, શયતાન મારી શિકલ (સૂરત) બની શકતો નથી. જે માણસ મારા પર ઈરાદાપૂર્વક જૂઠ બાંધે તેણે દોઝખમાં પોતાનું ઠેકાણું બનાવી લેવું જોઈએ.

## મસ્અલાઓ વગેરે લખવું

(૧૧૫/૧૧૫) હઝરત અબૂ જુહૈફા કહે છે કે, મેં હઝરત અલી (રદિ.)ને પૂછ્યું : શું આપની પાસે (નબીની) કોઈ કિતાબ છે ? હઝરત અલીએ કહ્યું : માત્ર કિતાબુલ્લાહ છે અથવા એટલી સમજ છે જેટલી મુસલમાન માણસને આપવામાં આવી છે અથવા આ સહીફો છે. એ સિવાય બીજું કંઈ નથી. મેં પૂછ્યું : એ સહીફામાં શું છે ? આપે ફરમાવ્યું : દિય્યત અને કેદીઓને છોડાવવાના અહકામ અને આ હુકમ કે, કાફિર હરબીના (ખૂનના) બદલામાં મુસલમાનને ન મારી નાખવામાં આવે.

(૧૧૬/૧૧૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, બની લૈસે બની ખુઝાઆના એક માણસને મારી નાખ્યો હતો. 'ફત્હ'ના વરસે તેના બદલામાં બની ખુઝાઆએ બની લૈસના એક માણસને મારી નાખ્યો. લોકોએ હુઝૂર (સલ.)ને આ બનાવની ખબર આપી. આપે ઊંટણી પર સવાર થઈને આ તકરીર કરી ફરમાવ્યું કે, ખુદા તઆલાએ મક્કાવાળાઓથી કત્લને યા અસ્હાબે ફીલને રોકી રાખ્યા હતા. (મક્કાને અસ્હાબે ફીલથી બચાવી લીધું હતું.) ત્યાર બાદ રસૂલુલ્લાહ અને મુસલમાનોને તેમના ઉપર વિજય આપવામાં આવ્યો. સારી રીતે સમજી લો કે, મક્કામાં લડવું ન તો મારા પહેલાં કોઈના માટે હલાલ હતું ન પછી હશે. મારા માટે પણ માત્ર એક ઘડી માટે દિવસના સમયે હલાલ કરવામાં આવ્યું હતું. યાદ રાખો કે, મક્કા અત્યારે હરમ છે. ત્યાંના ઝાડોને ન કાપવામાં આવે. શિકારના જાનવરને ત્યાંથી હાંકીને ન લઈ જવામાં આવે અને ત્યાં પડેલી વસ્તુને ન ઉઠાવવામાં આવે. હા, તે માણસ ઉઠાવી શકે છે જે માલિકને શોધીને પહોંચાડી દે. જો કોઈનો કોઈ માણસ માર્યો જાય તો બે વાતોમાંથી એક વાતનો (તેના વારસદારોને) અધિકાર છે. જે ચાહે તે પસંદ કરે. યા તો દિય્યત લઈ લે યા કિસાસ. આ સાંભળીને એક યમની માણસે (અબૂ શાહે) હાજર થઈને વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! આ બધા અહકામ મને લખી આપો. આપે ફરમાવ્યું : એને લખી આપો. ત્યાર બાદ કોઈ કુરેશીએ (હઝરત અબ્બાસે) કહ્યું : યા રસૂલલ્લાહ ! ઈઝખિર ઘાસને એમાંથી બાકાત રાખો. કારણ કે, અમે લોકો એનો અમારા મકાનો, છતો અને કબ્રોમાં ઉપયોગ કરીએ છીએ. આપે ફરમાવ્યું : ઈઝખિર એમાંથી બાકાત છે. આ શબ્દ હુઝૂરે બે વાર કહ્યો.

(૧૧૭/૧૧૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ના

સહાબીઓમાં કોઈ સહાબી એવો ન હતો જેને મારાથી વધારે હદીસો યાદ હોય. હા, અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને. કારણ કે, તે લખી લેતા હતા અને હું લખતો ન હતો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે જ્યારે હુઝૂરે અકરમ (સલ.)ની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપે ફરમાવ્યું : કાગળ લાવો, હું તમને કંઈક લખી આપું, જેથી મારા પછી ગુમરાહ ન બનો. હઝરત ઉમર (રદિ.) કહેવા લાગ્યા કે, રસૂલુલ્લાહને તકલીફ વધારે છે અને કિતાબુલ્લાહ અમારા માટે પૂરતી છે. (એટલે કોઈ નવા લખાણની ઝરૂર નથી.) આ અંગે સહાબામાં પરસ્પર મતભેદ ઉભો થયો અને ભારે ગરબડ થઈ. આપે ફરમાવ્યું : મારી પાસેથી ઉઠી જાઓ. મારી પાસે ઝઘડવું સારું નથી. ઈબ્ને અબ્બાસ આવું બોલતા ત્યાંથી બહાર નીકળ્યા કે, આ ભારે મુસીબત થઈ કે, રસૂલુલ્લાહ લખાણ ન લખી શકયા.

## રાત્રે શિક્ષણ આપવું અને વઅઝ કહેવી

(૧૧૮/૧૧૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, એક રાત્રે હુઝૂર (સલ.) જાગ્યા અને ફરમાવ્યું : કેટલાક ઝઘડા ઉતર્યા અને કેટલાક (રહમતના) ખજાનાઓના દરવાજા ખોલવામાં આવ્યા. કમરા (રૂમ, ખોલી)વાળીઓને જગાડો. (જેથી તહજ્જુદ પઢે) કારણ કે, ઘણી (દુનિયામાં) લિબાસ પહેરનારીઓ (આખિરતમાં) નગ્ન હશે.

## ઇશા પછી ઇલ્મી વાતો કરવી

(૧૧૯/૧૧૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની ઝિંદગીમાં છેલ્લા દિવસોમાં અમને ઈશાની નમાઝ પઢાવી. સલામ ફેરવી લીધી ત્યારે હુઝૂર ઉભા થયા અને ફરમાવ્યું : શું તમને આજની રાત્રે ખબર છે ? જે લોકો ઝમીનની ઉપર છે તેમનામાંથી આજની રાતથી સો વરસ પૂરા થતાં સુધીમાં કોઇ બાકી રહેશે નહીં.

(૧૨૦/૧૨૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ના ઘેર રહ્યો, તે રાત્રે રસૂલુલ્લાહ (સલ.) તેમની જ પાસે હતા. આપ ઈશાની નમાઝ પઢીને મકાન પર આવ્યા અને ચાર રકઅત પઢીને સૂઇ ગયા. પછી ઉઠીને ફરમાવ્યું : 'શું નાનો છોકરો સૂઇ ગયો ?' આ જ પ્રકારનો બીજો કોઇ શબ્દ કહ્યો. ત્યાર બાદ આપ (નમાઝ માટે) ઉભા થઇ ગયા. હું પણ આપની ડાબી બાજુએ જઈને (નમાઝ માટે) ઉભો થઇ ગયો. આપે મને જમણી બાજુ કરી દીધો અને પાંચ રકઅતો પઢયા. પછી બીજી બે પઢી. ત્યાર પછી આપ સૂઇ ગયા. અહીં સુધી કે, મેં આપના નસ્કોરા બોલાવવાનો અવાજ સાંભળ્યો. પછી (ઉઠીને ફજરની) નમાઝ માટે બહાર ગયા.

(૧૧૮/૧૧૮) ઘણી સ્ત્રીઓ જે દુનિયામાં માન-મોભાવાળી હશે તે આખિરતમાં ઝલીલ અને રુસ્વા હશે.



## ઇલ્મી મસ્અલાઓ યાદ રાખવા

(૧૨૧/૧૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, લોકો કહે છે : અબૂ હુરૈરા ઘણી હદીસો બયાન કર્યા કરે છે. જો કુર્આનમાં બે આયતો ન હોત તો હું એક હદીસ પણ બયાન ન કરત. ત્યાર પછી હઝરત અબૂ હુરૈરાએ આ આયત પઢી : **ઇન્ન લઝીન યક્તુમૂન મા અન્ઝલ્ના મિનલ બય્યિનાતિ વલ હુદા......** પછી કહેવા લાગ્યા કે, અમારા મુહાજિર ભાઈ તો બજારમાં ખરીદ-વેચાણમાં મશગૂલ રહેતા હતા અને અનસારી ભાઈ નાણાકીય કારોબારમાં લાગેલા રહેતા હતા. રહ્યો અબૂ હુરૈરા, તો તે પોતાના પેટ ખાતર રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હરઘડી રહેતો હતો. જ્યાં બીજા લોકો હાજર ન રહેતા હતા ત્યાં અબૂ હુરૈરા હાજર રહેતો હતો, જે વાતો બીજા લોકો યાદ રાખી શકતા ન હતા તે અબૂ હુરૈરા યાદ રાખતો હતો.

(૧૨૨/૧૨૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું આપની પાસેથી ઘણી વાતો સાંભળીને ભૂલી જાઉં છું. (શું કરું ?) આપે ફરમાવ્યું; તમારી ચાદર ફેલાવો. મેં ચાદર ફેલાવી. આપે એમ જ પોતાના બંને હાથ વડે ઇશારો કર્યો અને ફરમાવ્યું : એને છાતી સાથે લગાડો. મેં છાતી સાથે લગાડી. તે દિવસ પછી હું કદી કોઇ વસ્તુ ભૂલ્યો નથી.

(૧૨૩/૧૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મને રસૂલુલ્લાહ (સલ.) પાસેથી બે પ્રકારના ઇલ્મ યાદ છે. એકને તો મેં ફેલાવી દીધો અને બીજા પ્રકારને જો જાહેર કરું તો આ ગળું જે ખોરાકનું નાળું છે તે કપાઇ જાય.

## આલિમોની વાતને ખામોશીની સાથે ધ્યાન દઇને સાંભળવી

(૧૨૪/૧૨૪) હઝરત જરીર (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : લોકોને ચૂપ કરી દો. (મેં ચૂપ કરી દીધા) આપે ફરમાવ્યું : લોકો ! મારા પછી પલટીને કાફિર ન થઇ જશો કે, એકબીજાની ગરદન કાપવા માંડો.

## જો આલિમને પૂછવામાં આવે કે, સૌથી મોટો આલિમ કોણ ? તો ઇલ્મને ખુદાના હવાલે કરી દે (કિંવા 'અલ્લાહુ અઅલમ' કહી દે)

(૧૨૫/૧૨૫) હઝરત સઈદ ઈબ્ને જુબેર કહે છે : મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને કહ્યું કે, નૌફ બિકાલીનો મત છે

કે, (ખિઝરવાળા) મૂસા બની ઇસ્રાઇલના મૂસા નથી, બલકે તે બીજા કોઇ મૂસા છે. ઇબ્ને અબ્બાસ બોલ્યા : ખુદાનો દુશ્મન જૂઠું બોલે છે. મને હઝરત ઉબય ઇબ્ને કઅબ (રદિ.)એ હદીસ બયાન કરી છે કે, રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : એક વાર હઝરત મૂસા (અલૈ.) બની ઇસ્રાઇલની સામે ઉભા રહીને તકરીર કરી રહ્યા હતા. એક માણસે પૂછ્યું : સૌથી મોટો આલિમ કોણ છે ? મૂસા (અલૈ.) બોલ્યા : હું સૌથી મોટો આલિમ છું. ખુદા તઆલાને આ વાત પસંદ ન પડી. કારણ કે, મૂસાએ ખુદા તઆલા તરફ ઇલ્મની નિસ્બત ન કરી. એટલે મૂસા પર વહી મોકલી કે, મારા બંદાઓમાંથી એક બંદો 'મજમઉલ બહરૈન' (બે મહાસાગરોના મિલન સ્થળ)માં છે, તે તમારાથી મોટો આલિમ છે. હઝરત મૂસા (અલૈ.)એ પૂછ્યું : હે અલ્લાહ ! તેની મુલાકાત કેવી રીતે થઇ શકે છે ? હુકમ આપવામાં આવ્યો કે, પોતાની સાથે ઝંબીલમાં એક (ભુંજેલી) માછલી લઇ લો (અને સફર માટે ઉપડો) જ્યાં તે માછલી ગુમ થઇ જાય ત્યાં તે માણસ મળશે. હુકમ મુજબ મૂસા (અલૈ.) ઉપડયા. પોતાની સાથે એક ખાદિમ યુશઅ ઇબ્ને નૂનને પણ લેતા ગયા. બંનેએ માછલીઓ ઝંબીલમાં મૂકી દીધી. ચાલતા ચાલતા જ્યારે પત્થર પાસે પહોંચ્યા ત્યારે બંને રોકાઇ ગયા અને તે પત્થર ઉપર માથું મૂકીને સૂઇ ગયા. એવામાં માછલી ઝંબીલમાંથી ભડકીને નીકળી અને દરિયામાં સુરંગ બનાવીને પોતાના રસ્તે પડી ગઇ. એનાથી મૂસા (અલૈ.) અને તેમના ખાદિમને ભારે નવાઇ લાગી. (પરંતુ મૂસા એવું ન સમજ્યા કે, આ તે જ ભુંજેલી માછલી છે જે ઝંબીલમાં હતી) ખેર, (સવારે ઉઠીને) પાછા ચાલવા લાગ્યા. એક રાત-દિવસ વધુ સફર કરી (ત્રીજા દિવસે) જ્યારે સવાર થઇ ત્યારે મૂસા (અલૈ.)એ પોતાના ખાદિમને કહ્યું : આપણે તો આ સફરથી ઘણા થાકી ગયા. હવે ખાવાનું લઇ આવો. મૂસાને ત્યાં સુધી કોઇ થાક લાગ્યો ન હતો જ્યાં સુધી કે નિયત સ્થળેથી આગળ વધ્યા ન હતા, બલકે ત્યારે થાક લાગવા માંડયો જ્યારે નિયત સ્થળેથી આગળ વધી ગયા. ખાદિમ કહેવા લાગ્યો : શું કહું, જ્યારે આપણે તે પત્થર પાસે પહોંચ્યા ત્યારે હું ત્યાં માછલી ભૂલી ગયો. (અને મેં આપને તેની વાત ન કરી) મૂસા (અલૈ.)એ કહ્યું : આપણને તેની જ તો તલાશ હતી. જેથી ઉલટા પગે કદમ ઉપર કદમ મૂકીને પાછા ફર્યા. પત્થર પાસે પહોંચ્યા હતા કે, એક માણસ કપડામાં માથું લપેટેલો દેખાયો. મૂસા (અલૈ.)એ સલામ કરી. ખિદર બોલ્યા : તમારા દેશમાં 'સલામુન અલય્ક'નો રિવાજ ક્યાં છે ? (આ તમે કેવી સલામ કરી ?) હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું : હું મૂસા છું. ખિદર બોલ્યા; શું બની ઇસ્રાઇલવાળા ? મૂસા (અલૈ.)એ કહ્યું : જી, હા. ત્યાર બાદ હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું : શું હું તમારી સાથે એવી શરતે આવી શકું છું કે, ખુદા તઆલાએ જે ઇલ્મ આપને આપ્યો છે, તેમાંથી થોડાક ભાગનું



મને પણ શિક્ષણ આપો ? હઝરત ખિદર (અલૈ.) બોલ્યા : તમે મારી સાથે રહીને સબ્ર કરી શકશો નહીં. (વચ્ચે બોલી પડશો) કારણ કે, ખુદા તઆલાએ પોતાના ખાસ ઇલ્મનો તે ભાગ મને આપ્યો છે જે આપને આપ્યો નથી અને આપને તે ઇલ્મ આપ્યો છે જેનાથી હું અજાણ છું. હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું, ઇન્શાઅલ્લાહ તમે મને સાબિત કદમ જોશો. હું તમારા હુકમનો ભંગ નહીં કરૂં. છેવટે બંને દરિયાના કિનારે કિનારે ચાલતા થયા. કારણ કે, હોડી મોજુદ ન હતી. એવામાં ત્યાંથી એક હોડી પસાર થઇ. તેમણે હોડીવાળાઓ સાથે બેસવા માટે કંઇક વાતચીત કરી. ખિદર (અલૈ.)ને લોકોએ ઓળખી લીધા, એટલે હોડીવાળાઓએ બંનેને ભાડું લીધા વગર બેસાડી લીધા. (જ્યારે બંને બેસી ગયા ત્યારે તેમણે જોયું કે) એક ચકલી આવીને હોડીના કિનારા પર બેઠી. તેણે દરિયામાંથી બે એક ચાંચ પાણી પીધું. આ જોઇને ખિદરે મૂસાને કહ્યું : મારા અને તમારા બંનેના ઇલ્મથી અલ્લાહના ઇલ્મમાં કોઇ ઘટાડો થઇ શકતો નથી. કારણ કે, આ ચકલીની એક ચાંચ (પાણી)થી દરિયામાં શું ઘટાડો થઇ શકે છે ? (જ્યારે હોડી ચાલવા લાગી ત્યારે) હઝરત ખિદર (અલૈ.)એ હોડીનું એક પાટીયું તોડીને કાઢી નાખ્યું. મૂસા (અલૈ.)એ કહ્યું કે, આ લોકોએ તો આપણને મફત બેસાડયા છે અને તમે તેમની હોડી તોડીને બધા લોકોને ડુબાડવા માંગો છો ? હઝરત ખિદર (અલૈ.)એ કહ્યું : શું મેં તમને પહેલેથી ન કહ્યું હતું કે, મારી સાથે રહીને તમે સબ્ર નહીં કરી શકો. હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું : મારી ભૂલને આપ પકડી ન રાખો અને મારા કામમાં મુશ્કેલી ઉભી ન કરો. (હું ભૂલી ગયો હતો; માફ કરો.) મૂસા (અલૈ.)ની આ પહેલી શરતચૂક હતી. ખેર, (હોડીમાંથી ઉતરીને) બંને પાછા ચાલવા લાગ્યા. માર્ગમાં એક છોકરો મળ્યો; જે બીજા છોકરાઓ સાથે રમી રહ્યો હતો. હઝરત ખિદર (અલૈ.)એ ઉપરથી તેનું માથું પકડીને ગરદન ઉડાવી દીધી. મૂસા (અલૈ.)એ કહ્યું : તમે વગર વાંકે એક નિર્દોષ બાળકની હત્યા કરી ? ખિદર (અલૈ.)એ કહ્યું : શું મેં તમને પહેલેથી ન કહ્યું હતું કે, તમારાથી મારી સાથે નહીં રહેવાશે. સુફયાન ઇબ્ને ઉયય્ના રાવી કહે છે કે, મૂસાનો બીજો જવાબ પહેલા જવાબથી વધુ મુશ્કેલ હતો. ખેર, ફરી બંને ચાલવા લાગ્યા. એક ગામમાં પહોંચ્યા. ત્યાંના લોકો પાસે ખાવાનું માંગ્યું, પરંતુ તેમણે મહેમાની કરવાનો ઇન્કાર કરી દીધો. ત્યાં હઝરત ખિદર (અલૈ.)ને એક દીવાલ દેખાઇ, જે પડી જવાની અણી પર હતી. હઝરત ખિદર (અલૈ.)એ પોતાના હાથથી તેના તરફ ઇશારો કરીને તેને સીધી કરી દીધી. હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું : જો આપ ધારત તો એમની પાસેથી એની મજૂરી લઇ લેત. (એ લોકોએ તો આપણને ખાવું સુદ્ધાં ન ખવડાવ્યું અને તમે તેમની દીવાલ મફત સીધી કરી દીધી !) હઝરત ખિદર (અલૈ.) બોલ્યા :

અત્યારે જ મારી અને તમારી વચ્ચે જુદાઇ છે. રસૂલુલ્લાહ (સલ.)એ આ બનાવ બયાન કર્યા પછી ફરમાવ્યું કે, ખુદા તઆલા મૂસા (અલૈ.) પર રહમ કરે. અમે દિલથી ઈચ્છતા હતા કે જો મૂસા (અલૈ.) સબ્રની સાથે રહેત અને દરેક વાતનું કારણ ન પૂછત તો આપણને એ બંનેની વધુ કહાણી જાણવા મળી હોત.

**કોઇ બેસેલા આલિમને ઉભા ઉભા મસ્અલો પૂછવો**

(૧૨૬/૧૨૬) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં એક માણસે હાજર થઈને પૂછ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહના રસ્તામાં લડવાનો શું અર્થ છે ? કારણ કે, અમારામાંથી અમુક લોકો ગુસ્સાના કારણે લડે છે અને અમુક ઈઝઝતના ખાતર લડે છે. હુઝૂરે પોતાનું શિર તેના તરફ ઉચું કરીને કહ્યું : જે માણસ એટલા માટે લડે કે ખુદાનું નામ ગાજતું થાય તો તે ખુદાના રસ્તાનો ગાઝી છે. રાવી કહે છે કે, રસૂલુલ્લાહે પોતાનું મુબારક શિર તેના તરફ એટલા માટે ઉઠાવ્યું હતું કે, તે ઉભો હતો.

**(હજ્જમાં) કાંકરીઓ મારતી વખતે સવાલ કરવો અને ફત્વો દેવો જાઈઝ છે**

(૧૨૭/૧૨૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને ડુંગર પાસે જોયા. તે વખતે આપને મસ્અલાઓ પૂછવામાં આવી રહ્યા હતા. એક માણસે પૂછ્યું : યા રસૂલલ્લાહ ! મેં કાંકરીઓ મારતા પહેલાં કુરબાની કરી લીધી. આપે ફરમાવ્યું : કંઈ વાંધો નહીં. હવે કાંકરીઓ મારી લે. એક બીજા માણસે પૂછ્યું : યા રસૂલલ્લાહ ! મેં કુરબાની કરતા પહેલાં માથું મુંડાવી નાખ્યું છે. આપે ફરમાવ્યું : કંઈ વાંધો નહીં. હવે કુરબાની કરી લે. તે સમયે આપને જે વસ્તુ વિષે પૂછવામાં આવ્યું, ભલે તેમાં આગળ થઈ ગયું હોય કે પાછળ; તો પણ આપે એમ જ ફરમાવ્યું કે, હવે કરી લો. કંઈ વાંધો નહીં.

**'વ માઊતીતુમ મિનલ ઈલ્મિ ઈલ્લા કલીલા'ની વિગત**

(૧૨૮/૧૨૮) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, (એક વાર) હું હુઝૂર (સલ.)ની સાથે મદીનાના વેરાન પ્રદેશમાંથી જઈ રહ્યો હતો. આપ ખજુરની લાકડીના ટેકે ચાલી રહ્યા હતા. રસ્તામાં આપ યહૂદીઓની એક જમાઅત પાસેથી પસાર થયા. આપને જોઈને યહૂદી એકબીજાને કહેવા લાગ્યા કે, એમને રૂહ (આત્મા)ની હાલત પૂછો. બીજો બોલ્યો : ન પૂછો. એવું ન બને કે તમને પસંદ ન પડે એવો કોઈ શબ્દ કહી બેસે, પરંતુ અમુક માણસો બોલ્યા : અમે ઝરૂર પૂછીશું. (ભલે ગમે તે થાય) જેથી તેમાંના એક માણસે ઉભા થઈને પૂછ્યું : અબૂલ કાસિમ ! રૂહ શું વસ્તુ છે ? આપ આ સાંભળીને (થોડી વાર) ચૂપ રહ્યા. હું સમજી ગયો કે, આપ પર વહી ઉતરી રહી છે. એટલે હું ઉભો થઈ ગયો. જ્યારે આપ પરથી વહીની તકલીફ દૂર થઈ ગઈ ત્યારે આપે આ આયત પઢી : **વ યસ્અલૂનક અનિ ર્રૂહિ; કુલિ ર્રૂહુ મિન અમ્રિ રબ્બી.....** ઉંવા તે લોકો તમને રૂહના વિષે સવાલ પૂછે છે. તમે તેમને કહી દો કે, રૂહ મારા પરવરદિગારનો એક હુકમ છે અને તેમને (તેનો) ઈલ્મ ઘણો જ ઓછો આપવામાં આવ્યો છે. અઅમશ (રાવી) કહે છે કે, અમારી કિર્અતમાં **'વ માઊતીતુમ મિનલ ઈલ્મિ'**ના બદલે **'વ માઊતૂ મિનલ ઈલ્મિ'** જ છે.

---

(૧૨૭/૧૨૭) ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયતમાં ચોખવટ છે કે, આ ક્રમમાં આગળ પાછળ કરવાથી દમ લાગુ પડશે. ઈમામ અબૂ હનીફા (રહ.)નો પણ એ જ મત છે, પરંતુ મજબૂરીના કારણે આગળ પાછળ કરવાની ગુંજાઇશ છે.



**અમુક ઈખ્તિયારી જાઈઝ વસ્તુઓને છોડી દેવી, એવા ખ્યાલથી જાઈઝ છે કે, લોકો તેની હકીકત તો સમજી નહીં શકશે અને લેવાદેવા વગર ભારે મુસીબતમાં પડી જશે**

(૧૨૯/૧૨૯) હઝરત અસ્વદ (રદિ.) કહે છે કે, મને ઈબ્ને ઝુબેર (રદિ.)એ પૂછ્યું કે, તમને આઈશા (રદિ.) ઘણી વાર ભેદની વાતો કહી દેતાં હતાં; એ તો બતાવો કે, કઅબાના વિષે તમને શું હદીસ બયાન કરી ? મેં જવાબ આપ્યો કે, હઝરત આઈશા (રદિ.)એ મને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : હે આઈશા ! જો તમારી કોમના (ભૂતકાળના) કુફ્રનો સમય નજીક ન હોત તો હું કઅબાને તોડીને તેના બે દરવાજા બનાવત કે એક દરવાજામાંથી લોકો દાખલ થાય અને બીજામાંથી બહાર નીકળે. ઈબ્ને ઝુબેરે (આ હદીસ મુજબ) કઅબાને એવો જ બનાવી દીધો. ઉંવા બે દરવાજા બનાવી દીધા, પરંતુ ઈબ્ને ઝુબેર (રદિ.)ની શહાદત પછી હજ્જાજ ઈબ્ને યૂસુફે ફરી તેવો જ બનાવી દીધો.

**અમુક લોકોને મસ્અલાઓની તઅલીમ દેવી અને અમુકને એવા વિચારથી ન દેવી કે વધુ ખરાબીમાં પડી જશે, જાઈઝ છે.**

**હઝરત અલી (રદિ.) કહે છે કે, લોકોને એવી વાતો કહો કે તેઓ સમજી શકે. શું તમે એ વાત પસંદ કરો છો કે, લોકો (તમારી વાત ન સમજી શકવાના કારણે) અલ્લાહ અને રસૂલને જૂઠલાવે ?**

(૧૩૦/૧૩૦) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર (રસ્તામાં) હઝરત મઆઝ (રદિ.) હુઝૂર (સલ.)ની પાછળ ઊંટ પર સવાર હતા. આપે તેમને બોલાવ્યા : મઆઝ ! મઆઝે કહ્યું : યા રસૂલલ્લાહ ! હાજર છું. આપે ફરી બોલાવ્યા : મઆઝ ! મઆઝે કહ્યું : યા રસૂલલ્લાહ ! હાજર છું. આ વાત ત્રણ વાર આપે કહી. પછી કહ્યું : જે માણસ સાચા દિલથી 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' અને 'મુહમ્મદુ ર્રસુલુલ્લાહ'ની ગવાહી દેશે તેના

પર ખુદા દોઝખને હરામ કરી દેશે. મઆઝે પૂછ્યું : યા રસુલલ્લાહ ! શું હું લોકોને એની ખબર ન આપી દઉં કે તેઓ ખુશ થઈ જાય. આપે ફરમાવ્યું : જો ખબર આપી દેશો તો ભરોસા પર બેસી રહેશે (નેક કામો છોડી દેશે.) હઝરત મઆઝ (રદિ.)એ ગુનાહના ભયે મરતી વખતે આ હદીસ બયાન કરી.

(૧૩૧/૧૩૧) હઝરત અનસ (રદિ.) કહે છે : મારી સામે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, હુઝૂર (સલ.)એ હઝરત મઆઝ (રદિ.)ને કહ્યું હતું : જે માણસ ખુદાની સાથે કોઈને ભાગીદાર ન બનાવે અને એ જ હાલતમાં ખુદાને મળે (કિંવા મરી જાય) તો તે જન્નતમાં દાખલ થશે. મઆઝ (રદિ.)એ કહ્યું : શું આ ખુશખબરી હું લોકોને ન સંભળાવી દઉં ? આપે ફરમાવ્યું : નહીં, મને ભય છે કે પછી તેઓ ભરોસા પર બેસી રહેશે.

**ઇલ્મ શીખવામાં શરમ રાખવી ખરાબ છે. હઝરત મુજાહિદનું કથન છે કે, શરમ રાખનાર અથવા ઘમંડ કરનાર ઈલ્મ શીખી શકતો નથી. હઝરત આઈશા (રદિ.) કહેતાં હતાં : અનસારની ઓરતો ઘણી સારી છે કે દીનની વાત સમજવામાં શરમ રાખતી નથી.**

(૧૩૨/૧૩૨) હઝરત ઉમ્મુલ મુઅમિનીન ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, ઉમ્મે સુલેમ (રદિ.)એ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને પૂછ્યું : યા રસુલલ્લાહ ! ખુદા તઆલા સાચી વાતથી શરમ કરતા નથી. જો ઓરતને ઈહતિલામ (સ્વપ્નદોષ) થઈ જાય તો તેના પર ગુસ્લ વાજિબ છે ? આપે ફરમાવ્યું હતું : હા, એ શરતે કે પાણી જોઈ લે. મેં (શરમથી) મારું મોં છુપાવી લીધું અને પૂછ્યું : શું ઓરતને પણ ઈહતિલામ થાય છે ? આપે ફરમાવ્યું : હા, અરે ! (જો એવું ન હોત) તો બાળક એના જેવું કેવી રીતે થાય છે ?

(૧૩૩/૧૩૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : (એક દિવસ) હુઝૂર (સલ.)એ સહાબીઓને કહ્યું કે, ઝાડોમાં એક ઝાડ એવું છે જેના પાંદડાં ખરતાં નથી અને એ જ દાખલો મુસલમાનનો છે. કહો, તે કયું ઝાડ છે ? લોકો જંગલી ઝાડોના વિચારમાં પડી ગયા. મારા દિલમાં આવી ગયું હતું કે કહી દઉં કે ખજૂરનું ઝાડ છે, પરંતુ મને કહેતાં શરમ આવી. સહાબાએ વિનંતી કરી : આપ ફરમાવો. આપે ફરમાવ્યું : ખજૂરનું ઝાડ છે. હઝરત અબ્દુલ્લાહ કહે છે : એનો ઉલ્લેખ જ્યારે મેં મારા પિતા સામે કર્યો ત્યારે તેમણે ફરમાવ્યું : જો તે કહી દીધું હોત તો તારું કહી દેવું મને એનાથી વધારે પસંદ હોત કે મારી પાસે આટલો માલ હોય.



**જો કોઈ માણસ કોઈ વાતથી પોતે શરમ અનુભવે તો બીજાને મસ્અલો પૂછવાનો હુકમ દેવો જાઈઝ છે**

(૧૩૪/૧૩૪) હઝરત અલી (રદિ.) કહે છે કે, મને ખુબ મઝી આવતી હતી. મેં મિકદાદ (રદિ.)ને કહ્યું કે, તમે રસુલુલ્લાહને એનો હુકમ પૂછો. મિકદાદે પૂછ્યું તો હુઝૂરે ફરમાવ્યું : (એમાં ફક્ત) વુઝૂ વાજિબ છે.

**મસ્જિદમાં ફત્વો આપવો અને ઇલ્મી ચર્ચા કરવી**

(૧૩૫/૧૩૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસે મસ્જિદમાં ઉભા થઈને પૂછ્યું : યા રસુલલ્લાહ ! આપ અમને કઈ જગ્યાએથી 'ઈહરામ' બાંધવાનો હુકમ આપો છો ? આપે ફરમાવ્યું : મદીનાવાળા ઝુલહુલયફાથી, સીરિયાવાળા જુહફાથી અને નજદવાળા કર્નથી ઈહરામ બાંધે. ઈબ્ને ઉમર કહે છે કે, બીજા લોકો એવું પણ કહેતા હતા કે, હુઝૂરે ફરમાવ્યું : યમનવાળા યલમલમથી ઈહરામ બાંધે, પરંતુ હુઝૂર (સલ.)ની વાતથી હું આ સમજ્યો નહીં.

**સવાલ પૂછનારને તેના સવાલથી વધારે જવાબ આપવો જાઈઝ છે**

(૧૩૬/૧૩૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ને પૂછ્યું : 'મુહરિમ' શું શું પહેરી શકે છે ? આપે ફરમાવ્યું : કુરતો, પાયજામો, પાઘડી, ટોપી. વર્સ યા કેસર લગાડેલું કપડું ન પહેરે. જો જોડા ન મળે તો ચામડાના મોઝા ઘુંટીના નીચેથી કાપીને પહેરી લે.



## ★ વુઝૂ ★

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહિમ**

**આયત 'ઇઝા કુમતુમ ઇલ સ્સલાતિ ફગ્સિલૂ વુજુહકુમ વ અય્દિયકુમ ઇલલ મરાફિકિ વમ્સહૂ બિરૂઉસિકુમ વ અરજુલકુમ ઇલલ કઅબૈન'ની વિગત. ઇમામ બુખારી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બયાન કરી દીધું કે, વુઝૂમાં ફર્ઝ (દરેક અવયવનું) માત્ર એક વાર ધોવું છે. નહીંતર આપે બબ્બે અને ત્રણ ત્રણ વાર પણ ધોયું છે, પરંતુ ત્રણ વારથી વધુ ધોયું નથી. એટલા માટે આલિમોએ વુઝૂમાં ફુઝૂલખરચી (દુર્વ્યય) કરવાને અને આપ (સલ.)ની સુન્નતથી વધી જવાને મકરૂહ કહ્યું છે.**

---

**પાકી વગર નમાઝ કબૂલ થતી નથી**

(૧૩૭/૧૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ફરમાવતા હતા : મુહદિસ (બેવુઝૂ)ની

નમાઝ વુઝૂ વગર કબૂલ થતી નથી. એ પરથી 'હદરમોત'ના એક માણસે અબૂ હુરૈરાને પૂછ્યું : અબૂ હુરૈરા, વુઝૂ કઈ વસ્તુથી તૂટે છે ? આપે ફરમાવ્યું : હવા નીકળવાથી, ભલે અવાજ સાથે હોય કે અવાજ વગર.

**વુઝૂની ફઝીલત અને એ વાતનું વર્ણન કે કિયામતના દિવસે વુઝૂના કારણે લોકોના હાથ પગ અને પેશાનીઓ ચમકતી અને સફેદ હશે**

(૧૩૮/૧૩૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ફરમાવે છે કે, કિયામતના દિવસે મારી ઉમ્મતને બોલાવવામાં આવશે. વુઝૂની નિશાનીઓના કારણે પંચકલ્યાણ હાજર થશે. (કિંવા વુઝૂનું પાણી જ્યાં જ્યાં પહોંચ્યું છે તે બધા અવયવો સફેદ અને ચમકતા હશે) માટે તમારામાંથી જે માણસ પોતાની પેશાનીની ચમક વધારી શકે છે તે વધારે. (કિંવા પેશાનીને સારી રીતે ઉપર ધોવે.)

**જ્યાં સુધી વૂઝૂ તુટવાનું યકીન ન હોય ત્યાં સુધી માત્ર શંકાના કારણે વુઝૂ ન કરવામાં આવે**

(૧૩૯/૧૩૯) હઝરત અબ્બાદ ઈબ્ને તમીમ પોતાના કાકાથી રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સામે એક માણસની હાલત વર્ણન કરવામાં આવી અને કહેવામાં આવ્યું કે, તેના પેટમાંથી કોઈ વસ્તુ નીકળતી હોય એવું લાગે છે. (શું એની નમાઝ થઇ જશે ?) આપે ફરમાવ્યું : ત્યાં સુધી નમાઝ છોડીને (વુઝૂ કરવા) ન જાય, જ્યાં સુધી કે અવાજ સાંભળી લે અથવા ગંધ આવે.

**વુઝૂમાં ઘટાડો કરવો જાઇઝ છે**

(૧૪૦/૧૪૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.) સૂઇ ગયા, અહીં સુધી કે નસકોરાં બોલાવવા લાગ્યા, પરંતુ ફરી ઉઠીને નમાઝ પઢવા ઉભા થઇ ગયા.

(૧૪૧/૧૪૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક રાત્રે હું મારી માસી (ઉમ્મુલ મુઅમિનીન) હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) રાત્રિના (પ્રથમ ભાગમાં) સૂઇ ગયા, પછી થોડી રાત બાકી હતી ત્યારે ઉઠી ગયા. એક મશક લટકેલી હતી. આપે તેનાથી હલકું વુઝૂ કર્યું અને નમાઝ પઢવા લાગ્યા. મેં પણ રસૂલુલ્લાહની જેમ વુઝૂ કર્યું અને આપની ડાબી બાજુએ આવીને (નમાઝ માટે) ઉભો થયો, પરંતુ આપે મને જમણી બાજુ લઇ લીધો. પછી આપે જેટલો ખુદાનો હુકમ હતો તેટલી નમાઝ પઢી. ત્યાર બાદ સૂઇ ગયા અને નસકોરાં બોલાવવા લાગ્યા. થોડી વાર પછી મુઅઝ્ઝિને હાજર નમાઝ (ફજર)ની ખબર આપી. આપ ઉઠીને તેની સાથે નમાઝ માટે ગયા અને વુઝૂ કર્યા વગર નમાઝ પઢી. આ પરથી ઉમર (છેલ્લા રાવી)ને પૂછવામાં આવ્યું કે, લોકો કહે છે :



હુઝૂર (સલ.)ની આંખો ઉંઘમાં સૂતી હતી, પરંતુ દિલ સૂતું ન હતું. ઉમરે કહ્યું : મેં ઉબૈદ ઇબ્ને ઉમૈરને કહેતા સાંભળ્યા છે કે, નબીઓના સ્વપ્નો વહીની જેમ હોય છે. પછી આ આયત પઢી કે **ઇન્ની અરા ફીલ મનામિ અન્ની અઝબહુક** (મતલબ એ છે કે, નબીઓનું દિલ ખરેખર જાગૃત રહે છે.)

**પૂરેપૂરું વુઝૂ કરવું. હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, પૂરેપૂરા વુઝૂનો હેતુ પાકી અને સફાઇનો છે**

(૧૪૨/૧૪૨) હઝરત ઉસામા ઇબ્ને ઝૈદ (રદિ.) કહે છે કે, (એક વાર હજ્જના દિવસોમાં) રસૂલુલ્લાહ (સલ.) અરફાતથી ચાલ્યા. જ્યારે પહાડના ઘાટમાં પહોંચ્યા ત્યારે સવારી પરથી ઉતરીને આપે પેશાબ કરીને વુઝૂ કર્યું; પરંતુ પૂરું વુઝૂ કર્યું નહીં. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! નમાઝ (મગરિબ)નો સમય થઇ ગયો છે. આપે ફરમાવ્યું : નમાઝ આગળ થશે. ત્યાર બાદ હુઝૂર સવાર થઇ ગયા અને મુઝદલિફામાં પહોંચીને સવારી પરથી ઉતરીને પૂરું વુઝૂ કર્યું. નમાઝની ઇકામત થઇ. આપે મગરિબની નમાઝ પઢી. પછી દરેક માણસે પોતપોતાનું ઊંટ પોતપોતાની જગ્યાએ જઇને બેસાડ્યું. ઇશાની નમાઝની તકબીર થઇ. આપે ઇશાની નમાઝ પઢી. ઇશા અને મગરિબની વચ્ચે (બીજી કોઇ સુન્નત અથવા નફિલ) પઢયા નહીં.

**એક ખોબો પાણી લઇને બંને હાથોથી મોં ધોવું**

(૧૪૩/૧૪૩) હઝરત અતા ઇબ્ને યસાર કહે છે કે, એક વાર હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ વુઝૂ કર્યું. પ્રથમ મોં એવી રીતે ધોયું કે, એક ખોબો પાણી લઇને કુલ્લી કરી અને નાકમાં પાણી નાખ્યું. પછી બીજો ખોબો લઇને બીજો હાથ મેળવીને તેનાથી મોં ધોયું; પછી એક ખોબો પાણી લઇને જમણો હાથ ધોયો; પછી એક ખોબો લઇને ડાબો હાથ ધોયો; ત્યાર બાદ માથાનો મસહ કર્યો; પછી ખોબો પાણી લઇને જમણા પગ ઉપર છાંટીને તેને ધોયો; પછી બીજો ખોબો લઇને ડાબો પગ ધોયો. છેલ્લે કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને આવી રીતે વુઝૂ કરતા જોયા છે.

**દરેક હાલતમાં બલકે સંભોગના સમયે પણ બિસ્મિલ્લાહ બોલવું**

(૧૪૪/૧૪૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) મરફૂઅન બયાન કરતા હતા કે, જો તમારામાંથી કોઇ માણસ પોતાની પત્ની સાથે સંભોગ કરવાનો ઇરાદો કરે અને આ દુઆ પઢી લે, **'બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબ્નશ શયતાન વ જન્નિબિ શ્શયતાન મા રઝકના'** કિંવા હું ખુદાના નામથી શરૂ કરું છું. હે અલ્લાહ ! અમને શયતાનથી બચાવ અને જે ઔલાદ અમારી કિસ્મતમાં હોય તેને શયતાનથી અલગ રાખ, તો

આ સંભોગથી પતિ પત્નીની કિસ્મતમાં કોઇ બાળક હશે તો શયતાન તેને નુકસાન નહી પહોંચાડી શકશે.

### જાજરૂ જતી વખતે કઇ દુઆ પઢવી જોઇએ ?

(૧૪૫/૧૪૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે જાજરૂ જતા ત્યારે કહેતા : **'અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ ખુબિસ વલ ખબાઇસિ'** હે અલ્લાહ ! હું નર અને માદા શયતાનોથી તારી પનાહ માગું છું.

### જાજરૂ વખતે પાણી મૂકવું

(૧૪૬/૧૪૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.) જાજરૂ માટે ગયા. મેં આપના માટે ઇસ્તિન્જાનું પાણી મૂકી દીધું. આપે ફરમાવ્યું : આ પાણી કોણે મૂકયું હતું ? મેં આપને બતાવી દીધું. હુઝૂરે ફરમાવ્યું : ઇલાહી ! એને દીનની (વધુ) સમજ આપ.

### દીવાલ અથવા મકાનની ઓથ વગર કુદરતી હાજત યા પેશાબ વખતે કિબ્લા તરફ મોં કરવું જાઇઝ નથી

(૧૪૭/૧૪૭) હઝરત અબૂ અય્યૂબ અનસારી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ (મદીનાવાળાઓને) કહ્યું : જો તમારામાંથી કોઇ જાજરૂ જાય તો કિબ્લા તરફ ન મોં કરે ન પીઠ, બલકે પૂર્વ તરફ બેસે અથવા પશ્ચિમ તરફ. (કારણ કે, મદીનાથી કઅબા દક્ષિણ દિશામાં છે.)

### બે ઇંટો પર હાજતે બેસવાનું વર્ણન

(૧૪૮/૧૪૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, લોકો કહે છે કે, જ્યારે તમે હાજત માટે બેસો ત્યારે ન કિબ્લા તરફ મોં કરી બેસો, ન બયતુલ મુકદ્દસ તરફ. હકીકત એ છે કે, એક દિવસ હું ઘરની છત ઉપર ચઢયો ત્યારે મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) બે ઇંટો પર બયતુલ મુકદ્દસ તરફ મોં કરીને હાજત માટે બેઠા હતા. ત્યાર બાદ હઝરત અબ્દુલ્લાહે (પિતાના શાગિર્દ) વાસિઅ ઇબ્ને હબ્બાને કહ્યું કે, કદાચ તમે તે લોકોમાંથી છો જેઓ ઝમીન સાથે નિતંબ (સુરીન) અડાડીને નમાઝ પઢે છે કિંવા સજદાની હાલતમાં પણ ઝમીન સાથે નિતંબ અડાડીને સજદો કરવાવાળા સુન્નતથી નાવાકિફ છો. ઇબ્ને હબ્બાને કહ્યું : ખુદાની કસમ ! મને એની ખબર ન હતી.

### ઓરતોનું હાજત માટે જંગલમાં જવાનું બયાન

(૧૪૯/૧૪૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સિદ્દીકા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓ જ્યારે હાજત માટે ખુલ્લા મેદાનમાં જતી હતી ત્યારે રાત્રે જતી હતી, પરંતુ હઝરત ઉમર (રદિ.) હુઝૂર (સલ.)ને કહ્યા કરતા હતા કે, આપ આપની પત્નીઓને પરદો કરાવો. એક દિવસ ઉમ્મુલ મુઅમિનીન સૌદા બિન્તે ઝમઆ (રદિ.) ઇશાના સમયે નીકળી. જો કે, લાંબા કદની ઓરત હતાં એટલે હઝરત ઉમરે (ઓળખીને) અવાજ દીધો. અમે તમને ઓળખી લીધાં. કારણ કે, હઝરત ઉમર (રદિ.) પરદાનો હુકમ ઉતરવાના ભારે શોખીન હતા. તે પછી ખુદા તઆલાએ પરદાનો હુકમ ઉતાર્યો.

(૧૫૦/૧૫૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમને બધાને પોતાની હાજતો માટે બહાર જવાની રજા છે. હિશામ કહે છે કે, હાજતથી મુરાદ જાજરૂ જવું છે.

### ઘરોમાં હાજત કરવી

(૧૫૧/૧૫૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હું મારી કોઇ ઝરૂરત માટે ઉમ્મુલ મુઅમિનીન હફસા (રદિ.)ના ઘરની છત ઉપર ચઢયો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.) કિબ્લા તરફ પીઠ અને સીરિયા તરફ મોં કરીને હાજત પૂરી કરવામાં મશગૂલ છે.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક દિવસ હું મારી ઘરની છત પર હતો અને મેં રસૂલુલ્લાહ (સલ.)ને બયતુલ મુકદ્દસ તરફ મોં કરીને બેસેલા જોયા.

### પાણીથી ઇસ્તિન્જો કરવો

(૧૫૨/૧૫૨) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) હાજત માટે બહાર જતા હતા ત્યારે હું અને મારી સાથે એક બીજો છોકરો પાણીનું વાસણ લઇને જતા હતા કિંવા હુઝૂર (સલ.) તેનાથી ઇસ્તિન્જો કરતા હતા.

### એક માણસના ઇસ્તિન્જા માટે બીજા માણસનું તેની સાથે પાણી લઇને જવું જાઇઝ છે. હઝરત અબૂ દરદા (રદિ.)એ (અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ વિષે) કહ્યું : શું તું જોડા ઉઠાવનાર અને લોટો, તકિયો મૂકનાર નથી ? (ઇબ્ને મસઊદ (રદિ.) હુઝૂરની આ ત્રણે વસ્તુઓ ઉંચકયા કરતા હતા.)

(૧૫૩/૧૫૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) હાજત માટે બહાર જતા ત્યારે હું અને મારી સાથે એક બીજો છોકરો પાણીનું વાસણ લઇને જતા હતા.

### ઇસ્તિન્જાના પાણી સાથે ભાલો પણ લઇ જવો

(૧૫૪/૧૫૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે હાજત માટે બહાર જતા ત્યારે હું અને એક બીજો છોકરો પાણીનું વાસણ અને ભાલો લઇને

---

(૧૪૭/૧૪૭) મદીનાવાસીઓને ઉદ્દેશીને આ પ્રમાણે કહેવામાં આવ્યું છે કે, તમે પૂર્વ અથવા પશ્ચિમ તરફ મોં કરીને કુદરતી હાજતે બેસો તો કિબ્લા તરફ મોં અથવા પીઠ નહીં થાય. કારણ કે, મક્કા મુકર્રમા મદીના મુનવ્વરાની દક્ષિણ દિશામાં છે.

જતા હતા. આપ પાણીથી ઇસ્તિન્જો કરતા હતા.

**જમણા હાથથી ઇસ્તિન્જો કરવાની મનાઇ છે**

(૧૫૫/૧૫૫) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇ માણસ કંઇ પી રહ્યું હોય તો વાસણમાં શ્વાસ ન લે અને સંડાસમાં જાય તો જમણા હાથથી ન તો ખાસ સ્થળને (શર્મગાહને) પકડે, ન જમણા હાથે ઢેફાંથી ઇસ્તિન્જો કરે.

**પેશાબ કરતી વખતે શર્મગાહને જમણા હાથે ન પકડવું જોઇએ**

(૧૫૬/૧૫૬) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પેશાબ કરતી વખતે તમારામાંથી કોઇ શર્મગાહને જમણા હાથે ન પકડે અને જમણા હાથે ઇસ્તિન્જો ન કરે અને ન (પાણી) પીતી વખતે વાસણમાં શ્વાસ લે.

**પત્થરોથી ઇસ્તિન્જો કરવો**

(૧૫૭/૧૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) હાજત માટે ગયા અને હું આપની પાછળ થઇ ગયો. આપની આદત હતી કે (ચાલતી વખતે) આમતેમ જોતા ન હતા. જ્યારે હું આપની નજીક પહોંચી ગયો ત્યારે આપે ફરમાવ્યું : મારા માટે થોડાક પત્થર શોધીને લાવો, જેથી હું ઇસ્તિન્જો કરું, પરંતુ હાડકાં, છાણ અને લીદ વગેરે ન લાવશો, જેથી હું મારાં કપડાના પાલવમાં આપના માટે થોડાક પત્થર લાવ્યો અને આપની પાસે મૂકી દીધા અને આપના તરફથી મોં ફેરવી લીધું. હુઝૂર જ્યારે પરવાર્યા ત્યારે એક પછી એક તેનાથી ઇસ્તિન્જો કર્યો.

**છાણ અને લીદથી ઇસ્તિન્જો ન કરવો જોઇએ**

(૧૫૮/૧૫૮) હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : (એક દિવસ) રસૂલુલ્લાહ (સલ.) હાજત માટે ગયા અને મને ત્રણ પત્થર લાવવાનો હુકમ આપી દીધો. બે પત્થર તો મને મળી ગયા, પરંતુ ત્રીજો શોધ કરવા પછી પણ મળ્યો નહીં. હું તેના બદલે લીદનો એક ટુકડો લઇ આવ્યો. આપે પત્થર તો લઇ લીધા અને લીદને ફેંકી દીધું અને ફરમાવ્યું : આ તો નાપાકી છે.

**એક એક વાર વુઝૂ કરવું**

(૧૫૯/૧૫૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક એક વાર વુઝૂ કર્યું.

**બબ્બે વાર અવયવો ધોવા**

(૧૬૦/૧૬૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બબ્બે વાર વુઝૂ કર્યું છે.

**ત્રણ ત્રણ વાર અવયવો ધોવા**

(૧૬૧/૧૬૧) હઝરત ઉસ્માન (રદિ.)ના



આઝાદ કરેલા ગુલામ હિવા હઝરત હુમરાન કહે છે કે, એક વાર મારી આંખો સામે હઝરત ઉસ્માને પાણીનું વાસણ મંગાવ્યું. (જ્યારે પાણી આવી ગયું) ત્યારે આપે પ્રથમ હાથો પર ત્રણ વાર પાણી નાખ્યું અને તેમને ધોયા. ધોયા પછી જમણો હાથ પાણીમાં નાખીને તેનાથી કુલ્લી કરી અને નાકમાં પાણી નાખ્યું. પછી ત્રણ વાર ચહેરો ધોયો અને કોણીઓ સુધી બંને હાથ ત્રણ વાર ધોયા. ત્યાર પછી ઘુંટીઓ સુધી બંને પગ ત્રણ વાર ધોયા. પછી અંતમાં ફરમાવ્યું કે, જે માણસ મારા આ વુઝૂની જેમ વુઝૂ કરીને બે રકઅતો (તહિય્યુલ વુઝૂની) પઢે અને તેમાં પોતાના દિલ સાથે વાતો ન કરે તો તેના બધા આગલા ગુનાહો માફ કરી દેવામાં આવે છે.

હઝરત હુમરાનની બીજી રિવાયતમાં છે કે, જ્યારે હઝરત ઉસ્માન (રદિ.) વુઝૂ કરી ચુકયા ત્યારે ફરમાવ્યું કે, જો આયત **(ઇન્ન લઝીન યકતુમૂન મા અન્ઝલ્ના....)** ન હોત તો હું તમને બયાન ન કરત, પરંતુ હવે એક હદીસ બયાન કરું છું. હુઝૂર (સલ.)ને મેં કહેતા સાંભળ્યા છે કે, જે માણસ સારી રીતે વુઝૂ કરીને નમાઝ પઢે છે તેના પાછલી નમાઝના વખત સુધીના ગુનાહ માફ થઇ જાય છે.

**વુઝૂમાં નાક સાફ કરવું. હઝરત ઉસ્માન (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ (રદિ.) અને હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ નાક સાફ કરવાની હદીસો બયાન કરી છે**

(૧૬૨/૧૬૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ વુઝૂ કરે તેણે નાક સાફ કરવું જોઇએ. જે માણસ ઇસ્તિન્જો કરવા માટે પત્થર લે તેણે એકી પત્થર લેવા જોઇએ. (હિવા ત્રણ, પાંચ, સાત વગેરે).

(૧૬૩/૧૬૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી જો કોઇ માણસ વુઝૂ કરે તો યોગ્ય છે કે નાકમાં પાણી નાખીને તેને સાફ કરે અને ઇસ્તિન્જો કરવા માટે જો પત્થર લે તો એકી લે અને જો ઉંઘમાંથી જાગૃત થાય તો હાથ વાસણમાં નાખતા પહેલાં ધોઇ લે. કારણ કે, તેને ખબર નથી કે તેનો હાથ રાતના સમયે કયાં રહ્યો. (હિવા ખબર નથી કે રાતના સમયે હાથ પાક જગ્યાએ રહ્યો કે નાપાક જગ્યાએ.)

**પગને ધોવા જોઇએ; મસહ ન કરવો જોઇએ**

(૧૬૪/૧૬૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એક સફરમાં રસૂલુલ્લાહ (સલ.) અમારાથી પાછળ રહી ગયા અને પાછળથી આવીને સાથે થઇ ગયા. નમાઝનો વખત થોડો રહી ગયો હતો. એટલે અમે (જલદી જલદી) વુઝૂ કરવા લાગ્યા

અને પગ પર મસહ કરવાનું શરૂ કરી દીધું. આપે મોટા સાદે બે ત્રણ વાર કહ્યું : એડીઓ માટે આગનો અઝાબ છે. (ડિંવા સૂકી ન રહેવી જોઇએ.)

**વુઝૂમાં કુલ્લી કરવી. ઇબ્ને અબ્બાસ (રદિ.) અને અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ (રદિ.)એ મરફૂઅન એના વિષે હદીસો નકલ કરી છે**

(૧૬૫/૧૬૫) હઝરત હુમરાન કહે છે કે : મેં પોતે જોયું કે, હઝરત ઉસ્માન ઇબ્ને અફફાન (રદિ.)એ વુઝૂનું પાણી મંગાવ્યું. પાણીના વાસણમાંથી પ્રથમ પોતાના હાથો પર પાણી નાખીને તેને ત્રણ વાર ધોયા. ત્યાર બાદ જમણો હાથ પાણીના વાસણમાં નાખીને પાણી લઇને કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું અને નાક સાફ કર્યું. પછી ત્રણ વાર ચહેરો ધોયો અને કોણીઓ સુધી બંને હાથ ત્રણ વાર ધોયા. ત્યાર બાદ ફરી મસહ કર્યો. છેલ્લે દરેક પગ ત્રણ ત્રણ વાર ધોઇને ફરમાવ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને આવી રીતે વુઝૂ કરતા જોયા છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે માણસ મારા આ વુઝૂની જેવું વુઝૂ કરીને બે રકઅતો (સાફ દિલથી) પઢે અને તેમાં પોતાના મન સાથે વાતો ન કરે તો ખુદા તઆલા તેના આગલા ગુનાહો માફ કરી દેશે.

**વુઝૂ કરતી વખતે એડીઓ ધોવી. ઇબ્ને સીરીન વુઝૂ કરતી વખતે વીંટી (પહેરવા)ની જગ્યાને પણ ધોઇ લેતા હતા**

(૧૬૬/૧૬૬) હઝરત મુહમ્મદ ઇબ્ને ઝિયાદ કહે છે કે, હઝરત અબૂ હુરૈરા (રદિ.) અમારી પાસેથી પસાર થયા તે વખતે લોકો મિત્હરહથી વુઝૂ કરી રહ્યા હતા. આપે ફરમાવ્યું : વુઝૂ પૂરેપૂરું કરો. કારણ કે, મેં અબૂલ કાસિમ (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, એડીઓ માટે દોઝખની આગનો અઝાબ છે. (જો તે સૂકી રહી જાય.)

**જો જોડા પહેરેલા હોય તો (ઉતારીને) પગ ધોવે; મસહ ન કરે.**

(૧૬૭/૧૬૭) હઝરત ઇબ્ને જુરૈહે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ને કહ્યું : હું તમને એવી ચાર વાતો કરતાં જોઉં છું કે, તમારા બીજા સાથીઓને કરતાં જોતો નથી. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : તે કઇ વાતો છે ? ઉબૈદ કહેવા લાગ્યા : (૧) આપ કઅબાના ચાર રૂકનોમાંથી માત્ર બે યમાની રૂકનોને પકડો (સ્પર્શો) છો. (૨) વાળ વગરના જોડા પહેરો છો. (૩) કપડાંને પીળા રંગના રંગીને પહેરો છો. (૪) જ્યારે તમે મક્કામાં હોવ છો ત્યારે લોકો તો ચાંદ જોઇને જ હજ્જનો ઇહરામ બાંધી લે છે, પરંતુ તમે આઠમી તારીખ પહેલાં ઇહરામ બાંધતા નથી. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : (હું રસૂલુલ્લાહની સુન્નતની પાબંદી કરું છું)



મેં રસૂલુલ્લાહ (સલ.)ને માત્ર યમાની રૂકનોને પકડતા (સ્પર્શતા) જોયા છે, એટલે હું પણ તેમને જ સ્પર્શું છું. વાળ વગરના જોડા પહેરવા અંગે એ કે, રસૂલુલ્લાહ (સલ.)ને એવા જ વાળ વગરના જોડા પહેરેલા જોયા હતા કે આપ તેમને ઉતારીને પગ ધોતા હતા. એટલે મને પણ એ જ પસંદ છે કે, વાળ વગરના જોડા પહેર્યા કરું. રહી પીળા રંગની બાબત તો રસૂલુલ્લાહ (સલ.) પીળા રંગથી રંગીને કપડું ઉપયોગમાં લેતા હતા. માટે પીળો રંગ રંગવાનું હું પણ દિલથી પસંદ કરું છું અને ઇહરામનું પણ એ જ કારણ છે કે, હુઝૂરે અકદસ (સલ.) ત્યાં સુધી ઇહરામ ન બાંધતા હતા જ્યાં સુધી કે, ઊંટણી (જવા માટે) ઉભી થઇ જતી ન હતી.

**વુઝૂ અને ગુસ્લમાં જમણી તરફથી શરૂ કરવું સુન્નત છે**

(૧૬૮/૧૬૮) હઝરત ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પુત્રી (હઝરત ઝૈનબના મય્યિત)ના ગુસ્લમાં અમને કહ્યું હતું કે, વુઝૂના અવયવોમાંથી જમણી તરફથી ગુસ્લ શરૂ કરવું.

(૧૬૯/૧૬૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને દરેક કામ જમણી તરફથી શરૂ કરવાનું પસંદ હતું. જોડા પહેરવા; કાંસકી કરવી; વુઝૂ કરવું વગેરે. (બધા કામો આપ જમણી તરફથી કરતા હતા.)

**નમાઝનો વખત નજીક આવી જાય તો વુઝૂ માટે પાણી શોધવું જાઇઝ છે**

(૧૭૦/૧૭૦) હઝરત આઇશા (રદિ.) કહે છે : એક દિવસ સવાર થઇ ગઇ અને વુઝૂ માટે પાણીની ભારે શોધ ચલાવવામાં આવી, પરંતુ ન મળ્યું. તે વખતે તયમ્મુમની આયત ઉતરી.

(૧૭૧/૧૭૧) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક દિવસ) અસરની નમાઝનો વખત થઇ ગયો. લોકોએ વુઝૂ માટે પાણી શોધ્યું, પરંતુ પાણી ન મળ્યું. એવામાં એક માણસ હુઝૂર (સલ.)ની સેવામાં થોડુંક પાણી લઇને હાજર થયો. આપે તે વાસણમાં પોતાનો હાથ મૂકી દીધો અને લોકોને તેનાથી વુઝૂ કરવાનો હુકમ આપ્યો. મેં જોયું કે, હુઝૂર (સલ.)ની આંગળીઓની નીચેથી પાણી ફુટી ફુટીને નીકળી રહ્યું છે. જેથી બધા લોકોએ વુઝૂ કરી લીધું.

**જે પાણીથી માનવીના વાળ ધોવામાં આવ્યા હોય તેનો હુકમ.**

**હઝરત અતા માનવીના વાળના દોરા અને રસ્સીઓ બનાવવાને વાંધાજનક ગણતા ન હતા. ઇમામ ઝુહરી કહે છે કે, જો પાણીના વાસણમાં કુતરું મોં નાખી દે અને તેના સિવાય બીજું પાણી ન હોય તો તેનાથી વુઝૂ કરી લેવું જાઇઝ છે.**

**હઝરત સુફયાન કહે છે કે, આ ફિકહી મસ્અલો બિલ્કુલ કુર્આનની આયત 'ફલમ તજિદૂ ફતયમ્મમૂ' અનુસાર છે. કારણ કે, આ પાણી પણ હકીકતમાં પાણી ઝરૂર છે, માટે વુઝૂ પણ કરી લેવામાં આવે અને તયમ્મુમ પણ. (જેથી શંકા દૂર થઇ જાય.)**

(૧૭૨/૧૭૨) હઝરત ઇબ્ને સીરીન કહે છે કે, મેં હઝરત ઉબૈદા (રદિ.)ને કહ્યું : મને હઝરત અનસ (રદિ.) પાસેથી રસૂલુલ્લાહ (સલ.)ના થોડાક વાળ મળ્યા છે. ઉબૈદા બોલ્યા કે, હુઝૂર (સલ.)નો જો એક વાળ પણ મને મળી જાય તો પૂરી દુનિયા અને તેમાંની દરેક વસ્તુથી મને વધુ પ્રિય છે.

(૧૭૩/૧૭૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂરે અકરમ (સલ.)એ માથું મુંડાવ્યું ત્યારે અબૂ તલહા (રદિ.) જ પહેલા માણસ હતા જેમણે હુઝૂરના વાળ લીધા.

## જો કુતરો વાસણમાં મોં નાખી દે તો કેટલી વાર ધોવું જોઇએ ?

(૧૭૪/૧૭૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસના વાસણમાં કુતરો મોં નાખીને પી લે તે વાસણ સાત વખતે ધોવે.

(૧૭૫/૧૭૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) (એક વાર) કહી રહ્યા હતા કે, એક માણસે જોયું કે કુતરૂં અસહ્ય તરસને કારણે કાદવ ખાઇ રહ્યું છે. આ જોઇને તેણે પોતાનો મોજો ઉતાર્યો અને તેમાં પાણી ભરીને કુતરાને ખૂબ પીવડાવ્યું. અહીં સુધી કે ધરાઇ ગયું. ખુદા તઆલાએ તેના બદલામાં તેને સવાબ આપ્યો અને તેને જન્નતમાં દાખલ કરી દીધો.

(૧૭૬/૧૭૬) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કુતરાઓ મસ્જિદમાં આવ-જા કરતા હતા અને લોકો કોઇ જગ્યાને પાણીની છાલકો મારતા ન હતા.

(૧૭૭/૧૭૭) હઝરત અદી ઇબ્ને હાતિમ (રદિ.) કહે છે કે, મારા સવાલના જવાબમાં હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમે પાળેલા કુતરાને શિકાર માટે છોડો અને તે શિકારને મારી નાખે તો તમે ખાઇ શકો છો, પરંતુ જો કુતરો તેમાંથી ખાઇ લે તો તમે તેમાંથી ખાઇ શકતા નથી. કારણ કે, કુતરાએ પોતાના માટે (એ શિકાર) પકડયો છે. મેં કહ્યું કે, (કદી) હું મારો કુતરો શિકાર માટે છોડું છું અને કોઇ બીજો કુતરો તેની સાથે થઇ જાય છે (તો શું કરવું જોઇએ ?) હુઝૂરે ફરમાવ્યું : એવી હાલતમાં તમે તે શિકારને ન ખાઓ. કારણ કે, બિસ્મિલ્લાહ તો તમે તમારા કુતરાને છોડતી વખતે પઢી છે. કોઇ બીજા કુતરા પર તો પઢી નથી.



**એ વાતનું વર્ણન કે જો પેશાબ અથવા પાયખાનાના રસ્તે કોઇ વસ્તુ નીકળી હોય તો વુઝૂ કરવું વાજિબ છે અને બીજા કોઇ કારણથી વુઝૂ તૂટતું નથી. ખુદા તઆલાનું ફરમાન છે : 'અવ જાઅ અહદુમ્ મિન્કુમ મિનલ ગાઇતિ....' હઝરત અતાનું કથન છે કે, જે માણસના મળાશયમાંથી કીડા અથવા શર્મગાહમાંથી જૂ ની જેમ કોઇ વસ્તુ નીકળી હોય, તેણે ફરી વાર વુઝૂ કરવું જોઇએ. હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, જો કોઇ નમાઝમાં હસે તો નમાઝને દોહરાવે, વુઝૂ ફરી વાર ન કરે. હસન કહે છે કે, વાળ કતરાવવા, નખ કપાવવા અથવા મોઝા ઉતારવાથી વુઝૂ તૂટતું નથી. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મુત્રાશય અને મળાશય સિવાયની કોઇ જગ્યાએથી કોઇ વસ્તુ નીકળવાથી વુઝૂ તૂટતું નથી.**

(૧૭૮/૧૭૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, 'ઝાતુ રિકાઅ'ની લડાઇમાં હુઝૂર (સલ.) મોજુદ હતા. ત્યાં એક માણસને (નમાઝમાં) તીર વાગ્યું અને વેગ સાથે ઘામાંથી લોહી વહેવા લાગ્યું, પરંતુ તે માણસ બરાબર નમાઝ પઢતો રહ્યો. રૂકૂઅ પણ કર્યો અને સજદો પણ.

(૧૭૯/૧૭૯) હસન બસરી કહે છે કે, મુસલમાનો ઘા હોવા છતાં બરાબર નમાઝ પઢતા રહેતા હતા. તાઉસ, મુહમ્મદ ઇબ્ને અલી અને હિજાઝવાસીઓનો મત છે કે, લોહી નીકળવાથી વુઝૂ વાજિબ થતું નથી. હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ એક ફોલ્લીને દબાવીને લોહી કાઢયું, પરંતુ વુઝૂ કર્યું નહીં. હઝરત ઇબ્ને ઔફા એક વાર લોહી થૂંકયા, પરંતુ બરાબર નમાઝ પઢતા રહ્યા. હઝરત ઇબ્ને ઉમર (રદિ.) અને હસન બસરી (રહ.) કહે છે કે, શસ્ત્રક્રિયા કરાવનાર ઉપર શસ્ત્રક્રિયા કરાવવાની જગ્યા સિવાય અવયવના બીજા ભાગનું ધોવું વાજિબ નથી.

(૧૮૦/૧૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી માણસ મસ્જિદમાં બેસીને નમાઝની રાહ જોતો રહેશે ત્યાં સુધી નમાઝના હુકમમાં રહેશે, એ શરતે કે હદસ ન કરે. સઇદ મકબુરીએ પૂછયું : અબૂ હુરૈરા, હદસ શું વસ્તુ છે ? તેમણે કહ્યું : હદસથી મુરાદ અવાજ છે કિંવા હવા નીકળવી.

(૧૮૧/૧૮૧) હઝરત અબ્બાદ ઇબ્ને તમીમ પોતાના કાકાથી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ માણસ નમાઝ છોડીને પાછો વુઝૂ કરવા ન જાય, અહીં સુધી કે, અવાજ અથવા ગંધ ન અનુભવે.

(૧૮૨/૧૮૨) હઝરત અલી (રદિ.) કહે છે કે, મને ખૂબ મઝી આવતી હતી. મને પોતે તો રસૂલુલ્લાહ (સલ.)ને પૂછતાં શરમ આવી. મિકદાદ ઈબ્ને અસ્વદને મેં હુકમ કર્યો હતો કે, હુઝૂર પાસે જઈને આ મસ્અલો પૂછો તો હુઝૂરે ફરમાવ્યું : આવી હાલતમાં વુઝૂ વાજિબ છે.

(૧૮૩/૧૮૩) ઝેદ ઈબ્ને ખાલિદ કહે છે : મેં હઝરત ઉસ્માન (રદિ.)ને પૂછયું કે, જો પુરુષ-સ્ત્રી સંભોગ કરે અને પાણી ન નીકળે તો ગુસ્લ વાજિબ છે કે નહીં ? હઝરત ઉસ્માન (રદિ.)એ જવાબ આપ્યો : ગુસ્લ વાજિબ નથી, બલ્કે શર્મગાહ ધોઈ નાખે અને બિલકુલ એવી રીતે વુઝૂ કરે જેવી રીતે નમાઝ માટે વુઝૂ કરવામાં આવે છે.

(૧૮૪/૧૮૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂરે અકરમ (સલ.)એ કોઈ માણસને એક અનસારીને બોલાવવા મોકલ્યો. અનસારી તરત આવ્યો, પરંતુ તેના માથા પરથી તે વખતે (ગુસ્લનું) પાણી ટપકતું હતું. હુઝૂર (સલ.)એ આ જોઈને ફરમાવ્યું : કદાચ અમારા લઈને તમારે જલદી કરવું પડયું, અનસારીએ કહ્યું : જી હા. હુઝૂરે ફરમાવ્યું કે, જયારે તમારે સંભોગ કરવામાં જલદી કરવું પડે અથવા ઈન્ઝાલ વગર સંભોગ થાય તો તમારા ઉપર ગુસ્લ વાજિબ નથી, માત્ર વુઝૂ ઝરૂરી છે.

**એક માણસનું બીજા માણસને વુઝૂ કરાવવાનો હુકમ**

(૧૮૫/૧૮૫) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, જયારે રસૂલુલ્લાહ (સલ.) અરફાતથી (મુઝદલિફા તરફ) ગયા ત્યારે પહાડના ઘાટ તરફ આપે પોતાનું મુખ કર્યું. (કિંવા હાજત માટે) અને ત્યાં હાજતથી પરવાર્યા પછી આપ વુઝૂ કરવા લાગ્યા અને હું આપના હાથો પર પાણી નાખવા લાગ્યો અને પૂછયું : યા રસૂલલ્લાહ ! શું હુઝૂર અહીં નમાઝ પઢશે ? આપે ફરમાવ્યું : નમાઝની જગ્યા આગળ છે.

(૧૮૬/૧૮૬) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, એક સફરમાં હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતો. (સફર દરમ્યાન) આપ હાજત માટે ગયા. (જયારે આપ પરવારીને પાછા આવ્યા ત્યારે) હું પાણી નાખવા લાગ્યો. આપે વુઝૂ કરવાનું શરૂ કર્યું. મોં ધોયું, હાથ ધોયો, માથાનો મસહ કર્યો અને બંને મોઝાઓ ઉપર પણ મસહ કર્યો.

**બેવુઝૂ હોવાની હાલતમાં કુર્આન પઢવું જાઇઝ છે. ઇબ્રાહીમનું કથન છે કે, ગુસ્લખાનામાં કુર્આન પઢવામાં કંઇ વાંધો નથી. વગર વુઝૂએ રિસાલાઓ (તે કિતાબો જેમાં કુર્આની આયતો લખેલી હોય) લખવામાં કોઇ ગુનોહ નથી. ઇબ્રાહીમના હવાલાથી હમ્માદ કહે છે કે, જો ગુસ્લખાનાવાળાઓએ તેહબંદ બાંધેલું હોય તો સલામ કરો, નહીંતર ન કરો.**



(૧૮૭/૧૮૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું બયાન છે કે, હું એક રાત્રે મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો. રાત્રે હું બિસ્તરાના પહોળા ભાગમાં સૂઈ રહ્યો અને રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મુલ મુઅમિનીન (રદિ.)ના બિસ્તરામાં લાંબા ભાગમાં સૂઈ રહ્યા. (રાત્રિના પ્રથમ ભાગમાં) રસૂલુલ્લાહ (સલ.) સૂઈ ગયા અને લગભગ અડધી રાત્રે જાગ્યા. ચહેરો ચોળતા ઉઠયા. સૂરએ આલિ ઈમ્રાનની છેલ્લી દસ આયતો પઢી. ત્યાર બાદ ઉભા થયા. એક મશક લટકતી હતી. તેનાથી ખૂબ સારી રીતે વુઝૂ કર્યું અને નમાઝ પઢવા ઉભા થઈ ગયા. મેં પણ ઉઠીને તે જ કામો કર્યાં જે રસૂલુલ્લાહ (સલ.)એ કર્યાં હતાં અને આપની પાસે જઈને ઉભો થઈ ગયો. આપે પોતાનો જમણો હાથ મારા માથા ઉપર મૂકયો અને મારો કાન પકડીને મસળવા લાગ્યા. પછી આપ બે રકઅતો પઢયા, પછી બે રકઅતો, પછી બે રકઅતો, પછી બે રકઅતો, પછી બે રકઅતો. (કુલ બાર રકઅત નમાઝ પઢી.) છેવટે વિત્ર પઢીને સૂઈ રહ્યા. જયારે મુઅઝ્ઝિન હાજર થયા ત્યારે હલકી બે રકઅતો પઢીને મકાનમાંથી નીકળ્યા અને ફજરની નમાઝ પઢી.

**ખૂબ બેભાન થઇ ગયા પછી વુઝૂ કરવામાં આવે. (સાધારણ બેભાન થવું વુઝૂને તોડનારું નથી.)**

(૧૮૮/૧૮૮) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) કહે છે કે, (એક દિવસ) હું ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) પાસે ગઈ. તે વખતે સૂર્યગ્રહણ હતું. લોકો નમાઝ પઢી રહ્યા હતા. હઝરત આઈશા પણ નમાઝમાં મશગૂલ હતાં. મેં કહ્યું : આ લોકોને શું થઈ ગયું ? હઝરત આઈશાએ પોતાના હાથથી આસ્માન તરફ ઈશારો કરીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! મેં કહ્યું : કદાચ આસ્માન પર કોઈ નવી નિશાની છે. હઝરત આઈશાએ ઈશારાથી કહ્યું : હા. ત્યાર પછી હું ઉભી થઈ ગઈ, પરંતુ મને ચક્કર આવ્યા. એટલે હું મારા માથા પર પાણી નાખવા લાગી. જયારે રસૂલુલ્લાહ (સલ.) (નમાઝથી) પરવાર્યા ત્યારે આપે ખુદાના વખાણ કર્યા પછી ફરમાવ્યું : જે કંઈ મેં પહેલાં ન જોયું હતું તે હવે આ જગ્યા પર જોઈ લીધું. અહીં સુધી કે, જન્નત અને દોઝખને પણ જોઈ લીધી. મારી પાસે વહી આવી છે કે, તમને લોકોને દજ્જાલના ફિત્નાની જેમ કબ્રોમાં અજમાવવામાં આવશે. તમારામાંથી દરેકને પૂછવામાં આવશે, તું આ માણસ (કિંવા રસૂલુલ્લાહ)ને કેવા માને છે ? જે ઈમાનદાર હશે તે કહી દેશે કે, એ મુહમ્મદુર્રસૂલુલ્લાહ છે. અમારી પાસે સ્પષ્ટ દલીલો અને હિદાયત લઈને આવ્યા હતા. અમે આપની વાત માની. તેના પર ઈમાન લાવ્યા. આપનું અનુકરણ કર્યું. આ ઉપરથી તે માણસને કહેવામાં આવશે કે, આરામથી

સૂઇ જા. અમે તો પહેલેથી જ જાણતા હતા કે, તું ઇમાનદાર છે અને જો માણસ મુનાફિક હશે તો તે જવાબ આપશે : મને તો કંઇ ખબર નથી. લોકોને મેં જે કંઇ કહેતા સાંભળ્યા હતા તે જ કહી દીધું.

**પૂરા માથાનો મસહ કરવો. ખુદા તઆલા ફરમાવે છે : 'વમ્સહૂ બિરૂઉસિકુમ.' ઇબ્ને મુસય્યબ કહે છે કે, પુરુષની જેમ સ્ત્રી પણ પૂરા માથાનો મસહ કરે. ઇમામ માલિકને પૂછવામાં આવ્યું કે, શું માથાના થોડા ભાગનો મસહ કરવો પૂરતો છે ? ઇમામ માલિકે દલીલમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદની હદીસ રજૂ કરી. (કિંવા પૂરતો નથી.)**

(૧૮૯/૧૮૯) યહ્યા માઝની કહે છે : એક માણસે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદને પૂછ્યું : શું તમે મને બતાવી શકો છો કે, રસૂલુલ્લાહ (સલ.) કેવી રીતે વુઝૂ કર્યા કરતા હતા ? હઝરત અબ્દુલ્લાહે જવાબ આપ્યો : જી હા. આપ (સલ.)એ પાણી મંગાવીને પ્રથમ હાથ ધોયા. બે વાર હાથ ધોયા પછી કુલ્લી કરી. ત્રણ વાર નાક સાફ કર્યું. પછી ત્રણ વાર મોં ધોયું. બબ્બે વાર કોણીઓ સુધી હાથ ધોયા. બંને હાથોથી માથા પર એવી રીતે મસહ કર્યો કે, પ્રથમ બંને હાથોને માથાના આગળના ભાગથી પાછળ લઇ ગયા, પછી પાછળથી લાવીને તે જગ્યાએ પૂરું કર્યું જ્યાંથી શરૂઆત કરી હતી. છેલ્લે હુઝૂરે બંને પગ ધોયા.

**ઘુંટીઓ સુધી પગ ધોવા**

(૧૯૦/૧૯૦) હઝરત અમ્ર બિન અબૂ હસને અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ (રદિ.)ને રસૂલુલ્લાહ (સલ.)ના વુઝૂની હાલત પૂછી તો અબ્દુલ્લાહે પ્રથમ પાણીનું વાસણ મંગાવીને નબીના વુઝૂની જેમ વુઝૂ કર્યું. જેથી વાસણમાંથી પ્રથમ હાથો પર પાણી વહેવડાવ્યું અને ત્રણ વાર હાથ ધોયા. પછી વાસણમાં હાથ નાખીને તેનાથી કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું અને ત્રણ વાર નાક સાફ કર્યું. પછી હાથ નાખીને પાણી લઇને ત્રણ વાર મોં ધોયું. પછી હાથ નાખીને પાણી લઇને બે વાર કોણીઓ સુધી હાથ ધોયા. ત્યાર પછી વાસણમાં હાથ નાખીને એવી રીતે મસહ કર્યો કે, પહેલાં એક વાર આગળથી પાછળ હાથ લઇ ગયા પછી પાછળથી આગળ લાવ્યા. છેલ્લે બંને પગ ધોયા.

**લોકોના વુઝૂના બચેલા પાણીનો ઉપયોગ. હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.)એ પોતાના ઘરવાળાંઓને મિસ્વાકના બચેલા પાણીથી વુઝૂ કરવાનો હુકમ આપ્યો હતો.**

(૧૯૧/૧૯૧) હઝરત અબૂ જુહૈફા કહે છે કે, (એક દિવસ) બપોરના સમયે રસૂલુલ્લાહ (સલ.) અમારી પાસે આવ્યા.



એવામાં આપની સેવામાં વુઝૂ માટે પાણી રજૂ કરવામાં આવ્યું. આપે તેનાથી વુઝૂ કર્યું. લોકોની તે વખતે એવી હાલત હતી કે, આપના વુઝૂનું બચેલું પાણી લઇને પોતપોતાના શરીર ઉપર મસળી રહ્યા હતા. છેવટે આપે ઝુહરની બે રકઅતો અને અસ્રની બે રકઅતો પઢી. (નમાઝમાં) એક ભાલો આપની સામે હતો. હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂરે પાણીનો એક મોટો પ્યાલો મંગાવ્યો અને તેમાં બંને હાથ અને મોં ધોયું અને તેમાં કુલ્લી કરી. પછી ફરમાવ્યું કે, એમાંથી થોડુંક તો પી લો અને થોડુંક તમારા ચહેરાઓ અને છાતીઓ પર મસળો.

(૧૯૨/૧૯૨) ઇબ્ને શિહાબે કહ્યું હતું કે, મને મહમૂદ ઇબ્ને રબીએ બયાન કર્યું હતું. મહમૂદ ઇબ્ને રબીઅ તે જ છે કે, જ્યારે એ બાળક હતા ત્યારે રસૂલુલ્લાહે એમના મોં પર કુલ્લી થૂંકી હતી.

(૧૯૩/૧૯૩) હઝરત ઉરવા (રદિ.) મિસ્વરની રિવાયતથી બયાન કરે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) વુઝૂ કરતા હતા ત્યારે લોકો આપના વુઝૂના પાણી અંગે લડી મરવાની અણી પર આવી જતા હતા.

(૧૯૪/૧૯૪) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ (રદિ.) કહે છે કે, એક વાર મારી માસી મને હુઝૂર (સલ.) પાસે લઇ ગયાં અને જઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારો ભાણેજ બીમાર છે. આપે મારા માથા પર હાથ ફેરવ્યો અને બરકતની દુઆ કરી. પછી આપે વુઝૂ કર્યું. મેં આપના વુઝૂનું પાણી પીધું. ત્યાર બાદ હું હુઝૂરની પીઠ પાછળ જઇને ઉભો થઇ ગયો. મેં જોયું કે આપના બંને ખભાઓની વચ્ચે 'નુબુવ્વતની મહોર' જાનવરના ઇંડાના જેવી હતી.

**એક જ ખોબાથી કુલ્લી કરવી અને નાકમાં પાણી નાખવું**

(૧૯૫/૧૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદે (એક વાર) એક વાસણમાંથી પોતાના બંને હાથ પર પાણી નાખીને તેમને ધોયા. પછી એક જ ખોબાથી કુલ્લી પણ કરી અને ત્રણ વાર નાકમાં પાણી પણ નાખ્યું. ત્યાર પછી મોં ધોઇને બબ્બે વાર કોણીઓ સુધી હાથ ધોયા. માથાનો મસહ એવી રીતે કર્યો કે, પહેલાં આગળથી પાછળ હાથ લઇ ગયા અને પછી પાછળથી આગળ લાવ્યા. છેલ્લે બંને પગ ધોયા અને ફરમાવ્યું : રસૂલુલ્લાહ (સલ.)નું વુઝૂ આ જ પ્રમાણે હતું.

**એક વાર માથાનો મસહ કરવાનું બયાન**

(૧૯૬/૧૯૬) યહ્યા કહે છે કે, હું તે વખતે મોજુદ હતો જ્યારે કે ઉમર ઇબ્ને અબૂ હસને હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદને રસૂલુલ્લાહ (સલ.)ના વુઝૂ વિષે સવાલ કર્યો હતો. જેથી અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદે પાણીનું વાસણ મંગાવ્યું અને તેમને દેખાડવા માટે એવી રીતે વુઝૂ કર્યું કે,

પ્રથમ વાસણને નમાવીને બંને હાથ ત્રણ વાર ધોયા. પછી વાસણમાં હાથ નાખીને કુલ્લી કરી, નાકમાં પાણી નાખ્યું; પછી ત્રણ વાર ત્રણ ખોબા પાણીથી નાક સાફ કર્યું. પછી વાસણમાં હાથ નાખીને ત્રણ વાર મોં ધોયું. પછી હાથ નાખીને પાણી લઈને કોણીઓ સુધી બે વાર હાથ ધોયા. પછી માથા પર એવી રીતે મસહ કર્યો કે, હાથોને આગળથી પાછળ લઇ ગયા. પછી પાછળથી આગળ લાવ્યા. પછી વાસણમાં હાથ નાખીને પાણી લઇને બંને પગ ધોયા.

**પુરુષનું સ્ત્રી સાથે વુઝૂ કરવું અને સ્ત્રીના વધેલા પાણીથી વુઝૂ કરવું. હઝરત ઉમર (રદિ.)એ ગરમ પાણીથી અને એક ઇસાઇ ઓરતના ઘરના પાણીથી વુઝૂ કરી લીધું.**

(૧૯૭/૧૯૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં પુરુષો અને સ્ત્રીઓ બધાં સાથે (એક વાસણમાંથી) વુઝૂ કરતાં હતાં.

**એક બેભાન માણસ પર નબી (સલ.)નું પોતાના વુઝૂનું વધેલું પાણી નાખવું**

(૧૯૮/૧૯૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા અને તે વખતે હું બીમારીના કારણે બેભાન હતો. આપે વુઝૂ કર્યું અને વુઝૂનું પાણી મારા પર નાખ્યું. જેનાથી મને તરત ભાન આવ્યું. મેં પૂછ્યું : યા રસૂલલ્લાહ ! મારો વારસો કોને મળશે ? મારા તો ન માંબાપ છે ન ઔલાદ. તે વખતે 'ફરાઇઝ'ની આયત ઉતરી.

**ઘડામાં, મોટા પ્યાલામાં, લાકડીના વાસણમાં અને પત્થરના વાસણમાં ગુસ્લ અને વુઝૂ કરવાનું બયાન**

(૧૯૯/૧૯૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (એક દિવસ) નમાઝનો સમય નજીક આવ્યો. જે લોકોના ઘરો નજીક હતાં તેઓ તો ઘરોમાં (વુઝૂ કરવા માટે) ચાલ્યા ગયા અને અમુક લોકો રહ્યા. તે વખતે હુઝૂર (સલ.)ની સેવામાં પત્થરનો એક ઘડો રજૂ કરવામાં આવ્યો, જેમાં પાણી ભરેલું હતું. ઘડો (તેનું મોં) એટલો નાનો હતો કે, તેમાં આપનો હાથ પણ જઇ શકતો ન હતો, પરંતુ બધા લોકોએ તેમાંથી વુઝૂ કર્યું. રાવીએ એક સવાલના જવાબમાં કહ્યું કે, એંસીથી પણ વધુ માણસો હતા.

(૨૦૦/૨૦૦) હઝરત અબૂ મૂસા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પાણીનો એક મોટો પ્યાલો મંગાવ્યો. જેમાં આપે પોતાના હાથ-મોં ધોયા અને તેમાં કુલ્લી કરી.

(૨૦૧/૨૦૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ (રદિ.) કહે છે કે (એક વાર) હુઝૂર (સલ.) અમારી પાસે આવ્યા. અમે આપના માટે પિત્તળના એક વાસણમાં પાણી મંગાવ્યું. આપે તેમાં વુઝૂ કર્યું. ત્રણ વાર મોં ધોયું. કોણીઓ સુધી બંને હાથ બે વખતે ધોયા. માથાનો મસહ આગળથી પાછળ સુધી અને પાછળથી આગળ સુધી કર્યો અને બંને પગ ધોયા.

(૨૦૨/૨૦૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની (વફાતની) બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું અને તકલીફ વધી ગઇ ત્યારે આપે પોતાની પત્નીઓ પાસે બીમારીના દિવસો મારા ઘરમાં પસાર કરવાની રજા માગી. સૌએ રજા આપી. આપ બે માણસો (અબ્બાસ અને અલી)ની વચમાં ટેકો દેતા પગ ઘસડતા બહાર આવ્યા. હઝરત આઇશાનું બયાન છે કે, બીમારીની ગંભીરતા જ્યારે વધી ગઇ અને આપ ઘરમાં આવ્યા ત્યારે ફરમાવ્યું : મારા પર સાત મશક પાણી નાખો, જેમના મોં પણ ન ખુલ્યાં હોય; જેથી હું લોકોને કંઇક વસિય્યત કરી દઉં. એટલે અમે આપને હઝરત હફસા (રદિ.)ના એક ટબમાં બેસાડયા અને મશકોથી પાણી નાખવાનું શરૂ કર્યું; ત્યાં સુધી કે આપે ઇશારો કર્યો કે બસ, તમારું કામ પૂરું થઇ ગયું. ત્યાર પછી હુઝૂર (સલ.) બહાર ગયા.

**પ્યાલા અથવા લોટાથી વુઝૂ કરવાનું બયાન**

(૨૦૩/૨૦૩) હઝરત યહ્યા કહે છે કે, મારા કાકા (પાણીથી) વુઝૂ કરી રહ્યા હતા. (એક દિવસ) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદને કહેવા લાગ્યા કે, બતાવો તો તમે રસૂલુલ્લાહ (સલ.)ને કેવી રીતે વુઝૂ કરતા જોયા છે ? હઝરત અબ્દુલ્લાહે પાણીનો એક પ્યાલો મંગાવ્યો. બંને હાથો પર પાણી વહેવડાવીને ત્રણ વાર ધોયા. પછી એક જ ખોબાથી કુલ્લી કરી અને ત્રણ વાર નાક સાફ કર્યું. ત્યાર પછી પ્યાલામાં હાથ નાખીને એક ખોબો પાણી લઈને ત્રણ વાર મોં ધોયું. પછી બબ્બે વાર કોણીઓ સુધી હાથ ધોયા. પછી બંને હાથોથી પાણી લઈને માથા પર આગળથી પાછળ અને પાછળથી આગળ મસહ કર્યો. છેલ્લે બંને પગ ધોઈને ફરમાવ્યું : રસૂલુલ્લાહને મેં આવી રીતે વુઝૂ કરતા જોયા છે.

(૨૦૪/૨૦૪) હઝરત અનસ (રદિ.) કહે છે : (એક વાર) હુઝૂર (સલ.)એ પાણીનું કોઈ વાસણ મંગાવ્યું. એટલે આપની સેવામાં એક મોટો પ્યાલો રજૂ કરવામાં આવ્યો, જેમાં થોડુંક પાણી હતું. આપે પોતાની આંગળીઓ તેના અંદર મૂકી દીધી. (અને ફરમાવ્યું : બધા લોકો વુઝૂ કરો.) હઝરત અનસ (રદિ.) કહે છે : હું જોઈ રહ્યો હતો કે આપની આંગળીઓની વચ્ચેથી પાણી ફુટી ફુટીને નીકળી રહ્યું હતું. મેં તે વખતે વુઝૂ કરનારાઓનો અંદાજ કાઢયો તો સિત્તેર-એંસીની વચ્ચે હતા.

**(ઓછામાં ઓછા) એક મુદ (પોણા ત્રણ શેર) પાણીથી વુઝૂ કરવું જોઈએ**

(૨૦૫/૨૦૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક સાઅ (સાડા આઠ શેર) અથવા પાંચ મુદ (સવા અગિયાર શેર)થી ગુસ્લ કરતા હતા અને વુઝૂ એક મુદ પાણીથી કરતા હતા.

**મોઝાઓ પર મસહ કરવો**

(૨૦૬/૨૦૬) હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ બંને મોઝાઓ પર મસહ કર્યો હતો. (આ હદીસ સાંભળીને) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે પોતાના વાલિદ (પિતા)ને આ હદીસ વિષે પૂછ્યું તો હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : જો સઅદ તમને કોઈ હદીસ બયાન કરે તો પછી તે હદીસ કોઈ બીજાને ન પૂછા કરો.

(૨૦૭/૨૦૭) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) હાજત માટે બહાર ગયા. હું પાણીનો એક લોટો લઈને હુઝૂર (સલ.)ની પાછળ થઈ ગયો. જ્યારે આપ હાજતથી પરવાર્યા ત્યારે મેં આપના હાથો પર પાણી નાખ્યું. આપે વુઝૂ કર્યું અને મોઝાઓ પર મસહ કર્યો.

(૨૦૮/૨૦૮) હઝરત ઉમય્યા ઈબ્ને ઝમરી (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને મોઝાઓ પર મસહ કરતા જોયા છે.

(૨૦૯/૨૦૯) બીજી સનદથી હઝરત ઉમય્યા ઝમરી (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને પાઘડી પર અને બંને મોઝાઓ પર મસહ કરતા જોયા છે.

(૨૧૦/૨૧૦) હઝરત મુગીરા (રદિ.) કહે છે : એક સફરમાં હું હુઝૂર (સલ.)ની સાથે હતો. વુઝૂ કરતી વખતે મને થયું કે, હુઝૂરના બંને મોઝા પગોમાંથી ઉતારી લઉં, પરંતુ આપે ફરમાવ્યું : રહેવા દે, એમને ઉતાર નહીં. કારણ કે, મેં પગ પાક કરીને મોઝા પહેર્યા હતા. ત્યાર બાદ હુઝૂરે તેમના પર મસહ કર્યો.

**બકરીનો ગોશ્ત અને સત્તુ ખાઈને વુઝૂ કરવું**

(૨૧૧/૨૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.)એ બકરીના ખભાનો ગોશ્ત ખાઈને નવું વુઝૂ કર્યા વગર નમાઝ પઢી. (જાણવા મળ્યું કે, કંઈ ખાવાથી વુઝૂ તૂટતું નથી.)

(૨૧૨/૨૧૨) હઝરત ઉમય્યા (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને બકરીના

(૨૦૯/૨૦૯) પાઘડી પર મસહ જાઇઝ નથી, મતલબ એ છે કે પાઘડીને માથા પર રહેવા દઈને માથાનો મસહ કરી લીધો.



ખભાના ગોશ્તનો ટુકડો ખાતા જોયા. એવામાં આપને નમાઝ માટે બોલાવવામાં આવ્યા. આપે છરી ફેંકીને વુઝૂ કર્યા વગર નમાઝ પઢી લીધી.

(૨૧૩/૨૧૩) હઝરત અબૂબક્ર (રદિ.), ઉમર (રદિ.) અને ઉસ્માન (રદિ.) બધાએ ગોશ્ત ખાધો અને પછી વુઝૂ નહીં કર્યું.

**સત્તુ ખાઈને માત્ર કુલ્લી કરવી જોઈએ, વુઝૂ ન કરવું જોઈએ**

(૨૧૪/૨૧૪) હઝરત સુવૈદ ઈબ્ને નુઅમાન કહે છે કે, ખૈબરની લડાઈના વરસે હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ગયો. જ્યારે હુઝૂર સહબામાં, જે ખૈબરની નજીક છે, પહોંચ્યા ત્યારે આપે ત્યાં અસ્રની નમાઝ પઢી. તે પછી આપે સફરનું ભાથું મંગાવ્યું, પરંતુ સત્તુ સિવાય બીજું કંઈ રજૂ કરવામાં ન આવ્યું. આપે સત્તુ પલાળવાનો હુકમ આપ્યો. પોતે પણ ખાધું અને અમે પણ ખાધું. પછી આપ મગરિબની નમાઝ માટે ઉભા થયા. આપે કુલ્લી કરી. અમે પણ કુલ્લી કરી અને વુઝૂ કર્યા વગર આપે નમાઝ પઢી.

(૨૧૫/૨૧૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મારી પાસે બકરીના ખભાના ગોશ્તને ખાઈને નવું વુઝૂ કર્યા વગર નમાઝ પઢી.

**શું દૂધ પીને કુલ્લી કરવામાં આવે ?**

(૨૧૬/૨૧૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ દૂધ પીને કુલ્લી કરી અને ફરમાવ્યું : એમાં ચીકાશ હોય છે. (એટલે કુલ્લી કરવી જોઈએ).

**સૂઈને ઉઠયા પછી વુઝૂ કરવું જોઈએ અને માત્ર ઉંઘના એક બે ઝોકાથી વુઝૂ કરવું નહીં**

(૨૧૭/૨૧૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમારામાંથી કોઈ નમાઝમાં ઉંઘવા લાગે ત્યારે તેણે સૂઈ જવું જોઈએ; જેથી ઉંઘ પૂરી થઈ જાય. કારણ કે, જો ઉંઘમાં નમાઝ પઢશે તો ખબર નહીં કે તે મગફિરત માગવાનો ઈરાદો કરતો હોય અને પોતાની જાતને ઉંધડે લેવા માંડે.

(૨૧૮/૨૧૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો નમાઝમાં ઉંઘ આવી જાય તો સૂઈ જવું જોઈએ; જેથી એવું તો સમજી શકે કે શું પઢી રહ્યો છે.

**વુઝૂ પર વુઝૂ કરવું**

(૨૧૯/૨૧૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દરેક નમાઝ માટે (નવું) વુઝૂ કરતા હતા. રાવીએ

સવાલના જવાબમાં કહ્યું કે, અમારું એક જ વુઝૂ પૂરતું થઈ પડતું હતું, ત્યાં સુધી કે તૂટી ન જાય.

(૨૨૦/૨૨૦) હઝરત સુવૈદ ઈબ્ને નુઅમાન (રદિ.) કહે છે કે, ખૈબરની લડાઈના વરસે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ગયા. જ્યારે 'સહબા' સ્થળે પહોંચ્યા ત્યારે હુઝૂરે અમને અસ્રની નમાઝ પઢાવી. નમાઝ પછી ખાણું મંગાવ્યું, પરંતુ સત્તુ સિવાય બીજું કંઈ રજૂ કરવામાં ન આવ્યું. ખેર, જ્યારે અમે ખાઈ પી ચૂકયા ત્યારે આપે મગરિબની નમાઝ પઢવાનો ઈરાદો કર્યો અને કુલ્લી કરીને (નવું) વુઝૂ કર્યા વગર મગરિબની નમાઝ પઢાવી.

**પોતાના પેશાબથી ન બચવું કબીરા ગુનોહ છે**

(૨૨૧/૨૨૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) મક્કા અથવા મદીનાના કોઈ બાગ પાસેથી પસાર થયા. આપે ત્યાં બે માણસોની અવાજ સાંભળ્યો, જેમના ઉપર કબ્રોમાં અઝાબ થઈ રહ્યો હતો. આપે ફરમાવ્યું : હા, તેમના ઉપર અઝાબ તો થઈ રહ્યો છે, પરંતુ કોઈ મોટી વાતના કારણે અઝાબ થઈ રહ્યો નથી. થોડી વાર થોભ્યા પછી ફરમાવ્યું : કેમ નહીં, એક તો પોતાના પેશાબથી બચતો ન હતો અને બીજો ચાડી ખાયા કરતો હતો. ત્યાર બાદ આપે ખજૂરની એક ડાળી મંગાવી અને તેને ચીરીને બે ટુકડા કરીને બંને કબ્રો ઉપર એક એક ટુકડો મૂકી દીધો. એક માણસે પૂછ્યું : હુઝૂરે આવું શા માટે કર્યું ? આપે ફરમાવ્યું : બનવાજોગ છે કે, જ્યાં સુધી એ ન સૂકાય ત્યાં સુધી એના કારણે અઝાબમાં ઘટાડો થઈ જાય.

**પેશાબ ધોવો. રસૂલુલ્લાહ (સલ.)એ તે કબ્રવાળા વિષે ફરમાવ્યું હતું જે પેશાબથી બચતો ન હતો (કે તેને અઝાબ થઈ રહ્યો છે) પરંતુ આપે માનવીઓના પેશાબ સિવાય (બીજી વસ્તુઓના પેશાબનો) ઉલ્લેખ ન કર્યો.**

(૨૨૨/૨૨૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) હાજત માટે બહાર જતા હતા ત્યારે હું આપની પાસે પાણી લઈ જતો હતો અને આપ તેનાથી હાથ ધોતા હતા.

(૨૨૩/૨૨૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.) બે કબ્રો પાસેથી પસાર થયા. આપે ફરમાવ્યું : આ બંને કબ્રોવાળાઓ ઉપર અઝાબ તો થઈ રહ્યો છે, પરંતુ કોઈ મોટી વાતના કારણે અઝાબ થઈ રહ્યો નથી. (માત્ર વાત એ છે કે) એક તો પેશાબથી બચતો નથી અને બીજો ચાડી-ચુગલી કરતો રહેતો હતો. ત્યાર બાદ આપે ખજૂરની એક લીલી ડાળી



લઈને વચ્ચેથી ચીરીને દરેક કબ્ર પર એક એક ટુકડો ખોસી દીધો. લોકોએ પૂછ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂરે આ કામ કેમ કર્યું ? આપે ફરમાવ્યું : શક્ય છે કે જ્યાં સુધી આ ડાળીઓ ન સૂકાય ત્યાં સુધી તેમના પર અઝાબનો ઘટાડો થઈ જાય.

**નબી (સલ.)નું એક આદિવાસીને મસ્જિદમાં પેશાબ કરતાં જોવું અને તેને એટલી વાર સુધી કંઈ ન કહેવું કે તે પેશાબ કરીને પરવારી જાય**

(૨૨૪/૨૨૪) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)એ એક આદિવાસીને મસ્જિદમાં પેશાબ કરતાં જોયો અને ફરમાવ્યું : હમણા એને રહેવા દો. જ્યારે તે આદિવાસી પરવારી ગયો ત્યારે આપે પાણી મંગાવ્યું અને તેના પર છાલક મારી દીધી.

(૨૨૫/૨૨૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક આદિવાસી ઉભો ઉભો મસ્જિદમાં પેશાબ કરી રહ્યો હતો. લોકોએ તેને પકડવાનો ઈરાદો કર્યો. આપે ફરમાવ્યું : તેને રહેવા દો. તેના પેશાબ પર એક ડોલ પાણી વહેવડાવી દો. કારણ કે, તમે લોકો આસાની કરવા માટે પેદા થયા છો, સખ્તી માટે પેદા થયા નથી.

(૨૨૬/૨૨૬) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક આદિવાસી આવીને મસ્જિદના એક ભાગમાં પેશાબ કરવા લાગ્યો. લોકોએ તેને ટોકયો, પરંતુ હુઝૂર (સલ.)એ લોકોને મનાઈ કરી. જ્યારે આદિવાસી પેશાબ કરી ચુકયો ત્યારે આપે હુકમ આપ્યો કે, પાણીની એક ડોલ તેના પર વહેવડાવી દેવામાં આવે.

**બાળકોના પેશાબનો હુકમ**

(૨૨૭/૨૨૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સામે એક બાળક રજૂ કરવામાં આવ્યું. બાળકે આપના કપડાંઓ ઉપર પેશાબ કરી દીધો. આપે પાણી મંગાવીને પેશાબની જગ્યા ઉપર નાખ્યું.

(૨૨૮/૨૨૮) ઉમ્મે કૈસ (રદિ.) કહે છે કે, હું મારા બાળકને હુઝૂર (સલ.)ની સેવામાં લાવી. આપે તેને ગોદમાં બેસાડયું, પરંતુ તેણે આપના કપડાંઓ પર પેશાબ કરી દીધો. આપે પાણી મંગાવીને તેના પર છાંટી દીધું, તેને ધોયું નહીં.

**ઉભા થઈને અને બેસીને પેશાબ કરવાનો હુકમ**

(૨૨૩/૨૨૩) નબીએ કરીમ (સલ.)ના મુબારક હાથની બરકત તેમજ આપ (સલ.)એ મગફિરતની દુઆ કરી હતી, તેના કારણે અઝાબમાં ઘટાડો થયો. ડાળી તો માત્ર એક નિશાની રૂપે હતી કે, એ સૂકાઈ તે પહેલાં અઝાબ દૂર થઈ જશે.

(૨૨૯/૨૨૯) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે કે, (એક વાર) રસુલુલ્લાહ (સલ.) કોઇ કોમના કચરો ભેગો કરવાના સ્થળ પાસે ગયા અને ઉભા થઇને (ત્યાં) પેશાબ કર્યો. પછી પાણી માગ્યું. હું પાણી લઇને હાજર થયો. આપે વુઝૂ કર્યું.

(૨૩૦/૨૩૦) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે : મને ખ્યાલ આવે છે કે હું અને હુઝૂરે અકરમ (સલ.) બંને સાથે જઇ રહ્યા હતા કે આપ એક કોમના ઉકરડા પાસે પહોંચ્યા, જે બાગની દીવાલની પાસે હતો. આપ ત્યાં ઉભા થયા જેવી રીતે તમારામાંનો કોઇ ઉભો થાય છે. પછી (ઉભા રહીને) પેશાબ કર્યો અને હું આપનાથી અલગ એક બાજુએ થોભ્યો. આપે મને ઈશારો કર્યો. હું જઇને હાજર થઇ ગયો અને આપની પાછળ ઉભો થઇ ગયો. અહીં સુધી કે આપ પરવારી ગયા.

**કોઇ કોમના ઉકરડા પાસે પેશાબ કરવાનું બયાન**

(૨૩૧/૨૩૧) હઝરત અબૂ મૂસા (રદિ.) પેશાબના છાંટા અંગે ભારે સખ્તી કરતા હતા અને કહેતા હતા કે, બની ઈસરાઈલમાં જો કોઈના કપડાને પેશાબ લાગી જતો હતો તો તે તેને કાપી નાખતો હતો. હઝરત હુઝૈફા (રદિ.)એ (આ સાંભળીને) કહ્યું : કાશ, અબૂ મૂસા આ સખ્તીથી દૂર રહેત. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) એક કોમના ઉકરડા પાસે (એક વાર) ગયા અને ઉભા રહીને આપે પેશાબ કર્યો.

(૨૨૯/૨૨૯) એનું એક કારણ એ કે, બેસવાની જગ્યા ન હતી, બીજું કારણ એ કે, બેસવાથી શરીર અને કપડાંને નાપાકી લાગવાનો ભય હતો. (વિસ્તૃત સમજ માટે ભાગ-૯, હદીસ નં. ૨૫૩/૨૭૬૫, પેજ નં. ૮૨૪ ઉપર જુઓ)

**લોહી ધોઈ નાખવું**

(૨૩૨/૨૩૨) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, એક ઓરતે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને પૂછયું : હુઝૂર, બતાવો કે, અમારામાંથી જો કોઈના કપડામાં હૈઝ (માસિક) લાગી જાય તો શું કરે ? આપે ફરમાવ્યું કે તેને ખોતરી નાખે, પછી પાણીથી મસળી નાખે. ત્યાર બાદ તેના પર પાણી છાંટે અને નમાઝ પઢી લે.

(૨૩૩/૨૩૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, ફાતિમા બિન્તે જહશે પવિત્ર સેવામાં હાજર થઈને પૂછયું : યા રસૂલલ્લાહ ! મને (હંમેશા) ઈસ્તિહાઝા (લોહી આવવાની બીમારી) થાય છે. કદી પાક જ થતી નથી. શું હું નમાઝ છોડી દઉં ? આપે ફરમાવ્યું : નહીં, આ એક નસ છે (જેમાંથી લોહી આવે છે) હૈઝ નથી. જ્યારે હૈઝ આવે ત્યારે નમાઝ છોડી દો અને જ્યારે હૈઝ જતું રહે ત્યારે લોહી ધોઈને નમાઝ પઢયા કરો. હિશામ પોતાના પિતાની રિવાયતથી બયાન કરે છે કે, હુઝૂર (સલ.)એ તે પછી ફરમાવ્યું : પછી



દરેક નમાઝ માટે વુઝૂ કરી લેયા કરો; અહીં સુધી કે (બીજી વાર) હૈઝનો વખત આવી જાય.

**મની ધોવાનું બયાન અને મસળવાનું બયાન; અને તે ભીનાશ વગેરેને ધોવાનું બયાન, જે ઓરતના શરીરને લાગી જાય**

(૨૩૪/૨૩૪) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ના કપડાંઓમાંથી નાપાકીની અસર ધોયા કરતી હતી અને (કપડું સૂકાવા ન પામતું હતું) પાણીની અસર કપડા ઉપર બાકી રહેતી હતી કે આપ નમાઝ માટે જતા હતા.

(૨૩૫/૨૩૫) હઝરત સુલયમાન ઈબ્ને યસાર (રદિ.) કહે છે કે, મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)ને જનાબતની અસરનો હુકમ પૂછયો. ઉમ્મુલ મુઅમિનીન (રદિ.)એ કહ્યું કે, હું રસૂલુલ્લાહ (સલ.)ના કપડાં પરથી ધોયા કરતી હતી અને પાણીની અસર આપના કપડાં પર બાકી રહેતી હતી કે આપ નમાઝ માટે ચાલ્યા જતા હતા.

**જો મની વગેરેને ધોઈ નાખે અને નિશાની ન જાય તો તે કપડાંથી નમાઝ જાઈઝ છે**

(૨૩૬/૨૩૬) હઝરત સુલયમાન ઈબ્ને યસાર (રદિ.) કહે છે કે, મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)ને પૂછયું કે, જો જનાબતની અસર કપડાં પર બાકી હોય તો તે કપડાં માટે શું હુકમ છે ? તેમણે કહ્યું : હું રસૂલુલ્લાહ (સલ.)ના કપડાં ધોતી હતી, પરંતુ તેની નિશાનીઓ મને આપના કપડાં ઉપર દેખાતી હતી.

**ઊંટો, પશુઓ અને બકરીઓનો પેશાબ અને તેમને બાંધવાની જગ્યાઓનો હુકમ. હઝરત અબૂ મૂસાએ તે મકાનમાં નમાઝ પઢી જ્યાં પ્રતિનિધિઓ આવીને ઉતરતા હતા અને તે જગ્યાએ છાણ પણ રહેતું હતું અને તેની સાથે મેદાન હતું, પરંતુ આપે ફરમાવ્યું : અહીં અને ત્યાં (બંને જગ્યાએ નમાઝ પઢવું) સરખું છે**

(૨૩૭/૨૩૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ઉકલ કબીલા અથવા ઉરૈના કબીલાના થોડાક માણસો હાજર થયા, પરંતુ મદીનાની આબોહવા તેમને માફક ન આવી. જેથી હુઝૂરે તેમને હુકમ આપ્યો કે, દૂધ દેવાવાળી તે ઊંટણીઓ પાસે જઈને રહો, જે હમણા મેદાનમાં ચરતી હતી અને તેમનો જ પેશાબ અને દૂધ પીઓ. હુકમ મુજબ તે લોકો (ત્યાં) ચાલ્યા ગયા

અને તંદુરસ્ત થઈ ગયા પછી મુરતદ થઈ ગયા. (મુસલમાન) ગોવાળોને મારી નાખીને ઊંટોને હાંકીને લઈ ગયા. હુઝૂરને આ બનાવની ખબર દિવસના શરૂઆતના ભાગમાં થઈ. આપે તેમની પાછળ માણસો મોકલ્યા. દિવસ ચઢવા જ પામ્યો હતો કે, તે લોકોને હાજર કરવામાં આવ્યા. આપે હુકમ આપ્યો કે, તેમના હાથ પગ કાપીને આંખોમાં સલાઈ (લોખંડની સળી) ફેરવીને પથરાળ ભૂમિ પર (તાપમાં) નાખી દેવામાં આવે અને ગમે તેટલું પાણી માંગે તો પણ પાણી ન આપવામાં આવે. અબૂ કિલાબા (રાવી) કહે છે : તેમણે (અમુક ગુનાહ કર્યા હતા. તેમણે) ચોરી કરી. ખૂનો કર્યાં. ઈમાન લાવ્યા પછી કુફ્ર ધારણ કર્યું. ખુદા અને રસૂલ સાથે લડાઈ કરી.

(૨૩૮/૨૩૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મસ્જિદ બનતા પહેલાં હુઝૂર (સલ.) બકરીઓના બેસવાની જગ્યામાં નમાઝ પઢતા હતા.

**ઘી અને પાણીમાં નાપાકી પડવાનો હુકમ. ઝુહરી કહે છે : જ્યાં સુધી પાણીનો સ્વાદ અથવા રંગ અથવા ગંધ ન બદલાય ત્યાં સુધી તેનો ઉપયોગમાં કંઈ વાંધો નથી. હમ્માદ કહે છે : મરેલા જાનવરની પાંખ નાપાક નથી. ઈમામ ઝુહરી કહે છે કે, મેં પહેલાંના ઘણા આલિમોને જોયા કે હાથી વગેરે મરેલા જાનવરોના હાડકાંઓની કાંસકીઓ અને ઘી મૂકવાના વાસણો બનાવતા હતા અને એમાં કંઈ ખોટું સમજતા ન હતા. ઈબ્ને સીરીન અને ઈબ્રાહીમ કહેતા હતા કે, હાથીદાંતનો વેપાર કરવો જાઈઝ છે.**

(૨૩૯/૨૩૯) હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, (એક વાર) રસુલુલ્લાહ (સલ.)ને તે ઉંદરનો હુકમ પૂછવામાં આવ્યો કે જે ઘીમાં પડી જાય. આપે ફરમાવ્યું : ઉંદરને અને આજુબાજુના ઘીને કાઢીને ફેંકી દો અને બાકીનું ઘી ખાઈ લો. બીજી રિવાયતથી હઝરત મયમૂના કહે છે કે, હુઝૂરને જ્યારે તે ઉંદરનો હુકમ પૂછવામાં આવ્યો જે ઘીમાં

(૨૩૭/૨૩૭) તેમને વિચિત્ર પ્રકારનો જલંદરનો રોગ હતો, જેના માટે ઊંટનો પેશાબ સુંઘવાથી અને ઊંટનું દૂધ પીવાથી સાજા થવાનો સંભવ હતો. સામાન્ય રીતે વાકયમાં બે અથવા બેથી વધુ વસ્તુઓનો ઉલ્લેખ હોય તો ક્રિયાપદ છેલ્લી વસ્તુને અનુલક્ષીને આવે છે, જેમ કે બોલવામાં આવે છે, તંદુરસ્તી માટે દૂધ, શાકભાજી અને તાજા ફળો ખાઓ. અહીં ત્રણ વસ્તુઓ દૂધ, શાકભાજી અને તાજા ફળોનો ઉલ્લેખ છે, જેમાંથી છેલ્લી વસ્તુ તાજા ફળોને અનુલક્ષીને "ખાઓ" ક્રિયાપદ વપરાયું છે, જ્યારે દૂધ માટે પીઓ ક્રિયાપદ વપરાય છે, ખાઓ નહીં. બીજું કારણ એ કે, તેમના ભયંકર ગુનાહના કારણે સજા રૂપે ઊંટના પેશાબને દવા રૂપે ઉપયોગ કરવા માટે કહ્યું હોય. આ હુકમ માત્ર તેમના માટે જ હતો, બીજા કોઈના માટે એ અમલમાં નથી.



પડી જાય તો આપે ફરમાવ્યું : ઉંદરને અને તે ઘીને જે તેની આજુબાજુ હોય, કાઢીને ફેંકી દો.

(૨૪૦/૨૪૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાનને જે ઘા ખુદાના રસ્તામાં (જિહાદમાં) પડે છે, કિયામતના દિવસે એ તે જ સ્વરૂપમાં હશે જે સ્વરૂપમાં પડયો હતો. લોહી તેમાંથી વહેતું હશે. રંગ લોહીનો હશે, પરંતુ ખુશ્બૂ મુશ્ક (કસ્તુરી) જેવી હશે.

## રોકાયેલા પાણીમાં પેશાબ કરવો

(૨૪૧/૨૪૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ (એક દિવસ) ફરમાવ્યું : આપણે દુનિયામાં સૌથી છેલ્લા છીએ, (પરંતુ) કિયામતમાં સૌથી આગળ હોઈશું. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું : જે પાણી રોકાયેલું હોય, વહેતું ન હોય, તેમાં પેશાબ કરીને પછી તેનાથી ગુસ્લ ન કરો.

**જો નમાઝીની પીઠ પર ગંદકી અથવા મરેલું જાનવર નાખી દેવામાં આવે તો તેની નમાઝ ફાસિદ થતી નથી. હઝરત ઈબ્ને ઉમર (રદિ.) નમાઝ પઢતા રહેતા હતા. ઈબ્ને મુસય્યબ અને શઅબી કહે છે કે, જો કોઈના કપડાં પર લોહી અથવા જનાબતની અસર હોય અને તે જ હાલતમાં તે નમાઝ પઢી લે અથવા કિબ્લાના સિવાય (ગલતીથી) કોઈ બીજી બાજુ નમાઝ પઢી લે અથવા તયમ્મુમ કરીને નમાઝ પઢી લીધી હોય અને પાછળથી નમાઝના સમયે પાણી મળી આવે તો નમાઝ દોહરાવવાની ઝરૂરત નથી.**

(૨૪૨/૨૪૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) કઅબામાં નમાઝ પઢી રહ્યા હતા. અબૂ જહલ અને તેના બીજા સાથીઓ ત્યાં બેઠા હતા. તેમનામાંથી એક માણસ બોલ્યો કે, શું તમારામાંથી કોઈ માણસ એવું કરી શકે છે કે ફલાણા માણસના ઊંટની જે હોજરી પડેલી છે તેને લાવીને મુહમ્મદની પીઠ પર સજદો કરતી વખતે મૂકી દે. આ સાંભળીને તે માણસ ઉઠયો, જે સૌથી વધુ બદનસીબ હતો. ઊંટની હોજરી લાવ્યો અને હુઝૂરના સજદાની રાહ જોતો રહ્યો. જ્યારે હુઝૂર સજદામાં ગયા ત્યારે આપની પીઠ પર બંને ખભાઓની વચ્ચે તેણે તે હોજરી મૂકી દીધી. હું આ બનાવ જોઈ રહ્યો હતો, પરંતુ રોકવાની મારામાં તાકાત ન હતી. જો મારામાં રોકવાની તાકાત હોત તો ઝરૂર રોકત. આ જોઈને તે બધા લોકો હસવા લાગ્યા. હુઝૂર સજદામાં પડેલા હતા.

(૨૩૯/૨૩૯) ઉંદર પ્રવાહી ઘીમાં પડીને મરી જાય તો બધું ઘી નાપાક થઈ જશે, જો તે જામેલા ઘટ્ટ ઘીમાં પડીને મરી જશે તો તેની આજુબાજુનું ઘી કાઢી લઈ, બાકીનું ઘી ઉપયોગમાં લઈ શકાશે.

સજદામાંથી માથું ઉઠાવી શકતા ન હતા. એવામાં હઝરત ફાતિમા (રદિ.) આવ્યાં અને તે હોજરીને મુબારક પીઠ ઉપરથી નીચે ફેંકી દીધી. આપે સજદામાંથી શિર ઉઠાવીને કાફિરો માટે બદદુઆ કરી અને ત્રણ વાર કહ્યું કે, હે અલ્લાહ ! કુરેશના કાફિરોને શિક્ષા કર. હુઝૂરની આ બદદુઆ કાફિરોને ભારે પડી. કારણ કે, તેમની માન્યતા હતી કે, જે દુઆ કઅબાની અંદર માગવામાં આવે છે તે કબૂલ થાય છે. ત્યાર પછી હુઝૂરે નામવાર બદદુઆ કરી અને કહ્યું : ઈલાહી ! અબૂ જહલને શિક્ષા આપ; ઉત્બા ઈબ્ને રબીઆ, શૈબા ઈબ્ને રબીઆ, વલીદ ઈબ્ને ઉત્બા, ઉમય્યા ઈબ્ને ખલફ અને ઉત્બા ઈબ્ને અબી મુઈતને શિક્ષા આપ. રાવી કહે છે કે, સાતમા માણસનું નામ મને યાદ નથી, (જેના માટે હુઝૂરે બદદુઆ કરી હતી) પરંતુ તે ખુદાની કસમ જેના કબજામાં મારો જાન છે; જે લોકોનું હુઝૂરે નામ લીધું હતું, તે લોકોની લાશો મેં બદરના કૂવામાં પડેલી જોઇ. માત્ર ઉમય્યા ઈબ્ને ખલફ હુઝૂરના હાથના થાથી મક્કામાં જઈને મર્યો.

## થૂંક અને નાકના લીટનો હુકમ

(૨૪૩/૨૪૩) હઝરત મિસ્વર (રદિ.) અને મરવાન (રદિ.)એ તે હદીસને વિગતવાર વર્ણન કરી છે જેમાં બયાન છે કે, રસૂલુલ્લાહ (સલ.) હુદયબિય્યા ગયા અને હદીસના અંત ભાગમાં રાવીઓએ એવો પણ ઉલ્લેખ કર્યો છે કે, હુઝૂરના નાકનું લીંટ પડતું હતું, પરંતુ ઝમીન પર પડતાં પહેલાં કોઈ ન કોઈ માણસ તેને લઈને પોતાના ચહેરા અને શરીર પર મસળી લેતો હતો.

(૨૪૪/૨૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાના કપડામાં થૂંક્યા હતા.

**ખજૂરના નીતાર (નિચોવેલું પાણી) અને નશાવાળી વસ્તુઓથી વુઝૂ જાઈઝ નથી. હઝરત હસન બસરી અને અબૂલ આલિયાની નઝરે એ મકરૂહ છે. અતા કહે છે કે, ખજૂરના નીતાર અને દૂધથી વુઝૂ કરવાથી તયમ્મુમ કરવું મારી નઝરે બેહતર છે**

(૨૪૫/૨૪૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક નશાવાળું પીણું હરામ છે.

**કોઈ ઓરતનું પોતાના બાપના ચહેરા પરથી લોહી ધોવું. અબૂલ આલિયા કહેતા હતા કે, મારા પગો પર મસહ કરી દો. (વુઝૂ ન કરાવો) કારણ કે, એ પગો બીમાર છે.**

(૨૪૬/૨૪૬) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.)ને પૂછવામાં આવ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)નો ઘા કઈ વસ્તુથી રૂઝાઈ ગયો ? હઝરત સહલ રાવીની નઝીક જ હતા. કોઈ વસ્તુ વચમાં અંતરાયરૂપ ન હતી. આપે ફરમાવ્યું : એ બનાવને મારાથી વધીને જાણનારો કોઈ બાકી રહ્યો નથી. બનાવ એવો હતો કે, હઝરત અલી (રદિ.) પોતાની ઢાલમાં પાણી લાવી રહ્યા હતા અને હઝરત ફાતિમા (રદિ.) મુબારક ચહેરા પરથી લોહી ધોઈ રહ્યાં હતાં. ત્યાર બાદ ચટાઈનો એક ટુકડો લઈને તેને સળગાવીને તેની રાખ આપના ઘામાં ભરવામાં આવી હતી.



## મિસ્વાક કરવાનું બયાન

(૨૪૭/૨૪૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત હું રસૂલુલ્લાહ (સલ.)ની પાસે જ રહ્યો. (મેં જોયું કે) આપે મિસ્વાક કર્યું હતું.

(૨૪૮/૨૪૮) હઝરત અબૂ બુરદા (રદિ.) કહે છે : (એક વાર) હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. મેં જોયું કે આપ મિસ્વાક કરી રહ્યા છે. હાથમાં મિસ્વાક હતું અને હુઝૂર 'આઅ, આઅ' કરી રહ્યા હતા. એવું લાગતું હતું કે આપ ઉલટી કરી રહ્યા છે.

(૨૪૯/૨૪૯) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે રાત્રે ઉઠતા હતા ત્યારે મોમાં મિસ્વાક કરતા હતા.

## મોટી ઉંમરવાળાને મિસ્વાક આપવાનું બયાન

(૨૫૦/૨૫૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : (એક વાર) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મને સ્વપ્નમાં દેખાયું કે હું મિસ્વાક કરી રહ્યો છું. એવામાં બે માણસ આવ્યા. એક મોટો હતો; બીજો નાનો. મેં મિસ્વાક નાનાને આપ્યું, પરંતુ મને કહેવામાં આવ્યું છે કે, મોટાને આપો. જેથી મેં મોટાને આપ્યું.

(૨૫૧/૨૫૧) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને કહ્યું : જ્યારે તમારા બિસ્તરા પર તમે જાઓ ત્યારે પહેલાં એવી રીતે વુઝૂ કરો જેવી રીતે નમાઝ માટે કરો છો. પછી જમણે પડખે સૂઈને આ દુઆ પઢો : **અલ્લાહુમ્મ અસ્લમ્તુ વજહી ઈલય્ક વ ફવ્વઝતુ અમ્રી ઈલય્ક વ અલ્જઅતુ ઝહરી ઈલય્ક રગ્બતન વ રહબતન ઈલય્ક લા મલ્જઅ વ લા મન્જઅ મિન્ક ઈલ્લા ઈલય્ક. અલ્લાહુમ્મ આમન્તુ બિકિ-તાબિક લ્લઝી અન્ઝલ્ત વ નબિય્યિક લ્લઝી અરસલ્ત** ઊંવા ઈલાહી ! મેં મારો જાન તને સોંપ્યો. મારું મુખ તારા તરફ કર્યું. મારા બધાં કામો તને સોંપ્યા. તારા જ ઉપર ભરોસો કર્યો. આ બધી વાતો માત્ર તારા શોખ અને ડરથી કરી છે. તારા સિવાય ન તો કોઈ પનાહ લેવાની

જગ્યા છે અને ન બચવાનું સ્થળ છે. હે અલ્લાહ ! હું તારી તે કિતાબ ઉપર ઈમાન લાવ્યો જેને તેં ઉતારી છે અને તારા નબી પર ઈમાન લાવ્યો જેમને તેં મોકલ્યા છે. (હુઝૂરે ફરમાવ્યું :) જો ત્યાર પછી તમે તે જ રાત્રે મરી જશો તો ઈમાન પર મરશો, પરંતુ (સૂતી વખતે) પોતાની છેલ્લી વાત આ જ શબ્દોને બનાવજો (એના પછી વાત ન કરશો) રાવી કહે છે કે, આ દુઆ નબી (સલ.) સામે મેં વારંવાર પઢી. જ્યારે **આમન્તુ બિકિતાબિક** ઉપર પહોંચ્યો ત્યારે **નબિય્યિક**ના બદલે **રસૂલિક** પઢયો. આપે ફરમાવ્યું : નહીં, (**રસૂલિક** ન પઢો, બલકે **વ નબીય્યિક લ્લઝી અરસલ્ત** પઢો.)

✪ ભાગ–૧ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ–૨

# બુખારી શરીફ

## ભાગ-૨

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### ગુસ્લ (સ્નાન)

ખુદા તઆલા ફરમાવે છે : (હે મુસલમાનો !) જો તમે નાપાક હોવ તો ગુસ્લ કરો અને બીમાર હોવ (પાણી નુકસાન કરતું હોય) અથવા મુસાફિર હોવ અથવા બેવુઝૂ હોવ અથવા સંભોગ કર્યો હોય અને પાણી ન મળે તો પાક માટીથી તયમ્મુમ કરી લો. (તયમ્મુમની રીત એ છે કે બંને હાથ માટી પર મારો) એનાથી ચહેરાઓનો અને (કોણીઓ સુધી) હાથોનો મસહ કરો. અલ્લાહ તઆલા તમારા ઉપર કોઇ પણ પ્રકારની તંગી કરવા માંગતો નથી, બલકે તમને પાક કરી દેવા અને તમારા ઉપર પોતાનો ઉપકાર પૂરો કરવા માંગે છે કે જેથી તમે (તેનો) આભાર માનો.

બીજી આયતમાં ફરમાવ્યું છે : હે મુસલમાનો ! નશાની હાલતમાં નશો ઉતર્યા વગર નમાઝ ન પઢો અને જનાબતની હાલતમાં ગુસ્લ કર્યા વગર નમાઝ ન પઢો. હા, જો તમે મુસાફિર હોવ અથવા બીમાર હોવ અથવા બેવુઝૂ હોવ અથવા સંભોગ કર્યો હોય અને પાણી ન મળે તો પાક માટીથી તયમ્મુમ કરી લો. ઉિવા પોતાના ચહેરાઓ અને હાથોનો મસહ કરી લો. ખુદા તઆલા માફ કરનાર અને બખ્શનાર છે.

### ગુસ્લ પહેલાં વુઝૂ કરવું

(૧/૨૫૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ગુસ્લનો ઇરાદો કરતા તો પહેલા હાથ ધોતા. પછી નમાઝના વુઝૂની જેમ વુઝૂ કરતા. ત્યાર પછી પાણીથી આંગળીઓ પલાળીને વાળના મૂળમાં ખિલાલ કરતા. પછી મુબારક હાથથી ત્રણ ખોબા પાણી લઇને માથા પર નાખતા અને છેલ્લે આખા શરીર પર પાણી વહેવડાવી દેતા હતા.

(૨/૨૫૩) હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ જનાબતનું ગુસ્લ કરતી વખતે નમાઝના વુઝૂની જેમ વુઝૂ કર્યું, પરંતુ પગ ધોયા નહીં. ઇસ્તિન્જો કરીને તે જગ્યાઓ ધોઇ જ્યાં નાપાકી લાગેલી હતી. ત્યાર પછી આખા શરીર ઉપર પાણી વહેવડાવીને ગુસ્લની જગ્યાથી અલગ હટીને પગ ધોયા.

## પુરુષનું પોતાની સ્ત્રી સાથે ગુસ્લ કરવું

(૩/૨૫૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હું હુઝૂર (સલ.)ની સાથે એક મોટા વાસણમાંથી, જેને 'ફરક' કહેવામાં આવે છે ગુસ્લ કરતી હતી. ('ફરક' મેટ્રીક તોલ-માપ પદ્ધતિના હિસાબે લગભગ નવ કિલોનો થાય છે.)

## લગભગ ત્રણ કિલો પાણીથી ગુસ્લ કરવું

(૪/૨૫૫) હઝરત અબૂ સલમહ (રદિ.) કહે છે કે, એક દિવસ હું અને હઝરત આઇશા (રદિ.)ના (રઝાઇ) ભાઇ ઉમ્મુલ મુઅમિનીનની સેવામાં હાજર થયા. ઉમ્મુલ મુઅમિનીનના ભાઇએ રસૂલુલ્લાહ (સલ.)ના ગુસ્લની હાલત પૂછી. તે વખતે અમારી અને હઝરત આઇશા (રદિ.)ની વચ્ચે માત્ર એક પરદો હતો. હઝરત આઇશા (રદિ.)એ એક વાસણ, જે એક 'સાઅ'ના બરાબર હતું તે મંગાવ્યું અને તેનાથી ગુસ્લ કર્યું અને માથા ઉપર પાણી વહેવડાવ્યું.

(૫/૨૫૬) હઝરત અબૂ જઅફર (રદિ.) કહે છે કે એક દિવસ હું અને મારા પિતા હઝરત જાબિર (રદિ.)ની પાસે બેઠા હતા. બીજા કેટલાક માણસો પણ ત્યાં બેઠા હતા. હાજરજનોએ હઝરત જાબિર (રદિ.)ને ગુસ્લ (ના પાણીના પ્રમાણ) અંગે પૂછયું. આપે ફરમાવ્યું : તમારા માટે એક 'સાઅ' પાણી બસ છે. એક માણસ બોલ્યો : મારા માટે તો પુરતું થઇ શકશે નહીં. હઝરત જાબિર (રદિ.)એ ફરમાવ્યું : એક સાઅ તો તે માણસ માટે પુરતું થઇ પડે છે જેના વાળ તમારાથી મોટા હતા અને તેને તમારા ઉપર ફઝીલત પણ હતી (કિંવા રસૂલુલ્લાહ). અબૂ જઅફર (રદિ.) કહે છે કે, તે પછી હઝરત જાબિર (રદિ.)એ એક કપડું પહેરીને અમને નમાઝ પઢાવી.

(૬/૨૫૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને ઉમ્મુલ મુઅમિનીન મયમૂના (રદિ.) એક વાસણમાંથી ગુસ્લ કરતાં હતાં.

## ગુસ્લ કરતી વખતે માથા પર ત્રણ વાર પાણી નાખવું

(૭/૨૫૮) હઝરત ઝુબેર ઇબ્ને મુતઇમ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ હાથો વડે ઇશારો કરીને ફરમાવ્યું કે, હું મારા માથા ઉપર ત્રણ વાર પાણી નાખું છું.

(૮/ ૨૫૯) હઝરત જાબિર (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) પણ ત્રણ વાર પાણી નાખતા હતા.

(૯/૨૬૦) અબૂ જઅફર (રદિ.) કહે છે કે, મને જાબિર (રદિ.)એ કહ્યું કે, તમારા પિત્રાઇ ભાઇ કિંવા હસન ઇબ્ને મુહમ્મદ હનફીયા મારી પાસે આવ્યા હતા અને જનાબતના ગુસ્લની હાલત પૂછતા



હતા. મેં તેમને કહી દીધું કે, હુઝૂર (સલ.) ત્રણ ખોબા પાણી લઇને પોતાના માથા પર નાખતા હતા, પછી આખા શરીર ઉપર પાણી વહેવડાવી લેતા હતા. તે બોલ્યા, મારા વાળ તો ઘણા મોટા છે. મેં જવાબમાં કહ્યું કે, હુઝૂર (સલ.)ના વાળ તમારાથી પણ મોટા હતા.

## ગુસ્લમાં એક વાર પાણી વહેવડાવવું

(૧૦/૨૬૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.) માટે (એક વાર) ગુસ્લનું પાણી મૂક્યું. આપે પહેલાં બે ત્રણ વાર હાથ ધોયા. પછી (જમણા હાથથી) ડાબા હાથ ઉપર પાણી નાખ્યું. પછી ઇસ્તિન્જો કરીને હાથને ઝમીન સાથે ખૂબ ઘસીને ધોયા. ત્યાર બાદ કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું. મોં અને હાથ ધોયા. પછી પોતાના શરીર પર પાણી વહેવડાવ્યું. છેલ્લે ગુસ્લની જગ્યાએથી અલગ હટીને પગ ધોયા.

## ગુસ્લમાં હિલાબ અથવા બીજી કોઇ ખુશ્બૂદાર વસ્તુનો ઉપયોગ (અમુકનો મત છે કે, હિલાબ એક ખુશ્બૂનું નામ છે અને અમુક કહે છે કે, હિલાબ સાઅના જેમ એક વાસણ હોય છે.)

(૧૧/૨૬૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે જનાબતનું ગુસ્લ કરતા ત્યારે હિલાબ જેવી કોઇ વસ્તુ મંગાવી લેતા અને હાથમાં લઇને માથાના જમણા ભાગથી શરૂ કરતા, પછી ડાબા, પછી બંને વડે માથાના મધ્ય ભાગ પર (નાખતા).

## જનાબત (ના ગુસ્લ)માં કુલ્લી કરવી અને નાકમાં પાણી નાખવું

(૧૨/૨૬૩) હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, મેં હુઝૂરે અકદસ (સલ.)ના ગુસ્લ માટે પાણી મૂક્યું. આપે પહેલાં જમણા હાથથી ડાબા હાથ પર પાણી વહેવડાવીને બંનેને ધોયા. પછી ઇસ્તિન્જો કરીને હાથને ઝમીન સાથે ખૂબ ઘસ્યો અને (બીજી વાર) બંને હાથ ધોયા. પછી કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું. મોં ધોયું. માથા પર પાણી નાખ્યું. છેલ્લે ગુસ્લની જગ્યાએથી અલગ હઠીને પગ ધોયા. ગુસ્લ પછી હુઝૂર (સલ.)ની સેવામાં ટુવાલ રજુ કરવામાં આવ્યો, પરંતુ આપે તેનાથી શરીર લૂછ્યું નહીં.

## વધારે સફાઇ માટે હાથોને માટી સાથે રગડવા

(૧૩/૨૬૪) હઝરત મયમૂના

(૧૨/૨૬૩) ટુવાલ ન લેવા માટે આ કારણ હોઇ શકે. (૧) રેશમનો હતો. (૨) મેલો હતો. (૩) કોઇક વાર લે અને કોઇક વાર ન લે, જેથી ટેવ ન પડી જાય. (૪) નમ્રતા સૂચવવા માટે. બીજી હદીસમાં ટુવાલ વાપરવાનો ઉલ્લેખ છે. એટલે આલિમોએ લખ્યું છે કે, ગુસ્લ પછી ટુવાલનો ઉપયોગ કરવો જાઇઝ છે.

(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ગુસ્લ કરતી વખતે હાથથી ઇસ્તિન્જો કર્યો. પછી હાથને દીવાલ સાથે રગડયો. પછી તેને ધોયો. ત્યાર પછી નમાઝના વુઝૂની જેમ વુઝૂ કર્યું. જ્યારે ગુસ્લથી પરવાર્યા ત્યારે પગ ધોયા.

### જો જનાબતવાળા માણસના હાથ પર બીજી કોઇ નાપાકી લાગેલી ન હોય તો ધોયા વગર પાણીમાં હાથ નાખી શકે છે ?

(૧૪/૨૬૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) અને બરા ઇબ્ને આઝિબ (રદિ.)એ હાથ ધોતા પહેલાં પાણીમાં નાખ્યા હતા. પછી વુઝૂ કર્યું.

(૧૫/૨૬૬) ઇબ્ને ઉમર (રદિ.) અને ઇબ્ને અબ્બાસ (રદિ.) જનાબતના ગુસ્લના છાંટાઓને વાંધાજનક ગણતા ન હતા.

(૧૬/૨૬૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હું અને રસૂલુલ્લાહ (સલ.) એક વાસણમાંથી ગુસ્લ કરતાં હતાં અને અમારા હાથ વાસણમાં આગળ પાછળ પડતા હતા.

(૧૭/૨૬૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) જ્યારે જનાબતનું ગુસ્લ કરતા ત્યારે (પહેલાં) હાથ ધોઇ લેતા હતા.

(૧૮/૨૬૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે હું અને હુઝૂર (સલ.) એક જ વાસણમાંથી જનાબતનું ગુસ્લ કરતાં હતાં.

(૧૯/૨૭૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અને આપની પત્નીઓ પૈકી એક પત્ની એક વાસણમાંથી ગુસ્લ કરતાં હતાં.

### ગુસ્લમાં જમણા હાથ વડે ડાબા હાથ પર પાણી નાખવું

(૨૦/૨૭૧) હઝરત ઉમ્મુલ મુઅમિનીન મયમૂના (રદિ.) કહે છે કે, (એક વાર) મેં હુઝૂર (સલ.) માટે પાણી મૂક્યું અને પરદો કરી દીધો. આપે હાથ પર પાણી નાખ્યું. પછી ઇસ્તિન્જો કર્યો. ઇસ્તિન્જો કર્યા પછી તે હાથને ઝમીન અથવા દીવાલ સાથે રગડયો. પછી કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું. મોં, હાથ અને માથું ધોયું. ત્યાર પછી આખા શરીર ઉપર પાણી નાખ્યું. પછી ત્યાંથી અલગ હઠીને પગ ધોયા. મેં (શરીર લૂછવા માટે) કપડું રજૂ કર્યું, પરંતુ આપે પોતાના હાથથી 'ના'નો ઇશારો કર્યો અને લીધું નહીં.

પછી એક બે વાર તેને (પગને) ધોયો. સુલયમાન (રાવી) કહે છે કે, ત્રીજી વારનો ઉલ્લેખ કર્યો કે નહીં, એનો મને ખ્યાલ નથી. પછી જમણા હાથ વડે ડાબા હાથ પર પાણી નાખ્યું.

### ગુસ્લ અને વુઝૂના અવયવોમાં (પરસ્પર ભેદ) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ વુઝૂના અવયવો સૂકાઇ ગયા પછી (એક વાર) પગ ધોયા હતા



(૨૧/૨૭૨) હઝરત મયમૂના (રદિ.) કહે છે કે, મેં હુઝૂરે અકદસ (સલ.)ના ગુસ્લ માટે પાણી મૂક્યું. આપે પહેલાં બંને હાથો પર પાણી વહેવડાવીને બે ત્રણ વાર તેમને ધોયા. પછી જમણા હાથથી ડાબા હાથ પર પાણી નાખ્યું. ત્યાર બાદ ઇસ્તિન્જો કરીને હાથને ઝમીન પર રગડયો. પછી કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું. મોં, હાથ ધોયા. ત્રણ વાર માથું ધોયું. છેલ્લે શરીર પર પાણી નાખ્યું. ગુસ્લ પછી ત્યાંથી અલગ હટીને પગ ધોયા.

### જો કોઇ માણસ એક સંભોગ કરે અને એક જ રાતમાં બધી પત્નીઓનો ચક્કર લગાવે (તો જાઇઝ છે ?)

(૨૨/૨૭૩) મુહમ્મદ ઇબ્ને મુન્તશિર કહે છે કે, મેં જ્યારે હઝરત આઇશા (રદિ.)ને ઇબ્ને ઉમર (રદિ.)ના આ કથનને (હું એવી ખુશ્બૂ પસંદ કરતો નથી જેની અસર ઇહરામ બાંધ્યા પછી પણ બાકી રહે) નકલ કર્યું ત્યારે ઉમ્મુલ મુઅમિનીન (રદિ.)એ કહ્યું : ખુદા અબૂ અબ્દુર્રહમાન (ઇબ્ને ઉમર) ઉપર રહમ કરે. હું હુઝૂરને ખુશ્બૂ લગાડતી હતી અને આપ (એક રાતમાં) તમામ પત્નીઓનો ચક્કર લગાવીને સવારે ઇહરામની હાલતમાં ઉઠતા હતા અને ખુશ્બૂ આપના મુબારક શરીરમાંથી મહેકતી રહેતી હતી.

(૨૩/૨૭૪) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.) દિવસ અથવા રાત્રિની કોઇ એક જ ઘડીમાં પોતાની બધી પત્નીઓનો ચક્કર લગાવતા હતા, જે અગિયાર હતી. રાવી કહે છે કે અમે અનસ (રદિ.)ને પૂછયું કે હુઝૂર (સલ.)માં એટલી શક્તિ હતી ? તેમણે જવાબ આપ્યો કે, અમે લોકો પરસ્પર એવું કહ્યા કરતા હતા કે હુઝૂર (સલ.)માં ત્રીસ પુરૂષોની શક્તિ હતી. સઇદની રિવાયતમાં જે કતાદાથી છે તેમાં અગિયારના બદલે નવ પત્નીઓ છે.

### મઝી ધોવી અને વુઝૂ કરવું

(૨૪/૨૭૫) હઝરત અલી (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મને ઘણી મઝી નીકળતી હતી. હું જમાઇ હોવાના કારણે પોતે હુઝૂર (સલ.)ને પૂછી ન શક્યો એટલે એક માણસને મોકલીને હુઝૂર (સલ.)ને પૂછાવ્યું. આપે ફરમાવ્યું કે ઇન્દ્રિય ધોઇને વુઝૂ કરી લો.

### ગુસ્લ પહેલાં એવી ખુશ્બૂ લગાડવી જેની અસર ગુસ્લ પછી રહી જાય

(૨૫/૨૭૬) મુહમ્મદ ઇબ્ને મુન્તશિર કહે છે કે, મેં હઝરત આઇશા (રદિ.)ને કહ્યું કે, ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે હું પસંદ કરતો નથી કે ઇહરામની હાલતમાં

સવાર સુધી ખુશ્બૂની અસર બાકી રહે. હઝરત આઇશા (રદિ.)એ કહ્યું : મેં હુઝૂર (સલ.)ને ખુશ્બૂ લગાડી હતી. તે પછી આપે પોતાની પત્નીઓનો ચક્કર લગાવ્યો. પછી સવારે ઇહરામ બાંધી લીધો (કિંવા ખુશ્બૂની અસર બાકી હતી.)

(૨૬/૨૭૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જાણે હું જોઇ રહી છું કે હુઝૂર (સલ.) ઇહરામની હાલતમાં છે અને મુબારક શિર પર ખુશ્બૂ ચમકી રહી છે.

**વાળમાં ખિલાલ કરવો અને જ્યારે એવું સમજી લે કે ચામડી ભીની થઇ ગઇ તો તેના પર પાણી વહેવડાવે**

(૨૭/૨૭૮) આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) જનાબતનું ગુસ્લ કરતા ત્યારે પોતાના હાથોને ધોતા અને નમાઝ માટે વુઝૂ કરતા, પછી ગુસ્લ કરતા. ત્યાર પછી હાથો વડે વાળમાં ખિલાલ કરતા અને જ્યારે એવું સમજી લેતા કે, ચામડી ભીની થઇ ગઇ ત્યારે ત્રણ વાર પાણી વહેવડાવી લેતા. ત્યાર પછી આખા શરીરને ધોઇ લેતા હતા. આઇશા (રદિ.) એવું પણ કહે છે કે, હું અને હુઝૂર (સલ.) બંને એક જ વાસણમાંથી ખોબા લઇને ગુસ્લ કરતાં હતાં.

**જનાબતની હાલતમાં વુઝૂ કરવું પછી આખા શરીર પર પાણી વહેવડાવવું અને વુઝૂના અવયવોને બીજી વાર ન ધોવા**

(૨૮/૨૭૯) મયમૂના (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ જનાબતના ગુસ્લ માટે પાણી મૂકાવ્યું. જમણા હાથથી ડાબા હાથ પર પાણી નાખ્યું. પછી ઇસ્તિન્જો કરીને હાથને ઝમીનથી અથવા દીવાલથી બે ત્રણ વાર માંજી લીધો. ત્યાર પછી કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું. મોં અને કોણીઓ ધોઇ. પછી માથા પર પાણી નાખ્યું અને આખા શરીરને ધોયું અને ત્યાંથી અલગ હટીને પગ ધોયા. ત્યાર પછી મેં કપડું આપ્યું, પરંતુ આપે લીધું નહીં અને હાથથી પાણી ઝટકવાનું શરૂ કર્યું.

**જ્યારે કોઇ માણસ મસ્જિદમાં આવી જાય અને પછી જનાબત યાદ આવે તો તેવો જ નીકળી જાય અને તયમ્મુમ ન કરે**

(૨૯/૨૮૦) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, નમાઝની ઇકામત થઇ ચૂકી હતી અને સફો પણ બરાબર કરી દેવામાં આવી હતી કે, હુઝૂર (સલ.) આવ્યા અને મુસલ્લા પર ઉભા થઇ ગયા. એવામાં આપને યાદ આવ્યું કે હું જનાબતવાળો છું, જેથી આપ એવું કહીને કે, 'પોતાની જગ્યા પર કાયમ રહો' ત્યાંથી ચાલ્યા ગયા અને ગુસ્લ કરીને પાછા આવ્યા. આપના મુબારક શિર પરથી પાણી ટપકતું હતું. પછી આપે તકબીર કહી અને અમને બધાને નમાઝ પઢાવી.



**જનાબતના ગુસ્લ પછી હાથ ઝટકવા**

(૩૦/૨૮૧) મયમૂના (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ના ગુસ્લ માટે પાણી મૂક્યું અને એક કપડાથી આપને પરદો પણ કરી દીધો. આપે બંને હાથો પર પાણી વહેવડાવીને તેમને ધોયા. પછી જમણા હાથથી ડાબા હાથ પર પાણી નાખ્યું અને ઇસ્તિન્જો કર્યો. પછી હાથને ઝમીન સાથે રગડીને ધોયો. ત્યાર પછી કુલ્લી કરી. નાકમાં પાણી નાખ્યું અને મોં અને કોણીઓ ધોઇ. પછી માથા પર પાણી નાખ્યું. ત્યાર પછી આખા શરીરને ધોયું. ત્યાંથી અલગ થઇને પગ ધોયા. મેં આપને કપડું આપ્યું, પરંતુ આપે લીધું નહીં અને હાથ ઝટકતા ચાલ્યા આવ્યા.

**ગુસ્લની શરૂઆત માથાની જમણી બાજુએથી કરવી**

(૩૧/૨૮૨) આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે અમારામાંથી કોઇ જનાબતવાળું હોતું ત્યારે બંને હાથોમાં (પાણી) લઇને ત્રણ વાર માથા પર નાખતું. પછી એક હાથમાં (પાણી) લઇને માથાની જમણી બાજૂ અને બીજા હાથથી માથાની ડાબી બાજૂ વહેવડાવતું.

**એકલા નગ્ન થઇને નહાવું અને પરદો કરીને નહાવું, પરદો કરીને નહાવું અફઝલ છે**

(૩૨/૨૮૩) ઇબ્ને હકીમના દાદા રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, લોકો કરતાં ખુદાની શરમ રાખવી વધારે યોગ્ય છે.

(૩૩/૨૮૪) અબૂ હુરૈરા (રદિ.) રાવી છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બની ઇસ્રાઇલ એવી રીતે નગ્ન નહાયા કરતા હતા કે, એક બીજાને જોતા જતા હતા, પરંતુ મૂસા (અલૈ.) અલગ ગુસલ કરતા, જેથી બની ઇસ્રાઇલ પરસ્પર કહ્યા કરતા કે, ખુદાની કસમ ! અમારી સાથે ન નહાવાનું કારણ એ જ છે કે, મૂસા (અલૈ.)ને ખુસિયાની બીમારી છે. (એક વખતનો બનાવ છે કે) હઝરત મૂસા (અલૈ.) ગુસ્લ કરવા ગયા અને પોતાના કપડાં એક પત્થર ઉપર મૂકી દીધાં. તે પત્થર કપડાં લઇને નાસવા લાગ્યો. મૂસા (અલૈ.) તેની પાછળ એવું કહીને દોડયા કે, અય પત્થર ! મારા કપડાં, અય પત્થર ! મારા કપડાં. અહીં સુધી કે, (મૂસા અલૈ.ને) બની ઇસ્રાઇલે જોઇ લીધા અને માનતા થઇ ગયા કે, ખુદાની કસમ ! મૂસા (અલૈ.)માં ખરેખર કોઇ એબ નથી. હઝરત મૂસા (અલૈ.)એ (પત્થર પાસેથી) કપડાં લઇ લીધાં અને તેને મારવાનું શરૂ કર્યું. અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, ખુદાની કસમ ! તે પત્થર પર મારના છ કે સાત ચિન્હો પડી ગયાં હતાં.

(૩૪/૨૮૫) અબૂ હુરૈરા (રદિ.) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : (એક વાર) હઝરત અય્યૂબ (અલૈ.) નગ્ન હાલતમાં નહાઇ રહ્યા હતા. એવામાં સોનાના તીડો પડવા લાગ્યા. આપે તેમને કપડામાં ભરવાનું શરૂ કરી દીધું. તરત જ ખુદા તઆલા તરફથી અવાજ આવ્યો કે, હે અય્યૂબ ! શું અમે તમને (માલદાર બનાવીને) એમનાથી લાપરવા બનાવી દીધા નથી ? આપે જવાબ આપ્યો : તારી ઇઝઝતની કસમ ! કેમ નહીં ? (કિંવા બનાવી દીધો છે) પરંતુ હું તારી મહેરબાની (અને) બરકતથી તો લાપરવા નથી. આ હદીસ અબૂ હુરૈરા (રદિ.)થી બીજી સનદો સાથે પણ રિવાયત થઇ છે.

### લોકોની સામે પરદો કરીને નહાવું

(૩૫/૨૮૬) ઉમ્મે હાની (રદિ.)થી રિવાયત છે કે, હું મક્કાના વિજયના વરસે હુઝૂર (સલ.) પાસે ગઇ ત્યારે મેં જોયું કે, આપ ગુસ્લ કરી રહ્યા હતા અને ફાતિમા (રદિ.)એ આપનો પરદો કર્યો હતો. આપે ફરમાવ્યું : એ કોણ છે ? મેં જણાવ્યું કે, હું ઉમ્મે હાની છું.

(૩૬/૨૮૭) મયમૂના (રદિ.)થી રિવાયત છે કે, મેં આપને પરદો કર્યો હતો અને આપ ગુસ્લ કરી રહ્યા હતા. આપે બંને હાથ ધોયા અને જમણા હાથથી ડાબા હાથ પર પાણી નાખ્યું હતું. ઇસ્તિન્જો કર્યો. પછી હાથને ઝમીન અથવા દીવાલથી માંજી નાખ્યો. ત્યાર પછી પગ સિવાય (બધા અવયવોનું) નમાઝ જેવું વુઝૂ કર્યું. પછી આખા શરીર પર પાણી નાખીને ત્યાંથી અલગ હટીને પગ ધોયા.

### સ્ત્રીઓના ઈહતિલામ (સ્વપ્નદોષ)નું બયાન

(૩૭/૨૮૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમહ (રદિ.)થી રિવાયત છે કે, અબૂ તલહા (રદિ.)ની પત્ની ઉમ્મે સુલૈમ (રદિ.) હુઝૂર (સલ.)ની પાસે આવ્યાં અને કહ્યું કે, ખુદા સાચી વાતમાં શરમ કરતો નથી. શું કોઇ ઓરતને ઇહતિલામ (સ્વપ્નદોષ) થાય તો તેના ઉપર ગુસ્લ છે ? આપે ફરમાવ્યું : હા, જ્યારે પાણી (કિંવા મની-વીર્ય) જુએ.

### જનાબતવાળાના પરસેવાનો હુકમ અને એ કે મુસલમાન નાપાક હોતો નથી

(૩૮/૨૮૯) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે કે, મદીનાના રસ્તામાં હુઝૂર (સલ.) મને મળ્યા. તે વખતે હું જનાબતવાળો હતો. એટલે હું ત્યાંથી પાછો ફર્યો. પછી ગુસ્લ કરીને સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું : અબૂ હુરૈરા, ક્યાં હતા ? મેં જણાવ્યું કે, હું જનાબતવાળો હતો અને મેં એ પસંદ ન



કર્યું કે, નાપાકીની હાલતમાં હુઝૂર સાથે બેસું. આપે ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ ! મુસલમાન તો નાપાક હોતો નથી.

### જનાબતવાળાનું બજાર વગેરેમાં ફરવું

(૩૯/૨૯૦) હઝરત અતા કહે છે કે, જનાબતવાળા માટે વુઝૂ વગર પણ શસ્ત્રક્રિયા કરાવવી, નખ કપાવવા અને માથુ મુંડાવવું જાઇઝ છે.

(૪૦/૨૯૧) અનસ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.) એક જ રાતમાં પોતાની પત્નીઓનો ચક્કર લગાવતા હતા અને તે વખતે આપની નવ પત્નીઓ હતી.

(૪૧/૨૯૨) અબૂ હુરૈરા (રદિ.) રાવી છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) મને રસ્તામાં મળી ગયા. તે વખતે હું જનાબતવાળો હતો. આપે મારો હાથ પકડી લીધો. હું આપની સાથે થઇ ગયો, પરંતુ જ્યારે આપ બેસી ગયા ત્યારે હું ત્યાંથી ચાલ્યો આવ્યો અને પોતાની જગ્યાએ આવીને ગુસ્લ કર્યું. આપ બેઠા જ હતા કે, હું સેવામાં પહોંચી ગયો. આપે ફરમાવ્યું : ક્યાં હતા ? મેં બનાવ વર્ણન કર્યો. આપે ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ ! મુઅમિન નાપાક હોતો નથી.

### જનાબતવાળાનું ગુસ્લ પહેલાં વુઝૂ કરીને ઘરમાં રહેવું

(૪૨/૨૯૩) અબૂ સલમા (રદિ.) રિવાયત કરે છે કે, મેં આઇશા (રદિ.)ને પૂછ્યું કે, શું હુઝૂર (સલ.) જનાબતની હાલતમાં સૂઇ જતા હતા ? આપે જવાબ આપ્યો કે હા, પરંતુ વુઝૂ કરી લેતા હતા.

### જુનૂબ (જનાબતવાળા)નું સૂવું

(૪૩/૨૯૪) હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, શું અમારામાંથી કોઇ માણસ જનાબતની હાલતમાં સૂઇ શકે છે ? આપે ફરમાવ્યું : હા, વુઝૂ કરીને (થોડીક વાર) સૂઇ શકે છે.

### જનાબતની હાલતમાં વુઝૂ કરીને સૂવું

(૪૪/૨૯૫) આઇશા (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે હુઝૂર (સલ.) જનાબતની હાલતમાં સૂવાનો ઇરાદો કરતા ત્યારે ઇસ્તિન્જો કરીને નમાઝ જેવું વુઝૂ કરી લેતા હતા.

(૩૮/૨૮૯) મુસલમાન એવો નાપાક નથી હોતો કે, કોઇની સાથે મુલાકાત પણ ન કરી શકે. ઇલ્મી મજલિસમાં બેસી પણ ન શકે. ગુસ્લ ફર્ઝ હોવા છતાં વઅઝના જલસામાં બેસવું જાઇઝ છે.

જેના પર ગુસ્લ ફર્ઝ છે તેનો હાથ પાક છે, તેનો પરસેવો પણ પાક છે, પરંતુ દુર્રે મુખ્તારમાં છે કે, જે દારૂડિયો રાત-દિવસ દારૂ પીતો હોય તેના પરસેવામાંથી દારૂની વાસ આવતી હોય તો તેનો પરસેવો નાપાક છે.

(૪૫/૨૯૬) હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, શું અમારામાંથી કોઇ જનાબતની હાલતમાં સૂઇ શકે છે ? આપે ફરમાવ્યું : હા, વુઝૂ કર્યા પછી સૂઇ શકે છે.

(૪૬/૨૯૭) હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ને કહ્યું કે, મને રાત્રે નહાવાની હાજત થઇ જાય છે. આપે ફરમાવ્યું : વુઝૂ કરી લો, ઇસ્તિન્જો કરી લો, પછી સૂઇ જાઓ.

**ઇલ્કાએ ખિતાનૈન (ગુપ્ત ભાગોના મિલન)નો હુકમ**

(૪૭/૨૯૮) અબૂ હુરૈરા (રદિ.) રાવી છે કે, આપે ફરમાવ્યું છે : જ્યારે કોઇ માણસ ઓરત સાથે સંભોગ કરે અને ખૂબ કોશિશ કરે તો ગુસ્લ વાજિબ થઇ ગયું. ઇમામ બુખારી કહે છે કે, ઇન્ઝાલ (વીર્યસ્રાવ) વગર પણ માત્ર હુખૂલથી ગુસ્લ કરી લેવું સારું છે. અમે બીજી હદીસ સહાબા (રદિ.)નો મતભેદ બતાવવા માટે બયાન કરી છે, પરંતુ સાવધાની ગુસ્લમાં જ છે.

**સ્ત્રીના ગુપ્ત ભાગની જે ભીનાશ લાગી જાય તેને ધોવાનું બયાન**

(૪૮/૨૯૯) ઝૈદ ઇબ્ને ખાલિદ જુહની કહે છે કે, મેં હઝરત ઉસ્માન (રદિ.)ને પૂછ્યું કે, જો કોઇ પોતાની ઓરત સાથે સંભોગ કરે અને ઇન્ઝાલ (વીર્યપતન) ન થાય તો તેનો શું હુકમ છે ? આપે જવાબ આપ્યો કે, ઇસ્તિન્જો કરીને નમાઝની જેમ વુઝૂ કરી લે અને એમ પણ કહ્યું કે, મેં હુઝૂર (સલ.)થી આમ જ સાંભળ્યું છે. (રાવી કહે છે કે,) મેં આ મસ્અલો અલી ઇબ્ને અબી તાલિબ (રદિ.), ઝુબૈર ઇબ્ને અવ્વામ (રદિ.), તલહા ઇબ્ને ઉબૈદુલ્લાહ (રદિ.) અને ઉબય ઇબ્ને કઅબ (રદિ.)ને પણ પૂછ્યો. બધાએ આ જ જવાબ આપ્યો. અબૂ સલમાએ અબૂ અય્યૂબ (રદિ.)ના હવાલાથી આ હદીસ 'મરફૂઅ' બયાન કરી છે.

(૪૯/૩૦૦) ઉબય ઇબ્ને કઅબ (રદિ.)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, જો કોઇ પોતાની ઓરત સાથે સંભોગ કરે, પરંતુ ઇન્ઝાલ ન થાય તો તેનો શું હુકમ છે ? આપે ફરમાવ્યું કે, જે અવયવ ઓરતને લાગે તેને ધોઇ નાખે અને વુઝૂ કરીને નમાઝ પઢી લે. ઇમામ બુખારી કહે છે કે, સાવચેતી ગુસ્લમાં જ છે. આ હદીસને સહાબા (રદિ.)ના મતભેદના કારણે બયાન કરી છે. વધુ મુલાયમતા તો પાણીમાં જ છે. (કિંવા ગુસ્લમાં વધારે પાકી છે.)





**બિસ્મિલ્લાહિ રૅહમાનિ રૅહીમ**

## ★ હૈઝ (માસિક) ★

**અલ્લાહ તઆલાનું ફરમાન છે કે, (હે મુહમ્મદ !) આપને લોકો હૈઝનો હુકમ પૂછે છે, જેથી આપ કહી દો કે, એ નાપાકી છે. તે વખતે ઓરતોથી અલગ રહો અને તેમની સાથે સમાગમ ન કરો. ત્યાં સુધી કે તેઓ પાક થઇ જાય. જ્યારે પાક થઇ જાય ત્યારે જે સ્થળેથી અલ્લાહે તમને હુકમ આપ્યો છે ત્યાંથી તેમની સાથે સમાગમ કરો. અલ્લાહ તૌબા કરવાવાળાઓને અને પાક લોકોને પસંદ કરે છે.**

**હૈઝની શરૂઆતનું બયાન અને હુઝૂર (સલ.)નું કથન કે એ એવી વસ્તુ છે જેને ખુદાએ સ્ત્રીઓ માટે મુકર્રર કરી છે. કેટલાકનું કથન છે કે, શરૂઆતમાં હૈઝ બની ઇસ્રાઇલમાં શરૂ થયું છે. ઇમામ બુખારી કહે છે કે, હુઝૂર (સલ.)ના કથનમાં વધુ વ્યાપકતા છે.**

(૫૦/૩૦૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમે લોકો હજજના ઇરાદે નીકળ્યાં. જ્યારે અમે 'સરફ' નામે જગ્યાએ પહોંચ્યાં ત્યારે હું હૈઝમાં સપડાઇ ગઇ. હું રડી રહી હતી, એવામાં હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. આપે ફરમાવ્યું : કેમ, શું હૈઝ શરૂ થઇ ગયું ? મેં કહ્યું : હા, આપે ફરમાવ્યું કે, એ એક એવી બાબત છે જેને ખુદાએ આદમ (અલૈ.)ની પુત્રીઓ માટે લખી દીધી છે. (કિંવા એમાં રડવાની શું વાત છે ?) માટે જે 'અરકાન' હાજી અદા કરે છે, તે તમે પણ અદા કરો. હા, બયતુલ્લાહ શરીફનો તવાફ ન કરવો. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આપે પત્નીઓ તરફથી ગાયની કુરબાની કરી.

**હાઇઝાનું પોતાના પતિનું માથું ધોવું અને કાંસકી કરવી**

(૫૧/૩૦૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હું હૈઝની હાલતમાં હુઝૂર (સલ.)ના માથામાં કાંસકી કરતી હતી.

(૫૨/૩૦૩) હઝરત ઉરવા (રદિ.)ને કોઇએ પૂછ્યું કે, શું હાઇઝા (માસિકવાળી સ્ત્રી) મારી સેવા કરી શકે છે અને તે જનાબતની હાલતમાં મારી નજીક આવી શકે છે ? તેમણે જવાબ આપ્યો કે, એ મારા માટે આસાન છે. (કિંવા એમાં કંઇ વાંધો નથી) અને હું સેવા લઉં છું અને એમાં કોઇના માટે પણ વાંધો નથી. ત્યાર પછી તેમણે કહ્યું કે, મને હઝરત આઇશા (રદિ.)એ કહ્યું છે કે, હું હૈઝની હાલતમાં હુઝૂર (સલ.)ના માથામાં કાંસકી કરતી હતી અને આપ મસ્જિદમાં બેસી રહેતા, માથું મારા તરફ ઝુકાવી દેતા અને હું કમરામાં રહેતી હતી.

**હાઇઝાની ગોદમાં કુર્આન પઢવાનું બયાન**

**અબૂ વાઇલ પોતાની ખાદિમાને જે હાઇઝા હતી, અબૂ રઝીન પાસે મોકલતા અને તે ત્યાંથી કુર્આન ગિલાફમાં પકડીને લઇ આવતી હતી**

(૫૩/૩૦૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હું હૈઝની હાલતમાં હોતી અને રસુલુલ્લાહ (સલ.) મારી ગોદનો સહારો લઇને કુર્આન પઢતા હતા.

## હૈઝને નિફાસ કહેવું

(૫૪/૩૦૫) ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે કે, હું હુઝૂર (સલ.)ની પાસે એક ચાદરમાં સુતી હતી. એવામાં હૈઝમાં સપડાઇ ગઇ. એટલે હું ત્યાંથી અલગ થઇ ગઇ અને મારા હૈઝના કપડાં લઇ લીધાં. (કિંવા જે કપડાં હૈઝના દિવસોમાં ઉપયોગમાં લેતી હતી) એવામાં આપે ફરમાવ્યું કે, શું નિફાસમાં સપડાઇ ગઇ ? મેં કહ્યું : હા, પછી આપે મને બોલાવી લીધી અને હું આપની સાથે ચાદરમાં સૂઇ ગઇ.

## હાઇઝાની સાથે મુબાશરત કરવી

(૫૫/૩૦૬) આઇશા (રદિ.) કહે છે કે, હું અને હુઝૂર (સલ.) બંને એક વાસણમાંથી ગુસ્લ કરતાં હતાં. જો કે અમે બંને જુનુબ હોતાં. આપ મને હુકમ કરતા અને હું તેહબંદ બાંધી લેતી. આપ મારી સાથે હૈઝની હાલતમાં મુબાશરત (સતર સિવાયના ભાગનો સ્પર્શ) કરતા અને (કદી) આપ ઇઅતિકાફમાં હોતા અને મારા તરફ માથું ઝુકાવી દેતા. એટલે હું હૈઝની હાલતમાં આપનું મુબારક માથું ધોઇ દેતી.

(૫૬/૩૦૭) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે અમારામાંથી કોઇ હૈઝમાં સપડાઇ જતું અને આપ મુબાશરત કરવા ઇચ્છતા ત્યારે આપ હૈઝના જોશના સમયમાં તેહબંદ બાંધવાનો હુકમ કરતા અને પછી મુબાશરત કરતા હતા. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, તમારામાં નબીની જેમ કોણ પોતાની જાતને રોકી શકે છે ? (કિંવા કોને સંયમ છે ?)

(૫૭/૩૦૮) મયમૂના (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે હુઝૂર (સલ.) પોતાની કોઇ પત્ની સાથે મુબાશરત કરવા માગતા અને તે હૈઝમાં હોતી તો તેને તેહબંદ બાંધી લેવાનો હુકમ કરતા. સુફયાને શૈબાનીની રિવાયતથી પણ આ બયાન કરી છે.

## હાઇઝાનું રોઝા ન રાખવું

(૫૮/૩૦૯) અબૂ સઇદ ખુદરી (રદિ.) રિવાયત કરે છે કે, ઇદુદ દુહા યા ઇદુલ ફિત્રમાં ઇદગાહ જતાં હુઝૂર (સલ.) કેટલીક ઓરતો પાસેથી પસાર થયા. આપે તેમને કહ્યું કે, અય ઓરતો ! તમે સદકો કરો. કારણ કે, મેં જોયું છે કે, દોઝખીઓનો મોટો ભાગ ઓરતો છે. તેમણે પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! એનું શું કારણ ? આપે ફરમાવ્યું કે, તમે



લાનતાન વધુ કરો છો અને પતિની નાશુકરી (નગુણાપણું) કરો છો. મેં એવી કોઇ ઓછી અક્કલવાળી અને ઓછા દીનવાળી જોઇ નથી જે તમારાથી વધુ પુરુષની અક્કલને મિટાવનારી હોય. ઓરતોએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારા દીન અને અક્કલમાં શું નુક્સાન છે ? આપે ફરમાવ્યું : શું ઓરતની ગવાહી પુરુષથી અડધી નથી ? તેમણે કહ્યું : હા. આપે ફરમાવ્યું : એ તેમની અક્કલનું નુકસાન છે. (પછી આપે ફરમાવ્યું :) શું એ વાત નથી કે તે હૈઝની હાલતમાં નમાઝ, રોઝા રાખતી નથી ? તેમણે કહ્યું : જી હા. આપે ફરમાવ્યું : એ તેમના દીનનું નુકસાન છે.

## હાઇઝાએ બયતુલ્લાહના તવાફ સિવાય તમામ કામો કરવા જોઈએ

(૫૯/૩૧૦) ઇબ્રાહીમ નખઇ કહે છે કે, હૈઝવાળી સ્ત્રી કુર્આનની આયત પઢે તેમાં કંઇ વાંધો નથી.

(૬૦/૩૧૧) ઇબ્ને અબ્બાસ (રદિ.)ની નઝરે નાપાક માટે કુર્આન પઢવામાં કંઇ વાંધો નથી. હુઝૂર (સલ.) દરેક હાલતમાં ખુદાનો ઝિક્ર કરતા (ભલે નાપાક હોય કે પાક).

(૬૧/૩૧૨) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, અમને હુકમ હતો કે હાઇઝા ઓરતો (ઇદના દિવસે) બહાર નીકળે. લોકોની સાથે તકબીર પણ કહે અને દુઆ પણ માંગે.

(૬૨/૩૧૩) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબૂ સુફયાને કહ્યું છે કે, હિરકલે હુઝૂર (સલ.)નો પત્ર મંગાવ્યો. તેમાં લખ્યું હતું : **બિસ્મિલ્લાહિ રેહમાનિ રેહીમ વ યાઅહલલ કિતાબિ તઆલવ ઇલા કલિમતિન સવાઇન બયનના વ બયનકુમ....** (કિંવા શરૂ કરું છું તે) ખુદાના નામથી જે ઘણો મહેરબાન અને રહમ કરનાર છે. અય અહલે કિતાબ ! એવી વાત પર આવી જાઓ જે અમારી અને તમારી વચ્ચે બરાબર છે. (કિંવા ખુદાના સિવાય કોઇની ઇબાદત ન કરો અને કોઇને તેનો ભાગીદાર ન બનાવો.)

(૬૩/૩૧૪) જાબિર (રદિ.)થી રિવાયત છે કે, આઇશા (રદિ.)એ હૈઝની હાલતમાં તવાફ સિવાય હજ્જના તમામ કામો કર્યાં અને નમાઝ પઢી નહીં.

(૬૪/૩૧૫) હકમે કહ્યું છે કે, હું જનાબતની હાલતમાં ઝબ્હ કરું છું અને ખુદા એવું ફરમાવી ચૂક્યો છે કે, જે ઝબીહા પર ખુદાનું નામ ન લેવામાં આવે તેને

(૫૯/૩૧૦) ઇબ્રાહીમ નખઇ અને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)નો મત જમ્હૂર આલિમોથી જુદો છે. ફતવો એ જ છે કે, સ્ત્રી હૈઝ અથવા ગુસ્લની હાજતવાળી હોય તો કુરઆન પઢવું જાઇઝ નથી. હૈઝ અથવા નિફાસવાળી ઓરત બાળકોને પઢાવતી હોય તો કેટલાક આલિમોના મત મુજબ એક આયતના એક એક બબ્બે શબ્દો અલગ અલગ કરી પઢાવે તો જાઇઝ છે.

ન ખાઓ. (કિંવા હું જનાબતમાં ખુદાનું નામ લઇને ઝબ્હ કરું છું.)

(૬૫/૩૧૬) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમે હજ્જ માટે હુઝૂર (સલ.) સાથે નીકળ્યાં. જ્યારે અમે 'સરફ' સ્થળે પહોંચ્યા ત્યારે હું હૈઝમાં સપડાઇ ગઇ. હું રડી રહી હતી. એવામાં હુઝૂર (સલ.) આવ્યા અને ફરમાવ્યું : કેમ રડી રહી છો ? મેં કહ્યું : ખુદાની કસમ ! મારા માટે એ સારું હતું કે, હું આ વરસે હજ્જ માટે ન આવત. આપે ફરમાવ્યું : એવું લાગે છે કે, તમે હૈઝમાં સપડાઇ ગઇ છો. મેં કહ્યું : હા. આપે ફરમાવ્યું : એ તો એવી વાત છે જેને ખુદાએ ઓરતો માટે મુકર્રર કરી દીધી છે. (કિંવા આ કોઇ રડવાની વાત નથી) માટે જે હાજી કરે તે તમે પણ કરો. હા, પાક થવા પહેલાં તવાફ ન કરવો.

## ઇસ્તિહાઝાના બયાનમાં

(૬૬/૩૧૭) આઇશા (રદિ.) કહે છે કે, ફાતિમા બિન્તે અબી હુબયશે હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, હું કદી પાક થતી નથી. શું નમાઝ છોડી દઉં ? આપે ફરમાવ્યું : એક નસ છે; હૈઝ નથી. જ્યારે તમે હૈઝમાં સપડાઓ ત્યારે નમાઝ છોડી દો અને જ્યારે હૈઝના દિવસો (કિંવા આદત) પસાર થઇ જાય ત્યારે લોહી ધોઇને નમાઝ પઢો.

## હૈઝનું લોહી ધોવું

(૬૭/૩૧૮) અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) રિવાયત કરે છે કે, એક ઓરતે હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, જ્યારે અમારામાંથી કોઇનું કપડું હૈઝના લોહીમાં ખરાબ થઇ જાય તો શું કરે ? આપે ફરમાવ્યું કે, જ્યારે હૈઝના લોહીથી કોઇનું કપડું ખરાબ થઇ જાય ત્યારે તેને મસળીને ધોઇ નાખે અને તેને જ પહેરીને નમાઝ પઢી લે.

(૬૮/૩૧૯) આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે અમારામાંથી કોઇ હૈઝમાં સપડાતી ત્યારે પાક થયા પછી લોહીવાળાં કપડાં મસળીને ધોઇ નાખતી અને પૂરા કપડા પર પાણી વહેવડાવીને તેનાથી જ નમાઝ પઢી લેતી.

## મુસ્તહાઝાનું ઇઅતિકાફ કરવું

(૬૯/૩૨૦) આઇશા (રદિ.) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)ની સાથે આપની એક પત્નીએ ઇઅતિકાફ કર્યો અને તે ઇસ્તિહાઝામાં સપડાઇ હતી. એટલે તે લોહી જોતી અને ઘણી વાર લોહીના કારણે પોતાની નીચે વાસણ મૂકી રાખતી. ઇકરિમા કહે છે કે, આઇશા (રદિ.)એ અચાનક કુસુમનું પાણી જોયું તો ફરમાવ્યું : આ બિલકુલ એવું જ છે જેવું કે ફલાણીના ઇસ્તિહાઝાનું લોહી હતું.

(૬૯/૩૨૦) એનો અર્થ છે કે, એક જ સમય એઅ્તિકાફ થયો. ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)નો એઅતિકાફ મસ્જિદમાં ન હતો, તેમને બીમારીના કારણે વધુ લોહી પડતું હતું, એટલે એઅતિકાફની જગ્યા ખરાબ ન થાય તે માટે વાસણ મૂકવું પડતું હતું.



(૭૦/૩૨૧) આઇશા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)ની સાથે આપની એક પત્નીએ ઇઅતિકાફ કર્યો. તેમને લોહી અને પીળું પાણી આવતું હતું. વાસણ તેમના નીચે મૂકેલું હતું. તે નમાઝ પણ પઢતાં હતાં.

(૭૧/૩૨૨) આઇશા (રદિ.) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)ની એક પત્નીએ ઇસ્તિહાઝાની હાલતમાં ઇઅતિકાફ કર્યો.

## શું એવા કપડામાં ઓરત નમાઝ પઢી શકે છે જેને હૈઝ (માસિક) લાગ્યું હોય ?

(૭૨/૩૨૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમારી પાસે એક જ કપડું (કિંવા ઇસ્લામની શરૂઆતમાં) રહેતું હતું. તેમાં જ હૈઝના દિવસો પસાર કરતાં હતાં અને જ્યારે તેમાં કંઇક લોહી લાગી જતું તો તેના પર થૂંક લગાડીને નખથી ઘસી નાખતાં હતાં.

## હૈઝનું ગુસ્લ કરતી વખતે ખુશ્બૂ લગાડવી

(૭૩/૩૨૪) ઉમ્મે અતિય્યા (રદિ.) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ અમને કોઇ મય્યિત પર ત્રણ દિવસથી વધુ શોક કરવાની મનાઇ કરી હતી, પતિના સિવાય કે તેના પર ચાર મહીના ને દસ દિવસ શોક કરવામાં આવતો હતો. અમને હુકમ હતો કે ન સૂરમો લગાડીએ અને ન ખુશ્બૂનો ઉપયોગ કરીએ. અસ્બ (આ એક યમની કાપડ હતું જે રંગેલા સૂતરથી વણાતું હતું) સિવાય કોઇ રંગેલું કપડું ન પહેરીએ. હા, અમને એની રજા હતી કે, જ્યારે કોઇ હૈઝથી પાક થઇને ગુસ્લ કરે ત્યારે થોડીક ખુશ્બૂ લગાડે. અમને જનાઝાની સાથે જવાની પણ મનાઇ હતી. આ જ હદીસને હિશામે હફસા (રદિ.)ની રિવાયતથી મરફૂઅન બયાન કરી છે.

(૭૨/૩૨૩) થોડી નાપાકી છે જે માફીના હુકમમાં છે.

## હૈઝથી પાક થાય અને ગુસ્લ કરે ત્યારે મુશ્ક (કસ્તુરી) લાગેલા (ઊન અથવા રૂના) ટુકડાથી લોહી લાગેલી જગ્યાઓ સાફ કરવી

(૭૪/૩૨૫) આઇશા (રદિ.)થી રિવાયત છે કે, એક ઓરતે હુઝૂર (સલ.)ને હૈઝના ગુસ્લની હાલત પૂછી. આપે તેને ગુસ્લની રીત બતાવી કે, મુશ્ક લાગેલો (રૂ અથવા ઊનનો) ટુકડો લો અને તેનાથી પાક કરો. તે ઓરતે પૂછ્યું કે, કેવી રીતે પાક કરું ? આપે ફરમાવ્યું : પાક કરો. તેણે કહ્યું : કેવી રીતે ? આપે કહ્યું : સુબ્હાનલ્લાહ ! પાક કરો. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં તેને મારા તરફ ખેંચી લીધી અને કહ્યું : જ્યાં લોહીના ડાઘા હોય તેને લગાડીને સાફ કરો.

## હૈઝના લોહીને ધોવું

(૭૫/૩૨૬) આઇશા (રદિ.) કહે છે કે, એક અનસારી ઓરતે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને પૂછ્યું કે, હૈઝનું ગુસ્લ કેવી રીતે કરું ? આપે ફરમાવ્યું કે, એક મુશ્કવાળો ટુકડો લો અને શરીરને ત્રણ વાર ધોઇ નાખો. (તેણે ત્રણ વાર આ જ સવાલ કર્યો.) હુઝૂર (સલ.)ને શરમ આવી. આપે મોં ફેરવી લઇને ફરમાવ્યું કે, એનાથી શરીર ધોઇ નાખો. (તે ફરી પણ સમજી નહીં.) છેવટે મેં મારા તરફ ખેંચીને હુઝૂર (સલ.)ની મુરાદ બયાન કરી દીધી.

## હૈઝના ગુસ્લ વખતે કાંસકી કરવી

(૭૬/૩૨૭) આઇશા (રદિ.)થી રિવાયત છે કે, મેં હુઝૂર (સલ.) સાથે હજ્જે વદાઅનો ઇહરામ બાંધ્યો. મારો વિચાર 'તમત્તુઅ'નો હતો અને 'હદી' મોકલી ન હતી, પરંતુ હું હૈઝમાં સપડાઇ ગઇ. અરફાની રાત્રિ પણ આવી ગઇ, પરંતુ હું પાક ન થઇ. એટલે મેં હુઝૂર (સલ.)ને કહ્યું કે, અરફાની રાત્રિ આવી ગઇ અને મેં 'ઉમરા'નો ઇહરામ બાંધ્યો હતો. આપે ફરમાવ્યું કે માથું ખોલીને કાંસકી કરી લો, ઉમરા ન કરો. જેથી મેં એમ જ કર્યું. જ્યારે હું હજ્જ કરી ચૂકી ત્યારે હુઝૂરે અબ્દુર્રહમાનને હુકમ કર્યો. તેમણે મને તે ઉમરાના બદલે જેનો મેં ઇહરામ બાંધ્યો હતો, 'તન્ઇમ' નામે જગ્યાએથી ઉમરો કરાવ્યો.

## હૈઝના ગુસ્લમાં વાળ ખોલવા

(૭૭/૩૨૮) આઇશા (રદિ.) રિવાયત કરે છે કે, અમે હજ્જ માટે નીકળ્યાં. ઝીલહજ્જ માસ શરૂ થવાની તૈયારીમાં હતો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે ઉમરાનો ઇહરામ બાંધવા માંગે તે બાંધી લે. હું પણ જો હદી ન મોકલી હોત તો ઉમરાનો ઇહરામ બાંધત. એટલે કેટલાકે હજ્જનો ઇહરામ બાંધ્યો અને કેટલાકે ઉમરાનો. મેં પણ ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો. એવામાં અરફાનો દિવસ આવી ગયો અને હું હૈઝમાં સપડાઇ ગઇ. એટલે મેં હુઝૂર (સલ.)ને ફરિયાદ કરી. આપે ફરમાવ્યું : ઉમરો તોડી નાખો. માથું ખોલીને કાંસકી કરી લો અને હજ્જનો ઇહરામ બાંધી લો. મેં એમ જ કર્યું. ત્યાર પછી આપે હસબા નામે જગ્યામાં મારા ભાઇ અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્રને મારી સાથે કરી દીધા અને મેં 'તન્ઇમ' નામે જગ્યાથી પહેલા ઉમરાનો ઇહરામ બાંધી લીધો.

## આયત 'મુખલ્લકતિન વ ગરિ મુખલ્લકતિન'ની તફસીર

(૭૮/૩૨૯) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદા માંના પેટમાં એક ફરિશ્તાને મુકર્રર કરી દે છે. જે એવું કહે છે કે, હે પાલનહાર ! વીર્ય છે. અય પાલનહાર ! માંસનો લોચો છે. અય પાલનહાર ! ટુકડો છે. એટલે ખુદા તેના સર્જનનો ઇરાદો કરે છે ત્યારે ફરિશ્તો પૂછે છે કે, નર યા માદા ? ખુશનસીબ યા બદનસીબ ? રોજી અને ઉમર ? આ બધું માંના પેટમાં જ લખી દેવામાં આવે છે.

## હાઇઝાનો હજ્જ અને ઉમરાનો ઇહરામ

(૭૯/૩૩૦) આઇશા (રદિ.) રિવાયત કરે છે કે, અમે હજ્જતુલ વદાઅમાં હુઝૂર (સલ.)ની સાથે નીકળ્યાં. અમુકે હજ્જનો ઇહરામ બાંધ્યો હતો અને અમુકે ઉમરાનો. જ્યારે અમે મક્કા પહોંચ્યાં ત્યારે આપે ફરમાવ્યું કે, જેણે ઉમરાનો ઇહરામ બાંધ્યો હોય અને હદી ન લાવ્યો હોય તે હલાલ થઇ જાય અને જે હદી લાવ્યો હોય તે જ્યાં સુધી હદી ઝબ્હ ન કરે ત્યાં સુધી હલાલ ન થાય અને જેણે હજ્જનો ઇહરામ બાંધ્યો હોય તે હજ્જના અરકાન પૂરા કરી લે. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હું હૈઝમાં સપડાઇ ગઇ. અહીં સુધી કે અરફાનો દિવસ આવી ગયો. તે વખતે મારો ઇહરામ ઉમરાનો હતો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, માથું ખોલીને કાંસકી કરી લો. હજ્જનો ઇહરામ બાંધી લો, ઉમરાનો છોડી દો. એટલે મેં એમ જ કર્યું. જ્યારે હજ્જ કરી ચૂકી ત્યારે આપે અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર (રદિ.)ને મારી સાથે કરી દીધા અને હુકમ કર્યો કે આગલા ઉમરાના બદલે તન્ઇમથી ઉમરો કરો.

## હૈઝનો આરંભ અને અંત

(૮૦/૩૩૧) ઓરતો હઝરત આઇશા (રદિ.)ની પાસે ડબ્બામાં 'કુરસુફ' મૂકીને મોકલતી. જેમાં પીળાશ હોતી તો તેઓ કહેતાં કે, જલ્દી ન કરો ત્યાં સુધી કે ચુનાની જેમ સફેદી ન જોઇ લો. એનાથી તેમની મુરાદ હૈઝથી પાક હોવાની હતી.

(૮૧/૩૩૨) ઝેદ ઇબ્ને સાબિત (રદિ.)ની પુત્રીને ખબર પડી કે, ઓરતો 'તુહર' (પાકી) જોવા માટે દીવો મંગાવે છે; ત્યારે કહેવા લાગી : ઓરતો આ શું કરે છે ? તેમણે ઓરતોની વગોવણી કરી.

(૮૨/૩૩૩) આઇશા (રદિ.)થી રિવાયત છે કે, ફાતિમા બિન્તે અબી હુબૈશ ઇસ્તિહાઝામાં સપડાયાં હતાં. એટલે હુઝૂર (સલ.)ને મસ્અલો પૂછયો. આપે ફરમાવ્યું કે, એ તો એક નસ છે, હૈઝ નથી. જ્યારે હૈઝ આવે ત્યારે નમાઝ છોડી દો અને જતું રહે ત્યારે ગુસ્લ કરીને નમાઝ પઢી લો.

## હાઇઝા માટે નમાઝ કઝા ન કરવાનું બયાન

(૮૩/૩૩૪) જાબિર ઇબ્ને

(૮૦/૩૩૧) હૈઝના દિવસોમાં જે કંઇ પણ પાણી આવે, લાલ, પીળું અથવા માટી રંગનું તે હૈઝ ગણાશે, પાકીના દિવસોમાં એની ગણતરી હૈઝ તરીકે નહીં થાય.

અબ્દુલ્લાહ (રદિ.) અને અબૂ સઈદ (રદિ.) રિવાયત કરે છે : હુઝૂર (સલ.)નું ફરમાન છે : (હાઈઝા) નમાઝ છોડી દે.

(૮૪/૩૩૫) હઝરત મુઆઝહ રિવાયત કરે છે કે, એક ઓરતે હઝરત આઈશા (રદિ.)ને પૂછયું કે, શું અમારામાંથી કોઈ તુહરમાં હૈઝના દિવસોની નમાઝો કઝા કરી લે ? આપે ફરમાવ્યું કે, શું તું ઈસ્લામની બહાર છે ? અમે હુઝૂર (સલ.)ના સમયમાં હૈઝમાં સપડાતાં અને આપ અમોને કઝાનો હુકમ આપતા ન હતા અથવા કહ્યું કે અમે એવું કરતાં ન હતાં.

**હાઇઝા સાથે હૈઝના કપડાં હોવા છતાં સૂવું**

(૮૫/૩૩૬) ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, હું હુઝૂર (સલ.) સાથે એક ચાદરમાં સૂતી હતી. એવામાં હૈઝમાં સપડાઇ ગઇ. એટલે હું ત્યાંથી નીકળી ગઇ અને મેં હૈઝના કપડાં લઇને પહેરી લીધાં. આપે ફરમાવ્યું કે શું હૈઝમાં સપડાઇ ગઇ ? મેં કહ્યું : જી હા. આપે મને ચાદરમાં બોલાવી લીધી. રાવી કહે છે : ઉમ્મે સલમા એમ પણ કહેતાં હતાં કે હુઝૂર (સલ.) રોઝાની હાલતમાં મને ચુંબન કરતા હતા તથા હું અને હુઝૂર (સલ.) એક જ વાસણમાં જનાબતનું ગુસ્લ કરતાં હતાં.

**હૈઝ માટે અલગ કપડાં બનાવી લેવા**

(૮૬/૩૩૭) ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે હું અને હુઝૂર (સલ.) એક ચાદરમાં સુતાં હતાં, એવામાં હું હૈઝમાં સપડાઇ ગઇ અને ત્યાંથી અલગ થઇને મેં મારા હૈઝના કપડાં લીધાં. આપે ફરમાવ્યું : શું હાઇઝા થઇ ગઇ ? મેં કહ્યું : જી હા. આપે મને બોલાવીને ચાદરમાં સુવડાવી દીધી.

**હાઈઝાનું ઇદગાહ જવું; મુસલમાનો સાથે દુઆમાં ભાગ લેવો અને નમાઝની જગ્યાએથી અલગ રહેવું**

(૮૭/૩૩૮) હઝરત હફસા (રદિ.)થી રિવાયત છે કે, અમે યુવાન સ્ત્રીઓને ઇદગાહ જવાથી રોકતાં હતાં. (એક દિવસ) એક ઓરત આવી અને બની ખલફના મહેલમાં ઉતરી. તેણે બયાન કર્યું કે, મારા બનેવીએ હુઝૂર (સલ.)ની સાથે બાર ગઝવાઓમાં ભાગ લીધો હતો. જેમાંથી છમાં મારી બહેન પણ મોજૂદ હતી અને ઘાયલ થયેલાઓની મલમપટ્ટી અને બીમારોની સારસંભાળ રાખતી હતી. એક દિવસ મારી બહેને હુઝૂર (સલ.)ને પૂછયું કે, જ્યારે અમારામાંથી કોઇની પાસે ચાદર ન હોય અને તે (ઇદગાહ) ન જાય તો કોઇ વાંધો તો નથી ? આપે ફરમાવ્યું : તેની સાથેવાળીએ તેને ચાદર ઓઢાડવી જોઇએ અને તે ભલાઇની જગ્યાઓમાં અને બીજા મુસલમાનોની સાથે દુઆમાં ભાગ લે. (હફસા (રદિ.) કહે છે :) જ્યારે ઉમ્મે અતિય્યા આવ્યાં ત્યારે મેં તેમને પૂછયું કે, શું તમે હુઝૂર (સલ.) પાસેથી આવું સાંભળ્યું છે ? ત્યારે તેમણે કહ્યું : તેમના પર મારા પિતા કુરબાન, હા, મેં સાંભળ્યું છે. ઉમ્મે અતિય્યાનો એવો નિયમ હતો કે જ્યારે હુઝૂરનો ઉલ્લેખ થતો ત્યારે તે એવું ઝરૂર કહી દેતાં કે, મારા પિતા કુરબાન થાય. આપ (સલ.) એવું ફરમાવતા હતા કે, યુવાન પરદાનશીન અને હાઇઝા ઓરતોએ પણ ઇદગાહ જવું જોઇએ અને ભલાઇની જગ્યાઓમાં તથા મુસલમાનો સાથે દુઆમાં ભાગ લેવો જોઇએ. હા, હાઇઝા ઓરતોએ નમાઝની જગ્યાએથી અલગ રહેવું જોઇએ. હફસા (રદિ.) કહે છે કે, મેં પૂછયું : શું હાઇઝા પણ જાય ? ઉમ્મે અતિય્યા (રદિ.) કહેવા લાગ્યાં કે, શું હાઇઝા ઓરતો અરફાત વગેરે વગેરેમાં હાજર થઇ નથી ? (કિંવા જ્યારે ત્યાં હાજર થઇ છે તો તેમને આ જગ્યાઓમાં પણ રજા છે.)

**એક મહીનામાં ત્રણ વાર હૈઝ આવવું, હૈઝ અને હમલ અંગે ઓરતોની વાત માનવામાં નહીં આવે એવી સ્થિતિમાં કે જેમાં હૈઝની શક્યતા હોય. ખુદા તઆલા ફરમાવે છે : 'લાયહિલ્લુ લહુન્ન અંય્યકતુમ્ન મા ખલક લ્લાહુ ફી અરહામિહિન્ન' (કિંવા ઓરતો માટે જાઇઝ નથી કે જે કંઇ ખુદા તઆલાએ તેમના ગર્ભાશયમાં પેદા કર્યું છે તેને છુપાવી રાખે)**

(૮૮/૩૩૯) હઝરત અલી (રદિ.) અને કાઝી શુરૈહનું કથન છે કે, જો ઓરત એ વાત પર હોય કે તેને એક મહીનામાં ત્રણ હૈઝ આવ્યાં છે તો તે પોતાના ખાસ માણસોમાંથી દીનદાર ગવાહો રજૂ કરે તો તેનું સમર્થન કરવામાં આવશે. અતા અને ઇબ્રાહીમનું કથન છે કે, માનવા લાયક તે હૈઝ છે જે (તલાકથી) પહેલાં હોય.

(૮૯/૩૪૦) હઝરત અતા કહે છે કે, હૈઝ એક દિવસથી પંદર દિવસ સુધી છે.

(૯૦/૩૪૧) મુઅતમિરના પિતા કહે છે કે, મેં ઇબ્ને સીરીનને એવી ઓરત વિષે પૂછયું જેને હૈઝ બંધ થઇ ગયાના પાંચ દિવસ પછી લોહી દેખાય. ઇબ્ને સીરીન કહે છે : તેને ઓરતો જ સારી રીતે જાણે છે.

(૯૧/૩૪૨) હઝરત આઇશા (રદિ.) કહે છે : (એક દિવસ) ફાતિમા બિન્તે અબી હુબૈશે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને પૂછયું કે હું હર વખતે ઇસ્તિહાઝામાં રહું છું. કોઇ વખતે પાક થતી નથી. શું નમાઝ છોડી દઉં ? આપે ફરમાવ્યું : નહીં, એ તો એક નસનું

(૮૭/૩૩૮) આજના ચારિત્ર્યહીન સમયમાં સ્ત્રીઓ માટે મસ્જિદ અને ઇદગાહમાં જવાની રજા નથી.

લોહી છે. હા, તેટલા દિવસ નમાઝ ન પઢો જેટલા દિવસ તમને હૈઝ આવ્યા કરતું હતું, પછી ગુસ્લ કરીને નમાઝ પઢો.

## જો હૈઝના દિવસો વગર પીળુ યા કાળુ પાણી આવે તો શું હુકમ છે ?

(૯૨/૩૪૩) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, અમે કાળા અને પીળાને કંઇ ગણતરીમાં લેતાં ન હતાં.

## ઇસ્તિહાઝાની નસ

(૯૩/૩૪૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત ઉમ્મે હબીબા (રદિ.) પૂરા સાત વરસ ઇસ્તિહાઝામાં સપડાયેલાં રહ્યાં. જ્યારે હુઝૂર (સલ.)ને એના વિષે પૂછ્યું તો હુઝૂરે ગુસ્લનો હુકમ આપ્યો અને ફરમાવ્યું કે એ એક નસનું લોહી છે, જેથી ઉમ્મે હબીબા (રદિ.) દરેક નમાઝ માટે ગુસ્લ કરતાં હતાં.

## તવાફે ઝિયારત પછી ઓરતને હૈઝ (માસિક) આવે

(૯૪/૩૪૫) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહ્યું કે, સફિય્યા હૈઝમાં સપડાઇ ગયાં. આપે ફરમાવ્યું : કદાચ તે આપણને રોકી લે. (મક્કાથી ન જવા દે) શું તેમણે તમારી સાથે તવાફ કરી લીધો ? મેં કહ્યું : જી હા. હુઝૂરે ફરમાવ્યું : તો બસ હવે નીકળી જઇએ. (કિંવા હવે મક્કાથી નીકળવું જોઇએ.)

(૯૫/૩૪૬) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હાઇઝાને વતન ચાલ્યા જવાની છુટ છે. (કિંવા જો 'તવાફે ઝિયારત' કરી ચુકી હોય તો 'તવાફે વદાઅ' ઝરૂરી નથી.)

(૯૬/૩૪૭) ઇબ્ને ઉમર (રદિ.) શરૂમાં તો કહ્યા કરતા હતા કે, હાઇઝાએ (તવાફે વદાઅથી પહેલાં) ન જવું જોઇએ, પરંતુ છેવટે માનતા થઇ ગયા કે, જઇ શકે છે. કારણ કે હુઝૂર (સલ.)એ એની રજા આપી દીધી છે.

## મુસ્તહાઝાના તુહરનું બયાન

(૯૭/૩૪૮) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે મુસ્તહાઝા ઓરત ગુસ્લ કરીને નમાઝ પઢે. ભલેને (તુહરનો સમય) એક પળ બરાબર હોય અને જ્યારે તેણે નમાઝ જેવી મહાનતમ વસ્તુ અદા કરી લીધી તો તેના પતિને પણ તેની પાસે જવાની રજા છે.

(૯૮/૩૪૯) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ



ફરમાવ્યું : જ્યારે હૈઝના દિવસો શરૂ થઇ જાય ત્યારે (મુસ્તહાઝા ઓરત) નમાઝ છોડી દે અને જ્યારે દિવસો પસાર થઇ જાય ત્યારે લોહી ધોઇને નમાઝ પઢે.

## નિફાસવાળી ઓરતના જનાઝાની નમાઝ અને તેની રીત

(૯૯/૩૫૦) હઝરત સમુરા ઇબ્ને જુન્દુબ (રદિ.) કહે છે કે એક ઓરતનું નિફાસની હાલતમાં અવસાન થયું. હુઝૂર (સલ.)એ તેની કમરની સામે ઉભા રહીને નમાઝ પઢાવી.

(૧૦૦/૩૫૧) હઝરત ઉમ્મુલ મુઅમિનીન (રદિ.) કહે છે કે જ્યારે હું હૈઝમાં સપડાતી ત્યારે નમાઝ ન પઢતી અને હુઝૂર (સલ.)ના મુસલ્લાની સામે સૂઇ રહેતી હતી. આપ ચટાઇ પર નમાઝ પઢતા રહેતા. જ્યારે આપ સજદો કરતા હતા ત્યારે આપનું કપડું મને લાગતું હતું.



## બિસ્મિલ્લાહિ રહમાનિ રહીમ

# ★ તયમ્મુમ ★

ખુદા તઆલા ફરમાવે છે : **ફલમ તજિદૂ માઅન ફતયમ્મમૂ સઇદન તય્યિબન ફમ્સહુ બિવુજૂહિકુમ...** (કિંવા જો પાણી ન મળે તો પાક માટીથી તયમ્મુમ કરી લો. (જેની રીત એ છે કે) એનાથી મોં અને હાથોનો મસહ કરી લો.)

(૧૦૧/૩૫૨) હઝરત આઇશા (રદિ.) કહે છે : એક સફરમાં અમે હુઝૂર (સલ.)ની સાથે હતાં. જ્યારે 'બયદા' અથવા 'ઝાતુલ જય્શ' સ્થળે પહોંચ્યાં ત્યારે મારો હાર તૂટીને પડી ગયો. હુઝૂરે અકદસ તેને શોધવા માટે ત્યાં થોભી ગયા. લોકો પણ આપની સાથે થોભી ગયા. ત્યાં પાણી મોજૂદ ન હતું. એટલે લોકોએ હઝરત અબૂબક્ર (રદિ.) પાસે આવીને કહ્યું : જુઓ, આઇશાએ રસૂલુલ્લાહને અને લોકોને અહીં થોભાવ્યા. જો કે ન તો અહીં પાણી મોજૂદ છે અને ન લોકોની પાસે છે. (આ સાંભળીને) અબૂબક્ર (રદિ.) મારી પાસે આવ્યા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) મારી જાંઘ પર માથું મૂકીને સૂઇ રહ્યા હતા. હઝરત અબૂબક્ર (રદિ.)એ (આવતાં વેંત જ મને ધમકાવી અને) કહ્યું : તેં હુઝૂર (સલ.)ને અને લોકોને અહીં રોકયા છે. જો કે ન તો અહીં પાણી છે અને ન લોકોની પાસે છે અને જે કંઇ ખુદાનો હુકમ હતો તે તેમણે મને (સારો નરસો) કહ્યો અને મારી કૂખમાં ગોદા માર્યા, પરંતુ હું હુઝૂરે અકરમ (સલ.)ના કારણે હલનચલન કરી શકતી ન હતી. જ્યારે હુઝૂર (સલ.) સવારે ઉઠયા અને પાણી મોજૂદ ન હતું ત્યારે ખુદા તઆલાએ તયમ્મુમની આયત ઉતારી અને લોકોએ તયમ્મુમ કર્યું. ઉસૈદ ઇબ્ને હુદૈર બોલ્યા : હે અબૂબક્રની ઓલાદ ! આ તમારી પહેલી બરકત નથી. હઝરત આઇશા

(૯૩/૩૪૪) એની સમજૂતી આ પ્રમાણે છે : ૧. ઇસ્તિહાઝાની બીમારીવાળી ઓરત માટે એક ગુસ્લ ફર્ઝ છે. દરેક નમાઝ માટે ગુસ્લ કરવું મુસ્તહબ છે. ૨. એ આદેશ ઇલાજ માટે હતો. ૩. એ હુકમ મન્સૂખ છે. ૪. જેને સતત લોહી પડતું રહેતું હોય તેવી ઓરત માટે એ હુકમ છે.

(રદિ.) કહે છે કે, જે ઊંટ પર હું સવાર હતી તેને જ્યારે ઉઠાડવામાં આવ્યું ત્યારે તેના નીચેથી હાર મળી આવ્યો.

(૧૦૨/૩૫૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ (એક દિવસ) ફરમાવ્યું કે, મને ખુદા તઆલા તરફથી એવી પાંચ વસ્તુઓ મળી છે જે મારાથી પહેલાં કોઇને મળી નથી. મારા રૂઆબથી એક મહીનાના અંતર સુધી વિજય નસીબ થયો. તમામ ઝમીન મારા માટે મસ્જિદ અને પાક કરનારી બનાવી દેવામાં આવી. મારા દરેક ઉમ્મતીને અધિકાર છે કે, જ્યાં નમાઝનો વખત થઇ જાય ત્યાં નમાઝ પઢી લે. મારા માટે માલે ગનીમત હલાલ કરી દેવામાં આવ્યો છે, જે પહેલાં કોઇના માટે હલાલ ન હતો. મને શફાઅત (ભલામણ કરવા)નો દરજ્જો મળ્યો. બધા નબીઓ ખાસ પોતપોતાની કોમો માટે પયગમ્બર બનીને આવતા હતા, પરંતુ હું બધા લોકો માટે પયગમ્બર બનીને આવ્યો છું.

**જ્યારે પાણી અને માટી ન મળે**

(૧૦૩/૩૫૪) હઝરત આઇશા (રદિ.) કહે છે : હું (મારી બહેન) અસ્મા પાસેથી હાર માગીને લાવી હતી, તે ગુમ થઇ ગયો. હુઝૂરે તેને શોધવા માટે માણસને મોકલ્યો. માણસ શોધીને હાર લઇ આવ્યો. એટલામાં નમાઝનો વખત થઇ ગયો. પાણી મોજુદ ન હતું. લોકોએ નમાઝ તો (વગર વુઝૂએ) પઢી લીધી, પરંતુ હુઝૂર (સલ.)ને ફરિયાદ કરી. તે વખતે ખુદા તઆલાએ તયમ્મુમની આયત ઉતારી. ઉસૈદ ઇબ્ને હુદૈર મને કહેવા લાગ્યા કે, ખુદા તમને સારો બદલો આપે, તમારું દિલ દુખાવનારું જે કામ પણ બને છે તેમાં તમારા અને મુસલમાનોના માટે ભલાઇ જ હોય છે.

**જો પાણી ન હોય અને નમાઝના ચાલ્યા જવાનો ભય હોય તો સફર વગર પણ તયમ્મુમ કરી શકાય છે. હઝરત અતાનું એ જ કથન છે. હસન બસરી કહે છે કે, જો બીમારની પાસે પાણી મોજુદ હોય, પરંતુ કોઇ દેનારું ન હોય (અને પોતે લઇ શકતો ન હોય) તો તયમ્મુમ કરી શકે છે**

(૧૦૪/૩૫૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) પોતાની ઝમીન (ખેતર)થી જે 'જુર્ફ'માં આવેલી હતી, આવી રહ્યા હતા. (રસ્તામાં) 'મિર્બદે નઅમ'માં અસ્રનો વખત થઇ ગયો. તેમણે ત્યાં જ અસ્રની નમાઝ પઢી લીધી. જ્યારે મદીના પહોંચ્યા ત્યારે સૂર્ય ઉંચે હતો, પરંતુ તેમણે નમાઝ દોહરાવી નહીં.

(૧૦૫/૩૫૬) હઝરત ઉમૈર કહે છે : એક દિવસ હું અને અબ્દુલ્લાહ ઇબ્ને યસાર અબૂ જુહૈમ અનસારી પાસે ગયા.



અબૂ જુહૈમે બયાન કર્યું કે, એક દિવસ હુઝૂરે અકદસ (સલ.) જમલના કુવા તરફથી આવી રહ્યા હતા. રસ્તામાં એક માણસ મળ્યો. તેણે હુઝૂર (સલ.)ને સલામ કરી, પરંતુ આપે ત્યાં સુધી જવાબ ન આપ્યો જ્યાં સુધી કે દીવાલ પાસે જઇને મોં અને હાથો પર તયમ્મુમ ન કરી લીધું.

**તયમ્મુમ કરતી વખતે હાથોને ઝમીન પર મારીને તેમને ફૂંક મારવી**

(૧૦૬/૩૫૭) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબ્ઝા (રદિ.) કહે છે કે, એક માણસે હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાજર થઇને પૂછ્યું કે, હું નાપાક થઇ ગયો હતો અને પાણી મળ્યું નહીં. (મારે શું કરવું જોઇએ ?) હઝરત અમ્માર ઇબ્ને યાસિરે (જેઓ ત્યાં મોજુદ હતા) હઝરત ઉમરને કહ્યું : શું તમને યાદ નથી કે, એક દિવસ આપણે બંને સફરમાં હતા અને બંને જુનુબ (નાપાક) થઇ ગયા. તમે તો નમાઝ પઢી નહીં, પરંતુ મેં ઝમીન પર આળોટીને નમાઝ પઢી લીધી. હુઝૂર (સલ.) સામે જ્યારે એનો ઉલ્લેખ થયો ત્યારે ફરમાવ્યું : તમને આવી રીતે બસ થઇ પડતું અને આમ કહીને હુઝૂરે બંને હાથ ઝમીન પર માર્યા પછી તેમને ફૂંક મારીને ચહેરા અને હાથોનો મસહ કરી લીધો.

(૧૦૭/૩૫૮) અબ્દુર્રહમાન ઇબ્ને અબ્ઝા કહે છે કે, હઝરત અમ્માર (રદિ.)એ આ હદીસ બયાન કરી અને શુઅબાએ (તઅલીમ માટે) બંને હાથ ઝમીન પર માર્યા પછી તેમને મોંની નજીક લાવીને ચહેરા અને હથેળીઓનો મસહ કર્યો.

(૧૦૮/૩૫૯) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબ્ઝા કહે છે કે, હું હઝરત ઉમર (રદિ.) પાસે ગયો તે વખતે અમ્માર (રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ને કહ્યું કે, આપણે એક લશ્કરમાં હતા કે આપણને બંનેને ગુસ્લની હાજત થઇ.......

(૧૦૯/૩૬૦) હઝરત અબ્દુર્રહમાન (રદિ.) કહે છે કે, અમ્માર (રદિ.)એ ઉમર (રદિ.)ને કહ્યું : હું માટીમાં આળોટીને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું કે, ચહેરા અને હથેળીઓનો મસહ પુરતો હતો.

(૧૧૦/૩૬૧) અબ્દુર્રહમાન ઇબ્ને અબ્ઝા (રદિ.) કહે છે કે હું ઉમર (રદિ.) પાસે ગયો. તેમને અમ્માર (રદિ.)એ કહ્યું......

(૧૧૧/૩૬૨) અબ્દુર્રહમાન ઇબ્ને અબ્ઝા (રદિ.) કહે છે : અમ્માર (રદિ.)એ કહ્યું : હુઝૂર (સલ.)એ ઝમીન પર હાથ માર્યા પછી ચહેરા અને હાથોનો મસહ કર્યો.

**મુસલમાનના માટે પાક માટી પાણીના બદલામાં છે**

(૧૧૨/૩૬૩) હસન કહે છે : જ્યાં સુધી 'હદસ ન થાય' (બેવુઝૂ ન બને) ત્યાં સુધી તયમ્મુમ પુરતું છે.

(૧૧૩/૩૬૪) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ તયમ્મુમ કરીને ઇમામત કરી હતી.

**મુસલમાનના માટે પાક માટી પાણીના બદલામાં છે**

(૧૧૪/૩૬૫) ૫ઘા ઇબ્ને સઇદ કહે છે કે, ખારી ઝમીનમાં નમાઝ પઢવી અને તેનાથી તયમ્મુમ કરવું જાઇઝ છે.

(૧૧૫/૩૬૬) હઝરત ઇમ્રાન કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે સફરમાં એક રાત્રે રાતભર ચાલતા રહ્યા અને પાછલી રાત્રે એક જગ્યાએ થોભીને સૂઇ રહ્યા. કારણ કે મુસાફિરને પાછલી રાત્રે સૂવાનું ખૂબ મીઠું લાગે છે. સવારે સૂર્યના તડકાથી અમારી આંખો ખુલી. પહેલો ફલાણો માણસ પછી ફલાણો પછી ફલાણો માણસ અને ચોથા નંબરે હઝરત ઉમર (રદિ.) જાગ્યા. (એવો નિયમ હતો કે) જ્યારે હુઝૂર (સલ.) રાહતની ઉંઘમાં હોય ત્યારે જ્યાં સુધી પોતે જાગી ન જાય ત્યાં સુધી કોઇ જગાડતું ન હતું. કારણ કે અમે જાણતા ન હતા કે, હુઝૂર (સલ.)ને ઉંઘમાં કયો બનાવ બતાવવામાં આવી રહ્યો છે, પરંતુ જ્યારે ઉમર (રદિ.) જાગ્યા અને તેમણે લોકોની હાલત જોઇ ત્યારે બહાદુર માણસ હતા એટલે જોરજોરથી તકબીર કહેવાનું શરૂ કરી દીધું. આ યુકિતથી હુઝૂર (સલ.) જાગી ગયા. લોકોએ હકીકત કહી. આપે ફરમાવ્યું : કંઇ વાંધો નહીં. અહીંથી આગળ વધો. હુકમ મુજબ લોકો આગળ વધ્યા અને થોડે દૂર જઇને પાછા થોભી ગયા. આપે પાણી મંગાવીને વુઝૂ કર્યું. અઝાન દેવામાં આવી. આપે નમાઝ પઢાવી. નમાઝમાંથી પરવારી ગયા પછી આપે એક માણસને અલગ ઉભેલો જોયો. તે માણસે લોકો સાથે નમાઝ પઢી ન હતી. હુઝૂરે ફરમાવ્યું : હે માનવી ! તે જમાઅત સાથે નમાઝ કેમ ન પઢી ? તેણે કહ્યું કે, મને ગુસ્લની હાજત હતી અને પાણી મોજુદ ન હતું. (એટલે ગુસ્લ ન કરી શકયો) આપે ફરમાવ્યું : તયમ્મુમ કરી લો, બસ છે. પછી હુઝૂર (સલ.) ત્યાંથી આગળ ચાલ્યા. (ચાલતાં ચાલતાં રસ્તામાં) લોકોએ તરસની ફરિયાદ કરી. આપ ઉતરી પડયા અને ફલાણા માણસને હઝરત અલી (રદિ.)ની સાથે બોલાવીને હુકમ કર્યો કે, જાઓ, પાણી શોધી લાવો. હુકમ અનુસાર બંને માણસો ગયા. રસ્તામાં તેમણે એક ઓરતને જોઇ, જે પાણીની બે પખાલો ઊંટ પર નાખીને તેની વચ્ચે પગ લટકાવીને બેઠી હતી. તેમણે તેને પૂછયું કે, પાણી કયાં છે ? ઓરતે જવાબ આપ્યો કે, કાલે આ વખતે હું પાણી પાસે બેઠી હતી અને અમારા માણસો અમારી પાછળ છે. તેમણે તેને કહ્યું કે, અમારી સાથે ચાલ. ઓરતે પૂછયું : કયાં ? તેમણે જવાબ આપ્યો : રસૂલુલ્લાહની પાસે. ઓરતે કહ્યું : કોણ



રસૂલુલ્લાહ ? તે જ જેને લોકો સાબી (ફરેલા) કહે છે. તેમણે કહ્યું : તે જ, તેમની પાસે ચાલ. જેથી બંને સજ્જનો ઓરતને હુઝૂરની પાસે લઇ આવ્યા અને પૂરી હકીકત બયાન કરી. આપે પખાલોને નીચે ઉતરાવી અને વાસણ મંગાવીને તેમાં રેડવાનો હુકમ આપ્યો. ઉપરના મોઢીયાં બંધ કરી દીધાં અને નીચેના મોઢીયાં ખોલી નાખ્યાં. લોકોમાં જાહેરાત કરાવી દીધી કે, (તમારા જાનવરોને) પાણી પીવડાવો, પોતે પણ પીઓ (અને મશકો પણ ભરી લો.) એટલે જેણે ચાહ્યું તેણે પીવડાવ્યું અને જેણે ચાહ્યું તેણે પોતે પીધું. સૌથી છેલ્લે આપે તે માણસને જેને નહાવાની ઝરૂર હતી તેને પાણી આપ્યું અને ફરમાવ્યું કે, એને લઇ જાઓ અને નહાઇ લો. તે ઓરત આ બનાવ જોઇ રહી હતી. ખુદાની કસમ ! બધા માણસો પાણી પી ચૂકયા, જો કે તે પખાલો તેવી જ બલકે તેનાથી વધુ ભરેલી હતી. પછી આપે ફરમાવ્યું કે, પાણીના બદલે આ ઓરત માટે થોડુંક ખાવાનું ભેગું કરો. સહાબા (રદિ.)એ તેના માટે પુષ્કળ લોટ, ખજૂરો અને સત્તુ ભેગું કરીને એક કપડામાં બાંધીને તેને ઊંટ પર સવાર કરાવીને તેની આગળ મૂકી દીધું અને કહ્યું કે, તને ખબર છે કે અમે તારા પાણીનું કંઇ નુકસાન કર્યું નથી, પરંતુ ખુદાએ અમને તૃપ્ત કરી દીધા. તે પછી તે ઓરત પોતાના ઘેર ચાલી ગઇ. તેને મોડું થયું હતું. એટલે તેના ઘરવાળાંઓએ પૂછયું કે અય ફલાણી ! તને મોડું કેમ થયું ? તેણે જવાબ આપ્યો કે, એક વિચિત્ર બનાવ બન્યો. મને બે માણસો મળ્યા અને મને તે માણસ પાસે લઇ ગયા જેને લોકો 'સાબી' (ફરેલા) કહે છે. તેણે આવું આવું કર્યું. એટલે તે કયાં તો આસમાન અને ઝમીનમાં સૌથી મોટો જાદુગર છે અથવા તો તે ખુદાનો સાચો રસૂલ છે. ત્યાર પછી મુસલમાનો આજુબાજુના મુશ્રિક કબીલાઓમાં લૂંટફાટ કરતા, પરંતુ જે કબીલા સાથે તે ઓરતનો સંબંધ હતો તેને છેડતા ન હતા. એક દિવસ તે ઓરતે પોતાની કોમને કહ્યું કે, મારા ખ્યાલ મુજબ આ લોકો જાણી જોઇને તમને છેડતા નથી. શું તમે મુસલમાન બનવા માગો છો ? લોકો કબૂલ થયા અને ઇસ્લામ લઇ આવ્યા. ઇમામ બુખારી કહે છે કે, 'સબા'નો અર્થ એક ધર્મ છોડીને બીજો ધર્મ અપનાવવાનો થાય છે અને અબૂલ આલિયાનો મત છે કે 'સાઇબીન' અહલે કિતાબનું એક જૂથ છે, જેમનો 'ઝબૂર' પર અમલ છે.

**બીમારી અથવા મૃત્યુ અથવા તરસના ભયે જુનુબ (નાપાક)નું તયમ્મુમ કરવું**

(૧૧૬/૩૬૭) અમ્ર બિન આસ (રદિ.)નો બનાવ છે કે, શિયાળાની એક રાત્રે તેમને નહાવાની હાજત થઇ. તેમણે તયમ્મુમ કરી લીધું અને આ આયત પઢી : **વ લા તકતુલૂ અન્ફુસકુમ**

**ઇન્નલ્લાહ કાન બિકુમ રહીમા** (કિંવા પોતાને હલાક ન કરો. અલ્લાહ તઆલા તમારા ઉપર મહેરબાન છે.) પછી નબી (સલ.)ને આ બનાવ કહેવામાં આવ્યો, પરંતુ આપે કોઇ પણ પ્રકારનો ઇન્કાર ન કર્યો.

(૧૧૭/૩૬૮) અબૂ વાઇલથી રિવાયત છે કે, અબૂ મૂસા (રદિ.)એ ઇબ્ને મસ્ઊદ (રદિ.)ને કહ્યું કે, જો કોઇને પાણી ન મળે તો શું નમાઝ ન પઢે ? ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ કહ્યું : હા. જો મને એક મહીનો પાણી ન મળે તો પણ નમાઝ ન પઢું. જો હું લોકોને એમાં (કિંવા ઠંડીમાં) તયમ્મુમની રજા આપું તો જ્યારે કોઇને ઠંડી લાગશે ત્યારે તે એવું જ કરશે કિંવા તયમ્મુમ કરશે અને નમાઝ પઢશે. અબૂ મૂસા (રદિ.)એ કહ્યું કે અમ્મારની હદીસ, જેને તેમણે હઝરત ઉમર (રદિ.) સામે બયાન કરી હતી તે ક્યાં ગઇ ? (કિંવા તેમની હદીસમાં તો સાફ છે કે, પાણી ન મળવાની હાલતમાં તયમ્મુમ કરીને નમાઝ પઢી લેવી જોઇએ.) ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ કહ્યું કે, હું ઉમર (રદિ.) વિષે એવું નથી માનતો કે, તેમણે અમ્મારના કથનને પૂરતું માન્યું હોય.

(૧૧૮/૩૬૯) શકીક ઇબ્ને સલમાથી રિવાયત છે કે, હું અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ અને અબૂ મૂસાની પાસે હતો. એવામાં અબૂ મૂસાએ કહ્યું કે અબૂ અબ્દુર્રહમાન, જો કોઇને નહાવાની હાજત હોય અને પાણી ન મળે તો તે શું કરે ? અબ્દુલ્લાહે જવાબ આપ્યો કે, જ્યાં સુધી પાણી ન મળે ત્યાં સુધી નમાઝ ન પઢે. અબૂ મૂસા કહેવા લાગ્યા : અમ્મારની તે હદીસને શું કરશો કે હુઝૂર (સલ.)એ તેમને કહ્યું હતું કે, તમારા માટે (તયમ્મુમ) બસ હતું. ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ કહ્યું : શું તમને ખબર નથી કે, ઉમર (રદિ.)એ તેમના કથન અંગે સંતોષ વ્યક્ત કર્યો નહીં ? અબૂ મૂસાએ કહ્યું કે, ખેર, અમ્મારનું કથન છોડો, પરંતુ તયમ્મુમની આયતનો શું જવાબ છે ? અબ્દુલ્લાહે એનો જવાબ આપ્યો નહીં અને કહ્યું કે જો અમે લોકોને એની રજા આપી દઇએ તો જે કોઇને પાણી ઠંડુ લાગશે તે એને છોડીને તયમ્મુમ કરી લેશે. અઅમશ કહે છે કે મેં શકીકને પૂછ્યું : શું એ જ કારણસર ઇબ્ને મસ્ઊદે તયમ્મુમને નાજાઇઝ ઠેરવ્યું છે ? તેમણે કહ્યું : હા. (એ જ કારણ છે.)

## તયમ્મુમમાં એક માર છે

(૧૧૯/૩૭૦) શકીકથી રિવાયત છે કે, હું અબ્દુલ્લાહ અને અબૂ મૂસાની પાસે બેઠો હતો. અબૂ મૂસાએ અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદને પૂછ્યું કે, જો કોઇ જુનુબ (નાપાક) થઇ જાય અને મહીના સુધી પાણી ન મળે તો શું તયમ્મુમ કરીને નમાઝ પઢી લે ? ઇબ્ને મસ્ઊદ (રદિ.)એ કહ્યું કે, તયમ્મુમ ન કરે, ભલેને મહીના સુધી પાણી ન મળે. અબૂ મૂસાએ કહ્યું કે, સૂરએ માઇદહની આ આયતનો શું જવાબ છે કે, જો તમને પાણી ન મળે તો પાક માટી પર તયમ્મુમ કરી લો ? અબ્દુલ્લાહે જવાબ આપ્યો કે જો અમે એની રજા આપી દઇએ તો જ્યારે કોઇને ઠંડુ પાણી લાગશે ત્યારે તે તયમ્મુમ કરી લેશે. મેં કહ્યું : શું તમે એટલા માટે નાજાઇઝ સમજો છો ? તેમણે કહ્યું : હા. અબૂ મૂસા બોલ્યા : શું તમે અમ્મારનો બનાવ જે અમ્મારે હઝરત ઉમર (રદિ.)ને બયાન કર્યો હતો તે સાંભળ્યો નથી કે મને હુઝૂર (સલ.)એ કોઇ કામ માટે મોકલ્યો હતો. એવામાં મને નહાવાની હાજત થઇ ગઇ અને પાણી મળ્યું નહીં. હું માટીમાં આળોટયો, જેમકે જાનવર આળોટે છે. પછી હુઝૂર (સલ.)ને આ બનાવ કહી સંભળાવ્યો. આપે ફરમાવ્યું : તમારા માટે આવું કરવું પૂરતું હતું અને આપે હથેળીઓ એક વાર ઝમીન પર મારી તેમને ઝટકી અને પછી પોતાના ડાબા હાથને જમણી હથેળી પર અથવા જમણા હાથને ડાબી હથેળી પર મૂકીને મસહ કર્યો, પછી એ બંનેથી મોં પર મસહ કર્યો. એના જવાબમાં અબ્દુલ્લાહે કહ્યું : શું તમને ખબર નથી કે, ઉમર (રદિ.)એ અમ્મારના કથનને માન્યું નહીં. યઅલાની રિવાયતમાં એવું છે કે, આપે ચહેરા અને હથેળીઓ પર એક વાર મસહ કર્યો.



(૧૨૦/૩૭૧) ઇમ્રાન ઇબ્ને હુસૈનથી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ એક માણસને અલગ ઉભેલો જોયો, જેણે લોકોની સાથે નમાઝ પઢી ન હતી. આપે ફરમાવ્યું કે, હે માનવી ! તેં લોકોની સાથે નમાઝ કેમ પઢી નહીં ? તેણે જવાબ આપ્યો કે મને નહાવાની હાજત થઇ ગઇ હતી અને પાણી ન હતું. આપે ફરમાવ્યું કે, માટીથી તયમ્મુમ કરી લો, એ તમારા માટે પૂરતું છે.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

# ★ નમાઝ ★

## મિઅરાજની રાત્રે નમાઝનું ફર્ઝ થવું

(૧૨૧/૩૭૨) ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મને અબૂ સુફયાને હિરકલનો બનાવ બયાન કર્યો. જેમાં એવું પણ કહ્યું કે હુઝૂર (સલ.) અમને નમાઝનો, સચ્ચાઇનો અને ગુનાહોથી બચવાનો હુકમ આપે છે.

(૧૨૨/૩૭૩) અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું મક્કામાં હતો કે મારા ઘરની છત ખોલવામાં આવી અને જિબ્રઇલ (અલૈ.) આવ્યા. મારી છાતી ચીરીને તેને ઝમઝમના પાણીથી ધોઇ. પછી ઇમાન અને હિકમતથી ભરેલું એક વાસણ લાવ્યા અને મારી છાતીમાં ભરીને બંધ કરી દીધી.

ત્યાર પછી જિબ્રઈલ (અલૈ.) મારો હાથ પકડીને આસમાન પર લઇ ગયા. જ્યારે હું દુનિયાના આસમાન ઉપર પહોંચ્યો ત્યારે જિબ્રઈલ (અલૈ.)એ આસમાનના ચોકીદારને કહ્યું કે, દરવાજો ખોલો. ચોકીદારે પૂછ્યું : કોણ છો ? તેમણે કહ્યું : જિબ્રઈલ. ચોકીદાર બોલ્યો : તમારી સાથે બીજું કોઇ પણ છે ? તેમણે કહ્યું : હા, મારી સાથે મુહમ્મદ (સલ.) છે. તેણે પૂછ્યું : શું એમને બોલાવવામાં આવ્યા હતા ? જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું : હા. જ્યારે દરવાજો ખોલવામાં આવ્યો ત્યારે અમે પહેલા આસમાન પર પહોંચી ગયા. મેં જોયું કે એક માણસ બેઠા છે અને તેમની જમણી અને ડાબી બાજુએ ઘણા માણસો (આકૃતિઓ) છે. જ્યારે તે જમણી બાજુએ જુએ છે ત્યારે હસે છે અને જ્યારે ડાબી બાજુએ જુએ છે ત્યારે રડે છે. (જ્યારે તેમણે મને જોયો તો) કહ્યું : 'ખુશીથી આવો, હે નેક નામ નબી અને નેક પુત્ર.' મેં જિબ્રઈલ (અલૈ.)ને પૂછ્યું : એ કોણ છે ? જિબ્રઈલ (અલૈ.)એ જવાબ આપ્યો : એ (બધા લોકોના પિતા) આદમ (અલૈ.) છે. જે લોકો તેમની જમણી બાજુએ છે તે તેમની જન્નતી ઔલાદ છે અને ડાબી બાજુ દોઝખી ઔલાદ છે. જ્યારે જમણી બાજુએ જુએ છે તો હસે છે, જ્યારે ડાબી બાજુએ જુએ છે તો રડે છે. પછી મને બીજા આસમાન પર લઇ ગયા અને ચોકીદારને કહ્યું કે, ખોલ, ચોકીદારે આગળની જેમ કહ્યું અને દરવાજો ખુલ્યો. અનસ (રાવી) કહે છે કે અબૂઝરે એવું પણ બયાન કર્યું કે હુઝૂર (સલ.)એ આસમાનો પર આદમ, ઇદરીસ, મૂસા, ઇસા અને ઇબ્રાહીમ (અલૈ.)ને જોયા, પરંતુ તેમની જગ્યાઓ બયાન કરી નહીં, માત્ર એટલું જ કહ્યું કે, આદમ (અલૈ.)ને પહેલા આસમાન પર જોયા અને ઇબ્રાહીમ (અલૈ.)ને છઠ્ઠા પર. જ્યારે હુઝૂર (સલ.) જિબ્રઈલ સાથે ઇદરીસ (અલૈ.) પાસેથી પસાર થયા ત્યારે તેમણે ખુશીથી આવો, નેક નબી અને નેક ભાઇ કહ્યું. (હુઝૂર કહે છે કે મેં (જિબ્રઈલને) પૂછ્યું કે એ કોણ છે ?) જિબ્રઈલે જવાબ આપ્યો કે એ ઇદરીસ (અલૈ.) છે. પછી હું મૂસા (અલૈ.) પાસેથી પસાર થયો ત્યારે તેમણે 'ખુશીથી આવો, નેક નબી અને નેક ભાઇ' કહ્યું. મેં પૂછ્યું કે, એ કોણ છે ? જિબ્રઈલે કહ્યું કે, એ મૂસા (અલૈ.) છે. પછી ઇસા (અલૈ.) પાસેથી પસાર થયો. તેમણે 'ખુશીથી આવો, નેક નબી અને નેક ભાઇ' કહ્યું. મેં પૂછ્યું કે, એ કોણ છે ? જવાબ મળ્યો કે, એ ઇસા (અલૈ.) છે. પછી ઇબ્રાહીમ (અલૈ.) પાસેથી પસાર થયો. તેમણે 'ખુશીથી આવો, નેક નબી અને નેક પુત્ર' કહ્યું. મેં તેમના વિષે પૂછ્યું તો ખબર પડી કે ઇબ્રાહીમ (અલૈ.) છે.

ઇબ્ને શિહાબે ઇબ્ને હઝમની રિવાયતથી બયાન કર્યું છે કે, ઇબ્ને અબ્બાસ (રદિ.) અને અબૂ હબ્બા અન્સારી (રદિ.) કહેતા હતા કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : પછી મને એક ઉંચી જગ્યાએ લઇ જવામાં આવ્યો. ત્યાં મેં કલમથી લખવાનો અવાજ સાંભળ્યો. ઇબ્ને હઝમ અને અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાએ મારી ઉમ્મત પર પચાસ વખતની નમાઝો ફર્ઝ કરી હતી, પરંતુ જ્યારે હું ત્યાંથી પાછો ફર્યો ત્યારે મૂસા (અલૈ.) પાસેથી પસાર થયો. મૂસા (અલૈ.)એ પૂછ્યું : ખુદાએ તમારી ઉમ્મત પર શું ફર્ઝ કર્યું ? મેં કહ્યું : પચાસ નમાઝો. મૂસા (અલૈ.)એ કહ્યું કે ખુદા પાસે પાછા જાઓ. કારણ કે, તમારી ઉમ્મતમાં એની શક્તિ નથી. હું પાછો ગયો તો ખુદા તઆલાએ અડધી નમાઝો ઓછી કરી દીધી. હું પાછા ફરતાં મૂસા (અલૈ.) પાસે આવ્યો અને કહ્યું : અડધી ઓછી કરી નાખી. ત્યારે મૂસા (અલૈ.)એ કહ્યું : ખુદા પાસે પાછા જાઓ. કારણ કે, તમારી ઉમ્મતમાં એની શક્તિ નથી. હું પાછો ખુદા તઆલા પાસે ગયો અને થોડી બીજી ઓછી થઇ ગઇ. મેં મૂસા (અલૈ.)ને આવીને કહ્યું. તેમણે કહ્યું : ફરી પાછા જાઓ. કારણ કે તમારી ઉમ્મતમાં એટલી તાકાત પણ નથી. હું પાછો ગયો. જેથી ખુદાએ પાંચ નમાઝો બાકી રાખી અને ફરમાવ્યું : એ (હુકમમાં અને સવાબમાં) પચાસના બરાબર છે. કારણ કે, અમારી વાતમાં ફેરફાર થતો નથી. હું મૂસા (અલૈ.) પાસે આવ્યો ત્યારે તેમણે કહ્યું કે, ખુદા પાસે પાછા જાઓ. મેં કહ્યું કે, હવે મને શરમ આવે છે. ત્યાર પછી મને જિબ્રઈલ (અલૈ.) લઇ ગયા. અહીં સુધી કે હું 'સિદ્‌રતુલ મુન્તહા' પર પહોંચ્યો. તે જાતજાતના રંગોથી ઢંકાયેલું હતું. જેની હકીકત હું જાણતો નથી. પછી હું જન્નતમાં દાખલ થયો. ત્યાં મેં જોયું કે, તેમાં મોતીઓના ગુંબજ છે અને તેની માટી મુશ્ક (કસ્તુરી)ની છે.

(૧૨૩/૩૭૪) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત છે કે, શરૂમાં ખુદાએ સફર અને ઘર પર બબ્બે રકઅતો ફર્ઝ કરી હતી. સફરમાં તો બે જ રહી, પરંતુ ઘર પર વધારે થઇ ગઇ.

## કપડાં પહેરીને નમાઝ પઢવી

## ખુદા તઆલાનું ફરમાન છે કે, દરેક મસ્જિદ માટે શણગારને ઝરૂરી સમજો

## (કિંવા નમાઝ માટે મસ્જિદમાં કપડાં પહેરીને આવો)

## એક કપડું લપેટીને નમાઝ પઢવી

(૧૨૪/૩૭૫) સલમા ઇબ્ને અકવઅ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું કે એનું ગરેવાન (કિંવા કુરતાનું) બંધ રાખવું જોઇએ ભલેને કાંટાથી જ હોય, પરંતુ આ હદીસની સનદ ચર્ચાસ્પદ છે.

### જે કપડું પહેરીને સંભોગ કરવામાં આવે તેમાં નાપાકી ન દેખાય તો તેને પહેરીને નમાઝ પઢવી

(૧૨૫/૩૭૬) હુઝૂર (સલ.)એ હુકમ આપ્યો કે, નાગો માણસ બયતુલ્લાહનો તવાફ ન કરે.

(૧૨૬/૩૭૭) ઉમ્મે અતિય્યા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, અમને હાઇઝા અને પરદાનશીન ઓરતોને ઇદગાહ લઇ જવાનો હુકમ આપવામાં આવ્યો છે. તેમણે મુસલમાનોની જમાઅત અને દુઆમાં ભાગ લેવો જોઇએ. હા, હાઇઝા ઓરતો નમાઝની જગ્યાથી અલગ રહે. એક ઓરતે પૂછ્યું કે, યા રસુલલ્લાહ ! જો કોઇની પાસે ચાદર ન હોય તો ? તેમણે કહ્યું કે, તેની સાથેવાળી તેને ઓઢાડે.

### તેહબંદને ગરદનમાં નાખીને નમાઝ પઢવી

(૧૨૭/૩૭૮) સહલ ઇબ્ને સઅદ (રદિ.) રાવી છે કે, લોકોએ હુઝૂર (સલ.) સાથે ગરદનમાં તેહબંદ નાખીને નમાઝ પઢી.

(૧૨૮/૩૭૯) મુહમ્મદ ઇબ્ને મુન્કદિરથી રિવાયત કરવામાં આવી છે કે, હઝરત જાબિર (રદિ.)એ ગરદનમાં માત્ર તેહબંદ બાંધીને નમાઝ પઢી. જો કે તેમના કપડાં ટીપોઇ ઉપર મૂકેલાં હતાં. એટલે કોઇ માણસે તેમને કહ્યું કે, માત્ર તેહબંદમાં નમાઝ પઢો છો ? તેમણે જવાબ આપ્યો કે, મેં તારા જેવા બેવકૂફને દેખાડવા માટે જ આવું કર્યું. હુઝૂર (સલ.)ના સમયમાં અમારામાંથી કોની પાસે બે કપડાં હતાં ?

(૧૨૯/૩૮૦) મુહમ્મદ ઇબ્ને મુન્કદિરથી રિવાયત કરવામાં આવી છે કે મેં જાબિર (રદિ.)ને એક કપડામાં નમાઝ પઢતા જોયા. તેમણે કહ્યું કે મેં હુઝૂર (સલ.)ને પણ એક કપડામાં નમાઝ પઢતા જોયા છે.

### એક કપડું લપેટીને નમાઝ પઢવી

**ઝુહરીએ પોતાની હદીસમાં બયાન કર્યું છે કે, ઇલ્તિહાફનો અર્થ છે ચાદરના બંને છેડાઓને ખભાઓ પર એકબીજાની વિરૂદ્ધ નાખવા. (કિંવા કપડાની જમણી બાજુને જે જમણા ખભા ઉપર છે તેને જમણા હાથના નીચેથી પકડીને ડાબા ખભા ઉપર નાખવી)**

(૧૩૦/૩૮૧) ઉમ્મે હાની (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ એક કપડું લપેટ્યું. જેના છેડાઓને ખભાઓ પર વિરૂદ્ધ દિશામાં નાખ્યા. (કિંવા ડાબી બાજુના છેડાને જમણી તરફ નાખ્યો અને જમણી બાજુના છેડાને ડાબી તરફ.)



(૧૩૧/૩૮૨) ઉમર ઇબ્ને અબૂ સલમા (રદિ.)થી રિવાયત કરવામાં આવે છે કે, હુઝૂર (સલ.)એ એક કપડું પહેરીને નમાઝ પઢી અને તેના બંને છેડાઓમાં વિરોધ કર્યો.

(૧૩૨/૩૮૩) ઉમર ઇબ્ને અબૂ સલમા (રદિ.) રાવી છે કે હુઝૂર (સલ.)એ ઉમ્મે સલમા (રદિ.)ના મકાનમાં એક કપડું પહેરીને નમાઝ પઢી અને તેના બંને છેડાઓમાં વિરોધ કર્યો.

(૧૩૩/૩૮૪) ઉમર ઇબ્ને અબૂ સલમા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં હુઝૂર (સલ.)ને ઉમ્મે સલમા (રદિ.)ને ત્યાં નમાઝ પઢતા જોયા કે આપે એક કપડું લપેટયું હતું, જેના બંને છેડાઓ ખભાઓ પર પડેલા હતા.

(૧૩૪/૩૮૫) ઉમ્મે હાની (રદિ.)થી રિવાયત છે કે, મક્કાના વિજયના વરસે હું હુઝૂર (સલ.)ની પાસે ગઇ. આપને ગુસ્લ કરતા જોયા. ફાતિમા (રદિ.)એ આપને પરદો કર્યો હતો. મેં આપને સલામ કરી. આપે પૂછ્યું : એ કોણ છે ? મેં કહ્યું : ઉમ્મે હાની. આપે આવકાર આપ્યો. જ્યારે આપ ગુસ્લમાંથી પરવાર્યા ત્યારે એક કપડું લપેટીને આપે આઠ રકઅત નમાઝ પઢી. જ્યારે આપ નમાઝમાંથી પરવાર્યા ત્યારે મેં કહ્યું કે, યા રસુલલ્લાહ ! મેં ઇબ્ને હુબય્રાને પનાહ આપી છે અને મારા ભાઇ (અલી) તેમને કત્લ કરવા માગે છે. આપે જવાબ આપ્યો કે, જેને તમે પનાહ આપી તેને અમે પનાહ આપી. ઉમ્મે હાની કહે છે કે, એ ચાશ્તની નમાઝ હતી.

(૧૩૫/૩૮૬) અબૂ હુરૈરા (રદિ.) રિવાયત કરે છે કે, કોઇએ હુઝૂર (સલ.)ને એક કપડામાં નમાઝ પઢવા વિષે પૂછ્યું. આપે જવાબ આપ્યો : શું તમારામાંથી દરેકની પાસે બે કપડાં છે ?

### એક કપડામાં નમાઝ પઢતી વખતે તેને ખભાઓ પર નાખવું

(૧૩૬/૩૮૭) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, આપે ફરમાવ્યું : કોઇ એક કપડામાં એવી રીતે નમાઝ ન પઢે કે તેના ખભાઓ પર તેનો કોઇ ભાગ ન હોય.

(૧૩૭/૩૮૮) અબૂ હુરૈરા (રદિ.) રાવી છે કે, મેં હુઝૂર (સલ.)ને એવું ફરમાવતા સાંભળ્યા કે જ્યારે કોઇ એક કપડામાં નમાઝ પઢે ત્યારે તેના છેડાઓને ઉલટફેર કરે.

### કપડું નાનું હોવું (કિંવા જ્યારે કપડું નાનું હોય ત્યારે શું કરવું જોઇએ ?)

(૧૩૮/૩૮૯) સઇદ ઇબ્ને હારિસ રિવાયત કરે છે કે, મેં જાબિર (રદિ.)ને એક કપડામાં નમાઝ પઢવા વિષે પૂછ્યું : તેમણે જવાબ આપ્યો કે, હું કોઇ સફરમાં

હુઝૂર (સલ.)ની સાથે હતો. એક રાત્રે કોઇ કામ માટે હુઝૂર (સલ.)ની પાસે ગયો. આપ નમાઝ પઢી રહ્યા હતા. મારી પાસે એક જ કપડું હતું, જેને લપેટીને મેં પણ આપના બરાબર નમાઝ પઢી. જ્યારે આપ પરવાર્યા ત્યારે આપે ફરમાવ્યું : રાતના વખતે શું કામ છે ? મેં મારી ઝરૂરત બયાન કરી. જ્યારે હું પરવાર્યો ત્યારે આપે ફરમાવ્યું : આ કપડું કેવું લપેટેલું છે ? મેં કહ્યું કે, આ એક જ કપડું મારી પાસે હતું. આપે ફરમાવ્યું કે, જો મોટું હોય તો એને લપેટી લો અને જો નાનું હોય તો એનું તેહબંદ બાંધી લો. (જેથી સતરે ઓરત થઇ જાય).

(૧૩૯/૩૯૦) સહલ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)ની સાથે અમુક લોકો છોકરાઓની જેમ તેહબંદ ગરદનમાં બાંધીને નમાઝ પઢતા હતા અને ઓરતોને કહેવામાં આવતું હતું કે, જ્યાં સુધી મરદો બિલકુલ બેસી ન જાય ત્યાં સુધી માથું ન ઉઠાવો.

**શામી ઝબ્બો પહેરીને નમાઝ પઢવી**

(૧૪૦/૩૯૧) હસન બસરીની નઝરે મજુસીના હાથનું કપડું પહેરીને નમાઝ પઢવામાં કંઇ વાંધો નથી.

(૧૪૧/૩૯૨) મઅમર રાવી છે કે, મેં ઝુહરીને યમનના કપડાંઓમાં જે પેશાબથી રંગાયેલાં હતાં, નમાઝ પઢતા જોયા.

(૧૪૨/૩૯૩) અલી ઇબ્ને અબૂ તાલિબે ધોયા વગરના કપડામાં નમાઝ પઢી. (કિંવા નવા કપડામાં.)

(૧૪૩/૩૯૪) મુગીરા ઇબ્ને શુઅ્બા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હું કોઇ સફરમાં હુઝૂર (સલ.)ની સાથે હતો. આપે ફરમાવ્યું કે, અય મુગીરા ! (પાણીનું) વાસણ લઇ લો. આપ ચાલ્યા. જ્યારે આપ મારી નઝરથી ગાયબ થઇ ગયા ત્યારે આપે હાજત કરી. તે વખતે આપે શામી ઝબ્બો પહેર્યો હતો. ત્યાર પછી આપે બાંય ચઢાવવાની કોશિષ કરી, પરંતુ તે સાંકડી હતી એટલે આપે નીચેથી હાથ કાઢયો. હું પાણી નાખવા લાગ્યો. આપે વુઝૂ કર્યું. મોઝાઓ પર મસહ કર્યો. પછી નમાઝ પઢી.

**નમાઝ વગેરેમાં નગ્ન થવું મના છે**

(૧૪૪/૩૯૫) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) ખાનએ કઅબા બનાવવા માટે કુરૈશીઓની સાથે પત્થરો ઉંચકી રહ્યા હતા. આપે તેહબંદ બાંધ્યું હતું. આપના કાકા અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, જો તમે તેહબંદ ખોલીને ખભા પર પત્થરોની નીચે મૂકી દો તો સારૂં. આપે તેને ખોલીને ખભા પર મૂક્યું જ હતું કે, આપ બેભાન થઇને પડી ગયા. એ પછી કોઇએ આપને નગ્ન જોયા નહીં.

**કુરતા, પાયજામા, જાંઘીયા (હાફપેન્ટ) અને ઝબ્બામાં નમાઝ પઢવી**

(૧૪૫/૩૯૬) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, એક માણસ નબી (સલ.) પાસે આવ્યો અને એક કપડામાં નમાઝ પઢવા વિષે પૂછ્યું : આપે ફરમાવ્યું : શું તમારામાંથી દરેકની પાસે બબ્બે કપડાં હોય છે ? પછી એક માણસે આ જ મસ્અલો હઝરત ઉમર (રદિ.)ને પૂછ્યો. તેમણે કહ્યું : જ્યારે ખુદા વધુ આપે તો તમે પણ વધુ કરો. સંપૂર્ણ જોડી પહેરીને નમાઝ પઢો. એક તેહબંદ અને ચાદર અથવા કુરતો અને તેહબંદ અથવા તેહબંદ અને ઝબ્બો અથવા પાયજામો અને ચાદર અથવા પાયજામો અને કુરતો અથવા પાયજામો અને ઝબ્બો અથવા જાંઘીયો અને ઝબ્બો અથવા જાંઘીયો અને કુરતો અને મને ખ્યાલ છે કે, તેમણે એવું પણ કહ્યું કે અથવા જાંઘીયો અને ચાદર.

(૧૪૬/૩૯૭) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, કોઇએ હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, મુહરિમે શું પહેરવું જોઇએ ? આપે ફરમાવ્યું કે, કુરતો ન પહેરે, પાયજામો ન પહેરે, ટોપી ન પહેરે અને એવું કપડું ન પહેરે જેમાં કેસર અથવા વર્સ લગાડેલું હોય. જો મોજડી ન હોય તો મોઝાઓને એવી રીતે કાપી નાખે કે તે ઘુંટીની નીચે થઇ જાય.

**સત્રે ઓરત (ગુપ્ત ભાગને છુપાવવો)**

(૧૪૭/૩૯૮) અબૂ સઇદ ખુદરી (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ એવી રીતે કપડું લપેટવાથી રોક્યા કે તેમાંથી હાથ ન નીકળી શકે અને એમ પણ ફરમાવ્યું કે, કોઇ પગ ઉઠાવીને એવી રીતે એક કપડામાં ન બેસે કે તેનો ગુપ્ત ભાગ ખુલ્લો રહે.

(૧૪૮/૩૯૯) અબૂ હુરૈરા (રદિ.) રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ બે પ્રકારની બૈઅ (વેચાણ)થી રોક્યા 'બૈએ મુલામસત' અને 'બૈએ મુનાબઝત'થી. એવી રીતે કપડું લપેટવાની મનાઇ કરી છે જેમાંથી હાથ ન નીકળી શકે અને એનાથી મનાઇ કરી છે કે, એક કપડામાં પગ ઉઠાવીને એવી રીતે બેસે કે ગુપ્ત ભાગ ખુલ્લો રહે.

(૧૪૧/૩૯૨) ઇમામ ઝુહરીના મત મુજબ જે જાનવરનો ગોશ્ત ખાવો જાઇઝ છે તેનો પેશાબ પાક છે. ઇમામ અબૂ હનીફા (રહ.)ના મત અનુસાર પેશાબ નાપાક છે. આનો જવાબ એ છે કે એ કપડાંને ધોઇને એમાં નમાઝ પઢવામાં આવી હતી.

(૧૪૪/૩૯૫) નુબુવ્વત જાહેર થતા પહેલાંનો બનાવ છે, તે વખતે આપ (સલ.)ની વય ૩૫ વરસની હતી. તે સમયે કાબા શરીફનું બાંધકામ થયું હતું.

(૧૪૯/૪૦૦) અબૂ હુરૈરા (રદિ.) રિવાયત કરે છે કે, મને હઝરત અબૂબક્ર (રદિ.)એ હજ્જના દિવસોમાં કુરબાનીના દિવસે મિનામાં જાહેરાત કરનારાઓની સાથે એવી જાહેરાત કરવા મોકલ્યો કે, આ વરસ પછી કોઇ મુશ્રિક અને કોઇ નાગો તવાફ ન કરે. ત્યાર પછી હુઝૂર (સલ.)એ હઝરત અલી (રદિ.)ને સૂરએ બરાઅતની જાહેરાત કરવા માટે મોકલ્યા. એટલે હઝરત અલી (રદિ.)એ મિનાવાસીઓમાં અમારી સાથે એવી જાહેરાત કરી કે, આ વરસ પછી કોઇ મુશ્રિક હજ્જ ન કરે અને કોઇ નાગો માણસ તવાફ ન કરે.

**ચાદર વગર નમાઝ પઢવી**

(૧૫૦/૪૦૧) મુહમ્મદ ઇબ્ને મુન્કદિર કહે છે કે, હું હઝરત જાબિર (રદિ.) પાસે ગયો. તેઓ એક કપડું લપેટીને નમાઝ પઢી રહ્યા હતા. તેમની ચાદર મૂકેલી હતી. જ્યારે નમાઝમાંથી પરવાર્યા ત્યારે અમે કહ્યું કે, તમે આવી રીતે નમાઝ પઢી રહ્યા છો, જો કે તમારી ચાદર મૂકેલી છે (કિંવા ચાદર હોવા છતાં વગર ચાદરે એક કપડામાં નમાઝ પઢો છો ?) તેમણે જવાબ આપ્યો કે, હા, મેં વિચાર્યું કે, તમારા જેવા જાહિલ જોઇ લે. મેં હુઝૂર (સલ.)ને આવી જ રીતે નમાઝ પઢતા જોયા છે.

**જાંઘના સત્ર વિષે**

(૧૫૧/૪૦૨) ઇબ્ને અબ્બાસ, જરહદ અને મુહમ્મદ ઇબ્ને જહશ હુઝૂર (સલ.)થી રિવાયત કરે છે કે, જાંઘ 'ઓરત' (છુપાવવાની જગ્યા) છે.

(૧૫૨/૪૦૩) અનસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ જાંઘ ખોલી નાખી. ઇમામ બુખારી કહે છે કે અનસ (રદિ.)ની હદીસ કવી છે, પરંતુ જરહદની હદીસમાં સાવધાની વધારે છે. કારણ કે મતભેદથી બચાવી લે છે.

(૧૫૩/૪૦૪) અબૂ મૂસા (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે હઝરત ઉસ્માન (રદિ.) આવ્યા ત્યારે આપ (સલ.)એ ઘુંટણ ઢાંકી દીધા.

(૧૫૪/૪૦૫) ઝેદ ઇબ્ને સાબિત (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) પર વહી ઉતરી. આપની જાંઘ મારી જાંઘ પર હતી. એટલે મારી જાંઘ પર એટલું વજન આવ્યું કે, મને એના તુટી જવાનો ભય લાગ્યો.

(૧૫૫/૪૦૬) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે હુઝૂર (સલ.)એ ખેબર પર ચઢાઇ કરી ત્યારે અમે તેની પાસે અંધારામાં ફજરની નમાઝ પઢી. ત્યાર પછી હુઝૂર (સલ.) અને અબૂ તલહા સવાર થયા. હું અબૂ તલહાની પાછળ સવાર હતો. આપ ખેબરની શેરીઓમાં ફરવા લાગ્યા. મારો ઘુંટણ આપની જાંઘ સાથે અથડાતો હતો. આપે જાંઘથી તેહબંદ



અલગ કરી દીધું. અહીં સુધી કે, મારી નઝર આપની જાંઘની સફેદી ઉપર પડવા લાગી. જ્યારે આપ ગામમાં દાખલ થઇ ગયા ત્યારે આપે તકબીર કહી અને ફરમાવ્યું : ખેબર તબાહ થઇ ગયું. અમે જ્યારે કોઇ કોમની ઝમીનમાં ઉતરીએ છીએ ત્યારે જે લોકોને ડરાવવામાં આવે છે તેમની સવાર ખરાબ થઇ જાય છે. આ જ શબ્દો આપ ત્રણ વાર બોલ્યા. થોડી વાર પછી જ્યારે લોકો પોતાના કારોબાર માટે નીકળ્યા ત્યારે કહેવા લાગ્યા : મુહમ્મદ અને લશ્કર છે. છેવટે અમે ખેબર તાકાતથી જીતી લીધું. જ્યારે કેદીઓ ભેગા કરવામાં આવ્યા ત્યારે દિહયા આવ્યા અને વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! કેદીઓમાંથી એક લોંડી મને આપો. આપે ફરમાવ્યું : જાઓ, એક લોંડી લઇ લો. એટલે તેમણે સફિય્યા બિન્તે હુયને લઇ લીધાં. એવામાં એક માણસે આવીને કહ્યું કે, આપે સફિય્યાને જે કુરૈઝા અને નઝીર કબીલાનાં સરદાર છે, તે દિહયાને આપી દીધાં ! જો કે તે આપના લાયક છે. આપે દિહયાને સફિય્યા સાથે બોલાવ્યા અને જોઇને ફરમાવ્યું : તમે એના બદલે કોઇ બીજી લઇ લો. ત્યાર પછી આપે સફિય્યાને આઝાદ કરીને તેમની સાથે નિકાહ કરી લીધા. સાબિતે અનસ (રદિ.)ને પૂછ્યું કે, આપે એની મહેર શું આપી ? અનસ બોલ્યા : આપે તેમની આઝાદીને જ મહેર ઠેરવી. રસ્તામાં ઉમ્મે સુલૈમે સફિય્યાને શણગારીને તે જ રાત્રે હુઝૂર (સલ.) પાસે મોકલી દીધાં. હુઝૂર (સલ.) સવારમાં દુલ્હાના રૂપમાં ઉઠ્યા. આપે ચામડાનું એક દસ્તરખ્વાન બિછાવીને ફરમાવ્યું કે, જેની પાસે જે કંઇ હોય તે લઇ આવે. એટલે કોઇ ખજૂર લાવ્યું. કોઇ ઘી લાવ્યું. રાવી કહે છે કે, મને ખ્યાલ છે કે, સત્તુનો પણ અનસ (રદિ.)એ ઉલ્લેખ કર્યો હતો. ત્યાર પછી સહાબા (રદિ.)એ તેનો હલવો બનાવ્યો. હુઝૂર (સલ.)નો એ વલીમો હતો.

**ઓરત માટે નમાઝમાં કપડાંની સંખ્યા**

(૧૫૬/૪૦૭) ઇકરિમા કહે છે કે, જો ઓરત પોતાના શરીરને એક કપડામાં છુપાવે તો પૂરતું છે.

(૧૫૭/૪૦૮) આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)ની સાથે ફજની નમાઝમાં ઓરતો ચાદરમાં છુપાઇને આવતી અને તે પછી પોતાના ઘેર ચાલી જતી. કોઇ તેમને ઓળખતું નહીં. (કિંવા અંધકારના કારણે.)

**ડીઝાઇનવાળા કપડાં પહેરીને નમાઝ પઢવી અને ડીઝાઇન જોવી**

(૧૫૫/૪૦૬) પવનના સપાટાના કારણે તેહબંદ ખુલી જવાનો ભય હતો, એટલે તેને બંને પગો વચ્ચે દબાવી દીધું. બીજાઓ સામે જાંઘ ખુલી રાખવાનું જાઇઝ નથી.

(૧૫૮/૪૦૯) આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, આપે એક વાર એક ડીઝાઇનવાળી ચાદર પહેરીને નમાઝ પઢી. આપની નઝર તેની ડીઝાઇન પર પડી જતી હતી. એટલે નમાઝમાંથી પરવારીને ફરમાવ્યું : આ ચાદર અબૂ જહમને આપી દો અને એનો જાડો કામળો મને આપો. કારણ કે આ ડીઝાઇને મને હમણા નમાઝથી ગાફિલ બનાવી દીધો હતો.

(૧૫૯/૪૧૦) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું નમાઝમાં એની ડીઝાઇનને જોઇ રહ્યો હતો. એટલે મને ફિત્નામાં પડવાનો ભય લાગ્યો.

### શુળીવાળાં અને ફોટાઓવાળાં કપડાં પહેરવાથી નમાઝના ફાસિદ થવા અને ન થવાનું બયાન

(૧૬૦/૪૧૧) હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હઝરત આઇશા (રદિ.) પાસે એક ડીઝાઇનવાળો અને ફોટાઓવાળો પરદો હતો, જે તેમના મકાનની એક બાજુએ પડેલો હતો. એટલે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તેને અલગ કરી દો. કારણ કે, એના ફોટાઓ નમાઝમાં મારી નઝર સામે રહે છે.

### રેશમી ઝભ્ભામાં નમાઝ પઢવી પછી તેને ઉતારવો

(૧૬૧/૪૧૨) ઉકબા ઇબ્ને આમિર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)ને રેશમી ઝભ્ભો ભેટ તરીકે મોકલવામાં આવ્યો. આપે તેને પહેરીને નમાઝ પઢી. પછી તેને જલ્દીથી કાઢી નાખ્યો, જેમ કે કોઇ ખરાબ સમજીને કાઢી નાખે છે અને એમ ફરમાવ્યું કે, પરહેઝગારો માટે એનું પહેરવું સારું નથી.

### લાલ કપડું પહેરીને નમાઝ પઢવી

(૧૬૨/૪૧૩) અબૂ જુહેફા કહે છે : મેં જોયું કે, હુઝૂર (સલ.)એ ચામડાનો લાલ ઝભ્ભો પહેર્યો છે. બિલાલ વુઝૂનું પાણી લઇને ઉભા છે. લોકો પડાપડી કરી રહ્યા છે. જેને હુઝૂર (સલ.)ના વુઝૂનું વપરાયેલું પાણી મળી જતું હતું, તે તેને ચોપડતો હતો અને જેને ન મળતું હતું તે પોતાના સાથીના હાથમાંથી ભીનાશ લઇ લેતો હતો. મેં બિલાલને જોયા કે તેમની પાસે એક ભાલો હતો, જેને તેમણે ખોસી દીધો હતો. છેવટે હુઝૂર (સલ.) લાલ કપડાં પહેરીને આવ્યા. આપનું તેહબંદ

(૧૬૧/૪૧૨) રેશમના હરામ હોવાનો હુકમ આવતા પહેલાંનો આ બનાવ છે. પુરૂષો માટે રેશમ હરામ હોવાનો હુકમ આવતાં જ રસૂલુલ્લાહ (સલ.)એ ઝભ્ભો કાઢી નાખ્યો હતો.



પિંડલીઓથી ઉંચું હતું. આપે તે ભાલા તરફ ઉભા થઇને નમાઝ પઢાવી. માણસો અને જાનવરો ભાલાની આગળથી પસાર થતાં હતાં.

(૧૬૩/૪૧૪) હસન બસરીની નઝરે બરફ અને પુલ પર નમાઝ જાઇઝ છે. ભલેને નીચે અથવા ઉપર અથવા સામે પેશાબ વહેતો હોય. એ શરતે કે, નમાઝી અને નાપાકીની વચ્ચે કોઇ વસ્તુ આડરૂપે હોય. (જેથી નમાઝીને ન લાગે).

(૧૬૪/૪૧૫) અબૂ હુરૈરા (રદિ.)એ મસ્જિદની છત પર ઇમામની સાથે નમાઝ પઢી. (ઉંવા ઇમામ નીચે હતા.)

(૧૬૫/૪૧૬) ઇબ્ને ઉમર (રદિ.)એ બરફ પર નમાઝ પઢી.

(૧૬૬/૪૧૭) અબૂ હાઝિમની રિવાયત છે કે, લોકોએ સહલ ઇબ્ને સઅદ (રદિ.)ને પૂછયું કે, હુઝૂર (સલ.)નો મિમ્બર કઇ વસ્તુનો બનેલો હતો ? તેમણે જવાબ આપ્યો કે, હવે એના વિષે મારાથી વધુ જાણનાર કોઇ રહ્યો નથી. તે મિમ્બર ગાબા જંગલના લાકડામાંથી બનાવવામાં આવ્યો હતો. તેને ફલાણી ઓરતના ફલાણા ગુલામે હુઝૂર (સલ.) માટે બનાવ્યો હતો. જ્યારે તેને તૈયાર કરીને મૂકી દેવામાં આવ્યો ત્યારે હુઝૂર (સલ.)એ કિબ્લા તરફ મોં કરીને તકબીર કહી. લોકો આપની પાછળ હતા. આપે કિર્અત પઢી. રૂકૂઅ કર્યો. લોકોએ પણ આપની પાછળ રૂકૂઅ કર્યો. પછી આપે શિર ઉઠાવ્યું. તે પછી આપ પાછળ હટયા અને ઝમીન પર સજદો કર્યો. ફરી મિમ્બર ઉપર ગયા. કિર્અત પઢી. રૂકૂઅ કર્યો. ફરી શિર ઉઠાવ્યું અને પાછળ હટયા અને ઝમીન ઉપર સજદો કર્યો. આ એની બિના હતી. ઇમામ બુખારી કહે છે કે અલી ઇબ્ને અબ્દુલ્લાહે (ઇમામ બુખારીના ઉસ્તાદે) કહ્યું કે મને અહમદ ઇબ્ને હંબલે આ હદીસનો હેતુ પૂછયો. મેં જવાબ આપ્યો કે, મારો હેતુ એનાથી એ છે કે હુઝૂર (સલ.) લોકો કરતાં ઉંચાઇ પર હતા. એટલે આ હદીસની રૂએ ઇમામ લોકોથી ઉંચાઇ પર રહી શકે છે. ત્યાર બાદ મેં કહ્યું કે, લોકો સુફયાન ઇબ્ને ઉયયનાને આ હદીસ વિષે ખૂબ પૂછપરછ કરતા હતા. શું તમે તેમનાથી સાંભળ્યું નથી ? તેમણે જવાબ આપ્યો : ના.

(૧૬૭/૪૧૮) અનસ (રદિ.)થી રિવાયત છે કે, એક વાર હુઝૂર (સલ.) ઘોડા ઉપરથી પડી ગયા. આપની પિંડલી અથવા ખભો છોલાઇ ગયો. તે વખતે આપે પોતાની પત્નીઓથી એક મહીનાનો 'ઇલા' કર્યો હતો. (ઉંવા કસમ ખાધી હતી કે એક મહીના સુધી એમની પાસે જઇશ નહીં.) આપ એક માળ પર રહેવા લાગ્યા. જેની સીડી ખજૂરની હતી. જ્યારે

(૧૬૨/૪૧૩) લાલ લીટીવાળા કપડાં હતાં. (ઉમ્દતુલ કારી, ભા. ૪, પા. ૯૯) શુદ્ધ લાલ રંગ પુરૂષો માટે મકરૂહ છે.

આપના સાથીઓ ખબર લેવા માટે આવ્યા ત્યારે આપે તેમને બેસીને નમાઝ પઢાવી. તે લોકો ઉભા હતા. જ્યારે આપે સલામ ફેરવી ત્યારે ફરમાવ્યું કે, ઇમામ એટલા માટે હોય છે કે તેનું અનુકરણ કરવામાં આવે. જ્યારે તે તકબીર કહે ત્યારે તમે પણ તકબીર કહો. જ્યારે તે રૂકૂઅ કરે ત્યારે તમારે પણ રૂકૂઅ કરવો જોઇએ. જ્યારે તે સજદો કરે ત્યારે તમારે પણ સજદો કરવો જોઇએ. જો તે ઉભો થઇને નમાઝ પઢે તો તમે પણ ઉભા થઇને નમાઝ પઢો. ત્યાર પછી આપ ઓગણત્રીસમી તારીખે ઉતર્યા. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! આપે તો એક મહીનાની કસમ ખાધી હતી ! આપે જવાબમાં ફરમાવ્યું કે, મહીનો (કદી) ઓગણત્રીસનો પણ હોય છે.

### સજદામાં નમાઝીનું કપડું ઓરતને લાગી જાય તો તેનો હુકમ

(૧૬૮/૪૧૯) હઝરત મયમૂના (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) નમાઝ પઢતા હતા અને હું હૈઝની હાલતમાં આપની સામે સૂતી હતી. ઘણી વાર સજદો કરતી વખતે આપનું કપડું મને લાગતું હતું. આપ ખજૂરની ચટાઇ પર નમાઝ પઢતા હતા.

(૧૬૭/૪૧૮) આ રિવાયત મન્સૂખ છે. રસૂલુલ્લાહ (સલ.)એ જીવલેણ બીમારીમાં બેસીને નમાઝ પઢાવી હતી અને સહાબા (રદિ.)એ ઉભા રહીને નમાઝ પઢી હતી.

### ચટાઇ પર નમાઝ પઢવી

(૧૬૯/૪૨૦) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) અને અબૂ સઇદ (રદિ.)એ હોડીમાં ઉભા થઇને નમાઝ પઢી.

(૧૭૦/૪૨૧) હસન બસરીએ કહ્યું કે જો સાથીઓને તકલીફ ન થાય તો ઉભા થઇને નમાઝ પઢવી જોઇએ. (કિંવા હોડીમાં) અને હોડીની સાથે ઘુમતા રહેવું જોઇએ અને જો તકલીફ થાય તો બેસીને પઢવી જોઇએ.

(૧૭૧/૪૨૨) અનસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મારી દાદી મુલૈકાએ હુઝૂર (સલ.)ને દઅવત આપી.-જ્યારે આપ ખાઇને પરવાર્યાં ત્યારે આપે ફરમાવ્યું : ઉભા થઇ જાઓ, હું તમને નમાઝ પઢાવું. એટલે હું ચટાઇ લાવ્યો. જો કે વધારે ઉપયોગથી તે કાળી થઇ ગઇ હતી, એટલે મેં તેને ધોઇ. પછી તેના પર આપ ઉભા થઇ ગયા. હું અને એક યતીમ છોકરો આપની પાછળ ઉભા થઇ ગયા અને ડોશીમા અમારી પાછળ ઉભા થઇ ગયાં. તે પછી આપે અમને બે રકઅત નમાઝ પઢાવી.

### કોથળા પર નમાઝ પઢવી

(૧૭૨/૪૨૩) હઝરત મયમૂના (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.) (ખજુરીના) કોથળા પર નમાઝ પઢતા હતા.



### બિસ્તરા પર નમાઝ પઢવી

(૧૭૩/૪૨૪) અનસ (રદિ.)એ (એક વાર) પોતાના બિસ્તરા પર નમાઝ પઢી અને કહ્યું કે, અમે હુઝૂર (સલ.) સાથે નમાઝ પઢતા હતા અને અમારામાંથી કોઇ પોતાના કપડાં ઉપર પણ સજદો કરી લેતું હતું.

(૧૭૪/૪૨૫) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હું હુઝૂર (સલ.)ની સામે સૂતી હતી. મારા પગ આપના સજદાની જગ્યા પર રહેતા. જ્યારે આપ સજદો કરતા ત્યારે મને (હાથ વગેરેથી) ઇશારો કરી દેતા અને હું પગ ખેંચી લેતી. જ્યારે આપ ઉભા થઇ જતા ત્યારે હું લાંબા કરી દેતી. તે સમયે ઘરોમાં દીવા ન હતા.

(૧૭૫/૪૨૬) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, આપ (સલ.) પોતાની પત્નીના બિસ્તરા પર નમાઝ પઢતા અને તે આપની અને કિબ્લાની વચ્ચે જનાઝાની જેમ સૂઇ રહેતા હતા.

(૧૭૬/૪૨૭) ઉરવાથી રિવાયત કરવામાં આવી છે કે, જે બિસ્તરા ઉપર હુઝૂર (સલ.) અને આઇશા (રદિ.) સૂતાં હતાં, તેના પર હુઝૂર (સલ.) નમાઝ પઢતા અને આઇશા (રદિ.) તેમની સામે સૂઇ રહેતાં.

### સખ્ત તાપમાં કપડા ઉપર સજદો કરવો

(૧૭૭/૪૨૮) હસને કહ્યું કે, લોકો પાઘડી અને ટોપી પર સજદો કરતા હતા અને તેમના હાથ બાંયમાં રહેતા હતા.

(૧૭૮/૪૨૯) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે નમાઝ પઢતા હતા અને અમારામાંથી અમુક લોકો સખ્ત ગરમીના કારણે સજદાની જગ્યાએ કપડું મૂકતા હતા.

### ચંપલ પહેરીને નમાઝ પઢવી

(૧૭૯/૪૩૦) અબૂ મસ્લમાથી રિવાયત છે કે, મેં અનસ (રદિ.)ને પૂછ્યું કે, શું હુઝૂર (સલ.) જોડા પહેરીને નમાઝ પઢતા હતા ? તેમણે જવાબ આપ્યો : હા.

### મોઝા પહેરીને નમાઝ પઢવી

(૧૮૦/૪૩૧) હમ્મામથી રિવાયત છે કે મેં જરીર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.)ને જોયા કે, તેમણે પેશાબ કર્યો, પછી વુઝૂ કર્યું અને મોઝાઓ પર મસહ કર્યો, પછી ઉભા થઇને નમાઝ પઢી.

(૧૭૯/૪૩૦) જોડા પહેરીને નમાઝ પઢવાથી સજદો સહીહ નહીં થાય તો નમાઝ પણ સહીહ નહીં થાય. (ફયઝુલ બારી, ભા. ૨, પા. ૨૬) મસ્જિદની અદબ જાળવવા માટે ખુલ્લા પગે દાખલ થવું જોઇએ.

કોઇએ તેમને તેના વિષે પૂછયું તો તેમણે કહ્યું કે, મેં હુઝૂર (સલ.)ને આમ જ કરતા જોયા છે. ઇબ્રાહીમ કહે છે કે લોકો આ હદીસને પસંદ કરતા હતા. કારણ કે, જરીર પાછળથી ઇસ્લામ લાવ્યા હતા.

(૧૮૧/૪૩૨) મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં હુઝૂર (સલ.)ને વુઝૂ કરાવ્યું. હુઝૂરે મોઝાઓ પર મસહ કરીને નમાઝ પઢી.

### પૂરી રીતે સજ્દો ન કરવો

(૧૮૨/૪૩૩) અબૂ વાઇલથી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૈફા (રદિ.)એ એક માણસને જોયો કે, સજદો અને રૂકૂઅ સારી રીતે કરતો નથી. જ્યારે તે પરવારી ગયો ત્યારે તેને હુઝૈફા (રદિ.)એ કહ્યું કે, તારી નમાઝ થઇ નથી. મને ખ્યાલ છે કે, એમ પણ કહ્યું કે, જો તું મરી જશે તો મુહમ્મદ (સલ.)ના તરીકા પર નહીં મરે.

### બગલ ખોલવી અને સજદામાં હાથને બગલથી દૂર રાખવો

(૧૮૩/૪૩૪) અબ્દુલ્લાહ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) નમાઝમાં (સજદામાં) હાથોને એટલી હદે દૂર રાખતા કે, બગલની સફેદી દેખાતી હતી.



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### કિબ્લા તરફ મોં કરવાની ફઝીલત અને પગની આંગળી-ઓને કિબ્લા તરફ રાખવી

(૧૮૪/૪૩૫) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ અમારી જેમ નમાઝ પઢે, અમારા કિબ્લા તરફ મોં કરે અને અમારા ઝબીહા (ઝબ્હ કરેલા જાનવર)ને ખાય તે મુસલમાન છે. જેના માટે ખુદા અને તેના રસૂલની જવાબદારી છે. માટે ખુદાની જવાબદારીને ન તોડો.

(૧૮૫/૪૩૬) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે મને હુકમ આપવામાં આવ્યો છે કે, લોકો સાથે ત્યાં સુધી લડો જ્યાં સુધી કે તેઓ 'લા ઇલાહ ઇલ્લલ્લાહ' ન કહે, અને જ્યારે તે એ કહે અને અમારી જેમ નમાઝ પઢે, અમારા કિબ્લા તરફ મોં કરે અને અમારા ઝબીહાને ખાય તો પછી તેમનો જાનમાલ શરઇ હક્ક વગર અમારા ઉપર હરામ છે. તેમનો હિસાબ ખુદાના ઝિમ્મે છે.

(૧૮૬/૪૩૭) મયમૂન ઇબ્ને સિયાહથી રિવાયત કરવામાં આવી છે કે, મેં અનસ (રદિ.)ને પૂછયું કે, કઇ વસ્તુ માણસના જાનમાલને સુરક્ષિત કરી દે છે ? તેમણે જવાબ આપ્યો કે જે 'લા ઇલાહ ઇલ્લલ્લાહ'ની ગવાહી આપે,



અમારા કિબ્લા તરફ મોં કરે, અમારી જેમ નમાઝ પઢે અને અમારા ઝબીહાને ખાય તે મુસલમાન છે. જે મુસલમાન માટે છે તે તેના માટે છે. જે મુસલમાન પર ઝરૂરી છે તે તેના પર ઝરૂરી છે.

### મદીના, સીરિયા અને મશ્રિકવાસીઓનો કિબ્લો

(૧૮૭/૪૩૮) ન પૂર્વમાં કિબ્લો છે અને ન પશ્ચિમમાં, કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે પેશાબ, પાયખાના વખતે કિબ્લા તરફ મોં ન કરો, બલકે પૂર્વ દિશા અને પશ્ચિમ દિશા તરફ મોં રાખો. (આ હુકમ મદીના અને સીરિયાના લોકો માટે છે.)

(૧૮૮/૪૩૯) અબૂ અય્યૂબ અનસારી (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમે હાજત માટે બેસો ત્યારે કિબ્લા તરફ ન મોં કરો અને ન પીઠ કરો, બલકે પૂર્વ અને પશ્ચિમ તરફ મોં કરો. અબૂ અય્યૂબ કહે છે કે, જ્યારે અમે સીરિયામાં ગયા ત્યારે પાયખાનાઓને કિબ્લા તરફના બનેલાં જોયાં એટલે અમે ફરીને બેસતા હતા અને ઇસ્તિગફાર કરતા હતા.

### 'વત્તખિઝૂ મિમ્મકામિ ઇબ્રાહીમ મુસલ્લા'ની તફસીર

(૧૮૯/૪૪૦) અમ્ર બિન દીનારથી

(૧૮૮/૪૩૯) ભારતવાસીઓનો કિબ્લો પશ્ચિમ તરફ હોવાથી ઇસ્તિન્જા વખતે પશ્ચિમ તરફ મોં કરવું જાઇઝ નથી.

રિવાયત છે કે, અમે ઇબ્ને ઉમર (રદિ.)ને પૂછયું : જો કોઇ ઉમરાનો ઇહરામ બાંધીને માત્ર બયતુલ્લાહનો તવાફ કરે અને સફા-મરવા વચ્ચે 'સઇ' ન કરે તો તે પોતાની પત્ની સાથે સંભોગ કરી શકે છે કે નહીં ? તેમણે જવાબ આપ્યો કે હુઝૂર (સલ.)એ બયતુલ્લાહનો સાત વાર તવાફ કર્યો અને 'મકામે ઇબ્રાહીમ' પાછળ બે રકઅત પઢી અને સફા-મરવા વચ્ચે સઇ કરી. તમારા માટે હુઝૂર (સલ.)ના અનુકરણમાં સારો નમુનો છે. અમે જાબિર (રદિ.)ને પૂછયું તો તેમણે કહ્યું કે, જ્યાં સુધી સઇ ન કરે ત્યાં સુધી પત્નીની નજીક ન જાય.

(૧૯૦/૪૪૧) મુજાહિદથી રિવાયત છે કે, કોઇએ ઇબ્ને ઉમર (રદિ.) પાસે આવીને કહ્યું કે, હુઝૂર (સલ.) કઅબામાં ગયા છે. એટલે તે પણ ગયા, પરંતુ હુઝૂર (સલ.) નીકળી ગયા હતા. બિલાલ (રદિ.) બંને દરવાજાઓની વચ્ચે ઉભા હતા. મેં તેમને પૂછયું કે, હુઝૂરે કઅબામાં નમાઝ પઢી છે ? તેમણે જવાબ આપ્યો : હા. ડાબી બાજુના થાંભલાઓની વચ્ચેથી જે અંદર જાય છે ત્યાં બે રકઅત પઢી, પછી બહાર નીકળીને કઅબાની સામે બે રકઅત પઢી.

(૧૯૧/૪૪૨) ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે હુઝૂર (સલ.) બયતુલ્લાહમાં ગયા ત્યારે આપે તેની બધી બાજુએ દુઆ કરી અને નમાઝ પઢી નહીં. જ્યારે નીકળ્યા

ત્યારે કઅબાની સામે બે રકઅત પઢી અને ફરમાવ્યું કે આ કિબ્લો છે.

## કિબ્લા તરફ મોં કરવું

(૧૯૨/૪૪૩) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિબ્લા તરફ મોં કરો અને તકબીર કહો.

(૧૯૩/૪૪૪) બરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ સોળ યા સત્તર મહીના બયતુલ મુકદ્દસ તરફ મોં કરીને નમાઝ પઢી, પરંતુ હુઝૂર (સલ.)ને કઅબા તરફ મોં કરવાનુ પસંદ હતું. એટલે ખુદાએ આ આયત ઉતારી : **કદ નરા તકલ્લુબ વજહિક ફી સ્સમાઇ** (કિંવા અમે તમારા ચહેરાને આસમાન તરફ ફરતો જોઇએ છીએ.) ત્યાર બાદ આપ કિબ્લા તરફ મોં કરવા લાગ્યા. બેવકૂફ લોકો કિંવા યહૂદીઓ કહેવા લાગ્યા કે, એમને પહેલા કિબ્લાથી કઇ વસ્તુએ ફેરવી નાખ્યા ? (હે રસૂલ !) તમે એમને કહી દો કે, પૂર્વ અને પશ્ચિમ બંને ખુદાના છે અને તે જેને ઇચ્છે છે તેને સીધા માર્ગની હિદાયત આપે છે. એક માણસ આપની સાથે નમાઝ પઢીને જ્યારે ત્યાંથી ગયો ત્યારે તે અનસારીઓની એક જમાઅત પાસેથી પસાર થયો. આ લોકો બયતુલ મુકદ્દસ તરફ મોં કરીને અસરની નમાઝ પઢી રહ્યા હતા. તેણે કહ્યું કે, મેં હુઝૂર (સલ.) સાથે હમણા નમાઝ પઢી છે. આપે કઅબા તરફ મોં કરીને નમાઝ પઢાવી હતી. આ સાંભળતાં જ લોકો ફરી ગયા અને કઅબા તરફ મોં કર્યું.

(૧૯૪/૪૪૫) હઝરત જાબિર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) સવારી પર નમાઝ પઢતા હતા. (ભલેને) ગમે તે બાજુએ તેનું મોં હોય. જ્યારે ફર્ઝ પઢવાનો ઇરાદો કરતા ત્યારે ઉતરી પડતા અને કિબ્લા તરફ મોં કરીને પઢતા.

(૧૯૫/૪૪૬) અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે. એક વાર હુઝૂર (સલ.)એ નમાઝ પઢી. ઇબ્રાહીમ કહે છે કે, એનો મને ખ્યાલ નથી કે ઓછી પઢી યા વધારે. જ્યારે આપે સલામ ફેરવી ત્યારે લોકોએ કહ્યું : શું નમાઝમાં કોઇ નવો હુકમ આવ્યો ? આપે પૂછ્યું, શું થયું ? લોકોએ હકીકત કહી. આપે તરત પોતાના પગ ફેરવીને કિબ્લા તરફ મોં કર્યું અને બે સજદા કરીને સલામ ફેરવી. પછી આપે અમારા તરફ જોયું અને ફરમાવ્યું કે, જો નમાઝમાં કોઇ એવો હુકમ હોત તો હું તમને બતાવી દેત, પરંતુ હું પણ તમારા જેવો જ માણસ છું અને જેવી રીતે તમારી ભૂલ થાય છે તેવી જ રીતે મારી પણ. જ્યારે હું ભૂલી જાઉં ત્યારે મને યાદ અપાવો. જ્યારે કોઇને નમાઝમાં શંકા જાગે ત્યારે તે વિચાર કરીને દિલના મુખ્ય વલણ અનુસાર નમાઝ પૂરી કરે. પછી સલામ ફેરવીને બે સજદા કરે.



## કિબ્લા તરફ મોં કરવું. જો ભૂલથી બીજી બાજુ નમાઝ પઢી લેવામાં આવી હોય તો તેને ન દોહરાવે

(૧૯૬/૪૪૭) હુઝૂર (સલ.)એ ઝુહરની નમાઝની બે રકઅત પઢીને લોકો તરફ મોં કર્યું અને ત્યાર પછી બાકીની નમાઝ પઢી.

(૧૯૭/૪૪૮) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, ત્રણ વસ્તુઓમાં ખુદાએ મારા અભિપ્રાયને અનુરૂપ હુકમ આપ્યો. (પહેલી એ કે) મેં હુઝૂર (સલ.)ને કહ્યું કે જો 'મકામે ઇબ્રાહીમ'ને મુસલ્લો બનાવી લેવામાં આવે તો સારૂં થાય. એવામાં આયત ઉતરી : **વ ત્તખિઝુ મિમ મકામિ ઇબ્રાહીમ મુસલ્લા** (કિંવા 'મકામે ઇબ્રાહીમ'ને મુસલ્લો બનાવી લો.) (બીજી એ કે) મેં હુઝૂર (સલ.)ને કહ્યું કે જો આપ આપની પત્નીઓને પરદાનો હુકમ આપી દો તો સારૂં. કારણ કે, દરેક સારો અને ખરાબ માણસ વાતો કરે છે. તે વખતે પરદાની આયત ઉતરી (ત્રીજી વાત એ હતી કે,) હુઝૂર (સલ.)ની પત્નીઓએ મળીને હુઝૂર (સલ.)ને ખર્ચ માટે હેરાન કર્યા ત્યારે મેં તેમને કહ્યું કે, જો હુઝૂર (સલ.) તમોને તલાક આપી દે તો ખુદા તઆલા તમારાથી વધારે સારી મુસલમાન પત્નીઓ એમને આપશે અને ત્યાર પછી જ આયત ઉતરી.

(૧૯૮/૪૪૯) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, લોકો 'કુબા'માં સવારની નમાઝ પઢી રહ્યા હતા. એવામાં કોઇ માણસે તેમને કહ્યું કે, રાત્રે હુઝૂર (સલ.) ઉપર વહી ઉતરી. આપને કઅબા તરફ મોં કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. (આ સાંભળીને) તે લોકોએ કઅબા તરફ મોં કર્યું. પહેલાં તે લોકો સીરિયા તરફ મોં કરતા હતા, પછી કઅબા તરફ ફરી ગયા.

(૧૯૯/૪૫૦) અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ (એક વાર) ઝુહરમાં પાંચ રકઅત પઢી. લોકોએ કહ્યું : શું નમાઝ વધારે થઇ ગઇ ? આપે પૂછ્યું : શું થયું ? લોકોએ કહ્યું કે, આપે પાંચ રકઅત પઢી. આપે પગ ફેરવી લઇને બે સજદા કર્યા.

## સજદાની જગ્યા પરથી હાથથી થૂંક હઠાવવું

(૨૦૦/૪૫૧) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ કિબ્લા તરફ બલગમ (કફ) પડેલું જોયું. જેનાથી આપને ભારે દુ:ખ થયું અને એની અસર મોં ઉપર વર્તાવા લાગી. આપે ઉઠી તે હાથથી હઠાવ્યું અને ફરમાવ્યું : જ્યારે કોઇ નમાઝ પઢે છે ત્યારે તે પોતાના પાલનહાર સાથે વાતો કરે છે અથવા (એવું ફરમાવ્યું કે,) તેની અને કિબ્લાની વચ્ચે તેનો

(૨૦૦/૪૫૧) તે સમયે મસ્જિદમાં રેતી હતી, એટલે રજા આપી હતી. કોઇ પણ ભોગે મસ્જિદની સ્વચ્છતા અને અદબ જાળવવી જોઇએ.

પરવરદિગાર હોય છે. એટલે કોઇ માણસ કિબ્લા તરફ ન થૂંકે. પછી આપે ચાદરનો છેડો લઇને તેમાં થૂંકીને તેને મસળી નાખ્યું અને કહ્યું : આવી રીતે કરે.

(૨૦૧/૪૫૨) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ કિબ્લા તરફની દીવાલ પર થૂક જોયું અને તેને હઠાવી દીધું, પછી લોકો તરફ મોં કરીને કહ્યું કે જ્યારે કોઇ નમાઝ પઢે ત્યારે સામે ન થૂંકે. કારણ કે, નમાઝ પઢતી વખતે ખુદા તેની સામે હોય છે.

(૨૦૨/૪૫૩) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ કિબ્લાની દીવાલ પર નાકનું લીંટ અથવા થૂંક અથવા બલગમ (કફ) જોયું. એટલે આપે તેને હઠાવી દીધું.

**સજદાની જગ્યા પરથી લીંટને કાંકરીઓથી સાફ કરવું**

(૨૦૩/૪૫૪) ઇબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે, જો તમે ભીનાશવાળી નાપાકી ઉપર ચાલો તો પગ ધોઇ નાખો અને જો સૂકી હોય તો કંઇ વાંધો નથી.

(૨૦૪/૪૫૫) અબૂ હુરૈરા અને અબૂ સઇદ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ મસ્જિદની દીવાલ પર બલગમ (કફ) જોયું. કાંકરી લઇને તેને હઠાવી દીધું. પછી ફરમાવ્યું કે, જો કોઇ થૂંકે તો ન આગળ થૂંકે અને ન જમણી બાજુએ, બલકે ડાબી બાજુ અથવા ડાબા પગની નીચે થૂંકે.

**નમાઝમાં જમણી બાજુએ ન થૂંકવું**

(૨૦૫/૪૫૬) અબૂ હુરૈરા અને અબૂ સઇદ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ બલગમ (કફ) મસ્જિદની દીવાલ પર જોયું અને કાંકરી લઇને તેને સાફ કરી નાખ્યું. પછી ફરમાવ્યું : જો કોઇ થૂંકે તો ન સામેની બાજુએ થૂંકે અને ન જમણી બાજુએ, બલકે ડાબી બાજુએ અને ડાબા પગની નીચે થૂંકે.

(૨૦૬/૪૫૭) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કોઇ સામે અથવા જમણી બાજુએ ન થૂંકે, બલકે ડાબી બાજુએ અથવા ડાબા પગની નીચે થૂંકે.

**ડાબી બાજુ અથવા ડાબા પગની નીચે થૂંકવું**

(૨૦૭/૪૫૮) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુસલમાન જ્યારે નમાઝમાં હોય છે ત્યારે તે ખુદાની સાથે વાતો કરે છે. એટલે કોઇ સામે અથવા જમણી બાજુએ ન થૂંકે, બલકે ડાબી બાજુ અથવા (ડાબા) પગની નીચે થૂંકે.

(૨૦૮/૪૫૯) અબૂ સઇદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ મસ્જિદમાં કિબ્લા તરફ ભીનાશ



જોઇ અને તેને કાંકરીથી દૂર કરી દીધી અને સામે અથવા જમણી બાજુએ થૂંકવાની મનાઇ કરી, પરંતુ ડાબી બાજુએ અથવા ડાબા પગની નીચે થૂંકવાની રજા આપી.

**મસ્જિદમાં થૂંકવાનો કફ્ફારો**

(૨૦૯/૪૬૦) અનસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મસ્જિદમાં થૂંકવું ગુનાહ છે અને તેને દફન (સાફ) કરવું તેનો કફ્ફારો છે.

**મસ્જિદમાં બલગમ (કફ) દફન કરવું**

(૨૧૦/૪૬૧) અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, નમાઝમાં તમારામાંથી કોઇ સામેની બાજુએ ન થૂંકે, કારણ કે તે જ્યાં સુધી મુસલ્લા પર રહે છે ત્યાં સુધી ખુદા સાથે વાતચીત કરે છે. ન જમણી બાજુએ થૂંકે, કારણ કે, જમણી બાજુએ ફરિશ્તો હોય છે, બલકે ડાબી બાજુએ અથવા ડાબા પગની નીચે થૂંકે. પછી તેને દફન કરી દે.

**મજબૂરી વખતે કપડામાં થૂંકવું**

(૨૧૧/૪૬૨) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ કિબ્લા તરફ ભીનાશ જોઇ ત્યારે આપને ખરાબ લાગ્યું અને તેને હટાવી દીધી અને ફરમાવ્યું કે, જ્યારે કોઇ નમાઝ પઢે છે ત્યારે તે ખુદાની સાથે વાતચીત કરે છે અથવા ખુદા તેની અને કિબ્લાની વચ્ચે હોય છે. એટલે કોઇ કિબ્લા તરફ ન થૂંકે, બલકે ડાબી બાજુએ અથવા (ડાબા) પગની નીચે થૂંકે. ત્યાર પછી પોતાની ચાદરનો છેડો પકડીને તેમાં થૂંક્યા અને તેને મસળી નાખ્યું અને ફરમાવ્યું : અથવા આવું કરવું જોઇએ.

**ઇમામનું લોકોને નમાઝ પૂરી કરવાની નસીહત કરવું અને કિબ્લાનો ઉલ્લેખ**

(૨૧૨/૪૬૩) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું તમે મારા મોંને તે બાજુ માનો છો ? ખુદાની કસમ ! તમારી એકાગ્રતા અને રૂકૂઅ મારાથી છુપાયેલાં નથી. હું તમને પાછળથી પણ જોઉં છું.

(૨૧૩/૪૬૪) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, (એક દિવસ) આપ (સલ.)એ અમને નમાઝ પઢાવી. તે પછી મિમ્બર ઉપર ચઢીને ફરમાવ્યું : હું જેવી રીતે (આગળથી) જોઉં છું તેવી જ રીતે પાછળથી તમારી નમાઝ અને તમારા રૂકૂઅને જોઉં છું.

**"બની ફુલાં"ની મસ્જિદ કહેવું સહીહ છે કે નહીં ? (કિંવા મસ્જિદ સાથે એના સ્થાપકનું નામ જોડી શકીએ છીએ ?)**

(૨૧૪/૪૬૫) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ 'ઇઝમાર' થયેલા ઘોડાઓની ઘોડદોડ 'હફયા'થી 'સનિય્યતુલ વદાઅ' સુધી રાખી (ઘોડદોડ માટે ઘોડાઓને ખાસ પદ્ધતિથી પાતળા કરવાને 'ઇઝમાર' કહે છે. જેથી તેમનામાં સ્ફુર્તિ આવે.) અને ઇઝમાર નહીં થયેલા ઘોડાઓની હરિફાઇ 'સનિય્યા'થી 'મસ્જિદે બની ઝુરૈક' સુધી રાખી. મેં પણ હરિફાઇમાં ભાગ લીધો હતો.

## મસ્જિદમાં વહેંચવું અને તેમાં ખજુરના કણસલાં લટકાવવા

(૨૧૫/૪૬૬) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) પાસે બેહરૈનથી માલસામાન આવ્યો. આપે ફરમાવ્યું : એને મસ્જિદમાં મૂકી દો. આ માલ બીજા માલો કરતાં વધુ હતો. ત્યાર બાદ હુઝૂર (સલ.) નમાઝ માટે ગયા અને એના તરફ કંઇ ધ્યાન ન આપ્યું. જ્યારે આપ નમાઝમાંથી પરવાર્યા ત્યારે એની પાસે બેસી ગયા અને જે કોઇને જોતા તેને (થોડો માલ) આપતા. એવામાં (આપના કાકા) અબ્બાસ આવ્યા અને કહ્યું કે, યા રસુલલ્લાહ ! મને પણ આપો. કારણ કે, મેં મારો અને અકીલનો (બદરમાં) ફિદયો આપ્યો હતો (ફિદયા હું એ કારણે દેવાદાર છું.) હુઝૂરે ફરમાવ્યું : લઇ લો. એટલે તેમણે પોતાના કપડામાં લઇ લીધો. પછી તેને ઉંચકી જોયો, પરંતુ ઉંચકાયો નહીં, ત્યારે તેમણે કહ્યું કે આપ કોઇને ઉંચકવા માટે કહો. આપે ફરમાવ્યું : ના, પછી તેમણે કહ્યું કે, આપ પોતે ઉંચકી આપો. આપે ફરમાવ્યું : ના. એટલે અબ્બાસ (રદિ.) તેમાંથી થોડો ઓછો કરીને તેને ઉંચકવા લાગ્યા, (પરંતુ ઉંચકાયો નહીં) એટલે તેમણે કહ્યું : યા રસુલલ્લાહ ! આપ કોઇને ઉંચકવા માટે કહો. આપે કહ્યું : ના. તેમણે કહ્યું કે, આપ મને ઉંચકી આપો. આપે કહ્યું : ના, પછી થોડો ઓછો કર્યો. પછી ઉંચકીને ખભા પર મૂક્યો અને ચાલતા થયા. હુઝૂર (સલ.) તેમની લાલચથી નવાઇ પામીને જ્યાં સુધી તેઓ નઝરથી અદ્રશ્ય ન થયા ત્યાં સુધી તેમને જોતા રહ્યા. પછી હુઝૂર જ્યારે એક દિરહમ પણ બાકી ન રહ્યો ત્યારે ત્યાંથી ઉઠયા.

## મસ્જિદમાં દઅવત કરવી અને તેને કબૂલ કરવી

(૨૧૬/૪૬૭) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં હુઝૂર (સલ.)ને થોડાક લોકો સાથે મસ્જિદમાં જોયા. હું ઉભો રહ્યો હતો. હુઝૂરે ફરમાવ્યું : શું અબૂ તલહાએ મોકલ્યા છે ? મેં કહ્યું કે, હા. આપે ફરમાવ્યું : ખાવા માટે ? મેં કહ્યું, જી હા. પછી આપે લોકોને ઉઠવાનું કહ્યું અને ચાલવા લાગ્યા. હું આગળ આગળ હતો.



## મસ્જિદમાં ચુકાદો આપવો અને પતિ-પત્નીમાં "લિઆન" કરવું

(૨૧૭/૪૬૮) સહલ ઇબ્ને સઅદથી રિવાયત કરવામાં આવી છે કે, હું મોજુદ હતો એવામાં એક માણસે હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, જો કોઇ માણસ પોતાની પત્ની પાસે બીજા કોઇ માણસને જુએ તો શું કત્લ કરી નાખે ? તે પછી મસ્જિદમાં લિઆન થયું.

## જ્યાં કહેવામાં આવે ત્યાં નમાઝ પઢી લે, શોધાશોધ ન કરે

(૨૧૮/૪૬૯) ઇત્બાન ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) મારા મકાન પર આવ્યા અને પૂછ્યું કે, હું તમારા મકાનમાં કઇ જગ્યાએ નમાઝ પઢું ? મેં એક તરફ ઇશારો કર્યો. તે પછી આપે તકબીર કહી અને અમે આપની પાછળ સફ બાંધી. આપે બે રકઅત નમાઝ પઢી.

## ઘરોમાં નમાઝની જગ્યા બતાવવી

(૨૧૯/૪૭૦) બરા ઇબ્ને આઝિબે પોતાના ઘરની મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢી.

(૨૨૦/૪૭૧) બદરી સહાબીઓમાંથી ઇત્બાન ઇબ્ને માલિક (રદિ.) હુઝૂર (સલ.)ની પાસે આવ્યા અને કહ્યું કે, મારી આંખો ખરાબ થઇ ગઇ છે. હું મારી કોમનો ઇમામ છું, પરંતુ જ્યારે વરસાદ પડે છે ત્યારે મારી અને તેમની વચ્ચે નાળું વહે છે અને હું તેમની મસ્જિદમાં જઇ શકતો નથી. એટલે મારી ઇચ્છા છે કે, આપ મારે ત્યાં આવીને કોઇ જગ્યાએ નમાઝ પઢો. જેથી હું તેને મારી નમાઝની જગ્યા મુકર્રર કરી લઉં. આપે ફરમાવ્યું : ઠીક, ઇન્શાઅલ્લાહ હું એવું જ કરીશ. પછી બીજા દિવસે હુઝૂર (સલ.) અને અબૂબક્ર (રદિ.) ચાશતના સમયે મારે ત્યાં આવ્યા અને અંદર આવવાની રજા માંગી. મેં આપને રજા આપી. જ્યારે આપ ઘરમાં આવ્યા ત્યારે આપ બેઠા નહીં અને ફરમાવ્યું : ક્યાં નમાઝ પઢાવવા માંગો છો ? મેં ઘરની એક બાજુએ ઇશારો કર્યો. આપ ઉભા થઇ ગયા અને તકબીર કહી. અમે આપની પાછળ ઉભા થઇ ગયા. આપે બે રકઅત પઢી, પછી સલામ ફેરવી. તે પછી અમે આપને 'હરીરો' ખવડાવવા માટે રોકી લીધા જેને અમે આપના માટે તૈયાર કર્યો હતો. મહોલ્લાના બીજા માણસો પણ આવી ગયા. જેમાંથી કોઇએ કહ્યું કે, માલિક ઇબ્ને દુખયશિન યા ઇબ્ને દુખશુન ક્યાં છે ? અમુકે જવાબ આપ્યો કે, તે મુનાફિક છે. તેને ખુદા અને રસુલ સાથે મુહબ્બત નથી. હુઝૂરે કહ્યું કે, આવું ન બોલો. શું તમે એવું જોયું નથી કે, તેણે ખુદાની રઝામંદી માટે 'લા ઇલાહ ઇલ્લલ્લાહ' કહ્યું છે ? અમુકે જવાબ

આપ્યો કે, ખુદા અને તેના રસૂલ વધુ જાણે છે. અમે એની લાગણી અને શુભેચ્છા મુનાફિકોની સાથે જોઇ છે. આપે ફરમાવ્યું કે, ખુદાએ તે માણસ માટે દોઝખ હરામ કરી દીધી છે જે ખુદાની રઝામંદી માટે 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' કહે.

**મસ્જિદ વગેરેમાં દાખલ થતી વખતે જમણી બાજુનું ધ્યાન રાખવું**

(૨૨૧/૪૭૨) ઇબ્ને ઉમર (રદિ.) પોતાના જમણા પગથી શરૂ કરતા હતા. પછી જ્યારે નીકળતા ત્યારે ડાબા પગથી શરૂ કરતા હતા.

(૨૨૨/૪૭૩) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) શકય તેટલી હદે દરેક કામમાં, પાકી હાસિલ કરવામાં, કાંસકી કરવામાં અને જોડા પહેરવામાં જમણી બાજુથી શરૂ કરવાનો ખ્યાલ રાખતા હતા.

**મુશ્રિકોની કબરો ખોદીને તેના ઉપર મસ્જિદ બનાવવી**

(૨૨૩/૪૭૪) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે ખુદાએ યહૂદીઓ પર એટલા માટે લાનત કરી કે, તેમણે નબીઓની કબરોને મસ્જિદ બનાવી.

**કબરો પર નમાઝનું મકરૂહ હોવું**

(૨૨૪/૪૭૫) હઝરત ઉમર (રદિ.)એ અનસ ઇબ્ને માલિક (રદિ.)ને કબ્ર પાસે નમાઝ પઢતા જોયા તો કહ્યું કે, કબ્ર છે કબ્ર. (કિંવા એનાથી બચો) પરંતુ દોહરાવવાનો હુકમ આપ્યો નહીં.

(૨૨૫/૪૭૬) ઉમ્મે હબીબા અને ઉમ્મે સલમા (રદિ.)એ હુઝૂર (સલ.) પાસે એક દેવળનો ઉલ્લેખ કર્યો, જેને તેમણે હબશામાં જોયું. તેમાં ફોટાઓ હતા. આપે ફરમાવ્યું કે, જ્યારે તેમનામાંથી કોઇ સારો માણસ મરી જતો હતો ત્યારે તે તેમની કબર પર મસ્જિદ બનાવતા હતા અને તેમાં એ ફોટાઓ રાખતા હતા. એ લોકો અલ્લાહની નઝરમાં કિયામતના દિવસે સૌથી ખરાબ મખ્લૂક છે.

(૨૨૬/૪૭૭) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે હુઝૂર (સલ.) મદીનામાં આવ્યા ત્યારે મદીનાના ઉપરવાસમાં બની અમ્ર બિન ઔફના મહોલ્લામાં ૨૪ દિવસ રહ્યા. તે પછી આપે કોઇને મોકલીને બની નજ્જારને બોલાવ્યા. બની નજ્જાર ગરદનોમાં તલવારો લટકાવીને હાજર થયા. હજુ સુધી તે દ્રશ્ય મારી આંખોની સામે છે. હુઝૂર સવારી પર છે. તેમની પાછળ અબૂબક્ર બેસેલા છે અને બની નજ્જાર આપની આજુબાજુ છે. આપ અબૂ અય્યૂબ (રદિ.)ને ત્યાં ઉતર્યા. આપનો એવો નિયમ હતો કે, જ્યાં નમાઝનો વખત થઇ જતો ત્યાં નમાઝ પઢી લેતા. અહીં સુધી કે, આપ બકરીઓના બેસવાની જગ્યાએ પણ



નમાઝ પઢી લેતા. પછી આપે મસ્જિદ બનાવવાનો હુકમ આપ્યો અને બની નજ્જારને બોલાવ્યા અને કહ્યું કે બની નજ્જાર, તમે તમારો આ બાગ વેચી દો. તેમણે જવાબ આપ્યો : નહીં, ખુદાની કસમ ! અમે એની કીંમત ખુદા સિવાય કોઇની પાસેથી લેવા માંગતા નથી. બાગમાં મુશ્રિકોની કેટલીક કબરો હતી. થોડીક ઉજ્જડ ઝમીન હતી અને કેટલાક ખજુરીના ઝાડો હતાં. આપે કબરોને ખોદીને સપાટ કરવાનો અને ખજુરીઓને કાપવાનો હુકમ આપ્યો. એટલે લોકોએ ખજુરીઓ કાપીને મસ્જિદમાં કિબ્લા તરફ લગાવી દીધી અને તેની બંને બાજુએ પત્થર ઉભા કરી દીધા. લોકો શે'ર બોલતા બોલતા પત્થરો લાવતા હતા. હુઝૂર (સલ.) પણ તેમની સાથે હતા અને કહેતા હતા : ઇલાહી ! ખૂબી અને ભલાઇ તો માત્ર આખિરતની છે. માટે તું મુહાજિરો અને અનસારની મગફિરત ફરમાવ.

**બકરીઓના બેસવાની જગ્યાએ નમાઝ પઢવી**

(૨૨૭/૪૭૮) અબૂ તય્યાહ અનસ (રદિ.)થી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.) બકરીઓના બેસવાની જગ્યાએ નમાઝ પઢતા હતા. પછી મેં તેમની પાસેથી સાંભળ્યું કે, મસ્જિદ બનતા પહેલાં ત્યાં નમાઝ પઢતા હતા.

**ઊંટોની જગ્યાએ નમાઝ પઢવી**

(૨૨૮/૪૭૯) નાફિઅથી રિવાયત છે કે, મેં ઇબ્ને ઉમર (રદિ.)ને ઊંટની પાસે નમાઝ પઢતા જોયા અને ઇબ્ને ઉમર (રદિ.)નું કથન છે કે મેં હુઝૂર (સલ.)ને પણ આવી રીતે જોયા છે.

**તન્નુર અથવા આગ અથવા કોઇ એવી વસ્તુ જેની પૂજા કરવામાં આવે છે તેની સામે નમાઝ જાઇઝ છે. એ શરતે કે હેતુ ખુદાની રઝામંદી હોય**

(૨૨૯/૪૮૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું નમાઝ પઢતો હતો એવામાં મારી સામે આગ (દોઝખ) રજુ કરવામાં આવી.

(૨૩૦/૪૮૧) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, (એક વાર) સૂર્યગ્રહણ થયું. હુઝૂર (સલ.)એ નમાઝ પઢી અને ફરમાવ્યું કે, મને હમણા દોઝખ દેખાડવામાં આવી છે. મેં આજના જેવી સખ્ત વસ્તુ કદી જોઇ ન હતી.

**કબરો પર નમાઝનું મકરૂહ હોવું**

(૨૩૧/૪૮૨) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, ઘરોમાં નમાઝ પઢો અને ઘરોને કબ્રસ્તાન ન બનાવો.

### ઘસવાની જગ્યાએ અથવા બીજી કોઇ અઝાબની જગ્યાએ નમાઝ પઢવી

(૨૩૨/૪૮૩) હઝરત અલી (રદિ.)એ બાબિલની ઘસવાની જગ્યાએ નમાઝને મકરૂહ ગણી હતી.

(૨૩૩/૪૮૪) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે લોકો પર અલ્લાહનો અઝાબ ઉતર્યો છે તેમની પાસેથી રડતાં રડતાં પસાર થાઓ, પરંતુ જો તમે ન રડો તો ન પસાર થાઓ. જેથી તમારા ઉપર તે અઝાબ ન ઉતરે જે તેમના પર ઉતર્યો છે.

### દેવળમાં નમાઝ પઢવી

(૨૩૪/૪૮૫) હઝરત ઉમર (રદિ.)એ (ઇસાઇઓને) કહ્યું કે, અમે તમારા દેવળોમાં તસ્વીરોના કારણે નમાઝ નહીં પઢીએ.

(૨૩૫/૪૮૬) ઇબ્ને અબ્બાસ (રદિ.) તે દેવળમાં નમાઝ પઢતા હતા જેમાં તસ્વીરો નહોતી.

(૨૩૬/૪૮૭) આઇશા (રદિ.)થી રિવાયત છે કે, ઉમ્મે સલમા (રદિ.)એ હુઝૂર (સલ.) સામે મારિયા નામે દેવળનો ઉલ્લેખ કર્યો, જેને તેમણે હબશામાં જોયું હતું. તેમાં જે તસ્વીરો વગેરે હતી તેનું વર્ણન કર્યું. આપે ફરમાવ્યું કે તે લોકોમાં જ્યારે કોઇ સારો માણસ મરી જાય છે ત્યારે તેઓ તેની કબર ઉપર મસ્જિદ બનાવે છે અને તેમાં તસ્વીરો પણ બનાવે છે. આ લોકો ખુદાની નઝરમાં સૌથી ખરાબ મખ્લૂક (સર્જન) છે.

(૨૩૭/૪૮૮) અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ અને આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે હુઝૂર (સલ.) પર વહી ઉતરતી ત્યારે આપ પોતાના મોં ઉપર એક ચાદર નાખી દેતા હતા. જ્યારે આપ ગરમ થઇ જતા ત્યારે તેને હઠાવી દેતા. એવી જ હાલતમાં (એક દિવસ) આપે ફરમાવ્યું કે, યહૂદીઓ અને ઇસાઇઓ પર ખુદાની લાનત થાય કે, તેમણે નબીઓની કબરોને મસ્જિદ બનાવી લીધી. (એનાથી આપનો હેતુ પોતાની ઉમ્મતને ડરાવવાનો હતો કે) મુસલમાનો આવી બાબતમાં ન સપડાય.

(૨૩૮/૪૮૯) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે ખુદા યહૂદીઓને હલાક કરે, તેમણે પોતાના નબીઓની કબરોને મસ્જિદ બનાવી.

### હુઝૂર (સલ.)ના તે કથનનું બયાન કે ખુદા તઆલાએ મારા માટે ઝમીનને મસ્જિદ અને પાક કરનારી વસ્તુ બનાવી

(૨૩૯/૪૯૦) હઝરત જાબિર



(રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મને પાંચ નિઅમતો એવી આપવામાં આવી છે જે મારાથી પહેલાં કોઇ નબીને આપવામાં આવી નથી. મને એક મહીનાના રસ્તા સુધી માત્ર રૂઆબથી વિજય મળ્યો. મારા માટે સમગ્ર ધરતી મસ્જિદ અને પાક કરનારી બનાવવામાં આવી. મારી ઉમ્મતમાં જે કોઇને જ્યાં પણ વખત મળે ત્યાં નમાઝ પઢી લે. મારા માટે ગનીમત (નો માલ) હલાલ છે. પહેલાંના રસૂલોને પોતાની કોમના માટે મોકલવામાં આવતા હતા, પરંતુ મને બધા લોકો માટે મોકલવામાં આવ્યો છે અને મને શફાઅતનો દરજ્જો મળ્યો.

### ઔરત માટે મસ્જિદમાં સૂવું

(૨૪૦/૪૯૧) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, કોઇ કબીલાની એક કાળી લોંડી હતી. જેને તેમણે આઝાદ કરી દીધી હતી અને તે તેમની જ સાથે રહેતી હતી. એક દિવસનો બનાવ છે કે તે છોકરી લાલ મોતીઓનો હાર પહેરીને નીકળી. પછી તેણે ક્યાં તો તે હાર કોઇક જગ્યાએ મૂકી દીધો અથવા તે પડી ગયો. એક સમડીએ ગોશ્ત સમજીને તે ઉચકી લીધો. લોકોએ હાર શોધ્યો. જ્યારે મળ્યો નહીં ત્યારે તેમણે લોંડી પર આરોપ મૂક્યો અને તેની જડતી લેવા માંડી. અહીં સુધી કે ગુપ્ત ભાગની પણ જડતી લીધી. તે ઉભેલી હતી, એવામાં તે જ સમડી આવી અને તેણે હારને તેમની સામે નાખ્યો. લોંડીએ કહ્યું કે, જુઓ. જેની ચોરી તમે મારા માથે પાડી હતી તે આ છે અને હું એનાથી મુક્ત હતી. ત્યાર પછી તે હુઝૂર (સલ.) પાસે આવી અને મુસલમાન થઇ ગઇ. તેણે મસ્જિદમાં ઝુંપડી બાંધી હતી. મારી પાસે આવતી રહેતી હતી અને વાતો કરતી રહેતી હતી, પરંતુ દરેક વાતચીતમાં એવુ ઝરૂર કહેતી કે, હારનો દિવસ પણ અજબ દિવસ હતો. તે દિવસે ખુદાએ મને કુફ્રમાંથી મુકિત આપી. મેં એક દિવસ તેને કહ્યું કે, શું વાત છે કે જ્યારે તું મારી પાસે આવે છે ત્યારે આ જ વાત કરે છે ! તેણે મને પૂરો બનાવ કહી સંભળાવ્યો.

### મસ્જિદમાં મરદોનું સૂવું

(૨૪૧/૪૯૨) અબૂ કિલાબહ અનસ (રદિ.)થી રિવાયત કરે છે કે, ઉકલ કબીલાના કેટલાક લોકો આવ્યા અને સુફફામાં રહેવા લાગ્યા.

(૨૪૨/૪૯૩) અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર (રદિ.) કહે છે કે, 'અસ્હાબે સુફફા' ગરીબ લોકો હતા.

(૨૪૩/૪૯૪) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, હું મસ્જિદે નબવીમાં સૂઇ રહેતો હતો. હું કુંવારો હતો. મારી પત્ની ન હતી.

(૨૪૪/૪૯૫) સહલ ઇબ્ને સઅદ

(રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) ફાતિમા (રદિ.)ના મકાન પર આવ્યા અને અલી (રદિ.)ને ઘરમાં જોયા નહીં ત્યારે પૂછ્યું કે, તમારા કાકાનો છોકરો ક્યાં છે ? તેમણે જવાબ આપ્યો કે, મારાથી તેમણે અબોલા લીધા છે, એટલે તે અહીંથી ચાલ્યા ગયા અને કયલૂલા (બપોરના ભોજન પછીનો આરામ) કર્યા નહીં. આપે કોઇને જોવા માટે મોકલ્યો. તેણે આવીને કહ્યું કે, મસ્જિદમાં સૂતેલા છે. આપ મસ્જિદમાં ગયા. હઝરત અલી (રદિ.) ત્યાં સૂતા હતા. ચાદર ખભા નીચે આવી ગઇ હતી. ખભા પર માટી લાગેલી હતી. એટલે તેમના ખભા પરથી માટી સાફ કરવા લાગ્યા અને કહ્યું : અય અબૂ તુરાબ ! ઉઠો; અય અબૂ તુરાબ ! ઉઠો.

(૨૪૫/૪૯૬) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે કે, મેં અસ્હાબે સુફફામાં સિત્તેર માણસોને જોયા કે તેમનામાંથી કોઇની પાસે ચાદર ન હતી. કોઇની પાસે તેહબંદ હતું તો કોઇની પાસે તેનાથી પણ નાનું કપડું હતું, જેમાંથી કોઇ તો પિંડલીઓ સુધી પહોંચતું અને કોઇ ઘુંટીઓ સુધી. તે લોકો તેમને ગરદનો સાથે બાંધતા હતા અને હાથો વડે પકડી રાખતા કે કંઇ નગ્ન ન થઇ જવાય.

**સફરમાંથી આવ્યા પછી નમાઝ પઢવી**

(૨૪૬/૪૯૭) કઅબ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) જ્યારે સફરમાંથી પાછા આવતા ત્યારે પહેલા મસ્જિદમાં જઇને નમાઝ પઢતા.

(૨૪૭/૪૯૮) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હું હુઝૂર (સલ.) પાસે ચાશ્તના વખતે મસ્જિદમાં ગયો. આપે ફરમાવ્યું કે, નમાઝ પઢો. મારા થોડાક લેણા આપની પાસે નીકળતા હતા. આપે તે પણ આપી દીધા અને થોડાક વધુ આપ્યા.

**મસ્જિદમાં બેસતા પહેલાં બે રકઅત પઢવી**

(૨૪૮/૪૯૯) અબૂ કતાદા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું, જ્યારે તમારામાંથી કોઇ મસ્જિદમાં આવે ત્યારે બેસતા પહેલાં બે રકઅત પઢે.

**મસ્જિદમાં વુઝૂ તૂટવું**

(૨૪૯/૫૦૦) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી નમાઝી મુસલ્લા પર વુઝૂ સાથે બેસી રહે છે ત્યાં સુધી ફરિશ્તાઓ તેના માટે ઇસ્તિગફાર કરે છે. તે કહે છે : અય અલ્લાહ ! એની મગફિરત કર, અય અલ્લાહ ! એના પર રહમ કર.



**'મસ્જિદે નબવી'નું બાંધકામ**

(૨૫૦/૫૦૧) અબૂ સઇદ (રદિ.)થી રિવાયત છે કે મસ્જિદે નબવીની છત ખજુરીની ડાળીઓની હતી.

(૨૫૧/૫૦૨) હઝરત ઉમર (રદિ.)એ મસ્જિદ બનાવવાનો હુકમ આપ્યો અને કહ્યું કે, હું લોકોને વરસાદથી બચાવવા માગું છું. એટલે લાલ અથવા પીળો રંગ ન લગાડો. કારણ કે, એમાં ફિત્નાનો ભય છે.

(૨૫૨/૫૦૩) અનસ (રદિ.)એ કહ્યું હતું કે, લોકો ગર્વ કરવા માટે મસ્જિદો બનાવશે, પરંતુ એવા લોકો ઓછા હશે, જે તેમને આબાદ કરશે.

(૨૫૩/૫૦૪) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું હતું કે, તમે લોકો મસ્જિદોને નકશીકામથી શણગારશો, જેમ કે યહૂદીઓ અને ઇસાઇઓએ કર્યું છે.

(૨૫૪/૫૦૫) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, નબી (સલ.)ના સમયમાં મસ્જિદ કાચી ઇંટોની બનેલી હતી. જેની છત ખજુરીની ડાળીઓની અને થાંભલા ખજુરીના લાકડાના હતા. એ પછી હઝરત અબૂબક્ર (રદિ.)એ એમાં ફેરફાર ન કર્યો. (બલ્કે એવી જ રહેવા દીધી.) ત્યાર પછી હઝરત ઉમર (રદિ.)એ એમાં કંઇક વધારો કર્યો. જો કે એનો પાયો તે જ રહેવા દીધો જે નબી (સલ.)ના સમયમાં હતો. કાચી ઇંટોથી બાંધકામ કરીને ખજુરીની ડાળીઓની છત બનાવડાવી અને ખજુરીના જ થાંભલા મૂકાવ્યા. તે પછી હઝરત ઉસ્માન (રદિ.)એ એમાં ઘણો જ ફેરફાર અને વધારો કર્યો. દીવાલોને નકશીકામવાળા પત્થરોથી તૈયાર કરાવી. થાંભલા પણ નકશીવાળા પત્થરોના બનાવડાવ્યા અને સાગની છત બનાવડાવી.

**મસ્જિદોના બાંધકામમાં મદદ લેવી અને ખુદા તઆલાનું તે કથન કે મુશ્રિકોને એ અધિકાર નથી કે તે ખુદાની મસ્જિદોને આબાદ કરે......**

(૨૫૫/૫૦૬) ઇકરિમાથી રિવાયત છે કે, ઇબ્ને અબ્બાસ (રદિ.)એ મને અને પોતાના પુત્ર અલીને અબૂ સઇદ (રદિ.) પાસે હદીસો સાંભળવા મોકલ્યા. એટલે અમે તેમની પાસે પહોંચ્યા. તે વખતે તેઓ બાગને દુરુસ્ત કરી રહ્યા હતા. અમારા જવાથી તેઓ ચાદર લઇને બેસી ગયા અને હદીસો સંભળાવવાની શરૂ કરી દીધી. જ્યારે મસ્જિદના બાંધકામનો ઉલ્લેખ આવ્યો ત્યારે કહેવા લાગ્યા કે, અમે લોકો એક એક ઇંટ લઇ જતા હતા અને અમ્માર (રદિ.) બબ્બે ઇંટો. જ્યારે હુઝૂર (સલ.)એ જોયું ત્યારે તેની માટી ઝટકી અને ફરમાવ્યું કે અફસોસ, અમ્મારને બળવાખોર ટુકડી કત્લ કરી નાખશે. એ તેમને જન્નતનું આમંત્રણ આપશે અને તે લોકો એમને દોઝખ તરફ બોલાવશે.

ત્યાર પછી અમ્માર કહેતા હતા કે, ફિત્નાઓથી ખુદાની પનાહ માગું છું.

### મસ્જિદ અને લાકડાઓમાં સુથારો અને કારીગરોની મદદ લેવી

(૨૫૬/૫૦૭) હઝરત સહલ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ એક ઓરતને સંદેશો મોકલ્યો કે, તમારા સુથાર ગુલામને મિમ્બર બનાવવા માટે મોકલી આપો. હું બેસવા માટે મિમ્બર બનાવીશ.

(૨૫૭/૫૦૮) જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, એક ઓરતે હુઝૂર (સલ.)ને કહ્યું કે, જો આપ રજા આપો તો હું મારા ગુલામ પાસે, જે સુથાર છે આપના બેસવા માટે કોઇ વસ્તુ બનાવડાવું. આપે ફરમાવ્યું કે જો ઇચ્છતાં હોવ તો મિમ્બર બનાવડાવો.

### મસ્જિદ બનાવનાર (ની ફઝીલત)

(૨૫૮/૫૦૯) ઉબૈદુલ્લાહ ખૌલાનીથી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે હઝરત ઉસ્માન (રદિ.)એ મસ્જિદ બંધાવી અને લોકોએ વાતો કરવા માંડી ત્યારે હઝરત ઉસ્માન (રદિ.)એ કહ્યું કે તમે મારા વિષે ઘણું બધું કહ્યું છે. જો કે મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે કોઇ ખુદાને ખુશ કરવા માટે મસ્જિદ બનાવે તો ખુદા તેના માટે તેવું જ જન્નતમાં ઘર બનાવે છે.

### મસ્જિદે જતી વખતે તીરનો આગળનો ભાગ પકડી લેવો

(૨૫૯/૫૧૦) સુફયાનથી રિવાયત છે કે, મેં અમ્રને કહ્યું : તમે જાબિર (રદિ.)ને એવું કહેતા સાંભળ્યા કે એક માણસ મસ્જિદમાં તીર લઇને આવ્યો ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એમનો આગળનો ભાગ પકડી લો. (તેમણે કહ્યું : હા.)

(૨૬૦/૫૧૧) અબૂ બુરદા (રદિ.) પોતાના પિતા પાસેથી રિવાયત કરે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ મસ્જિદ અથવા બજારમાં તીર લઇને જાય ત્યારે તેણે આગલો ભાગ પકડી લેવો જોઇએ. જેથી કોઇ મુસલમાન ઘાયલ ન થઇ જાય.

### મસ્જિદમાં શે'ર બોલવું

(૨૬૧/૫૧૨) હસ્સાન ઇબ્ને સાબિત (રદિ.) અબૂ હુરૈરા (રદિ.)ને ગવાહ બનાવીને કહેતા હતા કે હું તમને ખુદાની કસમ આપું છું; શું તમે હુઝૂર (સલ.)ને આવું કહેતા સાંભળ્યા છે કે, અય હસ્સાન ! રસૂલુલ્લાહ (સલ.) તરફથી જવાબ આપો. અય અલ્લાહ ! એની રૂહુલ કુદસ (જિબ્રઇલ) મારફતે મદદ કર. અબૂ હુરૈરાએ કહ્યું કે, હા.

### ભાલાવાળાઓનું મસ્જિદમાં આવવું



(૨૬૨/૫૧૩) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, એક દિવસ હબસીઓ મસ્જિદમાં રમી રહ્યા હતા અને હુઝૂર (સલ.) મને પોતાની ચાદરમાં છુપાવીને કમરાના દરવાજા પર ઉભા હતા. હું તેમની રમત જોઇ રહી હતી. અમુક રિવાયતોમાં છે કે તેઓ ધારિયાઓથી રમી રહ્યા હતા.

### મસ્જિદમાં મિમ્બર પર ખરીદ-વેચાણ કરવાનું બયાન

(૨૬૩/૫૧૪) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મારી પાસે બરીરા આવ્યાં અને કિતાબતના (નાણાં) વિષે વાતચીત કરવા લાગ્યાં. મેં તેમને કહ્યું કે જો તમે ઇચ્છતાં હોય તો હું તમારા માલિકોને ચૂકવી દઉં, પરંતુ વારસા-હક્ક મારો રહેશે. તેમના માલિકોએ કહ્યું કે, જો આઇશા (રદિ.) યોગ્ય સમજતાં હોય તો બાકીના નાણાં અમને આપી દે અથવા આઝાદ કરી દે, પરંતુ વારસાનો હક્ક અમારો જ રહેશે. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે મેં આ વાત હુઝૂર (સલ.)ને કહી. આપે ફરમાવ્યું કે, એને ખરીદી લો, પછી આઝાદ કરી દો. કારણ કે વારસાનો હક્ક આઝાદ કરનારાનો રહે છે. તે પછી (આપ મસ્જિદે નબવીમાં ગયા અને) મિમ્બર પર ઉભા થઇને ફરમાવ્યું : તે લોકોને શું થઇ ગયું છે કે એવી શરતો કરે છે જે કિતાબુલ્લાહમાં મોજુદ નથી. જે કોઇ એવી શરત કરે જે કિતાબુલ્લાહમાં ન હોય તે બાતલ છે, ભલેને સો વાર કરી હોય.

### મસ્જિદમાં ઉઘરાણી કરવી

(૨૬૪/૫૧૫) કઅબ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં ઇબ્ને અબી હદરદ પાસે મારા લેણાંની ઉઘરાણી કરી. અમારા બંનેનો અવાજ ખૂબ ઉંચો થઇ ગયો (કિવા ઝઘડો શરૂ થઇ ગયો) જે હુઝૂર (સલ.)એ પણ સાંભળી લીધો. આપ અમારા તરફ આવ્યા અને કમરાનો પરદો હઠાવીને મને કહ્યું કે તમારું અડધું લેણું જતું કરો. મેં કહ્યું : ઘણું સારું. તે પછી આપે ઇબ્ને અબી હદરદને કહ્યું કે, ઉઠો અને દેવું ચૂકવી દો.

### મસ્જિદમાં ઝાડુ દેવું અને કપડાંના ટુકડાંઓ, કચરો અને લાકડાઓ ઉંચકવા

(૨૬૫/૫૧૬) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, એક કાળો પુરૂષ અથવા એક કાળી સ્ત્રી મસ્જિદમાં ઝાડુ દેતાં હતાં. એક દિવસ તેમનું અવસાન થયું. થોડા દિવસ પછી હુઝૂર (સલ.)એ તેમના વિષે પૂછયું. લોકોએ કહ્યું કે, અવસાન થઇ ગયું. આપે ફરમાવ્યું : તમે મને કહ્યું નહીં ? તેની કબર બતાવો. તે પછી આપ ત્યાં ગયા

અને નમાઝ પઢી.

### મસ્જિદમાં શરાબના વેપારની મનાઇ

(૨૬૬/૫૧૭) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે સૂરએ બકરહની આયતો વ્યાજ (ના હરામ હોવા) અંગેની ઉતરી ત્યારે હુઝૂર (સલ.)એ મસ્જિદમાં આવીને તેમની તિલાવત કરી અને શરાબના વેપારની મનાઇ ફરમાવી.

### મસ્જિદમાં ખાદિમ રાખવાનું બયાન. ઇબ્ને અબ્બાસ (રદિ.)એ 'નઝર્તુ લક મા ફી બત્ની મુહર્રરન' વિષે કહ્યું છે કે, મુરાદ એ છે કે જે કંઇ પણ મારા પેટમાં છે તેને મેં મસ્જિદની ખિદમત માટે આઝાદ કરી દીધું

(૨૬૭/૫૧૮) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, એક ઓરત અથવા એક મરદ મસ્જિદમાં ઝાડુ આપતા હતા. તે પછી પૂરી હદીસ બયાન કરી કે, હુઝૂર (સલ.)એ તેની કબર પાસે નમાઝ પઢી.

### કેદી અથવા દેવાદારને મસ્જિદમાં બાંધવાનું બયાન

(૨૬૮/૫૧૯) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ગઇ રાત્રે મારી નમાઝ તોડવા માટે એક શયતાન આવ્યો હતો. ખુદાએ મને તેના પર વિજય આપ્યો અને મેં તેને પકડી લીધો. મારો ઇરાદો હતો કે તેને થાંભલા સાથે બાંધી દઉં. જેથી તમે બધા લોકો તેને સવારે જોઇ લો. એવામાં મને મારા ભાઇ સુલયમાનની દુઆ યાદ આવી ગઇ કે અય અલ્લાહ ! મને એવો મુલ્ક આપ, જે મારા પછી કોઇને ન મળે. એટલે મેં તેને ધિક્કારીને કાઢી મૂક્યો.

### ઇસ્લામ સ્વીકારતી વખતે ગુસ્લનું બયાન અને કેદીને મસ્જિદમાં બાંધવાનો હુકમ

(૨૬૯/૫૨૦) શુરૈહ દેવાદારને મસ્જિદમાં થાંભલા સાથે બાંધવાનો હુકમ આપતા હતા.

(૨૭૦/૫૨૧) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ એક લશ્કર નજદ તરફ મોકલ્યું. તે લોકો બની હનીફા કબીલાના એક માણસને પકડી લાવ્યા, જેનું નામ સુમામા ઇબ્ને ઉસાલ હતું. તેને મસ્જિદના થાંભલા સાથે બાંધી દીધો. જ્યારે હુઝૂર (સલ.) આવ્યા ત્યારે તેમણે તેને છોડી મૂકવાનો હુકમ કર્યો. તે પછી તેણે મસ્જિદની નજીક ખજૂરીના એક ઝાડ પાસે ગુસ્લ કર્યું અને મસ્જિદમાં આવીને 'અશહદુ અલ્લાઇલાહ ઇલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદ રસૂલુલ્લાહ' કહીને મુસલમાન થઇ ગયો.



### મસ્જિદમાં બીમાર વગેરે માટે તંબુ ઉભો કરવો

(૨૭૧/૫૨૨) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, ખન્દકની લડાઇમાં હઝરત સઅદ (રદિ.)ની ધોરી નસમાં ઘા વાગ્યો. તેમના માટે મસ્જિદમાં તંબુ તાણવામાં આવ્યો. જેથી નજીકથી બીમારપુર્સી થઇ શકે. મસ્જિદમાં એક તંબુ બની ગિફારનો હતો. જ્યારે લોહી વહીને તેમના તરફ ગયું ત્યારે તેઓ ગભરાઇ ગયા અને કહ્યું કે, અય તંબુવાળાઓ ! આ શું વાત છે કે તમારા તરફથી લોહી આવી રહ્યું છે ! જોયું તો સઅદના ઘામાંથી લોહી વહી રહ્યું હતું. હઝરત સઅદ (રદિ.)નું એના કારણે જ અવસાન થયું.

### બીમારી વગેરેના કારણે ઊંટને મસ્જિદમાં લાવવું

(૨૭૨/૫૨૩) હઝરત અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ઊંટ પર તવાફ કર્યો.

(૨૭૩/૫૨૪) ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં હુઝૂર (સલ.)ને બીમારીની ફરિયાદ કરી. આપે ફરમાવ્યું કે, લોકોની પાછળ સવાર થઇને તવાફ કરો. એટલે મેં તવાફ કર્યો. હુઝૂર (સલ.) બયતુલ્લાહની બાજુમાં નમાઝ પઢી રહ્યા હતા. જેમાં આપે 'વત્તૂરિ વ કિતાબિમ્ મસ્તુરિન' તિલાવત કરી હતી.

(૨૭૪/૫૨૫) અનસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, સહાબા (રદિ.)માંથી બે માણસો હુઝૂર (સલ.) પાસેથી અંધારી રાત્રે ગયા. જેમાંના એકનું નામ અબ્બાદ ઇબ્ને બિશ્ર હતું અને બીજાનું લગભગ ઉસૈદ ઇબ્ને હુઝૈર હતું. રસ્તામાં તેમની સાથે દીવાની જેમ બે રસ્સીઓ જઇ રહી હતી. જ્યારે તેઓ અલગ થયા ત્યારે દરેકની સાથે એક એક થઇ ગઇ. તે બંને પોતપોતાના કુટુંબમાં પહોંચી ગયા.

### મસ્જિદમાં બારી, બારણા વગેરે મૂકવું

(૨૭૫/૫૨૬) અબૂ સઇદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, (એક દિવસ) હુઝૂર (સલ.)એ ખુત્બામાં ફરમાવ્યું કે, ખુદાએ પોતાના એક બંદાને દુનિયા અને આખિરત વચ્ચે પસંદગી કરવાનો અધિકાર આપ્યો. તે બંદાએ આખિરતને પસંદ કરી લીધી. (આ સાંભળીને) અબૂબક્ર (રદિ.) રડવા લાગ્યા. મેં મારા દિલમાં વિચાર્યું કે, જો ખુદાએ પોતાના બંદાને અધિકાર આપી દીધો અને તેણે આખિરત પસંદ કરી લીધી (તો એમાં રડવાની શું વાત છે ?) પછી આ બુઝુર્ગ શા માટે રડી રહ્યા છે ? પરંતુ તે બંદા હુઝૂર (સલ.) હતા અને અબૂબક્ર અમારાથી વધુ

(૨૭૨/૫૨૩) આ ખાસ રસૂલુલ્લાહ (સલ.) માટે હતું. બીજા કોઇ માટે મસ્જિદમાં જાનવર લઇ જવું જાઇઝ નથી.

સમજદાર હતા. (કિંવા તેઓ સમજી ગયા કે, આ ઈશારો હુઝૂરની વફાત તરફ છે.) તે પછી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, રડો નહીં. માલ અને સહવાસની દ્રષ્ટિએ મારો સૌથી વધુ મુહસિન (ઉપકારદાતા) અબૂબક્ર છે. જો હું મારી ઉમ્મતમાંથી કોઈને ખલીલ બનાવત તો અબૂબક્રને બનાવત, પરંતુ (અમારી વચ્ચે) ઈસ્લામી બિરાદરી અને સહવાસ છે. અબૂબક્રના દરવાજા સિવાય બધા દરવાજાઓ જે મસ્જિદમાં છે તે બંધ કરી દેવામાં આવે.

(૨૭૬/૫૨૭) ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) જીવલેણ બીમારીમાં માથા પર પટ્ટી બાંધીને બહાર આવ્યા. મિમ્બર ઉપર બેસીને પ્રથમ ખુદાના વખાણ કર્યા. તે પછી ફરમાવ્યું કે જાન અને માલની દષ્ટિએ કોઈએ અબૂબક્ર કરતાં મારા પર વધારે ઈહસાન (ઉપકાર) કર્યું નથી. જો હું લોકોમાંથી કોઈને ખલીલ બનાવત તો અબૂબક્રને બનાવત, પરંતુ ઈસ્લામની દોસ્તી અફઝલ છે. જેથી અબૂબક્ર (રદિ.) સિવાય મારા તરફથી તમામ બારીઓ જે મસ્જિદમાં છે તેમને બંધ કરી દો.

**મસ્જિદોમાં અને કઅબામાં દરવાજા ખોલવા અને બંધ કરવા**

(૨૭૭/૫૨૮) ઈબ્ને જુરૈજથી રિવાયત કરવામાં આવી છે કે, મને ઈબ્ને અબૂ મુલૈકાએ કહ્યું કે, અબ્દુલ મલિક, જો તમે ઈબ્ને અબ્બાસ (રદિ.)ની મસ્જિદો અને તેમના દરવાજાઓ જુઓ (તો નવાઈ પામો.)

(૨૭૮/૫૨૯) ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) (મક્કાના વિજયના દિવસે) મક્કા આવ્યા ત્યારે તેમણે ઉસ્માન ઈબ્ને તલહાને બોલાવ્યા. તેમણે (કઅબાનો દરવાજો) ખોલ્યો. હુઝૂર, બિલાલ, ઉસામા ઈબ્ને ઝેદ અને ઉસ્માન ઈબ્ને તલહા અંદર ગયા અને દરવાજો બંધ કરી દેવામાં આવ્યો. પછી થોડી વાર થોભીને બહાર નીકળ્યા. હું જલ્દીથી ગયો અને બિલાલ (રદિ.)ને પૂછ્યું. તેમણે જવાબ આપ્યો કે, આપ (સલ.)એ નમાઝ પઢી હતી. મેં પૂછ્યું : ક્યાં ? બિલાલે કહ્યું : બંને થાંભલાઓની વચ્ચે. પરંતુ હું એવું પૂછવાનું ભૂલી ગયો કે, કેટલી રકઅતો પઢી ?

**મસ્જિદમાં મુશ્રિકનું આવવું**

(૨૭૯/૫૩૦) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ નજદ તરફ થોડાક સવારો મોકલ્યા અને તેઓ સુમામા ઈબ્ને ઉસાલ નામે એક માણસને પકડી લાવ્યા અને તેને મસ્જિદના કોઈ થાંભલા સાથે બાંધી દીધો.

**મસ્જિદમાં મોટા સાદે બોલવું**

(૨૮૦/૫૩૧) સાઈબ ઈબ્ને યઝીદ કહે છે : હું મસ્જિદમાં હતો કે, કોઈએ કાંકરી મારી. મેં તે બાજુએ જોયું તો



ઉમર (રદિ.) હતા. મને કહ્યું કે, જાઓ અને બંને માણસોને લઈ આવો. જ્યારે હું તેમને લઈ આવ્યો ત્યારે આપે ફરમાવ્યું કે, તમે કયા કબીલાના છો અથવા એમ કહ્યું કે ક્યાંના રહેવાસી છો ? તેમણે કહ્યું કે, તાઈફનો. આપે ફરમાવ્યું કે, જો તમે અહીંના હોત તો હું શિક્ષા આપત. તમે મસ્જિદે રસૂલમાં ઘાંટા પાડીને બોલો છો.

(૨૮૧/૫૩૨) કઅબ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં નબી (સલ.)ના સમયમાં ઈબ્ને અબી હદરદ પાસે લેણાની ઉઘરાણી કરી અને એ દરમ્યાન અવાજ એટલો મોટો થઈ ગયો કે, હુઝૂર (સલ.)એ સાંભળી લીધો. પોતાના કમરાનો પરદો હઠાવીને મને અવાજ દીધો અને હાથથી ઈશારો કર્યો કે, અડધું કર્ઝ જતું કરો. મેં કહ્યું કે, બહુ સારૂં. તે પછી આપે ઈબ્ને અબી હદરદને કહ્યું કે, ઉઠો અને કર્ઝ ચુકવી દો.

**મસ્જિદમાં વર્તુળ બનાવીને બેસવું**

(૨૮૨/૫૩૩) ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) મિમ્બર ઉપર હતા કે એક માણસે પૂછ્યું : રાતની નમાઝ વિષે આપનું શું માર્ગદર્શન છે ? આપે ફરમાવ્યું કે, બબ્બે રકઅત; અને જ્યારે કોઈને સવાર થવાનો ભય હોય તો એક રકઅત (છેલ્લે) પઢી લે. જેથી પૂરી નમાઝ વિત્ર બની જાય. ઈબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, રાતની છેલ્લી નમાઝને વિત્ર બનાવી લો. કારણ કે, હુઝૂર (સલ.)એ એનો હુકમ આપ્યો છે.

(૨૮૩/૫૩૪) ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, આપ (સલ.) ખુત્બો પઢી રહ્યા હતા કે કોઈએ પૂછ્યું : રાતની નમાઝનો શું હુકમ છે ? આપે ફરમાવ્યું કે બબ્બને રકઅતો અને જ્યારે સવાર થવાનો ભય હોય તો છેલ્લે એક રકઅત પઢી લો. જેથી નમાઝ વિત્ર બની જાય.

(૨૮૪/૫૩૫) અબૂ વાકિદ લૈસીથી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) મસ્જિદમાં બેઠા હતા. એવામાં ત્રણ માણસો આવ્યા. બે હુઝૂર પાસે આવ્યા અને એક ચાલ્યો ગયો. એક તો વર્તુળમાં જગ્યા જોઈને આગળ બેસી ગયો. બીજો પાછળ બેસી ગયો અને ત્રીજો પાછો ફરી ગયો. જ્યારે હુઝૂર (સલ.) પરવાર્યા ત્યારે ફરમાવ્યું કે, ત્રણેય

(૨૮૩/૫૩૪) નફિલ નમાઝ બે રકઅતથી ઓછી જાઈઝ નથી. ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત અનુસાર દિવસે અથવા રાત્રે ચાર રકઅત પઢવી અફઝલ છે. વિત્ર ત્રણ રકઅતથી ઓછી જાઈઝ નથી.

માણસોની હાલત બતાવું છું. પહેલાએ તો ખુદાની પનાહ લીધી. ખુદાએ તેને પનાહ આપી. બીજો શરમાયો; ખુદા પણ શરમાયો. ત્રીજાએ ખુદાથી મોં ફેરવી લીધું. એટલે ખુદાએ પણ તેનાથી મોં ફેરવી લીધું.

**મસ્જિદમાં ચત્તાપાટ સૂવું**

(૨૮૫/૫૩૬) અબ્બાદ ઇબ્ને તમીમ કહે છે કે, મારા કાકાએ જોયું કે હુઝૂર (સલ.) મસ્જિદમાં ચત્તાપાટ સૂતેલા છે અને એક પગને બીજા પર મૂકેલો છે.

(૨૮૬/૫૩૭) અબૂ સઇદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, ઉમર અને ઉસ્માન (રદિ.) પણ એવું જ કરતા હતા.

**જો લોકોને તકલીફ ન પડે તો રસ્તામાં મસ્જિદ બનાવવી જાઇઝ છે. હસન બસરી, અય્યૂબ અને માલિક એના જાઇઝ હોવાનો મત ધરાવે છે**

(૨૮૭/૫૩૮) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં મારા માં-બાપને ઇસ્લામની હાલતમાં જ મેળવ્યાં. કોઇ દિવસ એવો ન જતો હતો, જેમાં હુઝૂર (સલ.) સવાર-સાંજ અમારે ત્યાં આવતા ન હોય. એક વાર અબૂબક્ર (રદિ.)ને વિચાર આવ્યો. તેમણે ઘરની સહેનમાં મસ્જિદ બનાવી લીધી, જેમાં તેઓ નમાઝ અને કુર્આન પઢતા હતા. મુશ્રિક ઓરતો અને બાળકો ત્યાં ઉભા થઇ જતાં હતાં અને ખુશ થઇને જોયા કરતાં હતાં. કુર્આન પઢતી વખતે અબૂબક્ર (રદિ.)ના અશ્રુઓ રોકાતાં ન હતાં. જેના કારણે કુરૈશના સદ્‌ગૃહસ્થોને પોતાના બાળકો અંગે ભય પેસી ગયો (કે, કંઇ અમારા બાળકો વગેરે મુસલમાન ન થઇ જાય.)

**બજારની મસ્જિદમાં નમાઝ પઢવી**

(૨૮૮/૫૩૯) ઇબ્ને ઓને એક ઘરની મસ્જિદમાં નમાઝ પઢી, જેનો દરવાજો (આમ લોકો માટે) બંધ રહેતો હતો.

(૨૮૯/૫૪૦) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, 'જમાઅતની નમાઝ' ઘરની નમાઝ અને બજારની નમાઝ કરતાં ૨૫ ગણી વધેલી છે. જ્યારે કોઇ માણસ સારી રીતે વુઝૂ કરીને નમાઝના જ ઇરાદાથી મસ્જિદમાં આવે ત્યારે તેના દરેક કદમ પર એક દરજ્જો વધે છે અને એક ગુનોહ માફ થાય છે અને જ્યારે તે મસ્જિદમાં આવે છે ત્યારે જ્યાં સુધી મસ્જિદમાં બેસી રહે છે ત્યાં સુધી તે નમાઝમાં જ રહે છે અને જ્યાં સુધી તે વુઝૂ સાથે કોઇને તકલીફ દીધા વગર મુસલ્લા પર રહે છે ત્યાં સુધી ફરિશ્તા તેના માટે ઇસ્તિગફાર કરતા રહે છે અને કહે છે : અય અલ્લાહ ! એની મગફિરત કર. અય અલ્લાહ ! એના પર રહમ કર.



**મસ્જિદ વગેરેમાં આંગળામાં આંગળા નાખવા**

(૨૯૦/૫૪૧) ઇબ્ને ઉમર અથવા ઇબ્ને અમ્ર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ પોતાની આંગળીઓમાં આંગળીઓ નાખી અને રિવાયત કરવામાં આવી છે કે આપે ફરમાવ્યું : અય ઇબ્ને અમ્ર ! જ્યારે તમે અધુરા લોકોમાં રહી જશો ત્યારે શું કરશો ?

(૨૯૧/૫૪૨) અબૂ મૂસા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુઅમિન મુઅમિનના માટે પાયાની જેમ છે અને આપે (ઉદાહરણ રૂપે) પોતાની આંગળીઓને આંગળીઓમાં નાખી.

(૨૯૨/૫૪૩) અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ અમને બપોરની નમાઝોમાંથી કોઇ નમાઝ પઢાવી. ઇબ્ને સીરીન કહે છે કે અબૂ હુરૈરા (રદિ.)એ નમાઝનું નામ પણ લીધું હતું, પરંતુ હું ભૂલી ગયો અને તેમાં આપે બે રકઅત પઢીને સલામ ફેરવી. મસ્જિદમાં એક લાકડી મૂકેલી હતી તેનો આપે ટેકો લીધો. તે વખતે આપ રોષે ભરાયેલા લાગતા હતા. પછી આપે જમણો હાથ ડાબા હાથ પર મૂક્યો અને આંગળીઓને આંગળીઓમાં નાખી. જમણો ગાલ ડાબી હથેળીના પાછળના ભાગ પર મૂક્યો. ઉતાવળીયા લોકો મસ્જિદના દરવાજામાંથી બહાર નીકળી ગયા અને કહેવા લાગ્યા કે, નમાઝ ઓછી થઇ ગઇ. હાજરજનોમાં અબૂબક્ર અને ઉમર (રદિ.) પણ હતા, પરંતુ તેમની વાત કરવાની હિંમત ન થઇ, પરંતુ એક માણસ જેના હાથ લાંબા હતા અને તેમને 'ઝુલયદૈન' કહેવામાં આવતા હતા. તે બોલ્યા : યા રસૂલલ્લાહ ! શું આપ ભૂલી ગયા યા નમાઝ ઓછી થઇ ગઇ ? આપે ફરમાવ્યું : ન તો હું ભૂલ્યો છું અને ન તો નમાઝમાં ઘટાડો થયો છે. તે પછી આપે ફરમાવ્યું : શું એ હકીકત છે ? લોકોએ કહ્યું : હા. એટલે આપે બાકીની નમાઝ અદા કરીને સલામ ફેરવી અને તકબીર કહી અને સાધારણ યા તેનાથી કંઇક લાંબો સજદો કર્યો. તે પછી શિર ઉઠાવીને તકબીર કહી. ફરી તકબીર કહી અને સાધારણ અથવા તેનાથી કંઇક લાંબો સજદો કર્યો. પછી શિર ઉઠાવ્યું. તકબીર કહી અને સલામ ફેરવી.

**મદીનાના રસ્તાની મસ્જિદો અને તે જગ્યાઓનું બયાન જ્યાં હુઝૂર (સલ.)એ નમાઝ પઢી**

(૨૯૩/૫૪૪) મૂસા ઇબ્ને ઉકબાથી રિવાયત કરવામાં આવી છે કે મેં સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહને જોયા કે, તેઓ રસ્તામાં જગ્યાઓ શોધીને નમાઝ પઢતા હતા. તેમણે બયાન કર્યું કે, મારા પિતા પણ આ જગ્યાઓમાં નમાઝ પઢતા હતા. તેમણે હુઝૂર (સલ.)ને પણ આ

જગ્યાઓમાં નમાઝ પઢતા જોયા છે. નાફિએ પણ ઇબ્ને ઉમર (રદિ.) વિષે બયાન કર્યું છે કે, તેઓ પણ આ જગ્યાઓમાં નમાઝ પઢતા હતા. મૂસા કહે છે : મેં સાલિમને આ જગ્યાઓની વિગત પૂછી ત્યારે તેમણે 'મસ્જિદે શરફે રૌહા' સિવાય તમામ જગ્યાઓમાં નાફિએ સાથે સંમતિ દર્શાવી.

(૨૯૪/૫૪૫) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) જ્યારે ઉમરો અથવા હજ્જ કરતા ત્યારે ઝુલહુલયફાની મસ્જિદમાં બાવળની પાસે ઉતરતા અને જ્યારે ગઝવામાંથી પાછા ફરતા અને તે રસ્તેથી પસાર થતા અથવા હજ્જ અને ઉમરા માટે આવ-જા કરતા ત્યારે ખીણની મધ્યમાં ઉતરી પડતા અને જ્યારે ત્યાંથી નીકળતા ત્યારે બતહામાં પૂર્વીય ખીણના કિનારા પર સવારી બેસાડી દેતા અને સવાર સુધી ત્યાં રહેતા, પરંતુ ન તો પત્થરોની મસ્જિદ પાસે થોભતા અને ન તે ટેકરાઓ પર જેમના પર મસ્જિદ છે. ત્યાં એક મેદાન હતું, જેમાં અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) નમાઝ પઢતા હતા અને ત્યાં રેતીના ટેકરા હતા, જ્યાં રસુલુલ્લાહ (સલ.) પણ નમાઝ પઢતા હતા જેમને રેલે પત્થર વગેરેથી ઢાંકી દીધા છે. હુઝૂર (સલ.)એ ત્યાં પણ નમાઝ પઢી છે જ્યાં શરફે રૌહાથી નાની એક મસ્જિદ છે. અબ્દુલ્લાહ તે જગ્યા જાણતા હતા, જ્યાં હુઝૂર (સલ.)એ નમાઝ પઢી છે અને કહેતા હતા કે, જ્યારે તમે નમાઝ પઢવા મસ્જિદમાં ઉભા થાઓ છો ત્યારે તમારી જમણી બાજુએ તે જગ્યા છે અને મક્કા જતાં રસ્તાની બાજુ પર જમણી દિશામાં તે મસ્જિદ છે અને આ મસ્જિદમાં અને મોટી મસ્જિદમાં પત્થર ફેંકવા જેટલું અંતર છે. ઇબ્ને ઉમર (રદિ.) તે ડુંગર પાસે પણ નમાઝ પઢતા હતા, જે 'રૌહા' ખત્મ થતાં આવે છે. આ ડુંગરનો છેડો રસ્તાની બાજુ પર તે મસ્જિદની નજીક છે જે મક્કા જતાં ડુંગરના ખત્મ થતાં અને એની દરમ્યાનમાં પડે છે, ત્યાં હવે એક મસ્જિદ બનાવવામાં આવી છે. ઇબ્ને ઉમર (રદિ.) આ મસ્જિદમાં નમાઝ ન પઢતા, બલ્કે એને ડાબી બાજુએ પાછળ છોડી દેતા અને તેની આગળ ડુંગર પાસે પઢતા હતા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) રૌહાથી ચાલતા હતા, પરંતુ રસ્તામાં કદી ઝુહરની નમાઝ પઢતા ન હતા, બલ્કે અહીં આવીને પઢતા હતા. જ્યારે મક્કાથી આવતા ત્યારે જો પાછલી રાત હોય અથવા સવારમાં થોડીક વાર હોય ત્યારે ત્યાં ઉતરી પડતા અને ત્યાં જ સવારની નમાઝ પઢતા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)નું બયાન છે કે, હુઝૂર (સલ.) 'રૂવૈસા'ની નજીક રસ્તાની જમણી બાજુએ સામેની દિશામાંના નરમ વિશાળ મેદાનમાં મોટા ઝાડની નીચે ઉતરતા હતા અને રૂવૈસાથી બે માઇલના



અંતરે ઉંચાઇ પરથી પસાર થતા હતા. હવે તે ઝાડનો ઉપરનો ભાગ તૂટી ગયો છે. વચ્ચેનો ભાગ નમી પડયો છે. માત્ર મૂળીયાં કાયમ છે. જેમાં હવે પુષ્કળ રેતી ભરાઇ ગઇ છે. હઝરત અબ્દુલ્લાહે બયાન કર્યું કે, હુઝૂર (સલ.)એ રેલની જગ્યામાં 'અરૂજ'ની પાછળ નમાઝ પઢી છે. એ મસ્જિદની પાસે બે યા ત્રણ કબરો છે. જેમના પર રસ્તાની જમણી બાજુએ પત્થર પડેલા છે. હઝરત અબ્દુલ્લાહ ઝવાલ પછી બપોરે એ પત્થરો પાસે જતા હતા અને તે મસ્જિદમાં ઝુહરની નમાઝ પઢતા હતા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે બયાન કર્યું છે કે, હુઝૂર (સલ.) 'સરહાત'ની નજીક રેલની જગ્યાએ રસ્તાની ડાબી બાજુએ મોટા ઝાડોની પાસે ઉતર્યા. તે રેલની જગ્યા હર્શાના છેડા સાથે મળેલી છે. રસ્તાની અને તેની વચ્ચે એક તીરના જેટલું અંતર છે. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) રસ્તાની સૌથી વધુ નજીક અને સૌથી વધુ લાંબા ઝાડની પાસે નમાઝ પઢતા હતા. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)એ બયાન કર્યું કે, હુઝૂર (સલ.) 'મર્રઝ ઝહરાન'ના નીચાણવાળા નાળામાં ઉતરતા હતા. નીચાણવાળું નાળું તે છે જ્યાં કોઇ મક્કા જતાં રસ્તાની ડાબી બાજુએ ડુંગર પરથી ઉતરે છે. રસ્તાની અને હુઝૂર (સલ.)ના ઉતરવાની જગ્યાની વચ્ચે માત્ર એક પત્થર ફેંકવા જેટલું અંતર રહેતું હતું. હુઝૂર (સલ.) મક્કા જતાં 'ઝીતુવા'માં ઉતરીને રાત પસાર કરતા હતા અને ત્યાં જ સવારની નમાઝ પઢતા હતા. હુઝૂર (સલ.)ની નમાઝની જગ્યા તે નથી જ્યાં મસ્જિદ બનાવી દેવામાં આવી છે, બલ્કે તેનાથી નીચે સખ્ત ડુંગર ઉપર છે. ઇબ્ને ઉમર (રદિ.)નું બયાન છે કે, હુઝૂર (સલ.) તે પહાડની સામે આવ્યા જેમાં અને મોટા પહાડમાં કઅબા જેટલું અંતર છે. તે મસ્જિદને જે ત્યાં બનાવવામાં આવી છે, આપે ટેકરાની બાજુવાળી મસ્જિદની ડાબી બાજુએ છોડી દીધી હતી. હુઝૂર (સલ.)ની નમાઝની જગ્યા તેનાથી નીચે કાળા ડુંગર પર છે.

## એ વાતનું બયાન કે ઇમામનો સુતરો મુક્તદીઓનો સુતરો છે

(૨૯૫/૫૪૬) ઇબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હું ગધેડા પર સવાર થઇને આવ્યો. તે વખતે હું કિશોરાવસ્થામાં (બાલિગ થવાની નજીક) હતો. હુઝૂર (સલ.) લોકોને મિનામાં કોઇ દીવાલ (આડ) વગર નમાઝ પઢાવી રહ્યા હતા. હું અમુક સફોની સામેથી પસાર થયો અને ગધેડાને ચરવા છોડીને સફમાં શામિલ થઇ ગયો. કોઇએ એને ખરાબ ગણ્યું નહીં.

(૨૯૬/૫૪૭) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) જ્યારે ઇદની નમાઝ માટે જતા હતા ત્યારે લોકોને હુકમ કરતા હતા કે ભાલો લઇ લો. તે ભાલો આપની સામે

મૂકી દેવામાં આવતો. તેની પાસે આપ નમાઝ પઢતા હતા અને લોકો આપની પાછળ રહેતા હતા. સફરમાં પણ આપનો આ જ નિયમ હતો. આ જ કારણસર અમીરોએ ભાલો કાઢવાનું ઝરૂરી ઠેરવ્યું છે.

(૨૯૭/૫૪૮) અબૂ જુહૈફા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)એ બતહામાં પોતાની સામે ભાલો ખોસીને ઝુહર અને અસરની બબ્બે રકઅતો પઢાવી. આપની સામેથી ઓરતો અને ગધેડાઓ પસાર થતાં હતાં.

## મુસલ્લા અને સુતરાની વચ્ચે અંતરનું પ્રમાણ

(૨૯૮/૫૪૯) સહલ ઇબ્ને સઅદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)ના મુસલ્લા અને દીવાલની વચ્ચે એક બકરીના પસાર થવાની જગ્યા રહેતી હતી.

(૨૯૯/૫૫૦) સલમા (રદિ.)થી રિવાયત છે કે, મિમ્બર પાસેની મસ્જિદની દીવાલ સજદાની જગ્યાએથી બકરી પસાર થાય એટલા અંતરે હતી.

## ભાલા તરફ નમાઝ પઢવી

(૩૦૦/૫૫૧) અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) માટે એક ભાલો ખોસી દેવામાં આવતો હતો. આપ તે તરફ નમાઝ પઢતા હતા.

## નાના ભાલા તરફ નમાઝ પઢવી

(૩૦૧/૫૫૨) અબૂ જુહૈફા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) અમારી પાસે બપોરે આવ્યા. આપની પાસે વુઝૂનું પાણી મૂકવામાં આવ્યું. આપે વુઝૂ કરીને ઝુહર અને અસરની નમાઝ પઢાવી. આપની આગળ નાનો ભાલો ખોસેલો હતો. ઓરતો અને ગધેડાઓ આપની આગળથી પસાર થઇ રહ્યાં હતાં.

(૩૦૨/૫૫૩) અનસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, જ્યારે હુઝૂર (સલ.) હાજત માટે જતા ત્યારે હું અને એક છોકરો કોઇ લાકડી યા નાનો ભાલો અને પાણીનો લોટો લઇને આપની સાથે જતા, જ્યારે આપ પરવારી જતા ત્યારે અમે આપને લોટો આપી દેતા હતા.

## મક્કા વગેરેમાં સુતરો

(૩૦૩/૫૫૪) અબૂ જુહૈફા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) બપોરે આવ્યા. બતહામાં ઝુહર અને અસરની બબ્બે રકઅતો પઢાવી. સુતરો પોતાની આગળ ખોસી દીધો. વુઝૂ કર્યું. લોકો આપના વુઝૂમાં

(૨૯૭/૫૪૮) મુસાફિર હતા એટલે ઝુહર અને અસરની બબ્બે રકઅત પઢી હતી.



વપરાયેલું પાણી લઇને પોતાના શરીર પર મસળતા હતા.

## થાંભલાની સામે નમાઝ પઢવી

(૩૦૪/૫૫૫) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, નમાઝી વાતો કરનારાઓની સરખામણીમાં થાંભલા સામે નમાઝ પઢવાનો વધારે હકદાર છે.

(૩૦૫/૫૫૬) ઇબ્ને ઉમર (રદિ.)એ એક માણસને બે થાંભલાઓની વચ્ચે નમાઝ પઢતો જોયો ત્યારે તેમણે તેને થાંભલાની સામે કરી દીધો અને કહ્યું કે, અહીં નમાઝ પઢો.

(૩૦૬/૫૫૭) યઝીદથી રિવાયત છે કે, હું સલમા ઇબ્ને અકવઅની સાથે આવ્યા કરતો હતો. તેઓ જ્યાં કુર્આન મુકવામાં આવે છે તેની નજીક થાંભલાની સામે નમાઝ પઢતા હતા. મેં કહ્યું કે, તમે નમાઝ માટે આ થાંભલાને શા માટે પસંદ કરો છો ? તેમણે જવાબ આપ્યો કે, મેં હુઝૂર (સલ.)ને આ થાંભલા પાસે નમાઝ પઢતા જોયા છે.

(૩૦૭/૫૫૮) અનસ ઇબ્ને માલિક (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, મેં મોટા મોટા સહાબીઓને મગરિબની નમાઝ વખતે થાંભલાઓ તરફ જલદી જલદી જતા જોયા છે. અહીં સુધી કે, હુઝૂર (સલ.) આવી પહોંચતા.

## થાંભલાઓ વચ્ચે જમાઅત વગર નમાઝ પઢવી

(૩૦૮/૫૫૯) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.), ઉસામા ઇબ્ને ઝૈદ, ઉસ્માન ઇબ્ને તલહા અને બિલાલ (રદિ.) બયતુલ્લાહમાં ગયા અને ત્યાં ઘણી વાર થોભીને બહાર નીકળ્યા. હું સૌથી પહેલો આપની પાછળ ગયો અને બિલાલને પૂછ્યું કે, આપે ક્યાં નમાઝ પઢી ? તેમણે જવાબ આપ્યો કે, આગળના બે થાંભલાઓની વચ્ચે (નમાઝ પઢી).

(૩૦૯/૫૬૦) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.), ઉસામા ઇબ્ને ઝૈદ, ઉસ્માન ઇબ્ને તલહા અને બિલાલ (રદિ.) બયતુલ્લાહમાં ગયા અને દરવાજો બંધ કરી દીધો. જ્યારે આપ બહાર આવ્યા ત્યારે મેં બિલાલ (રદિ.)ને પૂછ્યું કે હુઝૂરે અંદર શું કર્યું ? તેમણે જવાબ આપ્યો કે, આપે એક થાંભલાને ડાબી બાજુએ અને એકને જમણી બાજુએ અને ત્રણને પાછળ રાખીને નમાઝ પઢી. તે સમયે બયતુલ્લાહના છ થાંભલા હતા.

(૩૧૦/૫૬૧) નાફિઅથી રિવાયત કરવામાં આવી છે કે, ઇબ્ને ઉમર (રદિ.) જ્યારે કઅબામાં જતા ત્યારે દરવાજાને પાછળ રાખીને સામે ચાલ્યા જતા અને જ્યારે સામેની દીવાલ અને તેમની વચ્ચે ત્રણ હાથનું અંતર રહી જતું ત્યારે બિલાલ (રદિ.)ની બતાવેલી જગ્યાએ નમાઝ

પઢતા અને કહેતા કે, કઅબાની કોઇ પણ બાજુએ નમાઝ પઢવામાં આવે, કોઇ ગુનોહ નથી.

**સવારી, ઊંટ, ઝાડ અને કાઠડા સામે નમાઝ પઢવાનું બયાન**

(૩૧૧/૫૬૨) ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) સવારીને સામે રાખીને નમાઝ પઢતા હતા. તેમને પૂછવામાં આવ્યું કે, જ્યારે સવારી હલવા લાગતી ત્યારે શું કરતા ? તેમણે જવાબ આપ્યો કે, કાઠડો પકડીને તેને બરાબર કરી લેતા અને પાછળની લાકડીની સામે નમાઝ પઢી લેતા. ઇબ્ને ઉમર પોતે પણ આવું જ કરતા હતા.

**પલંગની સામે નમાઝ પઢવી**

(૩૧૨/૫૬૩) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત છે કે, તેમણે કહ્યું કે, તમે લોકોએ અમને કુતરા અને ગધેડાની બરાબર કરી દીધાં છે. જો કે મેં જોયું છે કે, હું પલંગ પર સૂતી છું અને હુઝૂર (સલ.)એ આવીને પલંગને વચ્ચે રાખીને નમાઝ પઢી, પરંતુ મને આપની સામે સૂવાનું ખરાબ લાગતું હતું અને હું પગ તરફથી સરકીને ગોદડામાંથી નીકળી જતી હતી.

**નમાઝીનું પોતાની સામેથી પસાર થનારને રોકવું**

(૩૧૩/૫૬૪) ઇબ્ને ઉમર (રદિ.)એ કઅબામાં તશહહુદ પઢતી વખતે એક માણસને રોક્યો અને કહ્યું કે, જો ન રોકાય તો લડીને રોકવો જોઇએ.

(૩૧૪/૫૬૫) અબૂ સાલિહથી રિવાયત કરવામાં આવી છે કે, મેં અબૂ સઇદને કોઇ વસ્તુનો સુતરો બનાવીને જુમ્આની નમાઝ પઢતા જોયા. એવામાં અબૂ મુઅય્ત કબીલાના કોઇ યુવાને આપની સામેથી પસાર થવાનો પ્રયાસ કર્યો. અબૂ સઇદે તેની છાતીમાં મૂક્કો માર્યો. યુવાને પછી આમતેમ જોયું, પરંતુ જ્યારે જગ્યા ન મળી ત્યારે ફરી તે બાજુથી નીકળવાનો પ્રયાસ કર્યો. અબૂ સઇદે પહેલાં કરતાં વધારે જોરથી માર્યું કે જેનાથી તેને તકલીફ પહોંચી અને તેણે મરવાનને જઇને ફરિયાદ કરી. અબૂ સઇદ (રદિ.) પણ તેની પાછળ જ મરવાન પાસે ગયા. મરવાને કહ્યું કે, અય અબૂ સઇદ ! તમારો અને તમારા ભત્રીજાનો શું ઝઘડો છે ? અબૂ સઇદે જવાબ આપ્યો કે મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે કોઇ સુતરો મૂકીને નમાઝ પઢે અને કોઇ તેની સામેથી પસાર થવા માંગે તો તેને રોકવો જોઇએ. જો તે ન માને તો બળથી રોકે. કારણ કે, તે શયતાન છે.

**નમાઝીની સામેથી પસાર થવાનો ગુનોહ**

(૩૧૫/૫૬૬) બુસ્ર ઇબ્ને સઇદથી



રિવાયત છે કે, ઝેદ ઇબ્ને ખાલિદે મને અબૂ જુહૈમ પાસે એવું પૂછવા મોકલ્યો કે, તમે નમાઝીની આગળથી પસાર થનારા વિષે હુઝૂર (સલ.) પાસેથી શું સાંભળ્યું છે ? તેમણે કહ્યું કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જો નમાઝીની સામેથી પસાર થનારો ગુનાહનું પ્રમાણ જાણત તો તે ૪૦ દિવસ, ૪૦ મહીના યા ૪૦ વરસ, રાવીને શંકા છે, થોભવાનું પસંદ કરશે.

**નમાઝીની સામે બેસવાનું બયાન. નમાઝીની સામે એવી રીતે બેસવાને ઉસ્માન (રદિ.) મકરૂહ સમજે છે, જ્યારે કે નમાઝીની એકાગ્રતા ખંડિત થઇ જાય અને જો ખંડિત ન થાય તો ઝેદ ઇબ્ને સાબિત (રદિ.) કહે છે કે કંઇ વાંધો નથી. કારણ કે, નમાઝીની નમાઝ તુટતી નથી**

(૩૧૬/૫૬૭) મસ્રૂકથી રિવાયત કરવામાં આવી છે કે, આઇશા (રદિ.) સામે એવી વાતનો ઉલ્લેખ થયો કે, નમાઝ કઈ વસ્તુથી તુટી જાય છે, ત્યારે અમુકે કહ્યું કે, ગધેડા, કુતરા અને ઓરતના સામે આવવાથી નમાઝ તુટી જાય છે. હઝરત આઇશા (રદિ.)એ કહ્યું કે, તમે અમને ગધેડા અને કુતરાના બરાબર કરી દીધી. જો કે હુઝૂર (સલ.) નમાઝ પઢતા રહેતા અને હું આપની અને કિબ્લાની વચ્ચે પલંગ પર સૂઈ રહેતી. જ્યારે મને ઉઠવાની જરૂર પડતી ત્યારે હું આપની સામે ઉભા થવાને ખરાબ સમજીને ત્યાંથી સરકી જતી હતી.

**સૂઇ રહેનારાની પાછળ નમાઝ પઢવી**

(૩૧૭/૫૬૮) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હું આપની સામે સૂઇ રહેતી અને આપ (સલ.) નમાઝ પઢતા. જ્યારે વિત્ર પઢવાનો ઇરાદો કરતા ત્યારે મને જગાડી દેતા અને હું વિત્ર પઢી લેતી.

**ઓરતની પાછળ નફિલ પઢવું**

(૩૧૮/૫૬૯) હઝરત આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હું હુઝૂર (સલ.)ની સામે સૂતેલી રહેતી અને મારા પગ કિબ્લા તરફ રહેતા. જ્યારે આપ સજદો કરવા માંગતા ત્યારે મને ઇશારો કરી દેતા. હું પગ ખેંચી લેતી અને જ્યારે આપ ઉભા થઇ જતા ત્યારે હું લાંબા કરી લેતી. તે સમયે ઘરોમાં દીવા ન હતા.

**નમાઝીની સામે કોઇ વસ્તુ પસાર થવાથી નમાઝ ન તુટવાનું બયાન**

(૩૧૯/૫૭૦) મસ્રૂકથી રિવાયત કરવામાં આવી છે કે, હઝરત આઇશા (રદિ.)ની સામે નમાઝને તોડનારી વસ્તુઓનો ઉલ્લેખ થયો. કેટલાકે કહ્યું કે, કુતરા, ગધેડા અને ઓરતના પસાર થવાથી નમાઝ તુટી જાય છે. હઝરત આઇશા (રદિ.)એ ફરમાવ્યું કે, તમે

લોકોએ અમને કુતરાઓ અને ગધેડાઓ સાથે સરખાવી છે. જો કે હું પલંગ પર કિબ્લા અને હુઝૂર (સલ.) વચ્ચે સૂઇ રહેતી અને આપ નમાઝ પઢતા રહેતા. જ્યારે મને કોઇ કામ પડતું ત્યારે હું બેસીને હુઝૂરને તકલીફ દેવાનું પસંદ કરતી ન હતી અને પગ તરફ સરકી જતી.

(૩૨૦/૫૭૧) ઇબ્ને શિહાબના ભત્રીજાથી રિવાયત કરવામાં આવી છે કે, તેણે તેના કાકાને પૂછ્યું કે, નમાઝને કઇ વસ્તુ તોડી નાખે છે ? તેમણે કહ્યું કે, કોઇ નહીં. મને ઉરવા ઇબ્ને ઝુબેરે કહ્યું કે, આઇશા (રદિ.)એ બયાન કર્યું કે, હુઝૂર (સલ.) રાત્રે ઉઠીને નમાઝ પઢતા અને હું આપની અને કિબ્લાની વચ્ચે સૂઇ રહેતી.

## નાની છોકરીને ગરદન પર રાખીને નમાઝ પઢવી

(૩૨૧/૫૭૨) અબૂ કતાદા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) ઉમામા બિન્તે ઝેનબને ઉચકીને નમાઝ પઢતા હતા. અબૂ આસ રાવી છે કે, જ્યારે આપ સજદો કરવા માંગતા ત્યારે ઉતારી દેતા હતા અને જ્યારે ઉભા થતા ત્યારે ઉચકી લેતા.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૩૨૧/૫૭૨) જ્યારે ઘરમાં નાના બાળકોને સાચવનારૂં કોઇ ન હોય અને બાળકોના આગ પાસે કે અન્ય કોઇ નુકસાન કરનારી વસ્તુ પાસે ચાલ્યા જવાનો ભય હોય ત્યારે આ રજા છે.

## હાઇઝાના બિસ્તરા પાસે નમાઝ પઢવી

(૩૨૨/૫૭૩) મયમૂના (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.)નો મુસલ્લો મારા બિસ્તરાની બાજુમાં રહેતો અને હું બિસ્તરા પર રહેતી. ઘણી વાર આપનું કપડું મારા પર પડતું હતું.

(૩૨૩/૫૭૪) મયમૂના (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) નમાઝ પઢતા અને હું હેઝની હાલતમાં આપની બાજુમાં સૂઇ રહેતી. એટલે ઘણી વાર સજદામાં આપનું કપડું મને લાગતું હતું.

## સજદો કરવા માટે સજદા વખતે મરદનો પોતાની ઓરતને (હાથ અથવા પગથી) ઇશારો કરવો

(૩૨૪/૫૭૫) આઇશા (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, તમે અમને કુતરા અને ગધેડા સાથે ભુંડી રીતે સરખાવો છો. જો કે હું આપની અને કિબ્લાની વચ્ચે સૂઇ રહેતી અને હુઝૂર (સલ.) નમાઝ પઢતા રહેતા. જ્યારે સજદો કરવા માંગતા ત્યારે મારા પગ પર મારતા અને હું મારા પગ ખેંચી લેતી.

## ઓરતનું નમાઝી પરથી કોઇ નાપાકી દૂર કરવું

(૩૨૫/૫૭૬) અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, હુઝૂર (સલ.) કઅબામાં નમાઝ પઢી રહ્યા હતા. ત્યાં કુરેશના પણ થોડાક માણસો બેઠા હતા. એવામાં તેમનામાંથી કોઇએ કહ્યું : તમે આ રિયા કરનારને (દેખાડવા માટે નમાઝ પઢનારને) જુઓ છો. શું તમારામાંથી કોઇ ફલાણા માણસના કતલખાનામાં જઇને તેનું લોહી, લીદ અને હોજરી લાવશે અને જ્યારે એ સજદામાં જાય ત્યારે એના ખભાઓ પર નાખી દેશે ? એક બદમાશ ગયો અને તેણે લાવીને આપના ખભા ઉપર નાખી દીધું. આપ સજદામાં જ રહી ગયા અને કાફિરોએ હસવાનું શરૂ કર્યું. અહીં સુધી કે, એકબીજા પર પડવા લાગ્યા. એવામાં કોઇએ ફાતિમાને જઇને કહ્યું અને તેઓ તે સમયે નાની બાળા હતાં. તે દોડતાં આવ્યાં અને તેને દૂર કરીને કાફિરોને વગોવવાનું શરૂ કર્યું. જ્યારે આપ પરવાર્યા ત્યારે આપે કહ્યું : અય અલ્લાહ ! કુરેશને શિક્ષા કર. અય અલ્લાહ ! કુરેશને શિક્ષા કર. અય અલ્લાહ ! કુરેશને શિક્ષા કર. ત્યાર પછી આપે નામ લીધાં અને કહ્યું : અય અલ્લાહ ! અમ્ર બિન હિશામ, ઉત્બા ઇબ્ને રબીઆ, શૈબા ઇબ્ને રબીઆ, વલીદ ઇબ્ને ઉત્બા, ઉમય્યા ઇબ્ને ખલફ, ઉકબા ઇબ્ને અબૂ મુઅય્ત અને ઉમારહ ઇબ્ને વલીદને શિક્ષા કર. અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ખુદાની કસમ ! મેં બધાને બદરના દિવસે કત્લ થયેલા જોયા. તે પછી તેમને કુવામાં નાખી દેવામાં આવ્યા. હુઝૂર (સલ.)એ કહ્યું કે, કુવાવાળાઓ પર લઅનત છે.





✪ ભાગ-૨ સમાપ્ત ✪

# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

ભાગ–3

# બુખારી શરીફ

# ભાગ-૩

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ નમાઝનો વખત ★

**નમાઝનો વખત અને તેની ફઝીલત :**

**ખુદા તઆલા ફરમાવે છે : ઈન્ન સ્સલાત કાનત અલલ મુઅમિનીન કિતાબમ્ મવ્કૂતા (ઈમામ બુખારી કહે છે કે) શબ્દ 'મવકૂત'ની મુરાદ એ છે કે નમાઝનો વખત ખુદા તઆલાએ મુસલમાનો માટે મુકર્રર કરી દીધો છે.**

(૧/૫૦૭) ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે કે, એક દિવસ (ખલીફા) ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે અસ્રની નમાઝ (મુસ્તહબ વખતથી) મોડી પઢી. એવામાં ઉરવા ઈબ્ને ઝુબૈર આવ્યા અને કહેવા લાગ્યા કે, એક વાર મુગીરા ઈબ્ને શુઅબાએ ઈરાકમાં નમાઝમાં (મુસ્તહબ વખતથી) મોડું કર્યું હતું, ત્યારે હઝરત અબૂ મસ્ઉદ (રદિ.)એ તેમને પૂછ્યું કે, મુગીરા, તમે નમાઝમાં આ વિલંબ કેમ કર્યો ? તમને ખબર નથી કે, હઝરત જિબ્રઈલે (મિઅરાજની સવારે) ઉતરીને રસૂલુલ્લાહ (સલ.)ને (પાંચ વખતમાં) પાંચ નમાઝ પઢાવી હતી. હુઝૂરે હઝરત જિબ્રઈલની પાછળ પાંચ નમાઝ પઢી હતી. નમાઝથી પરવારીને હઝરત જિબ્રઈલ (અલૈ.)એ કહ્યું હતું કે, મને એનો જ હુકમ આપવામાં આવ્યો હતો. આ સાંભળીને ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે ઉરવાને કહ્યું કે, જરા વિચારીને હદીસ બયાન કરો. શું જિબ્રઈલ (અલૈ.)એ જ ઈમામત કરતી વખતે નમાઝના વખતો મુકર્રર કર્યા હતા ? હઝરત ઉરવાએ જવાબ આપ્યો : જી હા, જિબ્રઈલ (અલૈ.)એ જ આ વખતોમાં રસૂલુલ્લાહ (સલ.)ની ઈમામત કરી હતી. મને તો ઉમ્મુલ મુઅમિનીન હઝરત સિદ્દીકા (રદિ.)એ આ હદીસ પણ બયાન કરી હતી કે, હુઝૂર અસ્રની નમાઝ તે વખતે પઢતા હતા જ્યારે કે સૂર્યનો પડછાયો મારા કમરામાં પડતો હતો અને ચઢવા ન પામતો હતો.

આયત **'મુનીબીન ઈલયહિ વત્તકૂહુ વ અકીમૂ સ્સલાત વ લા તકૂનૂ મિનલ મુશ્રિકીન'ની તફસીર**

(૨/૫૦૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

અબ્બાસ (રદિ.) કહે છે : એક વાર અબ્દુલ કૈસ (કબીલા)ના થોડાક પ્રતિનિધિઓ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું કે, અમે રબીઆ ખાનદાનમાંથી છીએ. હરામ મહીનાઓ (ઝીલકાદ, ઝીલહજ્જ, મુહર્રમ અને રજબ) સિવાય બીજા વખતમાં પવિત્ર સેવામાં હાજર થઈ શકતા નથી. એટલે હુઝૂર અમને કોઈ નિર્ણયાત્મક બાબતનો હુકમ આપે, જેથી અમે પોતે એના પર અમલ કરતા થઈ જઈએ અને તે બાજુવાળાઓને પણ એ (પર અમલ કરવા)નું આમંત્રણ આપીએ. આપે ફરમાવ્યું કે, હું તમને ચાર વાતો કરવાનો હુકમ આપું છું અને ચાર વાતોથી રોકું છું. ખુદા તઆલા પર ઈમાન લાવવું કિંવા એ વાતની ગવાહી આપવી કે ખુદા તઆલા સિવાય કોઈ મઅબૂદ નથી અને હું તેનો રસૂલ છું. કાયદેસર નમાઝ પઢવી. ઝકાત દેવી. તમારા માલે ગનીમતમાંથી પાંચમો ભાગ મને લાવીને આપવો અને નીચેની ચાર વસ્તુઓના ઉપયોગથી તમને રોકું છું. ૧. હન્તુમ ૨. દુબ્બા ૩. નકીર ૪. મુઝફફત વગેરે વાસણોમાં પાણી વગેરે પીવાથી.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨/૫૭૮) એ વાસણોમાં અરબો શરાબ બનાવતા હતા. જ્યારે શરાબ હરામ થઈ ત્યારે એ વાસણોના ઉપયોગની પણ મનાઈ ફરમાવવામાં આવી. જ્યારે શરાબનો ખ્યાલ દિલમાંથી નીકળી ગયો ત્યારે ફરી એ વાસણોના ઉપયોગની રજા આપવામાં આવી. કારણ કે, હવે એ વાસણો જોઈને પણ શરાબનો ખ્યાલ આવવાનો ભય ન રહ્યો.

## નમાઝ પઢવાની બૈઅત કરવી :

(૩/૫૭૯) હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મેં પદ્ધતિસર નમાઝ પઢવા, ઝકાત દેવા અને દરેક મુસલમાનની ભલાઈ ઈચ્છવાની શરતે હુઝૂર (સલ.)થી બૈઅત કરી.

## નમાઝ (ગુનાહોનો) કફફારો છે :

(૪/૫૮૦) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે કે, અમે (એકવાર) હઝરત ઉમર (રદિ.) પાસે બેઠા હતા. તેમણે કહ્યું કે, તમારામાંથી કોને ફિત્નાવાળી હદીસ (કિંવા તે હદીસ જેમાં હુઝૂરે ફરમાવ્યું છે કે મારા પછી એક મોટો ફિત્નો ઊભો થશે) યાદ છે ? મેં કહ્યું કે જેવી રીતે રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું હતું, મને તે હદીસ હુબહુ યાદ છે. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : તમારી આ બાબતમાં ભારે હિંમત છે (કે આવી રીતે હિંમતથી સહીહ હોવાનો દાવો કરી રહ્યા છો.) મેં કહ્યું : તે હદીસ એ છે કે, માણસથી પત્ની, બાળકો, પડોશીઓ અથવા માલ વગેરે વિષે જે કસૂર થાય છે તેનો ઉતાર નમાઝ, રોઝા, સદકા, 'અમ્ર બિલ મઅરૂફ' (સારી વાતોનો હુકમ) અને 'નહી અનિલ મુન્કર' (ખરાબ વાતોની મનાઈ)થી થઈ જાય છે. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : ફિત્નાથી મારી મુરાદ આ ફિત્નો નથી, બલકે હું તે ભયંકર ફિત્નાની હાલત પૂછું છું જે





દરિયાની જેમ ઉછાળા મારશે. મેં કહ્યું : અમીરુલ મુઅમિનીન, તમારે એનાથી ગભરાવું ન જોઈએ. તમારી અને એ ફિત્નાની વચ્ચે તો એક બંધ દરવાજો છે. હઝરત ઉમરે કહ્યું : તેને તોડવામાં આવશે કે ખોલવામાં આવશે ? હુઝયફાએ કહ્યું કે, તેને તોડવામાં આવશે. હઝરત ઉમરે કહ્યું : જો તે દરવાજો તૂટી ગયો તો પછી કદી બંધ નહી થાય. (રાવી કહે છે :) અમે કહ્યું : શું હઝરત ઉમર દરવાજાને જાણતા હતા ? હુઝયફાએ કહ્યું : હા, જેમ કે આવતી કાલના દિવસ પછી રાત્રિ છે. (હુઝયફા કહે છે :) મેં તેમને એવી હદીસ કહી જેમાં ભૂલ ન હતી. (રાવી કહે છે :) હુઝયફાને પૂછતાં અમને ડર લાગ્યો. એટલે અમે મસ્રૂકને કહ્યું, જેથી મસ્રૂકે તેમને પૂછ્યું. એટલે હુઝયફાએ કહ્યું કે, દરવાજો ઉમર હતા.

(૫/૫૮૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે (એક વાર) કોઈ માણસે એક પરાયી ઓરતને ચુંબન કર્યું અને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને હકીકત જાહેર કરી દીધી. તે વખતે ખુદા તઆલાએ આયત **અકિમિસ્સલાત તરફયિ ન્નહારિ વ ઝુલફ મ્મિન ્લયલિ ઈન્નલ હસનાતિ યુઝહિબ્ન સ્સચ્યિઆતિ** ઉતારી. (કિંવા દિવસના બંને છેડાઓમાં અને રાતના થોડાક ભાગમાં પાબંદીથી નમાઝ પઢો. કારણ કે, નેકીઓથી બુરાઈઓ જતી રહે છે.) તે માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! આ (ખુદાઈ ઈનામ) માત્ર મારા માટે છે (અથવા બધા માટે ?) આપે ફરમાવ્યું : મારી પૂરી ઉમ્મત માટે છે.

## સમયસર નમાઝ પઢવાની ફઝીલત

(૬/૫૮૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું કે, ખુદા તઆલાને સૌથી વધુ પ્યારો કયો અમલ છે ? ફરમાવ્યું : સમયસર નમાઝ પઢવી. મેં કહ્યું : તે પછી કયો અમલ ? ફરમાવ્યું : તે પછી માં બાપ સાથે સદ્‌વર્તાવ કરવો. મેં કહ્યું : તે પછી શું છે ? ફરમાવ્યું : ખુદાના રસ્તામાં જિહાદ કરવું. ઈબ્ને મસઊદ કહે છે : હુઝૂરે મને આ ત્રણે વાતો બતાવી, પરંતુ જો હું વધુ પૂછત તો હુઝૂર (સલ.) હજુ વધુ બતાવત.

## જમાઅત સાથે હોય કે એકલા, પાંચેય નમાઝને સમયસર પઢવાથી ગુનાહો ઉતરી જાય છે.

(૭/૫૮૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને કહેતા સાંભળ્યા, આપ કહેતા હતા, બતાવો કે જો કોઈના દરવાજા પર નહેર હોય અને તે દરરોજ પાંચ વખત તેમાં નહાય તો શું તેના શરીર પર કંઈ મેલ રહી શકે છે ? સહાબા (રદિ.)એ કહ્યું કે, કંઈ મેલ બાકી રહી શકતો નથી. આપે ફરમાવ્યું : બસ એ જ હાલત પાંચ નમાઝોની છે કે, ખુદા તઆલા એની મારફતે ગુનાહ મિટાવી દે છે.

**માઝને તેના (મુસ્તહબ) ખતમાં ન પઢવી :**

(૮/૫૮૪) હઝરત અનસ (રદિ.) હેતા હતા કે, હુઝૂર (સલ.)ના સમયની નેક) વાતોમાંથી મને હવે એક વાત પણ ખાતી નથી. કહેવામાં આવ્યું કે, નમાઝ તો બાકી છે. તેમણે કહ્યું : નમાઝમાં તમે લોકોએ શું શું કર્યું નથી ?

(૯/૫૮૫) અલ્લામા ઝુહરી કહે છે ., હું હઝરત અનસ (રદિ.) પાસે મિશ્કમાં પહોંચ્યો. (મેં જોયું કે) તેઓ રડી રહ્યા છે. મેં પૂછ્યું : તમે શા માટે રડો છો ? કહ્યું : જે વાતો (ઈસ્લામના અરકાનમાંથી) મેં જોઈ હતી, તેમાંથી નમાઝના સિવાય હવે એક પણ જોતો નથી અને આ નમાઝ પણ હવે બરબાદ થઈ ચૂકી છે.

**નમાઝી (નમાઝમાં) પોતાના પરવરદિગાર સાથે વાતચીત કરે છે**

(૧૦/૫૮૬) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી જે માણસ નમાઝ પઢે છે તે હકીકતમાં પોતાના પરવરદિગાર સાથે વાતચીતમાં હોય છે. એટલે (નમાઝમાં) તેણે જમણી તરફ ન થૂંકવું જોઈએ, બલકે (જો થૂંકવું હોય તો) ડાબા પગની નીચે થૂંકે.

(૧૧/૫૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, સજદો કરતી વખતે અવયવોને સપ્રમાણ રાખો. તમારામાંથી કોઈ માણસ કુતરાની જેમ બંને હાથોને જમીન પર બિછાવી ન દે. જો થૂંકવું હોય તો સામે અને જમણી બાજુએ ન થૂંકે. કારણ કે, તે (નમાઝમાં) પોતાના પરવરદિગાર સાથે વાતચીતમાં હોય છે. હઝરત કતાદા (રદિ.)ની એવી રિવાયત છે કે, સામે ન થૂંકે, બલકે પગની નીચે અથવા ડાબી તરફ થૂંકે. હઝરત શુઅબાની રિવાયતમાં એવો હુકમ છે કે ન સામે થૂંકે અને ન જમણી બાજુએ, બલકે ડાબી બાજુએ અથવા પગની નીચે થૂંકે. હુમૈદની રિવાયતમાં (આ શબ્દો) છે કે ન કિબ્લા તરફ થૂંકે અને ન જમણી બાજુએ, બલકે ડાબી બાજુએ અથવા પગની નીચે થૂંકે.

**સખ્ત ગરમીના દિવસે ઝુહરને ઠંડા સમયે પઢવી :**

(૧૨/૫૮૮) હઝરત અબૂ હુરૈરા અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) રાવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે સખ્ત ગરમી પડે ત્યારે નમાઝ ઠંડા સમયે પઢો. કારણ કે, ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે.

(૧૩/૫૮૯) હઝરત અબૂઝર (રદિ.) કહે છે : (એકવાર) હુઝૂર (સલ.)ના મુઅઝ્ઝિને ઝુહરની અઝાન આપી. આપે ફરમાવ્યું : જરા ઠંડક થઈ જવા દે; જરા ઠંડક થઈ જવા દે. અથવા કહ્યું કે, થોભ, થોભ. પછી ફરમાવ્યું : ગરમીની ઉગ્રતા

(૧૧/૫૮૭) ખુલ્લી જમીન પર નમાઝ પઢતો હોય તો આ મસ્અલો છે.



દોઝખના ઉકળાટનો એક ભાગ છે. એટલે જો સખ્ત ગરમી હોય તો નમાઝ ઠંડા વખતે પઢો. (હઝરત અબૂઝર કહે છે કે, હુકમ મુજબ અમે થોભ્યા) અહીં સુધી કે અમે ટેકરાઓનો પડછાયો જોઈ લીધો.

(૧૪/૫૯૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે સખ્ત ગરમી હોય ત્યારે નમાઝ ઠંડા વખતે પઢો. કારણ કે, ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે. દોઝખે પોતાના પરવરદિગારને ફરિયાદરૂપે કહ્યું હતું કે, ઈલાહી ! (ઉગ્રતાના કારણે) મારો અમુક ભાગ અમુક ભાગને ખાઈ જાય છે. એટલે ખુદાએ તેને બે વાર શ્વાસ લેવાનો હુકમ આપ્યો. એકવાર શરદીની ઋતુમાં અને એક વાર ગરમીની ઋતુમાં. જે સખ્ત ગરમી તમને લાગે છે તે એ જ ગરમીના કારણે છે અને ઠંડીની ઋતુમાં જે ભયંકર ઠંડી માલુમ પડે છે તે પણ એ જ શ્વાસની ભયંકર ઠંડીના કારણે છે.

(૧૫/૫૯૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, ઝુહરની નમાઝ ઠંડા વખતે પઢો. કારણ કે, ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે.

**સફરમાં ઝુહરને ઠંડા વખતે પઢવી :**

(૧૬/૫૯૨) હઝરત અબૂઝર ગિફારી (રદિ.) કહે છે કે, એક સફરમાં અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. (એક જગ્યાએ) મુઅઝ્ઝિને ઝુહરની અઝાન દેવાનો ઈરાદો કર્યો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જરા ઠંડક થવા દો. થોડીવાર પછી ફરી મુઅઝ્ઝિને અઝાન દેવાનો ઈરાદો કર્યો. હુઝૂરે ફરી ફરમાવ્યું : ઠંડક થવા દો. અહીં સુધી કે, અમને ટેકરાઓનો પડછાયો દેખાવા લાગ્યો. હુઝૂરે ફરમાવ્યું કે, ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે. એટલે જો ગરમી સખ્ત હોય તો નમાઝને ઠંડા વખતે પઢો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ શબ્દ **'યતફય્યઉ'**નો અર્થ **'યતમય્યલુ'** બયાન કર્યો છે કિંવા પડછાયો એક તરફથી બીજી તરફ નમી જાય.

**ઝુહરની નમાઝનો વખત સૂર્ય ઢળ્યા પછી શરૂ થાય છે :**

(૧૭/૫૯૩) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) (ઝવાલ પછી) બપોરના સમયે ઝુહરની નમાઝ પઢતા હતા.

(૧૮/૫૯૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (એક દિવસ) ઝવાલના સમયે હુઝૂર (સલ.) બહાર આવ્યા અને નમાઝ પઢીને મિમ્બર ઉપર ઉભા થઈ ગયા. કિયામતની હાલત વર્ણવી અને કહ્યું : કિયામતના મોટા કામો છે. તે પછી ફરમાવ્યું કે, જે માણસ જે કંઈ પૂછવા માંગે તે પૂછી શકે છે. હું જ્યાં સુધી આ જગ્યાએ ઉભો છું ત્યાં સુધી બતાવીશ. (ખુત્બો સાંભળીને) લોકો ખુબ રડવા

લાગ્યા. હુઝૂર (સલ.) વારંવાર એવું કહી રહ્યા હતા કે મને પૂછો. (હું બતાવીશ) જેથી અબ્દુલ્લાહ ઈબ્ને હુઝાફા સહમી (રદિ.)એ ઉભા થઈને પૂછયું : બતાવો, મારા બાપનું શું નામ છે ? આપે કહ્યું : તારા પિતા હુઝાફા છે. પછી વારંવાર ફરમાવ્યું કે, (જે કંઈ ઈચ્છો તે) પૂછી લો, (હું બતાવીશ) છેવટે હઝરત ઉમર ફારૂક (રદિ.)એ બંને ઘુંટણ વાળીને બેસીને કહ્યું : અમે ખુદાની ખુદાઈથી, ઈસ્લામના દીન હોવાથી અને હુઝૂરના પયગંબર હોવાથી રાજી છીએ. (આ સાંભળીને હુઝૂરનો ગુસ્સો ઠંડો થયો અને) આપ ખામોશ થઈ ગયા. પછી ફરમાવ્યું : આ વખતે જન્નત અને દોઝખ મારી સામે આ દીવાલ તરફ રજુ કરવામાં આવી હતી. મેં (જન્નતથી) સારી અને (દોઝખથી) ખરાબ (કોઈ વસ્તુ) જોઈ નથી.

(૧૯/૫૯૫) હઝરત અબૂ બરઝા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ફજ્રની નમાઝ એવા વખતે પઢતા હતા કે, અમારામાંથી દરેક માણસ પોતાની સાથેના માણસને ઓળખી શકતો હતો. ફજ્રની નમાઝમાં સાઠથી લઈને સો આયતો સુધી પઢતા હતા. ઝુહરની નમાઝ ઝવાલ પછી પઢતા હતા. અસ્રની નમાઝ એવા વખતે પઢતા હતા કે (નમાઝ પછી) માણસ સૂર્યના પ્રકાશમાં મદીનાની તે બાજુએ પોતાના ઘેર જઈને પાછો આવી જતો હતો. (રાવી કહે છે :) મને યાદ રહ્યું નથી કે, હઝરત અબૂ બરઝા (રદિ.)એ મગરિબના વખત વિષે શું બયાન કર્યું હતું. હા, ઈશા વિષે એમ કહ્યું હતું કે, હુઝૂર ઈશાની નમાઝમાં ત્રીજા ભાગની રાત યા અડધી રાત સુધી મોડું કરતા હતા. પછી કહ્યું : અડધી રાત સુધી. મુઆઝ કહે છે : શુઅબાએ કહ્યું કે, હું બીજીવાર અબૂ મિન્હાલને મળ્યો ત્યારે તેમણે કહ્યું : અથવા ત્રીજા ભાગની રાત્રિ સુધી.

(૨૦/૫૯૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે સખ્ત ગરમીમાં અમે હુઝૂરની પાછળ ઝુહરની નમાઝ પઢતા હતા ત્યારે ગરમીના તાપથી બચવા માટે કપડાંઓ પર સજદો કરતા હતા, (જેથી પેશાની ન દાઝે.)

**ઝુહરને અસ્ર સુધી વિલંબાવવી :**

(૨૧/૫૯૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મદીનામાં ઝુહર અને અસ્રની એકી સાથે આઠ રકઅતો અને મગરિબ અને ઈશાની એકી સાથે સાત રકઅતો પઢી. અય્યૂબ કહેવા લાગ્યા કે આ બબ્બે નમાઝોને ભેગી પઢવાનું કદાચ વરસાદના દિવસે હશે. જાબિર બોલ્યા : કદાચ એમ જ હોય.

**અસ્રની નમાઝનો વખત :**

(૨૨/૫૯૮) હઝરત આયશા (રદિ.) કહે છે કે, તડકો મારા કમરામાંથી નીકળવા પામતો ન હતો કે, હુઝૂર (સલ.) અસ્રની નમાઝ પઢવા લાગતા હતા.

(૨૩/૫૯૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત સિદ્દીકા (રદિ.) કહે છે કે, તડકો મારી સહેનમાં હતો. પડછાયો હજુ દીવાલ પર ચઢવા ન પામ્યો હતો કે હુઝૂર (સલ.)એ અસ્રની નમાઝ પઢી.

(૨૪/૬૦૦) હઝરત આયશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) અસ્રની નમાઝ તે વખતે પઢતા હતા કે તડકો મારી સહેનમાં રહેતો હતો અને સૂર્યનો પડછાયો ઉપર જવા પામતો ન હતો.

(૨૫/૬૦૧) સય્યાર કહે છે કે, હું અને મારા પિતા એક દિવસ હઝરત અબૂ બર્ઝા સહાબીની સેવામાં હાજર થયા. મારા પિતાજીએ પૂછયું કે, હુઝૂર (સલ.) ફર્ઝ નમાઝ કયા વખતે પઢતા હતા ? અબૂ બર્ઝા બોલ્યા કે હુઝૂર ઝુહરની નમાઝ, જેને તમે લોકો પહેલી નમાઝ કહો છો, એવા વખતે પઢતા હતા, જ્યારે કે સૂર્ય ઢળી પડતો હતો અને અસ્રની નમાઝ, એવા વખતે પઢતા હતા કે (નમાઝ પઢીને) માણસ સૂર્યના ખૂબ સફેદ પ્રકાશમાં મદીનાની તે બાજુએ પોતાના ઘેર પાછો આવી જતો હતો. રાવી કહે છે : મને યાદ રહ્યું નથી કે, અબૂ બર્ઝાએ મગરિબ વિષે શું બયાન કર્યું. હા, ઈશાની નમાઝમાં, જેને તમે લોકો રાતની નમાઝ કહો છો, વિલંબ કરવાને સારું સમજતા હતા. ઈશાની નમાઝ પહેલાં સૂવાને અને ઈશાની નમાઝ પછી વાતચીત કરવાને ખરાબ ગણતા હતા અને સવારની નમાઝથી એવી હાલતમાં પરવારતા હતા કે, માણસ પોતાના સાથીને ઓળખી શકતો હતો. સાઠ આયતોથી લઈને સો આયતો સુધી પઢતા હતા.

(૨૬/૬૦૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અમે અસ્રની નમાઝ તે વખતે પઢતા હતા કે નમાઝ પઢીને માણસ બની અમ્ર બિન ઔફ (ના મહોલ્લા) સુધી જતો હતો અને તેમને અસ્રની નમાઝમાં મશગુલ જોતો હતો.

(૨૭/૬૦૩) અબૂ ઉમામા (રદિ.) કહે છે : (એક દિવસ) અમે હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝની સાથે અસ્રની નમાઝ પઢી. નમાઝ પછી હઝરત અનસ (રદિ.)ની સેવામાં હાજર થયા. અમે જોયું કે, આપ અસ્રની નમાઝમાં મશગૂલ છે. મેં કહ્યું : કાકા, આપે આ કઈ નમાઝ પઢી ? હઝરત અનસે ફરમાવ્યું : અસ્રની. અને આ તે નમાઝ છે જે અમે હુઝૂરની સાથે પઢતા હતા. (કિંવા આ જ વખતે પઢતા હતા.)

(૨૮/૬૦૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અમે અસ્રની નમાઝ એવા

(૧૮/૫૯૪) બુખારી શરીફના પહેલા ભાગમાં આ હદીસ આવી છે. તે પરથી જાણવા મળે છે કે, લોકોએ અયોગ્ય સવાલો પૂછવાની શરૂઆત કરી તો હુઝૂર (સલ.)એ ગુસ્સામાં ફરી ફરમાવ્યું કે, પૂછો, પૂછો. હઝરત ઉમર (રદિ.) સમજી ગયા કે, હુઝૂર (સલ.) નારાજ થઈને આવું બોલ્યા છે, એટલે અદબપૂર્વક બેસીને બધા તરફથી માફી માંગી.

(૨૧/૫૯૭) બે નમાઝોને એકી સાથે પઢવું જાઈઝ નથી. કોઈ કારણસર મોડું થઈ જાય અને પહેલી નમાઝને બીજી નમાઝના વખતમાં પઢે તો તો પહેલી નમાઝ કઝા કહેવાશે.

વખતે પઢતા હતા કે, નમાઝ પઢીને જનારો 'મસ્જિદે કુબા' સુધી પહોંચી જતો હતો અને સૂર્ય તે છતાં ઊંચે રહેતો હતો.

(૨૯/૬૦૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, સૂર્ય ઊંચે અને ખૂબ સાફ સફેદ રહેતો હતો કે, હુઝૂર (સલ.) અસ્રની નમાઝ પઢતા હતા. નમાઝથી પરવારીને જનારો મદીનાના પરાંઓના રહેવાસીઓ સુધી પહોંચી જતો હતો અને સૂર્ય ઊંચે જ રહેતો હતો. મદીનાથી પરાંઓનું અંતર ચાર માઈલ અને એના લગભગ છે.

**જે માણસની અસ્રની નમાઝ ચાલી જાય તેનો ગુનોહ :**

(૩૦/૬૦૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું : જે માણસની અસ્રની નમાઝ ચાલી જાય તો જાણે તેના બાળકો અને માલ ઝુંટવી લેવામાં આવ્યો.

**જે માણસ જાણી જોઈને અસ્રની નમાઝ છોડી દે તેનો ગુનોહ :**

(૩૧/૬૦૭) હઝરત અબૂલ મલીહ કહે છે કે, અમે એક જિહાદમાં હઝરત બુરૈદા (રદિ.)ની સાથે હતા. વરસાદનો દિવસ હતો. બુરૈદા કહેવા લાગ્યા કે, અસ્રની નમાઝ માટે જલ્દી કરો. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ અસ્રની નમાઝ છોડી દે તેના અમલો બેકાર થઈ જાય છે.

**અસ્રની નમાઝની ફઝીલત :**

(૩૨/૬૦૮) હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે : એક રાત્રે અમે હુઝૂર (સલ.)ની પાસે બેઠા હતા. એવામાં આપે નઝર ઉઠાવીને ચંદ્રને જોયો અને ફરમાવ્યું : કિયામતના દિવસે તમે લોકો પોતાના પરવરદિગારને બિલ્કુલ એવી રીતે જોશો જેવી રીતે આ ચંદ્રને જોઈ રહ્યા છો. લોકોની ભીડ અલ્લાહનો દીદાર કરવાથી તમને રોકશે નહી. એટલે જો તમારાથી બની શકે તો સૂર્યોદય અને સૂર્યાસ્ત પહેલાં નમાઝથી ગાફિલ ન રહો. તે પછી હુઝૂર (દલીલમાં આ આયત) પઢયા : **ફસબ્બિહ બિહમ્દિ રબ્બિક કબ્લ તુલૂઈ શ્શમ્સિ વ કબ્લલ ગુરૂબિ.**

(૩૩/૬૦૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે કે, (એક વાર) રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમારી પાસે થોડાક ફરિશ્તા રાત્રિના અને થોડાક ફરિશ્તા દિવસના એક પછી એક આવતા રહે છે. ફજ્ર અને અસ્રની નમાઝોમાં બધા ભેગા થાય છે. (સવારે) રાત્રિના ફરિશ્તા આસ્માન પર ચાલ્યા જાય છે. ખુદા તઆલા સંપૂર્ણ માહિતી ધરાવતો હોવા છતાં ફરિશ્તાઓને પૂછે છે કે તમે મારા બંદાઓને કેવી હાલતમાં છોડયા ? ફરિશ્તાઓ કહે છે : અમે તેમને નમાઝ પઢતા છોડયા અને જ્યારે ગયા હતા ત્યારે પણ તેઓ નમાઝ પઢી રહ્યા હતા.



**જો સૂર્યાસ્ત પહેલાં અસ્રની એક રકાત મળી જાય તો અસ્રની નમાઝ થઈ જાય છે :**

(૩૪/૬૧૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઈ માણસને સૂર્યાસ્ત પહેલાં અસ્રની નમાઝનો એક સજદો પણ મળી જાય તો અસ્રની નમાઝ પૂરી કરી લે. એવી જ રીતે જે માણસને સૂર્યોદય પહેલાં ફજ્રની નમાઝનો એક સજદો પણ મળી જાય તો તે નમાઝ પૂરી કરી લે.

(૩૫/૬૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, ભૂતકાળની કોમોની સરખામણીમાં તમારી જિંદગીની મુદ્દત એટલી છે જેટલી અસ્રની નમાઝ પછીથી સૂર્યાસ્ત સુધી હોય છે. તૌરાતવાળાઓને (યહૂદીઓને) તૌરાત આપવામાં આવી હતી. તેમણે એના પર બપોર સુધી અમલ કર્યો, પરંતુ જ્યારે અડધો દિવસ પસાર થઈ ગયો ત્યારે યહૂદીઓ તે પ્રમાણે કામ ન કરી શકયા. એટલે તેમને એક 'કીરાત' મજુરી મળી. પછી ઈન્જીલવાળાઓને (ઈસાઈઓને) ઈન્જીલ આપવામાં આવી. તેમણે ઈન્જીલ પ્રમાણે કામ કર્યું, પરંતુ (બપોરથી) અસ્ર સુધી કામ કરીને તેઓ પણ થાકી ગયા. એટલે તેમને પણ એક કીરાત (સવાબ) આપવામાં આવ્યો. સૌથી છેલ્લે અમને કુર્આન આપવામાં આવ્યું. અમે (એ પ્રમાણે) સૂર્યાસ્ત સુધી કામ કર્યું. એટલે અમને બે કીરાત (સવાબ) આપવામાં આવ્યો. આ જોઈને યહૂદીઓ અને ઈસાઈઓએ કહ્યું : અય અમારા પરવરદિગાર ! તેં એમને બબ્બે કીરાત આપ્યા અને અમને એક એક કીરાત. જો કે અમે એમનાથી વધારે કામ કર્યું હતું. ખુદા તઆલાએ ફરમાવ્યું : શું મેં તમારી મજુરીમાં કંઈ ઘટાડો કર્યો છે ? તેમણે કહ્યું : કંઈ નહી. એ પરથી ખુદા તઆલાએ ફરમાવ્યું : ત્યારે બસ, એ મારો ફઝલ છે, જેને ઈચ્છું છું તેને આપું છું.

(૩૬/૬૧૨) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ (એક દિવસ) ફરમાવ્યું : યહૂદીઓ, ઈસાઈઓ અને મુસલમાનોનો દાખલો તે લોકો જેવો છે, જેમને કોઈ માણસે સાંજ સુધી મજુરીએ કામ કરવા માટે રાખ્યા છે, પરંતુ એ લોકો માત્ર અડધો દિવસ કામ કરી શકયા, પછી કહેવા લાગ્યા કે, અમને તમારી મજુરીની જરૂર નથી. (હવે અમારાથી કામ થતું નથી.) તે માણસે બીજા મજુરો રાખી લીધા અને તેમને કહ્યું કે, જેટલો દિવસ બાકી રહી ગયો છે તમે માત્ર તેમાં કામ કરી આપો, હું પૂરા દિવસની મજુરી આપીશ. એ લોકો

---

(૩૪/૬૧૦) અસ્રની નમાઝ પૂરી કરી લે. ફજ્રની નમાઝ ન પઢે. જ્યારે સૂર્ય એક હાથ જેટલો ઊંચે આવે ત્યારે કઝા કરી લે.

અસ્રના વખત સુધી કામ કરી શકયા. અસ્રનો વખત આવ્યો ત્યારે કહેવા લાગ્યા કે, જે કંઈ અમે કામ કર્યું છે તે અમે છોડી દઈએ છીએ, (બાકીનું કામ અમે કરી શકતા નથી) તમે બીજા મજુરો શોધી લો. તે માણસે બીજા મજુરો બોલાવ્યા અને તેમને કહી દીધું કે, જો તમે લોકો દિવસના બાકીના ભાગમાં કામ કરી આપશો તો તમને પૂરા દિવસની મજુરી મળશે. (કિંવા આગલા મજુરોની મજુરી પણ તમને જ મળશે.) એટલે તે લોકોએ દિવસ પૂરો થતાં સુધી કામ કર્યું. જ્યારે સૂર્ય ડુબી ગયો ત્યારે ઉપરોકત બંને જુથોની મજુરી પણ તેમણે વસુલ કરી લીધી.

**મગરિબના વખતનું બયાન :**

**હઝરત અતા કહે છે કે, બીમાર માણસ મગરિબ અને ઈશાની નમાઝ ભેગી કરીને પઢી શકે છે.**

(૩૭/૬૧૩) હઝરત રાફિઅ ઈબ્ને ખદાજ કહે છે કે, અમે મગરિબની નમાઝ રસુલુલ્લાહ (સલ.)ની સાથે પઢતા હતા. (નમાઝથી પરવારીને જો) અમારામાંથી કોઈ માણસ પાછો ફરતો હતો તો તે પોતાના તીરના પડવાની જગ્યાને જોઈ લેતો હતો. (કિંવા મગરિબની નમાઝ પછી સારું જેવું અજવાળું રહેતું હતું.)

(૩૭/૬૧૩) મગરિબની નમાઝ તેના છેલ્લા સમયમાં અને ઈશાની નમાઝ તેના શરૂઆતના સમયમાં પઢતા હતા. કોઈ યોગ્ય કારણસર એ પ્રમાણે કરવું જાઈઝ છે. હા, નમાઝને કઝા કરવું સખ્ત ગુનોહ છે.

(૩૮/૬૧૪) હઝરત મુહમ્મદ ઈબ્ને અમ્ર કહે છે કે, હજ્જાજ આવ્યો. અમે હઝરત જાબિર (રદિ.)ને પૂછયું : તેમણે ફરમાવ્યું કે હુઝૂરે અકદસ (સલ.) ઝુહરની નમાઝ બપોરના વખતે પઢતા હતા. અસ્રની નમાઝ એવા વખતે પઢતા હતા જ્યારે તડકો સફેદ થઈ જતો હતો. સૂર્ય ડુબી ગયા પછી મગરિબની નમાઝ પઢતા હતા અને ઈશાની જુદા જુદા વખતોમાં પઢતા હતા. જો માણસો ભેગા થઈ જતા તો જલ્દી પઢી લેતા અને જો લોકો આવવામાં મોડું કરતા તો મોડેથી પઢતા હતા. હા, સવારની નમાઝ અંધારામાં પઢતા હતા.

(૩૯/૬૧૫) હઝરત સલમા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)ની સાથે અમે મગરિબની નમાઝ એવા વખતે પઢતા હતા, જ્યારે કે સૂર્ય પરદામાં છુપાઈ જતો હતો.

(૪૦/૬૧૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ સાત રકઅતોને (કિંવા મગરિબ અને ઈશાને) ભેગી કરીને પઢી અને આઠ રકઅતોને (કિંવા ઝુહર અને અસ્રને) પણ ભેગી કરીને પઢી.

**મગરિબને ઈશા કહેવું મકરૂહ છે :**

(૪૧/૬૧૭) હઝરત અબ્દુલ્લાહ મુઝની (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ (એક વાર) ફરમાવ્યું હતું : અરબસ્તાનના જંગલી માણસોના કહેવાથી તમે કોઈ મગરિબની નમાઝનું નામ ન બદલી નાખતા. કારણ કે, જંગલી માણસો મગરિબને ઈશા કહે છે.



**રાતની નમાઝને 'ઈશા' અને 'અતમા' કહેવું જાઈઝ છે :**

(૪૨/૬૧૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ કહ્યું કે, હુઝૂરે અકદસ (સલ.) ફરમાવતા હતા : મુનાફિકોને ઈશા અને ફજ્રની નમાઝો બહુ ભારે પડે છે. જો તેમને ખબર હોત કે અતમા અને ફજ્રની નમાઝોમાં શું (સવાબ) છે, (તો ખરેખર ઘસેડાઈને આવત.) ઈમામ બુખારી કહે છે : બેહતર એ છે કે, આ નમાઝને ઈશાની નમાઝ કહેવામાં આવે. કારણ કે, ખુદા તઆલાએ ફરમાવ્યું છે : **મિમ્ બઅ્દિ સલાતિલ ઈશાઈ** (હઝરત અબૂ મૂસા (રદિ.)ની હદીસમાં પણ ઈશાનો શબ્દ મોજુદ છે) હઝરત અબૂ મૂસા કહે છે કે, અમે હુઝૂરની સેવામાં ઈશાની નમાઝના વખતે વારાફરતી હાજર થતા હતા અને આપ એમાં વિલંબ કરતા, (અહીં સુધી કે ખૂબ અંધારૂં થઈ જતું.) હઝરત ઈબ્ને અબ્બાસ અને હઝરત આઈશા (રદિ.)એ પણ કહ્યું છે કે, રસુલુલ્લાહે ઈશાની નમાઝમાં વિલંબ કર્યો. હઝરત આઈશા (રદિ.)ની અમુક રિવાયતોમાં છે કે, રસુલુલ્લાહે અતમાની નમાઝ મોડેથી પઢી. હઝરત જાબિર કહે છે કે, રસુલુલ્લાહ ઈશાની નમાઝ પઢતા હતા. હઝરત અબૂ બર્ઝહ કહે છે કે રસુલુલ્લાહ ઈશાની નમાઝ મોડેથી પઢતા હતા. હઝરત અનસ કહે છે કે, રસુલુલ્લાહે બીજી ઈશાની નમાઝમાં વિલંબ કર્યો. ઈબ્ને ઉમર, અબૂ અય્યૂબ અને ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહે મગરિબ અને ઈશાની નમાઝ પઢી. (આ બધી હદીસોમાં ઈશાનો શબ્દ વાપરવામાં આવ્યો છે.)

(૪૩/૬૧૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક રાત્રે હુઝૂર (સલ.)એ અમને ઈશાની નમાઝ પઢાવી, જેને લોકો અતમા કહે છે. નમાઝથી પરવારીને અમારા તરફ જોઈને કહ્યું : હું તમને આજની રાતની હાલત બતાવું છું. જે લોકો આજે ધરતી પર મોજુદ છે તેમાંથી સો વરસ પૂરાં થતાં કોઈ બાકી રહેશે નહિ.

**ઈશાની નમાઝનો વખત તે જ છે જ્યારે માણસો ભેગા થઈ જાય, જલ્દી ભેગા થાય કે મોડા.**

(૪૪/૬૨૦) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.) ઝુહરની નમાઝ બપોરના વખતે (ઝવાલ પછી) પઢતા હતા. અસ્રની નમાઝ સફેદ તડકામાં પઢતા હતા. મગરિબની નમાઝ એવા વખતે પઢતા હતા, જ્યારે સૂર્ય ડુબી જતો હતો અને ઈશાની નમાઝ એવા વખતે પઢતા હતા જ્યારે કે લોકો વધારે થઈ જતા હતા અને જો માણસો ઓછા રહેતા તો આપ નમાઝમાં વિલંબ કરતા હતા. હા, સવારની નમાઝ અંધારામાં પઢતા હતા.

**ઈશાની (નમાઝની) ફઝીલત :**

(૪૫/૬૨૧) હઝરત આયશા (રદિ.)

કહે છે કે : ઈસ્લામના ફેલાવા પહેલાં એક રાત્રે હુઝૂર (સલ.)એ ઈશાની નમાઝમાં વિલંબ કર્યો અને મોડે સુધી ઘરની બહાર ગયા નહીં. છેવટે હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : (યા રસૂલલ્લાહ !) સ્ત્રીઓ અને બાળકો સૂઈ ગયાં. આ સાંભળીને હુઝૂર બહાર નીકળ્યા અને મસ્જિદમાં હાજર રહેલાઓને કહ્યું કે, તમારા સિવાય ધરતીવાળાઓમાંથી કોઈ બીજું આ નમાઝની રાહ જોતું નથી.

(૪૬/૬૨૨) હઝરત અબૂ મૂસા કહે છે કે, હું મારા સાથીઓ સાથે બકીએ બુત્હાન (મદીનામાં એક મેદાનનું નામ છે)માં હતો. મારા સાથીઓમાંથી થોડાક માણસો દરેક રાતે ઈશા વખતે વારાફરતી હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થતા હતા. એક રાત્રે હું અને મારા થોડાક સાથીઓ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. આપ તે વખતે કોઈ કામમાં રોકાયેલા હતા, જેના કારણે આપે નમાઝમાં મોડું કર્યું હતું. જ્યારે અડધી રાત પસાર થઈ ગઈ ત્યારે આપ બહાર નીકળ્યા અને લોકોને નમાઝ પઢાવી; પછી નમાઝ પૂરી કર્યા પછી હાજરજનોને કહ્યું : થોભો, ઉતાવળ ન કરો. હું તમને ખુશખબરી સંભળાવું છું. ખુદા તઆલાનો તમારા ઉપર ઉપકાર છે કે તમારા સિવાય કોઈ એવો માણસ નથી, જેણે અત્યારે નમાઝ પઢી હોય. અથવા કહ્યું કે, તમારા સિવાય કોઈએ આ ઘડીએ નમાઝ પઢી નથી. ખબર પડી નહીં કે, બેમાંથી કયા શબ્દો કહ્યા. અબૂ મૂસા કહે છે : આ સાંભળીને અમે ખુશ ખુશ પાછા ફર્યા.

**ઈશાની નમાઝ પહેલાં સૂવું મકરૂહ છે :**

(૪૭/૬૨૩) હઝરત અબૂ બર્ઝહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઈશાથી પહેલાં સૂવાને અને ઈશા પછી વાતચીત કરવાને મકરૂહ સમજતા હતા.

**જેને ઊંઘ આવી રહી હોય તેને ઈશાની નમાઝ પહેલાં સૂવું જાઈઝ છે :**

(૪૮/૬૨૪) હઝરત આયશા (રદિ.) કહે છે કે, એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.)એ ઈશાની નમાઝમાં એટલું મોડું કરી દીધું કે હઝરત ઉમર (રદિ.)એ નમાઝ માટે પોકારીને કહ્યું કે (યા રસૂલલ્લાહ !) ઓરતો અને બાળકો સૂઈ ગયાં. (આ સાંભળીને) હુઝૂર (સલ.) બહાર નીકળ્યા અને ફરમાવ્યું : ઝમીનવાળાઓમાંથી આ નમાઝની રાહ તમારા સિવાય કોઈ જોતું નથી. રાવી કહે છે કે તે સમયે મદીના સિવાય બીજી કોઈ જગ્યાએ નમાઝ પઢવામાં આવતી ન હતી. રાવીનું બયાન છે કે લોકો ઈશાની નમાઝ 'શફક' ડુબ્યા પછીથી ત્રીજા ભાગની રાત સુધી પઢતા હતા.

(૪૯/૬૨૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે એક રાત્રે હુઝૂરે અકરમ (સલ.) કોઈ કામમાં રોકાઈ ગયા. (ઈશાની નમાઝ માટે ઘરની બહાર ન નીકળ્યા) અને એટલું બધું મોડું થઈ ગયું કે અમે મસ્જિદમાં સૂઈ ગયા, પછી જાગ્યા, ફરી સૂઈ ગયા, ફરી જાગ્યા. પછી હુઝૂર (સલ.) આવ્યા અને ફરમાવ્યું કે, ઝમીનવાળાઓમાંથી તમારા સિવાય કોઈ માણસ આ નમાઝની રાહ જોતો નથી. ઈબ્ને ઉમર ઈશાની નમાઝને વહેલા પઢવા અને મોડા પઢવા બંનેને જાઈઝ સમજતા હતા. એ શરતે કે ઊંઘના વર્ચસ્વથી સમયના ચાલ્યા જવાનો ભય ન હોય. કદી ઈશાની નમાઝ પહેલાં પણ સૂઈ લેતા હતા. ઈબ્ને જુરૈજનું બયાન છે કે, જ્યારે મેં આ હદીસ અતાની સામે બયાન કરી ત્યારે અતાએ કહ્યું કે મેં ઈબ્ને અબ્બાસ (રદિ.)થી સાંભળ્યું છે કે, એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.)એ ઈશાની નમાઝ એટલી મોડી પઢી કે લોકોએ એક ઊંઘ ખેંચી કાઢી. પછી જાગ્યા, બીજી વાર પણ સૂઈ ગયા, પછી જો જાગ્યા તો હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું : (યા રસૂલલ્લાહ !) નમાઝમાં (મોડું થઈ ગયું. આ સાંભળીને) હુઝૂર બહાર નીકળ્યા. ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, તે દૃશ્ય મારી આંખો સામે છે કે આપના વાળમાંથી પાણી ટપકી રહ્યું હતું અને આપનો એક હાથ માથા ઉપર મૂકેલો હતો. બહાર આવીને હુઝૂરે ફરમાવ્યું કે, જો મને મારી ઉમ્મતની તકલીફનો ખ્યાલ ન હોત તો હું એમને ફરજિયાત હુકમ આપત કે (ઈશાની) નમાઝ આવી જ રીતે પઢે. (ઈબ્ને જુરૈજ) કહે છે કે મેં અતાને પૂછ્યું કે, હુઝૂરે માથા પર કેવી રીતે હાથ મૂકયો હતો ? અતાએ પોતાની આંગળીઓને કંઈક ખોલીને માથાના એક ભાગ પર મૂકયો. પછી આંગળીઓને મેળવીને ખેંચીને નીચે લાવ્યા. ખેંચવામાં અંગુઠો કાનના આગળના ભાગ સાથે પણ ઘસ્યો હતો. (મતલબ કે હુઝૂર (સલ.) વાળોને હાથમાં ભેગા કરીને ન નીચોડતા હતા, બલકે હાથથી દબાવીને નીચોડયા હતા.) આપે કહ્યું : જો હું મારી ઉમ્મત માટે મુશ્કેલ ન ગણત તો તેમને હુકમ કરત કે આ પ્રમાણે નમાઝ પઢે.



**ઈશાની નમાઝનો વખત અડધી રાત સુધી છે :**

(૫૦/૬૨૬) અબૂ બર્ઝહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઈશાની નમાઝ મોડેથી પઢવાને પસંદ કરતા હતા.

(૫૧/૬૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલે અકરમ (સલ.)એ એકવાર ઈશાની નમાઝમાં અડધી રાત સુધી મોડું કર્યું અને અડધી રાતે નમાઝ પઢીને ફરમાવ્યું કે લોકો નમાઝ પઢી ચૂકયા છે અને સૂઈ ગયા છે. તમે ખબરદાર રહો કે જ્યાં સુધી તમે નમાઝની રાહ જોતા રહેશો, નમાઝમાં જ ગણાશો. હુમૈદ કહે છે કે, મેં અનસ (રદિ.)થી સાંભળ્યું છે,

(૫૦/૬૨૬) અડધી રાત પછી ઈશાની નમાઝ મકરૂહ છે. કોઈ કારણસર મોડું થાય તો સુબ્હે સાદિક સુધી પઢી શકાય છે.

તેઓ કહેતા હતા કે તે રાત્રે હુઝૂર (સલ.)ની વીંટી જે રીતે ચમકી રહી હતી તેનું દૃશ્ય હજુ સુધી મારી નજર સામે છે.

**ફજ્રની નમાઝની ફઝીલત :**

(૫૨/૬૨૮) હઝરત જરીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)નું બયાન છે કે, એકવાર અમે હુઝૂર (સલ.) પાસે હાજર હતા. આપે ચૌદમીનો ચંદ્ર જોઈને ફરમાવ્યું : તમે લોકો તમારા પાલનહારને (કિયામતના દિવસે) બિલ્કુલ એવી રીતે જોશો જેવી રીતે આ ચંદ્રને જોઈ રહ્યા છો. લોકોની ભીડના કારણે તેના જોવામાં કોઈ અવરોધ અને પરદો નહીં રહેશે, જેથી જો તમારાથી બની શકે તો સૂર્યોદય અને સૂર્યાસ્ત પહેલાં નમાઝથી ગાફિલ ન રહો. તે પછી હુઝૂર (સલ.)એ આ આયત પઢી : **ફસબ્બિહ બિહમ્દિ રબ્બિક કબ્લ તુલૂ ઈશ્શમ્સિ વ કબ્લ ગુરૂબિહા** હઝરત જરીર કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું હતું : તમે તમારા પાલનહારને તદ્દન સામે જોશો.

(૫૩/૬૨૯) હઝરત અબૂ મૂસા રાવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ બંને ઠંડા વખતોમાં (ફજ્ર અને અસ્ર) નમાઝ પઢશે તે જન્નતમાં દાખલ થશે.

(૫૪/૬૩૦) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી ઉપર પ્રમાણે રિવાયત છે.

(૫૫/૬૩૧) હઝરત અનસ (રદિ.) કહે છે : મને ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)એ બયાન કર્યું કે, એક દિવસ સહાબા (રદિ.)એ હુઝૂર (સલ.)ની સાથે સહરીનું ખાણું ખાધું. ખાધા પછી નમાઝ માટે ઉભા થઈ ગયા. મેં ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)ને પૂછ્યું કે, ખાણા અને નમાઝ પઢવાના વચ્ચે કેટલું અંતર હતું ? ઝૈદે જવાબ આપ્યો : લગભગ પચાસ-સાઠ (આયતો પઢવા) જેટલું.

(૫૬/૬૩૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (એક રાત્રે) રસૂલુલ્લાહ (સલ.) અને ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)એ સહરી સાથે ખાધી. હુઝૂર સહરીથી પરવારીને નમાઝ માટે ઉભા થઈ ગયા. ઝૈદે પણ (હુઝૂરની સાથે) નમાઝ પઢી. હઝરત અનસને પૂછવામાં આવ્યું કે સહરી અને નમાઝમાં કેટલું અંતર હતું ? કહ્યું : જેટલી વારમાં માણસ પચાસ આયતો પઢે છે.

(૫૭/૬૩૩) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, હું મારા ઘેર સહરી ખાતો હતો અને મને ઉતાવળ રહેતી કે, હુઝૂરની સાથે ફજ્રની નમાઝ પઢું.

(૫૮/૬૩૪) હઝરત ઉમ્મુલ મુઅમિનીન સિદ્દીકા (રદિ.) કહે છે કે, મુસલમાન ઓરતો ચાદરોમાં લપેટાઈને આવીને હુઝૂર (સલ.)ની સાથે ફજ્રની નમાઝ પઢતી હતી અને નમાઝથી પરવારીને પોતાના ઘેર પાછી ફરતી હતી.



અંધારાના કારણે કોઈ તેમને ઓળખી શકતું ન હતું.

**જે માણસને ફજ્રની નમાઝની એક રકઅત મળી ગઈ, (તેનો શું હુકમ છે ?)**

(૫૯/૬૩૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) રાવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસને સૂર્યોદય પહેલાં ફજ્રની એક રકઅત મળી ગઈ, તેને ફજ્રની નમાઝ મળી ગઈ. જે માણસને સૂર્યાસ્ત પહેલાં એક રકઅત મળી ગઈ, તેને અસ્રની નમાઝ મળી ગઈ (કિંવા પૂરી નમાઝનો સવાબ તેને મળી જાય છે અને તેની નમાઝ થઈ જાય છે. ઉઝર વખતે જો એક રકઅત પણ સમયની અંદર મળી જાય તો નમાઝ કઝા ગણાશે નહીં.)

**જે માણસને નમાઝની માત્ર એક રકઅત મળી ગઈ, (તેનો શું હુકમ છે ?)**

(૬૦/૬૩૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) રાવી છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : જે માણસને નમાઝની એક રકઅત મળી ગઈ તેને નમાઝ મળી ગઈ. (કિંવા તેની નમાઝ કઝા ગણવામાં આવશે નહીં.)

**ફજ્ર પછી સૂર્ય ચઢતાં સુધી નમાઝ (પઢવાનો શું હુકમ છે ?)**

(૬૧/૬૩૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મારી પાસે સારા માણસોએ સાક્ષી આપી. તેમનામાં સૌથી શ્રેષ્ઠ મારી નઝરે હઝરત ઉમર હતા. બેશક, હુઝૂર (સલ.)એ ફજ્રની નમાઝ પછી સૂર્ય ઉંચે ચઢતા પહેલાં અને અસ્રની નમાઝ પછી સૂર્યાસ્ત પહેલાં નમાઝ પઢવાની મનાઈ કરી છે.

(૬૨/૬૩૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) રાવી છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૂર્ય ઉગતા અને સૂર્ય આથમતાં નમાઝ પઢવાનો ઈરાદો ન કરો. એમ પણ ફરમાવ્યું કે, જ્યારે સૂર્યની એક કોર નીકળી આવે તો એટલી વાર નમાઝ ન પઢો કે પૂરો નીકળી આવે. એવી જ રીતે જો સૂર્યની એક કોર ડુબી જાય તો એટલી વાર થોભો કે પૂરો ડુબી જાય. (હેતુ એ છે કે સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે નમાઝ ન પઢો.)

(૬૩/૬૩૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ બે પ્રકારના ખરીદ-વેચાણથી, બે પ્રકારના પોષાકથી અને બે નમાઝોથી રોકયા છે. ફજ્રની નમાઝ પછી સૂર્ય નીકળતાં પહેલાં અને અસ્રની નમાઝ પછી સૂર્ય આથમતાં પહેલાં નમાઝ પઢવાની મનાઈ કરી છે. આખા શરીર પર કપડું લપેટીને

(૫૯/૬૩૫) માણસ સૂર્યાસ્ત પહેલાં અથવા સૂર્યોદય પહેલાં નમાઝના લાયક થઈ જાય, જેમકે ગાંડો માણસ સારો થઈ જાય, નાબાલિગ (કિશોર) બાલિગ (યુવક) થઈ જાય, હૈઝ (માસિક)વાળી સ્ત્રી હૈઝ (માસિક)થી પાક થઈ જાય તો અસ્ર અને ફજ્રની નમાઝ તેના પર ફર્ઝ થઈ જાય છે.

ઓઢવાથી (જેથી ઝરૂરત વખતે હાથ પણ બહાર ન નીકળી શકે) અને અડુગરા બેસીને કોઈ ચાદર વગેરે કમર અને પગમાં પટકાની જેમ બાંધવાની મનાઈ કરી છે. (કારણ એ છે કે, એવી રીતે બેસવાથી સતર બિલ્કુલ સામે દેખાય છે. જો તેહબંદ બાંધેલું હોય તો માણસ નગ્ન થઈ જાય છે અને પાયજામો પહેરેલો હોય ત્યારે પણ પાયજામાનું નાડું બિલ્કુલ સામે પડે છે જે સજ્જનતા વિરુદ્ધ છે.) એવી જ રીતે 'બૈએ મુનાબઝત' અને 'બૈએ મુલામસત'ની મનાઈ કરી છે. (બૈએ મુલામસત એ છે કે, ખરીદાર વસ્તુને જોયા વગર તેના પર હાથ મૂકી દે કે આ વસ્તુ મારી થઈ ગઈ. બૈએ મુનાબઝત એ છે કે ખરીદાર વસ્તુને જોયા વગર તેના પર નિશાનીરૂપે પોતાની કોઈ વસ્તુ નાખી દે અથવા વેચનાર દેખાડયા વગર ખરીદાર તરફ નાખી દે અને વેચાણ ઝરૂરી ઠેરવી દે. જેવી રીતે કે ઘણીવાર લીલામ વખતે થાય છે.)

**સૂર્યાસ્ત વખતે નમાઝ પઢવાનો ઈરાદો ન કરે :**

(૬૪/૬૪૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી કોઈ માણસ સૂર્ય નીકળતાં અને સૂર્ય ડુબતાં નમાઝ પઢવાનો ઈરાદો ન કરે.

(૬૫/૬૪૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ફજ્રની નમાઝ પછી સૂર્ય નીકળતા પહેલાં અને અસ્રની નમાઝ પછી સૂર્ય ડુબતાં પહેલાં નમાઝ નથી.

(૬૬/૬૪૨) મુઆવિયા (રદિ.)એ કહ્યું હતું કે, તમે લોકો આ નમાઝ પઢો છો. જો કે અમે રસૂલુલ્લાહ (સલ.)ના સહવાસમાં રહ્યા, પરંતુ અમે આપને આ નમાઝ પઢતા જોયા નથી. (કિંવા અસ્ર પછી બે રકઅતો.

(૬૭/૬૪૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ બે વખતમાં નમાઝ પઢવાની મનાઈ કરી છે. ફજ્ર પછી સૂર્ય ઉગતા પહેલાં અને અસ્ર પછી સૂર્ય ડુબતાં પહેલાં.

**ફજ્ર અને અસ્ર પછીના વખત સિવાય બીજા વખતોમાં નમાઝ પઢવી મકરૂહ નથી :**

(૬૮/૬૪૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, હું તેવી જ નમાઝ પઢું છું જેવી રીતે મેં મારા સાથીઓને પઢતા જોયા હતા. હું રાતદિવસમાં કોઈ પણ વખતે નમાઝ પઢવાની મનાઈ કરતો નથી. હા, સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે નમાઝ પઢવાનો ઈરાદો ન કરો.

**અસ્ર પછી છુટી ગયેલી અને તેના જેવી નમાઝ પઢવી :**

(૬૯/૬૪૫) હઝરત ઉમ્મુલ મુઅમિનીન ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ અસ્ર પછી બે રકઅતો પઢી અને કહ્યું કે અબ્દુલ કૈસ કબીલાના માણસોના કારણે હું ઝુહર પછીની બે રકઅતો પઢી શકયો ન હતો. (કિંવા અબ્દુલ કૈસ કબીલાનું પ્રતિનિધિમંડળ જ્યારે હુઝૂરની સેવામાં હાજર થયું અને હુઝૂર તેની સાથે વાતચીતમાં અને સલાહ-સૂચનોમાં પ્રવૃત્ત રહ્યા. એટલે ઝુહર પછી બે રકઅતો પઢી શકયા નહીં અને અસ્ર પછી પઢી.)

(૭૦/૬૪૬) હઝરત આઈશા (રદિ.) કહે છે : તે ખુદાની કસમ, જે હુઝૂર (સલ.)ને આ દુનિયામાંથી લઈ ગયો; આપે વફાત સુધી અસ્ર પછીની બે રકઅતો ન છોડી અને વફાત ત્યારે થઈ જ્યારે (ઉભા થઈને) નમાઝ પઢવાથી આપને તકલીફ થતી હતી. એટલે ઘણીવાર આપ બેસીને નમાઝ પઢતા હતા. (મકસદ એ છે કે, છેલ્લી ઘડીએ ઉભા થઈને નમાઝ પઢવાનું મુશ્કેલ થઈ ગયું હતું, તે છતાં, હુઝૂર (સલ.)એ અસ્ર પછીની બે રકઅતો છોડી નહીં.) હુઝૂર (સલ.) આ બંને રકઅતો હંમેશા પઢતા હતા, પરંતુ માત્ર એ વિચારથી મસ્જિદમાં પઢતા ન હતા કે, ઉમ્મત માટે મુશ્કેલ થઈ પડશે, કારણ કે, આપને તે જ રીત પસંદ હતી, જેમાં ઉમ્મત માટે આસાની અને સહુલત હોય.

(૭૧/૬૪૭) હઝરત સિદ્દીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) અસ્ર પછી જ્યારે પણ મારી પાસે આવતા ત્યારે બે રકઅત નમાઝ ઝરૂર પઢતા.

(૭૨/૬૪૮) હઝરત સિદ્દીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) બે રકઅતો કદી છોડતા ન હતા. ન જાહેરમાં ન ખાનગીમાં. (કિંવા ફજ્ર પહેલાંની બે રકઅતો અને અસ્ર પછીની બે રકઅતો.

(૭૩/૬૪૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અસ્ર પછી હુઝૂર (સલ.) જ્યારે પણ મારી પાસે આવતા ત્યારે બે રકઅત નમાઝ પઢતા હતા.

**વાદળના દિવસે નમાઝને શરૂ વખતમાં પઢવાનું બયાન :**

(૭૪/૬૫૦) હઝરત અબૂલ મલીહ કહે છે કે, એક દિવસ વાદળ હતું અને અમે બુરૈદા (રદિ.)ની સાથે હતા. બુરૈદા (રદિ.)એ કહ્યું હતું કે નમાઝ શરૂ વખતમાં પઢી લો. કારણ કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે જે માણસે અસ્રની નમાઝ છોડી દીધી તેનું કર્યું-કરાવેલું બેકાર ગયું. (એનાથી સાબિત થાય છે કે વાદળના દિવસે માત્ર અસ્રની નમાઝ શરૂ વખતમાં પઢી લેવી જોઈએ, જેથી કઝા ન થઈ જાય. હદીસના શીર્ષકમાં પણ એ જ મુરાદ છે.)

**કઝા નમાઝ માટે અઝાન દેવાનું બયાન :**

(૭૫/૬૫૧) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, અમે એક રાત્રે હુઝૂર

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૭૩/૬૪૯) આગળની હદીસોમાં આવી ગયું છે કે, અસ્ર પછી નફિલ નમાઝ મકરૂહ છે. આ હદીસમાં જે વર્ણન છે, તેનું કારણ એ છે કે, એક વાર નબીયે કરીમ (સલ.)ની ઝુહર પછીની બે સુન્નત છુટી ગઈ હતી, જેને આપ (સલ.)એ અસ્ર પછી પઢી, તે પછી આપ (સલ.)નો એ નિયમ બની ગયો. ખુલાસો એ કે, આ બે રકાત નબીયે અકરમ (સલ.) માટે ખાસ હતી.

(સલ.) સાથે સફરમાં જઇ રહ્યા હતા. રાત્રિનો જ્યારે થોડો ભાગ બાકી રહ્યો ત્યારે અમુક લોકોએ કહ્યું : યા રસૂલલ્લાહ ! જો યોગ્ય લાગે તો થોડીવાર થોભીએ. (જેથી લોકો થોડીવાર સૂઈ જાય.) આપે ફરમાવ્યું : મને એ ભય છે કે, સૂવામાં કંઇ તમારી નમાઝ ન ચાલી જાય. બિલાલ (રદિ.) બોલ્યા, હું તમને બધાને જગાડીશ. જેથી બધા લોકો સૂઈ ગયા. બિલાલ (રદિ.)એ એક કાઠડો સાથે પીઠ ટેકવી, પરંતુ તેમના ઉપર પણ ઉંઘનું એવું વર્ચસ્વ છવાઈ ગયું કે જાગૃત રહી શકયા નહી અને તેમની આંખો બંધ થઈ ગઈ. છેવટે સૌથી પહેલાં રસૂલુલ્લાહ (સલ.) જાગ્યા. તે વખતે સૂર્યની એક બાજુ નીકળી ચૂકી હતી. (અને ફજ્રની નમાઝ કઝા થઈ ગઈ હતી.) આપે ફરમાવ્યું : બિલાલ, તમારો વાયદો ક્યાં ગયો ? બિલાલે કહ્યું : (યા રસૂલલ્લાહ ! શું કહું.) મને એવી ઉંઘ આવી કે કદી પણ આવી ન હતી. હુઝૂરે ફરમાવ્યું : બેશક, ખુદાએ જ્યાં સુધી ઈચ્છયું ત્યાં સુધી તમારી રૂહોને બંધ કરી દીધી અને જ્યારે ઈચ્છયું ત્યારે છોડી દીધી. બિલાલ ઉઠો અને નમાઝ માટે અઝાન આપો. તે પછી આપે વુઝૂ કર્યું. જ્યારે સૂર્ય ઉંચે ચઢયો અને તડકો ફેલાઈ ગયો ત્યારે આપ નમાઝ માટે ઊભા થયા. (કિંવા કઝા નમાઝ જમાઅતથી પઢી.)

**કઝા નમાઝ જમાઅત સાથે પઢવાનું બયાન :**

(૭૬/૬૫૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ખન્દકની લડાઈના દિવસે સૂર્યાસ્ત પછી હઝરત ઉમર (રદિ.) કાફિરોની નાલેશી કરતા હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! સૂર્ય આથમવાની અણી પર હતો અને મારા માટે અસ્રની નમાઝ પઢવાનું શકય ન હતું. આપે ફરમાવ્યું : ખુદાની કસમ, મેં પણ અસ્રની નમાઝ પઢી નથી. (રાવી કહે છે) તે પછી અમે ઉઠીને બુતહાન (ના મેદાન) તરફ ગયા. વુઝૂ કર્યું અને હુઝૂર (સલ.)એ અસ્રની નમાઝ સૂર્ય આથમ્યા પછી પઢી, પછી મગરિબ પઢી.

**જો કોઈ માણસ કોઈ નમાઝ ભૂલી જાય તો યાદ આવે ત્યારે માત્ર તે જ નમાઝને પઢે. (વરસોની નમાઝોને કઝા ન કરે.) ઈબ્રાહીમ કહે છે : જેણે વીસ વરસ સુધી એક નમાઝને છોડી દીધી તે તે જ નમાઝને પઢે.**

(૭૭/૬૫૩) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો કોઈ નમાઝ પઢવાનું ભૂલી જાય તો જ્યારે યાદ આવે ત્યારે તેને પઢી લે. એ જ તો તેનો ઉતાર છે. (ખુદા તઆલા ફરમાવે છે :) **અકિમિ સ્સલાત લિઝિકરી.** હુમ્માम કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી ઉપરોક્ત હદીસ પછી આ જ આયત સાંભળી છે.

**કઝા થયેલી નમાઝોમાં તરતીબ (ક્રમ)નું બયાન :**



(૭૮/૬૫૪) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ખન્દકના દિવસે હઝરત ઉમર (રદિ.) કાફિરોની નાલેશી કરવા લાગ્યા અને કહ્યું : (યા રસૂલલ્લાહ !) સૂર્યાસ્ત પહેલાં અસ્રની નમાઝ પઢવાનું મારા માટે શકય બન્યું નહી. રાવી કહે છે : તે પછી અમે બુતહાનના મેદાનમાં ગયા. (ત્યાં) હુઝૂરે સૂર્યાસ્ત પછી નમાઝ પઢી અને તે પછી મગરિબ પઢી.

**ઈશાની નમાઝ પછી કિસ્સા-કહાણીઓ કહેવી મકરૂહ છે :**

(૭૯/૬૫૫) અબૂ બર્ઝહ કહે છે કે, હુઝૂર (સલ.) ઝુહરની નમાઝ, જેને તમે પહેલી નમાઝ કહો છો, સૂર્ય ઢળ્યા પછી પઢતા હતા. અસ્રની નમાઝ એવા વખતે પઢતા હતા કે, અમારામાંથી જે માણસનું મકાન મદીનાના છેલ્લા ભાગમાં હોય તે નમાઝ પઢીને પોતાના ઘેર પાછો ફરતો તો પણ તડકો સાફ અને સફેદ રહેતો. (રાવી કહે છે :) મગરિબની નમાઝનું બયાન હું ભુલી ગયો. ઈશાની નમાઝમાં હુઝૂર (સલ.) મોડું કરવાનું પસંદ કરતા હતા. ઈશાની નમાઝ પહેલાં સુવાને ખરાબ ગણતા હતા. એવી જ રીતે ઈશાની નમાઝ પછી વાતચીત કરવાને ખરાબ ગણતા હતા. ફજ્રની નમાઝમાંથી એવા વખતે પરવારતા હતા કે દરેક માણસ પોતાની પાસેવાળાને ઓળખી લેતો હતો. નમાઝમાં ૬૦ (આયતો)થી લઈને ૧૦૦ (આયતો) સુધી પઢતા હતા.

**ઈશાની નમાઝ પછી દીનના ઈલ્મ અને નેક કામો વિષે વાતચીત કરવી (જાઈઝ છે) :**

(૮૦/૬૫૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક રાત્રે અમે હુઝૂર (સલ.)ની રાહ જોતા રહ્યા. અહીં સુધી કે, અડધી રાત પસાર થઈ ગઈ. તે પછી આપ આવ્યા, અમને ઈશાની નમાઝ પઢાવી. નમાઝ પછી અમને ખુત્બો સંભળાવ્યો અને ફરમાવ્યું : લોકો નમાઝ પઢીને સૂઇ ગયા અને તમે જ્યાં સુધી નમાઝની રાહ જોતા રહેશો ત્યાં સુધી હકીકતમાં નમાઝમાં જ રહેશો. હસન બસરી કહે છે કે, જ્યાં સુધી લોકો નેક કામના ઈન્તેઝારમાં રહેશે, તેઓ હકીકતમાં નેક કામમાં જ રહેશે. (કારણ કે, નેક કામનો ઈન્તેઝાર સ્વયં નેકી છે.)

(૮૧/૬૫૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના જીવનના છેલ્લા દિવસોમાં અમને ઈશાની નમાઝ પઢાવી. જ્યારે નમાઝ પૂરી કરીને સલામ ફેરવી ત્યારે ફરમાવ્યું : શું તમને તમારી આ રાતની ખબર આપું કે, આજથી સો વરસ પૂરા થતાં સુધીમાં જે માણસો ઝમીન પર છે તેમાંનો કોઈ બાકી રહેશે નહી. આ મુબારક વાતને સમજવામાં લોકોએ ભૂલ કરી છે અને સો વરસના જુદા જુદા અર્થઘટનો કર્યાં છે. હકીકતમાં મુરાદ એ છે કે, આજથી સો વરસ પછી કોઈ બાકી

રહેશે નહી. આપણા આ જમાનામાં જેટલા માણસો મોજુદ છે તેમાંથી કોઈ બાકી રહેશે નહી અને આ ઝમાનો પૂરો થઈ જશે. (હદીસનો ખુલાસો એ છે કે, તમારી ઉંમર આગલી ઉમ્મતોના જેવી વધારે નથી. જેટલા લોકો ઝમીન ઉપર અત્યારે મોજુદ છે તેઓ સો વરસથી વધુ નહી જીવે. હા, એ દરમિયાન બીજા માણસો પેદા થશે અને તેઓ સો વરસ પૂરા થયા પછી પણ બાકી રહે તો કાંઈ વાંધો નથી. એટલે દુનિયાની લાલચ કરવી અને નેક કામોને છોડી દેવાં બેકાર છે. અકલમંદી પણ એ જ છે કે, દુનિયાની લાલચ છોડીને નેક અમલોની કોશિશ કરવામાં આવે.)

### ઈશાની નમાઝ પછી પોતાના ઘરવાળાઓ અને મહેમાનો સાથે વાતચીત કરવી (જાઈઝ છે) :

(૮૨/૬૫૮) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર સિદ્દીક (રદિ.) કહે છે કે, અસ્હાબે સુફ્ફા મુહતાજ લોકો હતા. હુઝૂર (સલ.)એ કહ્યું હતું કે જેની પાસે (ઘરમાં) બે માણસો હોય તે ત્રીજા માણસને ખવડાવવા લઈ જાય અને જેની પાસે ચાર માણસો હોય તે પાંચમાંને લઈ જાય અથવા પાંચ હોય તે છઠ્ઠાને લઈ જાય (આ રાવીની શંકા છે.) ખેર, એક દિવસ હઝરત અબૂબક્ર (રદિ.) ત્રણ માણસોને લાવ્યા અને રસૂલુલ્લાહ (સલ.) (પોતાની સાથે) દસ માણસોને લઈ ગયા. (અમારા ઘરના માણસો તે વખતે માત્ર ત્રણ હતા.) હું અને માં-બાપ (રાવીને શંકા છે કે,) હઝરત અબ્દુર્રહમાને પોતાની પત્નીનો પણ ઉલ્લેખ કર્યો કે નહી.) અને એક ખાદિમ હતો, જે મારા અને હઝરત અબૂબક્ર (રદિ.)ના ઘર વચ્ચે સંયુક્ત હતો. હઝરત અબૂબક્ર (રદિ.)એ તે રાત્રે હુઝૂર (સલ.) સાથે ખાણું ખાધું હતું અને મોડે સુધી ઘેર આવ્યા ન હતા. કારણ કે, ઈશાની નમાઝ પઢીને હુઝૂરની પાસે ચાલ્યા ગયા હતા અને મોડે સુધી ત્યાં જ રહ્યા હતા. છેવટે જ્યારે હુઝૂર ખાઈને પરવાર્યા ત્યારે થોડી રાત ગયા પછી અબૂબક્ર ઘરમાં આવ્યા. પત્નીએ પૂછ્યું : શું કારણ છે કે, આપે મહેમાનોની ખબર ન લીધી અથવા મહેમાનની ખબર ન લીધી ? (રાવીની શંકા છે) અબૂબક્ર બોલ્યા : તો શું તમે તેમને ખાણું ખવડાવ્યું નથી ? પત્નીએ જવાબ આપ્યો : તેમણે તમારા વગર ખાવાનો ઈન્કાર કરી દીધો. ખાવાનું તો આપવામાં આવ્યું હતું, પરંતુ તેમણે ખાધું નહી. હઝરત અબ્દુર્રહમાન કહે છે કે હું જઈને છુપાઈ ગયો. (કિંવા હઝરત

(૮૧/૬૫૭) તેઓ સો વરસમાં વફાત પામશે. સો વરસથી વધુ સમય નહી જીવે. હવે જે લોકો હુઝૂર (સલ.)ના આ ફરમાન વખતે ૪૦ કે ૫૦ વરસના હોય તેમની ઉંમર ૧૦૦ થી વધારે થઈ શકે. કેટલાક સહાબીઓની ઉંમર ૧૦૦ થી વધારે છે. જેમકે હઝરત અનસ (રદિ.)ની ૧૨૦ વરસ અને હઝરત સલમાન ફારસી (રદિ.)ની ઉંમર ૨૫૦ વરસ કરતાં વધારે થઈ છે.



અબૂબક્રના ચહેરા પર મેં ગુસ્સાના ચિન્હો જોયાં તો જઈને છુપાઈ ગયો. સામે આવ્યો નહી.) હઝરત અબૂબક્ર (રદિ.)એ (મારા વિષે) કહ્યું : જાહિલ, કમબખ્ત, મારી નાલેશી કરી અને નાક કપાવાની બદદુઆ કરી; (આરબોની આમ આદત હતી કે જો કોઈની નાલેશી કરતા તો કદી કહેતા : ખુદા કરે તારું નાક કપાઈ જાય. કદી કહેતા : ખુદા કરે તારું નાક ધૂળવાળું થઇ જાય. ઉર્દૂમાં પણ કહે છે કે, તારા માથા પર માટી; તને ખુદાની માર, વગેરે) આપે ઘરવાળાઓને કહ્યું : તમે ખાણું ખાઓ, ખુદા કરે કે તમને હજમ ન થાય. (આ પણ ગુસ્સામાં બોલેલા શબ્દો છે) ખુદાની કસમ, હું કદાપિ ખાઈશ નહી. (હઝરત અબ્દુર્રહમાન કહે છે કે) અમે ખાવાનું શરૂ કરી દીધું, પરંતુ જે કોળિયો ઉઠાવતા હતા, નીચેથી ખાવાનું તેનાથી વધારે બીજું વધી જતું હતું. અહી સુધી કે અમે બધા ધરાઈ ગયાં અને ખાવાનું પહેલાં કરતાં પણ વધારે વધ્યું. આ જોઈને હઝરત અબૂબક્ર (રદિ.)એ પત્નીને કહ્યું : અય બની ફિરાસની બહેન ! આ શું વાત છે ? પત્ની બોલ્યાં : આંખની ઠંડકની કસમ, આ ખાણું તો પહેલાં કરતાં ત્રણ ઘણું છે. તે પછી અબૂબક્ર (રદિ.)એ પણ તેમાંથી થોડું ખાધું અને કહ્યું : તે કસમ શયતાનના તરફની હતી (કિંવા મેં ભુલથી કસમ ખાધી હતી.) આ વાત પછી એક બીજો કોળિયો ખાધો અને બાકીનું ખાવાનું ઉંચકીને હુઝૂર (સલ.)ની સેવામાં લઈ ગયા. સવાર સુધી તે ખાણું હુઝૂરની પાસે જ રહ્યું. તે વખતે અમારી અને એક બીજી કોમની વચ્ચે કરાર હતા. કરારની મુદ્દત પૂરી થઈ ગઈ હતી. (એટલે મુસલમાનો મદીના આવ્યા હતા.) અમે એ બધાને બાર ટુકડીઓમાં વહેંચી નાખ્યા, દરેક ટુકડીમાં કેટલાયે માણસો હતા, તે અલ્લાહ સારી રીતે જાણે છે. પછી બધા માણસોએ તે ખાણું ખાધું. (હદીસના છેલ્લા ભાગનો મતલબ એ છે કે મુસલમાનો અને કાફિરો વચ્ચે કરાર થયા કે એક ચોક્કસ મુદ્દત સુધી કોઈ કોઈને તકલીફ ન આપે અને કોઈની હેરાનગતિ કરે નહી. આ કરારની રૂએ મુસલમાનો ચારે બાજુએ પૂરી આઝાદી સાથે ફરવા લાગ્યા, પરંતુ જ્યારે કરારની મુદ્દત પૂરી થઈ ગઈ ત્યારે કાફિરોના કારણે મુસલમાનોએ આમતેમ આવવા-જવાનું બંધ કરી દીધું અને બધા મદીનામાં પાછા આવ્યા અને હઝરત અબૂબક્રવાળું ખાણું બધાએ મળીને ખાધું.)



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ અઝાન ★

### અઝાન શરૂ થવાનું બયાન અને આ આયતો(ની સ્પષ્ટતા) :

**'વ ઈઝા નાદયતુમ ઈલ સ્સલાતિ ત્તખઝુહા હુઝૂવં વ્વ લઈબન ઝાલિક બિઅન્નહુમ કવ્મુ લ્લાયઅ્કિલૂન.'**

**'ઈઝા નૂદિય લિસ્સલાતિ મિંય્યવ્મિલ જુમુઅતિ'**

(૮૩/૬૫૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (નમાઝની જાહેરાત માટે) સહાબાએ આગ અને રણશિંગાનો ઉલ્લેખ કર્યો, કેટલાકે કહ્યું કે, જ્યારે નમાઝની તૈયારી હોય ત્યારે આગ સળગાવવામાં આવે. કેટલાકે કહ્યું કે, રણશિંગુ વગાડવામાં આવે, જેથી નમાઝની જાહેરાત થઈ જાય. ઈસાઈઓ અને યહૂદીઓ(ની ઈબાદતની જાહેરાત)નો પણ ઉલ્લેખ થયો. એના પરથી બિલાલ (રદિ.)ને હુકમ થયો કે, અઝાનના શબ્દો બબ્બેવાર કહે અને ઈકામતના માત્ર એક એક વાર.

(૮૪/૬૬૦) ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે મુસલમાનો (હિજરત કરીને) મદીનામાં આવ્યા ત્યારે ભેગા થઈને નમાઝના વખતનો અંદાજ કાઢી લેતા હતા. નમાઝ માટે ખબર આપવામાં આવતી ન હતી. એક દિવસ બધાએ એ અંગે મંત્રણા કરી. એટલે અમુક લોકોએ અભિપ્રાય આપ્યો કે ઈસાઈઓની જેમ રણશિંગુ બનાવી લેવું જોઈએ, કેટલાક કહેવા લાગ્યા : (એમ નહી,) બલકે યહૂદીઓના શીંગની જેમ કોઈ સાધન તૈયાર કરવું જોઈએ. હઝરત ઉમરે કહ્યું : એક માણસને કેમ મુકર્રર કરી દેતા નથી, જે નમાઝ માટે બધાને ખબર આપી દે. એ પરથી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બિલાલ, ઉઠીને નમાઝ માટે ખબર આપી દો.

**અઝાનના શબ્દો બબ્બે વાર કહેવાનું બયાન :**

(૮૫/૬૬૧) હઝરત અનસ (રદિ.) કહે છે : બિલાલને હુકમ આપવામાં આવ્યો હતો કે, અઝાનના શબ્દો બબ્બે વાર કહે અને તકબીરના એક વાર. હા, તકબીરમાં **કદ કામતિ સ્સલાત** બે વાર કહે.

(૮૬/૬૬૨) હઝરત અનસ (રદિ.) કહે છે : જ્યારે મુસલમાનો ઘણાં થઈ ગયા ત્યારે બધાએ પરસ્પર વાતચીત કરી કે, નમાઝનો વખત જાણવા માટે કોઈ એવી વસ્તુ મુકર્રર કરવી જોઈએ, જેનાથી બધાને (નમાઝના વખતની) જાણ થઈ જાય, જેથી સલાહ આપવામાં આવી કે આગ સળગાવવામાં આવે અથવા રણશિંગુ વગાડવામાં આવે. એટલે હઝરત બિલાલ (રદિ.)ને હુકમ થયો કે, અઝાનના શબ્દો બબ્બે વાર કહે અને તકબીરના એક એક વાર.

**'કદ કામતિ સ્સલાત' સિવાય તકબીરના શબ્દો એક એક વાર કહેવામાં આવે :**

(૮૭/૬૬૩) હઝરત અનસ (રદિ.) કહે છે : હઝરત બિલાલ (રદિ.)ને હુકમ થયો હતો કે અઝાનના શબ્દો બબ્બે વાર કહે અને તકબીરના શબ્દો એક એક વાર. ઈસ્માઈલ (રાવી) કહે છે : મેં આ હદીસનો ઉલ્લેખ અય્યૂબ સામે કર્યો તો તેમણે કહ્યું : 'કદ કામતિ સ્સલાત'ના શબ્દ સિવાય



(બાકીના શબ્દો એક એક વાર કહેવામાં આવે.)

**અઝાન કહેવાનો સવાબ :**

(૮૮/૬૬૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જ્યારે કોઈ માણસ નમાઝ માટે અઝાન આપે છે ત્યારે શયતાન હવા છોડતો પીઠ ફેરવીને નાસે છે, જેથી અઝાનનો અવાજ ન સંભળાય. પછી જ્યારે અઝાન પૂરી થઈ જાય ત્યારે પાછો આવે છે, પરંતુ જ્યારે ઈકામત કહેવામાં આવે છે ત્યારે ફરી પીઠ ફેરવીને નાસી જાય છે. જ્યારે ઈકામત થઈ જાય છે ત્યારે બીજી વાર આવીને માણસ અને તેના દિલ વચ્ચે વસવસો નાખે છે અને (નમાઝીને) કહે છે કે, ફલાણી વાત યાદ કર. ફલાણી વાત યાદ કર. એટલા માટે કે તે તેને યાદ કરતો નથી, છેવટે માણસ ભૂલી જાય છે કે, મેં કેટલી રકઅતો પઢી.

**ઊંચા સાદે અઝાન કહેવાનું બયાન :**

(૮૯/૬૬૫) હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝે (મુઅઝ્ઝિનને) કહ્યું હતું કે, સાફ અને સાદા અવાજમાં અઝાન આપતા રહો. (ગાઈને અઝાન ન આપો) નહીતર અમારી પાસેથી અલગ થઈ જાઓ.

(૮૭/૬૬૩) બીજી હદીસોમાં તકબીરના શબ્દો પણ બબ્બેવાર બોલવાનો ઉલ્લેખ છે.

(૯૦/૬૬૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્દુર્રહમાન કહે છે : મને અબૂ સઈદ ખુદરી (રદિ.)એ કહ્યું : હું જાણું છું કે, તમને જંગલ અને બકરીઓ પ્રત્યે ખૂબ પ્રેમ છે (એટલે હું તમને કહું છું કે) જ્યારે તમો જંગલમાં હોવ અને નમાઝ માટે અઝાન કહો ત્યારે ઉંચા અવાજથી કહો. કારણ કે, જ્યાં સુધી મુઅઝ્ઝિનની અઝાન પહોંચે છે અને ઈન્સાન, જિન્નાત અને બીજી વસ્તુઓ અવાજ સાંભળે છે તે કિયામતમાં મુઅઝ્ઝિન માટે ગવાહી આપશે. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ (આ હદીસ સંભળાવીને) ફરમાવ્યું કે, મેં આ હદીસ રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળી છે.

**અઝાનના કારણે લોહી વહેવડાવવામાં આવતું નથી :**

(૯૧/૬૬૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અમારી સાથે જિહાદમાં આવતા ત્યારે (રાત્રિના સમયે હુમલો કરતા ન હતા, બલકે) સવાર સુધી થોભી જતા અને (અઝાનની) રાહ જોતા હતા. જો (સવારમાં) ત્યાં અઝાનનો અવાજ સાંભળી લેતા તો તે લોકો ઉપર હુમલો કરતા ન હતા અને જો અઝાનનો અવાજ ન સાંભળતા ત્યારે હુમલો કરી દેતા હતા. (એક વખતની વાત છે કે) અમે ખૈબર (નો કિલ્લો જીતવા) માટે ગયા અને રાત્રે ત્યાં

પહોંચી ગયા. જ્યારે સવાર થઈ અને હુઝૂર (સલ.)એ ત્યાં અઝાનનો અવાજ ન સાંભળ્યો ત્યારે આપ (સલ.) સવાર થયા અને હું અબૂ તલહાની પાછળ સવાર થયો અને (હુઝૂરની એટલો નજીક હતો કે) મારો પગ હુઝૂરના પગને સ્પર્શી જતો હતો. ખૈબરવાસીઓ કોદાળીઓ અને ઝંબીલો લઈને (ઘરોમાંથી) નીકળ્યા અને રસૂલ (સલ.)ને જોયા તો કહેવા લાગ્યા : મુહંમદ છે, ખુદાની કસમ મુહંમદ છે અને લશ્કર પણ છે. હુઝૂરે જ્યારે તેમને (આટલા બધા ગભરાયેલા) જોયા ત્યારે ફરમાવ્યું : અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, હવે ખૈબર બરબાદ થઈ ગયું. કારણ કે, અમે જો કોઈ કોમના મેદાનમાં ઉતરીએ છીએ (અને તેમના ઉપર અમારો ભય સવાર થઈ જાય છે) ત્યારે જેમને ડરાવવામાં આવે છે તેમની સવાર ખરાબ થઈ જાય છે. (કિંવા તે લોકો બરબાદ થઈ જાય છે.)

## જો કોઈ માણસ અઝાન સાંભળે તો જવાબમાં શું કહે ?

(૯૨/૬૬૮) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)નું પવિત્ર ફરમાન છે કે, જ્યારે તમે અઝાન સાંભળો ત્યારે જે કંઈ મુઅઝઝિન કહે છે તે તમે પણ કહો.

(૯૩/૬૬૯) હઝરત ઈસા ઈબ્ને તલહા કહે છે કે, એકવાર મેં મુઆવિયાને જોયા કે 'અશહદુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ' સુધી જે શબ્દો મુઅઝઝિન કહેતો જતો હતો તે જ તેઓ પણ કહેતા હતા.

(૯૪/૬૭૦) યહયા કહે છે કે, મને મારા એક મિત્રે કહ્યું કે, જ્યારે મુઅઝઝિન 'હય્ય અલ સ્સલાતિ' કહેતો હતો ત્યારે મુઆવિયા 'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ' કહેતા હતા અને ફરમાવતા હતા કે, અમે તમારા નબી (સલ.)થી આ પ્રમાણે જ સાંભળ્યું છે.

## અઝાન પછી દુઆ માંગવાનું બયાન :

(૯૫/૬૭૧) હઝરત જાબિર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ અઝાન સાંભળ્યા પછી આ દુઆ પઢે તો તેના માટે કિયામતના દિવસે મારી શફાઅત જરૂર થશે. (દુઆ આ છે) **અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિ દઅ્વતિ ત્તામ્મતિ વ સ્સલાતિલ કાઈમતિ આતિ મુહમ્મદનિલ વસીલત વલ ફઝીલત વ બઅસ્હુ મકામમ્ મહમૂદ નિલ્લઝી વઅદ્તહુ.**

## અઝાન દેવા માટે ચિઠ્ઠી નાખવાનું બયાન :

**રિવાયત કરવામાં આવી છે કે, કેટલાક માણસોએ અઝાન દેવા માટે પરસ્પર ઝઘડો કર્યો ત્યારે હઝરત સઅદ (રદિ.)એ તેમની વચ્ચે ચિઠ્ઠી નાખી (અને જેમનું નામ**



**નીકળ્યું તેમને જ લશ્કરના મુઅઝઝિન ઠેરવવામાં આવ્યા.)**

(૯૬/૬૭૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો લોકો જાણતા થઈ ગયા હોત કે અઝાન દેવામાં અને જમાઅતની પહેલી સફમાં (નમાઝ પઢવામાં) કેટલો સવાબ છે (તો પરસ્પર ઝઘડો કરવા લાગત) પછી ઝઘડાના નિકાલ માટે ચિઠ્ઠી નાખવા સિવાય બીજો કોઈ રસ્તો તેમની નઝરમાં ન હોત તો પરસ્પર ચિઠ્ઠી જ નાખત અને જો લોકોને ખબર પડી ગઈ હોત કે, શરૂ વખતમાં ઝુહરની નમાઝ પઢવામાં શું સવાબ છે તો જમાઅત માટે એકબીજા સાથે હરિફાઈ કરત અને જો એની જાણ હોત કે ઈશા અને ફજ્રની જમાઅતનો કેટલો સવાબ છે તો એ નમાઝમાં ભાગ લેવા માટે નિતંબ ઉપર ઘસડાઈને પણ આવત.

## અઝાન દરમિયાન વાતચીત કરવાનું બયાન :

**સુલયમાન ઈબ્ને સુરદે અઝાન દરમિયાન (પોતાના ગુલામ સાથે) વાતચીત કરી હતી. હઝરત હસન બસરી કહે છે કે, અઝાન અથવા તકબીર દરમિયાન જો મુઅઝઝિન અને મુકબ્બિર હસી દે તો કંઈ વાંધો નથી.**

(૯૭/૬૭૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હારિસ કહે છે કે, એક દિવસ પુષ્કળ વરસાદ હતો કે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ખુત્બો પઢયો. (એવામાં મુઅઝઝિને અઝાન દીધી) જ્યારે મુઅઝઝિન 'હય્ય અલસ્સલાતિ' પર પહોંચ્યો ત્યારે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ હુકમ આપ્યો કે (હય્ય અલ સ્સલાતિના બદલે) 'અસ્સલાતુ ફી રિહાલ'ની જાહેરાત કરો. (કિંવા નમાઝ ઘરોમાં પઢો.) આ સાંભળીને લોકો (નવાઈ પામીને) એક બીજા તરફ જોવા લાગ્યા. તેમણે કહ્યું : આવા સમયે ઘરોમાં નમાઝ પઢવી વાજિબ છે અને આ વાત તેમણે કરી છે જે મારાથી શ્રેષ્ઠ હતા. (કિંવા રસૂલુલ્લાહ)

## આંધળા માણસનું અઝાન દેવું જાઈઝ છે. એ શરતે કે કોઈ સમય બતાવનારો મોજુદ હોય.

(૯૮/૬૭૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : બિલાલ રાતથી અઝાન આપે છે. એટલે જ્યાં સુધી અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ અઝાન ન આપે ત્યાં સુધી તમે

(૯૭/૬૭૩) અઝાન દરમ્યાન હસવા અથવા વાતચીત કરવાથી ફરીથી અઝાન દેવાની જરૂર નથી, પરંતુ કારણ વગર ઈરાદા પૂર્વક વાત કરવી યોગ્ય નથી. વરસાદ પુષ્કળ હોય જેના કારણે કાચા રસ્તા પર કાદવ-કીચડ થઈ જાય અથવા પુષ્કળ પાણી વધી જાય, જેથી મસ્જિદ સુધી જવામાં ભારે મુશ્કેલી ઉભી થાય તો જમાઅતમાં હાજર ન રહેવાની રજા છે.

ખાઓ પીઓ. ઈબ્ને ઉમ્મે મકતૂમ આંધળા માણસ હતા. જ્યાં સુધી લોકો ભારપૂર્વક તેમને સવાર થવાની ખબર ન આપતા ત્યાં સુધી અઝાન દેતા ન હતા.

**સુબ્હે સાદિક થયા પછી ફજ્રની અઝાન દેવાનું બયાન :**

(૯૯/૬૭૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) કહે છે કે, જ્યારે મુઅઝ્ઝિન અઝાન આપી દેતો અને સવાર થઈ જતી ત્યારે ફર્ઝ નમાઝ પહેલાં હુઝૂર (સલ.) હળવી બે રકઅતો પઢતા હતા.

(૧૦૦/૬૭૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, અઝાન અને ઈકામત વચ્ચે હુઝૂર (સલ.) હળવી બે રકઅતો પઢતા હતા.

(૧૦૧/૬૭૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, બિલાલ રાતથી અઝાન આપી દે છે, એટલે જ્યાં સુધી ઈબ્ને ઉમ્મે મકતૂમ અઝાન ન આપે ત્યાં સુધી તમે ખાઓ પીઓ.

**સુબ્હે સાદિક પહેલાં અઝાન દેવાનું બયાન :**

(૧૦૨/૬૭૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બિલાલની અઝાનથી તમારામાંથી કોઈ સહરી ખાવાનું ન છોડી દે. કારણ કે, બિલાલ રાતથી અઝાન આપે છે, જેથી તહજ્જુદ પઢનારો આરામ કરી લે અને ઊંઘનારો જાગી જાય. સુબ્હે સાદિક તે નથી જે આ પ્રમાણે હોય. તે પછી હુઝૂર (સલ.)એ આંગળીઓનો ઈશારો ઉપર કર્યો, પછી આંગળીઓને નીચે લાવ્યા. (કિંવા સુબ્હે સાદિકનો પ્રકાશ ઉંચો અને લાંબો હોતો નથી.) બલકે સુબ્હે સાદિક તે છે જે આ પ્રમાણે હોય. પછી આંગળીઓને મેળવીને જમણી બાજુથી ડાબી બાજુ ફેલાવી. (કિંવા સુબ્હે સાદિક તે છે જેનો પ્રકાશ આસમાનના કિનારા પર ફેલાયેલો હોય.)

(૧૦૩/૬૭૯) હઝરત ઉમ્મુલ મુઅમિનીન આઈશા અને હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : બિલાલ તો રાતની અઝાન આપી દે છે. તમે ત્યાં સુધી બરાબર ખાતા પીતા રહો, જ્યાં સુધી ઈબ્ને ઉમ્મે મકતૂમ અઝાન ન આપે.

**અઝાન અને તકબીર વચ્ચે કેટલું અંતર રાખવું જોઈએ ? :**

(૧૦૪/૬૮૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ કહે છે : હુઝૂર (સલ.)એ ત્રણવાર કહ્યું કે, અઝાન અને ઈકામત વચ્ચે એક (નફિલ) નમાઝ છે, જે ઈચ્છે તે પઢે.

(૧૦૫/૬૮૧) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે મુઅઝ્ઝિન મગરિબની અઝાન આપતો હતો ત્યારે સહાબા જલદી જલદી થાંભલાઓ પાસે ઉભા થઈ જતા હતા. ત્યાર પછી હુઝૂર (સલ.) આવતા હતા.



સહાબા એ જ જલદી કરવાની હાલતમાં મગરિબની નમાઝ પહેલાં બે રકઅતો પઢી લેતા હતા અને અઝાન અને ઈકામત વચ્ચે કંઈ (બીજું વધુ અંતર) ન હતું.

**નમાઝ માટે (ઇમામની) રાહ જોવી જાઈઝ છે :**

(૧૦૬/૬૮૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે મુઅઝ્ઝિન ફજ્રની અઝાન આપીને ચુપ થઈ જતો ત્યારે હુઝૂર (સલ.) ફજ્રની નમાઝ પહેલાં ઉઠીને હળવી બે રકઅતો પઢતા હતા, પછી જમણા પડખા પર સુઈ જતા હતા. અહીં સુધી કે મુઅઝ્ઝિન હાજર થઈને નમાઝના તૈયાર હોવાની ખબર આપતા હતા.

**અઝાન અને ઈકામતની વચ્ચે (નફિલ) નમાઝ છે. જેનું દિલ ચાહે તે પઢી શકે છે :**

(૧૦૭/૬૮૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક અઝાન અને ઈકામત વચ્ચે નમાઝ છે. દરેક અઝાન અને ઈકામત વચ્ચે નમાઝ છે. (આ શબ્દો હુઝૂર (સલ.)એ ત્રણ વાર કહ્યા.) ત્રીજી વખતે કહ્યું : જેનું દિલ ચાહે તે પઢે.

**સફરની હાલતમાં પણ અઝાન દેવી જોઈએ :**

(૧૦૮/૬૮૪) હઝરત માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.) કહે છે કે, હું મારી કોમના થોડાક માણસો સાથે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. વીસ દિવસ સુધી અમે લોકો હુઝૂરની સેવામાં રહ્યા. જ્યારે હુઝૂરે ઘર તરફનો અમારો શોખ જોયો ત્યારે, કારણ કે, આપ રહમવાળા અને મહેરબાન હતા, એટલે અમને કહયું : જાઓ, તમારા ઘરવાળાંઓ પાસે ચાલ્યા જાઓ. તેમને દીનના મસ્અલાઓ શીખવો અને નમાઝ પઢતા રહેજો. જો કોઈ ઠેકાણે નમાઝનો વખત થઈ જાય તો તમારામાંથી કોઈ માણસ અઝાન આપે અને જે સૌથી મોટો હોય તે ઈમામત કરે.

**જો અમુક માણસો સફર કરનારા હોય તો નમાઝ માટે અઝાન પણ કહે અને ઇકામત પણ. અરફાતમાં પણ એ જ પ્રમાણે કરે અને મુઝદલિફામાં પણ એ જ પ્રણાલિકા જાળવી રાખે. જો રાત્રે ઠંડી અથવા વરસાદ હોય તો મુઅઝ્ઝિન અઝાનમાં 'અસ્સલાતુ ફી રિહાલ' કહે.**

(૧૦૯/૬૮૫) હઝરત અબૂઝર (રદિ.)કહે છે : એક સફરમાં અમે હુઝૂર (સલ.) સાથે હતા. જ્યારે મુઅઝ્ઝિને (ઝુહરની) અઝાન દેવાનો ઈરાદો કર્યો ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું: જરા ઠંડક થઈ જવા દે. (થોડીવાર થોભ્યા પછી) મુઅઝ્ઝિને ફરી અઝાન દેવાનો ઈરાદો કર્યો ત્યારે આપે ફરી ફરમાવ્યું : ઠંડક થઈ જવા દે. (થોડી વાર પછી) તેણે ફરી

અઝાનનો ઈરાદો કર્યો ત્યારે આપે ફરી ફરમાવ્યું : ઠંડક થઈ જવા દે. છેવટે જ્યારે પડછાયો ટેકરાઓની બરાબર થઈ ગયો ત્યારે ફરમાવ્યું : ગરમીની ઉગ્રતા દોઝખના ઉકળાટનો એક ભાગ છે.

(૧૧૦/૬૮૬) હઝરત માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.) કહે છે : બે માણસોનો સફરનો ઈરાદો હતો. હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. આપે ફરમાવ્યું : જ્યારે તમે સફરમાં નીકળો અને નમાઝનો વખત થઈ જાય તો અઝાન આપો, પછી થોડીવાર પછી ઈકામત કહો. તમારા બંનેમાં જે મોટો હોય તે ઈમામત કરે.

(૧૧૧/૬૮૭) હઝરત માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.) કહે છે કે, અમે થોડાક માણસો હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા, પરંતુ બધા યુવાન અને સરખી વયના હતા. હુઝૂર પાસે અમે ૨૦ દિવસ રહ્યા. જ્યારે આપે જોયું કે, અમને ઘરવાળાઓને મળવાનો ઘણો શોખ છે ત્યારે, કારણ કે, આપ મહેરબાન અને દયાળુ હતા. એટલે અમને કુટુંબીજનોની હાલત પૂછી. અમે બયાન કરી. પછી ફરમાવ્યું કે, પોતપોતાના ઘરવાળાંઓ પાસે જાઓ અને ત્યાં જઈને રહો. તેમને દીનના મસ્અલાઓ શીખવો અને નેક કામો બતાવો. જેવી રીતે મને નમાઝ પઢતાં જુઓ છો તેવી રીતે નમાઝ પઢો. જ્યારે નમાઝનો વખત થઈ જાય ત્યારે (પહેલી) અઝાન આપો, પછી જે સૌથી મોટો હોય તે ઈમામત કરે.

(૧૧૨/૬૮૮) હઝરત નાફિઅ કહે છે કે, દજનાન નામે જગ્યાએથી શરદીની એક રાત્રે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ અઝાન આપી. પછી કહ્યું કે, પોતપોતાની જગ્યાએ જઈને નમાઝ પઢો. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) પણ સફરમાં ઠંડી અથવા વરસાદની રાત્રે પ્રથમ મુઅઝ્ઝિનને અઝાન દેવાનો હુકમ આપતા હતા. ત્યાર પછી ફરમાવતા હતા કે, લોકો, પોતપોતાની જગ્યાએ જઈને નમાઝ પઢો.

(૧૧૩/૬૮૯) હઝરત અબૂ જુહૈફા (રદિ.) કહે છે : મારી સામેનો બનાવ છે કે હુઝૂર (સલ.) 'અબ્તહ' નામે જગ્યાએ હતા. હઝરત બિલાલ (રદિ.)એ આવીને આપને નમાઝની ખબર આપી હતી, પછી લોખંડના ખોડાવાળી લાકડી લઈને નીકળ્યા હતા અને હુઝૂરની સામે તેને ખોસી દીધી હતી. તે પછી નમાઝની ઈકામત કહી હતી.

## શું મુઅઝ્ઝિને જમણે-ડાબે મોં ફેરવવું જાઈઝ છે ? અને શું અઝાનમાં ઈલ્તિફાત કરે ? :

રિવાયત કરવામાં આવી છે કે, હઝરત બિલાલ (રદિ.)એ અઝાન દેતી વખતે બંને આંગળીઓ કાનમાં નાખી હતી, પરંતુ ઈબ્ને ઉમર કાનમાં આંગળીઓ નાખતા ન હતા. ઈબ્રાહીમ નાખઈનું કથન છે કે, વુઝૂ વગર અઝાન દેવામાં કંઈ વાંધો નથી. અતા કહે છે કે, (અઝાનમાં) વુઝૂનું હોવું (શરૂથી) સાબિત છે અને સુન્નત છે. હઝરત આયશા



(રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હરઘડી ખુદાનો ઝિક્ર કરતા હતા.

(૧૧૪/૬૯૦) હઝરત અબૂ જુહૈફા (રદિ.) કહે છે : મેં બિલાલ (રદિ.)ને અઝાન દેતા જોયા. જે બાજુએ તેઓ મોં ફેરવતા હતા તે બાજુએ હું પણ મોં ફેરવીને જોતો હતો.

## શું એમ કહેવું જાઈઝ છે કે, અમારી નમાઝ 'છુટી ગઈ' ? :

**ઈબ્ને સીરીનનું કથન છે : એમ કહેવું મકરૂહ છે કે અમારી નમાઝ છુટી ગઈ, બલકે એમ કહેવું જોઈએ કે અમને નમાઝ મળી નહી. (ઈમામ બુખારી કહે છે :) આ અંગે રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન સૌથી વધુ સહીહ છે. (ફરમાન આગળ આવે છે.)**

(૧૧૫/૬૯૧) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, એકવાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નમાઝ પઢી રહ્યા હતા. એવામાં આપે લોકોના પગોનો અવાજ સાંભળ્યો. (લોકો દોડીને આવી રહ્યા હતા.) જ્યારે આપ નમાઝ પઢી ચૂક્યા તો ફરમાવ્યું : કેમ, શું વાત હતી ? લોકોએ કહ્યું : અમને નમાઝની ઉતાવળ હતી. આપે ફરમાવ્યું : ભવિષ્યમાં આવું ન કરશો. જ્યારે નમાઝ માટે આવો ત્યારે શાંતિપૂર્વક આવો. જેટલી નમાઝ મળી જાય તેને પઢી લો, જેટલી છુટી જાય તેને પાછળથી પૂરી કરી લો.

## જે મળી જાય તેને પઢી લો અને જે છુટી જાય તેને પૂરી કરી લો :

(૧૧૬/૬૯૨) હઝરત અબૂ કતાદા (રદિ.)એ હુઝૂર (સલ.)નું ફરમાન નકલ કર્યું છે કે, જેટલી નમાઝ મળી જાય તેટલી (ઈમામની સાથે) પઢી લો અને જેટલી છુટી જાય તેટલી પાછળથી પૂરી કરી લો.

(૧૧૭/૬૯૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે તકબીરનો અવાજ સાંભળો ત્યારે ખૂબ જ શાંતિ અને ગંભીરતાથી નમાઝ માટે આવો અને જલદી ન કરો. હવે જેટલી નમાઝ મળી જાય તેટલી પઢી લો. જે ભાગ છુટી જાય તેને પાછળથી પૂરો કરી લો.

## ઈકામત થતી વખતે જ્યાં સુધી લોકો ઈમામને ન જોઈ લે જમાઅત માટે ન ઉઠે :

(૧૧૮/૬૯૪) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો નમાઝની તકબીર હોય તો જ્યાં સુધી મને (આવતાં) ન જોઈ લો ન ઉઠો.

**(નમાઝ માટે દોડીને ન જાય અને) નમાઝમાં શામિલ થવા માટે જલદી ન કરે, બલકે નમાઝ માટે સંપૂર્ણ શાંતિ અને ગંભીરતાથી જાય.**

(૧૧૯/૬૯૫) હઝરત અબૂ કતાદા

(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, જો નમાઝની તકબીર થઈ જાય તો જ્યાં સુધી મને ન જોઈ લો ત્યાં સુધી જગ્યાએથી ન ઉઠો અને જમાઅત માટે ખૂબ જ (ગંભીરતા અને) શાંતિથી ચાલો.

**અઝાન થઈ ગયા પછી કોઈ ખાસ ઝરૂરત હેઠળ મસ્જિદની બહાર જવું જાઇઝ છે ?**

(૧૨૦/૬૯૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક વાર નમાઝની તકબીર થઈ ચુકી હતી. સફો પણ બરાબર થઈ ગઈ હતી. હુઝૂર (સલ.) પણ આવીને મુસલ્લા ઉપર જઈને ઉભા થઈ ગયા હતા. અમે તકબીરની રાહ જોઈ રહ્યા હતા. એવામાં હુઝૂર (સલ.) ઘેર પાછા ફર્યા અને ફરમાવ્યું : પોતપોતાની જગ્યાએ થોભો. અમે હુકમ અનુસાર થોભ્યા. થોડીવાર પછી હુઝૂર દેખાયા અને ગુસલ કરીને આવ્યા. તે વખતે આપના માથા પરથી પાણી ટપકતું હતું.

**જો ઈમામ મુક્તદીઓને કહે કે મારા આવતાં સુધી થોભો તો યોગ્ય છે કે મુક્તદીઓ તેની રાહ જુએ :**

(૧૨૧/૬૯૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એકવાર નમાઝની તકબીર થઈ ગઈ હતી. લોકોએ સફો પણ બરાબર કરી લીધી હતી અને હુઝૂર (સલ.) પણ આગળ વધી ગયા હતા, પરંતુ જુનુબ (ગુસલની હાજતવાળા) હતા. એટલે આપે ફરમાવ્યું : પોતપોતાની જગ્યાએ થોભો. આમ કહીને ઘેર પાછા ફર્યા અને ગુસલ કરીને નીકળ્યા. તે વખતે આપના માથા પરથી પાણી ટપકતું હતું. તે પછી હુઝૂરે નમાઝ પઢાવી.

**એમ કહેવું જાઈઝ છે કે 'અમે નમાઝ પઢી નથી' :**

(૧૨૨/૬૯૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ખન્દકની લડાઈના દિવસે હઝરત ઉમર ફારૂક (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! સૂર્ય આથમવા લાગ્યો અને હું હજુ સુધી (અસ્રની) નમાઝ પઢી શકયો નથી. હઝરત ઉમરે એવા સમયે આ વાત કહી હતી જ્યારે કે રોઝો રાખનારો રોઝો ઈફતાર કરે છે. આ સાંભળીને હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની કસમ, મેં પણ હજુ નમાઝ પઢી નથી. તે પછી રસૂલુલ્લાહ (સલ.) બુતહાનના મેદાનમાં (સવારી) પરથી ઉતર્યા. હું સાથે હતો. આપે ઉતરીને વુઝૂ કર્યું અને સૂર્ય આથમ્યા પછી અસ્રની નમાઝ પઢી. અસ્ર પછી મગરિબની નમાઝ પઢી.

**જો નમાઝની તકબીર થઈ ગયા પછી ઈમામને કોઈ ઝરૂરત પડે તો શું કરે ?**

(૧૨૩/૬૯૯) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર નમાઝની તકબીર થઈ



3

ગઈ હતી, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) મસ્જિદના એક ખૂણામાં ઉભા રહીને એક માણસ સાથે ધીમે ધીમે વાતો કરી રહ્યા હતા અને નમાઝ માટે ઉભા ન થયા, અહીં સુધી કે લોકો સૂઈ ગયા.

**શું તકબીર થઈ ગયા પછી વાતચીત કરવી જાઈઝ છે ?**

(૧૨૪/૭૦૦) હઝરત હુમૈદ કહે છે : મેં સાબિત બન્નાનીને પૂછયું કે, જે માણસ નમાઝની તકબીર થઈ ગયા પછી વાતચીત કરે તેનો શું હુકમ છે ? હઝરત સાબિતે જવાબ આપ્યો કે, હઝરત અનસ (રદિ.) કહેતા હતા : એક વાર નમાઝની તકબીર થઈ ગઈ હતી. એવામાં એક માણસ હુઝૂર (સલ.)ની સામે આવ્યો (અને તેણે કંઈક કહ્યું) અને તકબીર થઈ ગયા પછી આપને (થોડી વાર માટે) નમાઝથી રોકી લીધા.

**જમાઅત સાથે નમાઝ પઢવી વાજિબ છે :**

(૧૨૫/૭૦૧) હઝરત હસન બસરીનું કથન છે કે, જો કોઈને ઈશાની નમાઝ જમાઅત સાથે પઢવાથી તેની માં મના કરે તો માંની વાત પણ ન માને.

(૧૨૬/૭૦૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : (એક વાર) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કસમ છે તે ખુદાની જેના કબજામાં મારો જાન છે. મારો ઈરાદો હતો કે પહેલાં લાકડીઓ ભેગી કરું, પછી અઝાન દેવાનો હુકમ કરું, અઝાન પછી કોઈને ઈમામત માટે મુકર્રર કરીને તે લોકોની પાસે જાઉં (જેઓ જમાઅતમાં શામિલ થતા નથી.) જઈને તેમના ઘરોને આગ ચાંપી દઉં. કસમ છે તે ખુદાની જેના કબજામાં મારો જાન છે. જો તેમનામાંથી કોઈને એવી ખબર હોત કે (મસ્જિદમાં) કોઈ મોટું હાડકું અથવા ગોશ્તના બે સરસ ટુકડા મળશે તો તેઓ ઝરૂર ઈશાની નમાઝમાં હાજર થાત.

**જમાઅતની નમાઝનો સવાબ :**

(૧૨૭/૭૦૩) હઝરત અસ્વદ જ્યારે (એક મસ્જિદમાં) જમાઅત છુટી જતી ત્યારે બીજી મસ્જિદમાં ચાલ્યા જતા.

(૧૨૮/૭૦૪) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) એક વાર એક મસ્જિદમાં ગયા. ત્યાં નમાઝ થઈ ગઈ હતી. તેમણે ત્યાં અઝાન આપીને ઈકામત કહી અને જમાઅત સાથે નમાઝ પઢી.

(૧૨૯/૭૦૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)નું ફરમાન છે કે જમાઅતની નમાઝ એકલા માણસની નમાઝ કરતાં સત્તાવીસ ગણી અફઝલ છે.

(૧૩૦/૭૦૬) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, જમાઅતની નમાઝ એકલા માણસની નમાઝ કરતાં પચ્ચીસ ગણી શ્રેષ્ઠ છે.

(૧૩૧/૭૦૭) હઝરત અબૂ હુરૈરા

(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જમાઅત સાથે નમાઝ પઢવી ઘરમાં અથવા બજાર (દુકાન)માં નમાઝ પઢવાથી પચ્ચીસ ગણી અફઝલ છે. કારણ કે, જ્યારે માણસ સારી રીતે વુઝૂ કરીને મસ્જિદમાં જાય છે અને નમાઝના ઈરાદા સિવાય તેનો કોઈ હેતુ ન હોય તો જે કદમ તે ભરે છે તેના કારણે ખુદા તઆલા તેનો એક દરજ્જો વધારે છે અને એક ગુનાહ માફ કરે છે. પછી જ્યારે (મસ્જિદમાં જઈને) નમાઝ પઢે છે ત્યારે ફરિશ્તા તેના માટે દુઆ કરતા રહે છે અને રહમ માંગતા રહે છે અને આવી સ્થિતિ ત્યાં સુધી બાકી રહે છે જ્યાં સુધી તે પોતાના મુસલ્લા પર બેસી રહે છે. (ફરિશ્તા તેના માટે કહે છે કે,) અય અલ્લાહ ! એને બખ્શી દે. અય અલ્લાહ ! એના પર રહમ કર અને (આ પણ યાદ રાખો કે) માણસ જ્યાં સુધી નમાઝના ઈન્તેઝારમાં રહે છે ત્યાં સુધી નમાઝમાં જ એની ગણતરી થાય છે.

**ફજની નમાઝ જમાઅત સાથે પઢવાનો સવાબ :**

(૧૩૨/૭૦૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, જમાઅતની નમાઝ એકલા નમાઝ પઢવાથી પચ્ચીસ ગણી અફઝલ છે. રાત-દિવસના ફરિશ્તા ફજની નમાઝમાં ભેગા થાય છે. તે પછી અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : જો તમે ચાહો તો પઢો : **ઈન્ન** **કુરઆનલ ફજ્રિ કાન મશ્હૂદા** (કિંવા ફજની નમાઝમાં (ફરિશ્તા) હાજર કરવામાં આવે છે.)

(૧૩૩/૭૦૯) હઝરત ઉમ્મે દરદા (રદિ.) કહે છે કે, એક દિવસ હઝરત અબૂ દરદા (રદિ.) મારી પાસે આવ્યા. તે વખતે તેઓ કંઈક ગુસ્સામાં હતા. મેં કહ્યું : કેમ, ગુસ્સાનું શું કારણ છે ? કહ્યું : ખુદાની કસમ, મારી જાણમાં દીને મુહમ્મદીમાંથી જમાઅત સાથે નમાઝ પઢવા સિવાય બીજું કશું બાકી રહ્યું ન હતું, (પરંતુ હવે લોકો તેમાં પણ આળસ કરવા લાગ્યા છે.)

(૧૩૪/૭૧૦) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, રસૂલે કરીમ (સલ.)એ ફરમાવ્યું : નમાઝનો સૌથી વધુ સવાબ તે માણસને મળે છે, જે સૌથી વધારે દૂરથી ચાલીને આવે અને જે માણસ ઈમામની સાથે નમાઝ પઢવાની રાહ જુએ છે તેને તે માણસથી વધારે સવાબ મળે છે જે (એકલો) નમાઝ પઢીને સૂઈ રહે.

**શરૂ વખતમાં ઝુહરની નમાઝ પઢવાનું બયાન :**

(૧૩૫/૭૧૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, એક માણસ રસ્તામાં જઈ રહ્યો હતો. (ઓચિંતા) રસ્તામાં કાંટાઓની એક ડાળખી પડેલી જોઈ. તેણે રસ્તામાંથી તેને હઠાવી લીધી. ખુદા તઆલાએ એ જ કારણસર તેની ઈઝઝત કરી અને તેને બખ્શી દીધો. તે પછી હુઝૂરે ફરમાવ્યું :



શહીદ પાંચ પ્રકારના હોય છે : પ્લેગથી મરનારો, કોલેરાની બીમારીથી મરનારો, પાણીમાં ડૂબીને મરનારો, દીવાલ વગેરેની નીચે દબાઈ જઈને મરનારો અને ખુદાના રસ્તામાં શહીદ થનારો. પછી ફરમાવ્યું કે જો લોકોને ખબર હોત કે અઝાન દેવામાં અને જમાઅતની પહેલી સફમાં શામિલ થઈને નમાઝ પઢવામાં કેટલો ભારે સવાબ છે (તો એકબીજા કરતાં આગળ વધી જવામાં પરસ્પર ઝરૂર ઝઘડો કરત) પછી જો ઝઘડાનો નિકાલ ચિઠ્ઠી ખેંચ્યા વગર શકય ન હોત તો ઝરૂર ચિઠ્ઠી ખેંચત; અને જો એવી ખબર હોત કે ઝુહરની નમાઝ શરૂ વખતમાં પઢવામાં કેટલો સવાબ છે તો ઝરૂર ઝુહરની નમાઝ માટે એકબીજાથી પહેલાં આવવાની કોશિશ કરત અને જો એની ખબર હોત કે ઈશા અને ફજની જમાઅતનો કેટલો સવાબ છે તો ઘસડાઈને પણ મસ્જિદમાં ઝરૂર આવત.

**પગલાં ગણવાનું બયાન (કિંવા જેટલાં પગલાં ચાલીને નમાઝ માટે આવશે તે દરેક કદમ પર સવાબ મળશે.)**

(૧૩૬/૭૧૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : અય બની સલમા ! (અન્સારનો એક કબીલો હતો) શું તમે તમારા પગલાંઓનો હિસાબ કરતા નથી ?

(૧૩૭/૭૧૩) હઝરત અનસ (રદિ.) કહે છે : બની સલમાનો ઈરાદો હતો કે, પોતાના ઘરોમાંથી સ્થળાંતર કરીને રસૂલુલ્લાહ (સલ.)ની નજીક જઈને વસી જાય, પરંતુ નબી (સલ.)ને મદીનાના પરાઓનું ખાલી થઈ જવું સારું ન લાગ્યું. એટલે આપે ફરમાવ્યું કે, અય બની સલમા ! શું તમો લોકો તમારા પગલાંઓનો હિસાબ કરતા નથી ?

**જમાઅત સાથે ઈશાની નમાઝ પઢવાનો સવાબ :**

(૧૩૮/૭૧૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મુનાફિકો ઉપર ઈશા અને ફજથી વધારે ભારે કોઈ નમાઝ નથી, પરંતુ જો તેમને ખબર હોત કે આ બંને નમાઝોનો કેટલો મોટો સવાબ છે તો ઘસડાઈને પણ ઝરૂર આવત. મારો ઈરાદો હતો કે, પ્રથમ મુઅઝઝિનને અઝાન દેવાનો હુકમ આપું, પછી કોઈને ઈમામત માટે મુકર્રર કરીને આગની સળગતી જ્વાળાઓ લઈને તે લોકોને જઈને સળગાવી દઉં, જેઓ નમાઝમાં આવતા નથી.

**બે અને બે થી વધુ માણસોને જમાઅતનો હુકમ છે :**

(૧૩૯/૭૧૫) હઝરત માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : જ્યારે નમાઝનો

વખત થઈ જાય ત્યારે અઝાન દઈને ઈકામત કહો અને તમારા બંનેમાં જે મોટો હોય તે ઈમામત કરે.

**મસ્જિદમાં બેસીને નમાઝની રાહ જોવાનો (સવાબ) અને મસ્જિદની ફઝીલત :**

(૧૪૦/૭૧૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યાં સુધી તમારામાંથી કોઈ પોતાની નમાઝ પઢવાની જગ્યા ઉપર વુઝૂ સાથે બેસી રહે છે તો ફરિશ્તા તેના માટે બરાબર દુઆ કરતા રહે છે (અને કહેતા રહે છે :) અય અલ્લાહ ! એને બખ્શી દે. અય અલ્લાહ ! એના ઉપર રહમ કર. જ્યાં સુધી માણસ નમાઝના કારણે રોકાયેલો રહે, નમાઝ સિવાય કોઈ વસ્તુ તેને ઘેર જવાથી રોકનારી ન હોય તો તે નમાઝના જ હુકમમાં રહે છે.

(૧૪૧/૭૧૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે દિવસે ખુદા તઆલાના પડછાયા સિવાય બીજો કોઈ પડછાયો નહી હોય, તે દિવસે સાત પ્રકારના લોકોને ખુદા તઆલા પોતાના પડછાયામાં રાખશે : ૧. ન્યાયી શાસક. ૨. તે યુવાન જેણે અલ્લાહની ઈબાદતમાં સમજ કેળવી હોય. ૩. તે માણસ જેનું દિલ મસ્જિદોમાં લાગેલું રહે છે. ૪. તે બે માણસો જેઓ ખુદાના માટે પરસ્પર મુહબ્બત રાખે છે. જો મળે છે તો ખુદાના માટે અને જુદા થાય છે તો (પણ) ખુદાના માટે. ૫. તે માણસ જેને કોઈ ખુબસૂરત માલદાર ઓરતે (વ્યભિચાર માટે) બોલાવ્યો હોય અને તેણે એમ કહી દીધું હોય કે, મને ખુદાનો ડર છે. ૬. તે માણસ જે એટલી ગુપ્ત ખૈરાત કરે છે કે, તેના ડાબા હાથને (પણ) ખબર નથી કે તેનો જમણો હાથ શું આપે છે. ૭. તે માણસ જે એકાંતમાં ખુદાની યાદમાં રડે છે.

(૧૪૨/૭૧૮) હઝરત હુમૈદ કહે છે કે, હઝરત અનસ (રદિ.)ને પૂછવામાં આવ્યું, શું રસૂલુલ્લાહે કોઈ વીંટી બનાવી હતી ? તેમણે કહ્યું : હા, (બનાવડાવી હતી) એક રાત્રે અડધી રાત સુધી હુઝૂર (સલ.)એ ઈશાની નમાઝ પઢવામાં મોડું કર્યું. પછી નમાઝ પઢાવી અને અમારા તરફ જોઈને ફરમાવ્યું કે, લોકો નમાઝ પઢીને સૂઈ ગયા, પરંતુ તમે જ્યાં સુધી નમાઝના ઈન્તેઝારમાં રહેશો ત્યાં સુધી નમાઝના જ હુકમમાં ગણાશો. હઝરત અનસ (રદિ.) કહે છે કે, તે વખતની હુઝૂર (સલ.)ની વીંટીનો ચળકાટ હજુ સુધી મારી આંખોની સામે ઘુમી રહ્યો છે.

**જે માણસ સવાર અને સાંજની નમાઝ માટે મસ્જિદમાં આવે છે તેનો શું સવાબ છે ?**

(૧૪૩/૭૧૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સવાર અને સાંજ



મસ્જિદમાં જાય છે તેના માટે ખુદા તઆલા સવાર અને સાંજ જન્નતમાં મહેમાનીનું ખાણું તૈયાર કરે છે.

**જ્યારે નમાઝની તકબીર થઈ જાય ત્યારે ફર્ઝ નમાઝ સિવાય બીજી કોઈ નમાઝ જાઈઝ નથી :**

(૧૪૪/૭૨૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.)એ એક માણસને નમાઝ પઢતો જોયો. ફર્ઝ નમાઝની તકબીર થઈ ગઈ હતી. જ્યારે આપ નમાઝથી પરવાર્યા ત્યારે લોકોએ ચારે તરફથી તેને ઘેરી લીધો. હુઝૂર (સલ.)એ તેને કહ્યું : શું તું સવારની ચાર રકઅતો પઢે છે ?

**કેટલી હદ સુધીના બીમારને જમાઅતમાં ન હાજર થવું જોઈએ ?**

(૧૪૫/૭૨૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) જીવલેણ બીમારીમાં સપડાયા અને નમાઝનો વખત થઈ ગયો અને અઝાન થઈ ત્યારે હુઝૂરે ફરમાવ્યું : અબૂબકને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. કહેવામાં આવ્યું : મેં કહ્યું : અબૂબક નરમ દિલના માણસ છે. હુઝૂરની જગ્યા પર ઉભા રહીને નમાઝ નહી પઢાવી શકે. હુઝૂરે બીજીવાર એ હુકમનું પુનરુચ્ચારણ કર્યું અને લોકોએ પણ પહેલો જવાબ આપ્યો. આપે ત્રીજીવાર એ હુકમનું પુનરુચ્ચારણ કર્યું, પછી ફરમાવ્યું : તમે યૂસુફની સાથેવાળીઓ છો. અબૂબકને હુકમ કરો, તે જ લોકોને નમાઝ પઢાવે. હુકમ મુજબ અબૂબક (રદિ.) નમાઝ પઢાવવા ગયા. એવામાં હુઝૂર (સલ.)ને બીમારીમાં કંઈક રાહત મળી. એટલે આપ બે માણસોના ટેકાથી બહાર નીકળ્યા. તે દૃશ્ય હજુ સુધી મારી આંખોની સામે છે કે, આપના પગ તે વખતે બીમારીના કારણે ઝમીન સાથે ઘસડાતા જતા હતા. હુઝૂરને જોઈને હઝરત અબૂબક (રદિ.)એ નમાઝની જગ્યા પરથી પાછળ હઠવાનો ઈરાદો કર્યો, પરંતુ આપે ઈશારાથી કહી દીધું કે, તમારી જગ્યાએ થોભો. તે પછી હુઝૂરને લઈ જઈને અબૂબકની પાસે બેસાડી દેવામાં આવ્યા. લોકોએ અઅમશ (રાવી)ને પૂછ્યું કે, શું બીજા લોકો પણ અબૂબકની ઈક્તિદા કરી રહ્યા હતા અને હઝરત અબૂબક હુઝૂરની નમાઝની ઈક્તિદા કરી રહ્યા હતા ? હઝરત અઅમશે માથું હલાવીને કહ્યું : હા, એક રિવાયતમાં એટલું વધુ છે કે રસૂલુલ્લાહ (સલ.) હઝરત અબૂબકની ડાબી બાજુએ બેસી ગયા અને અબૂબક ઉભા રહીને નમાઝ પઢતા રહ્યા.

(૧૪૬/૭૨૨) હઝરત આયશા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની બીમારીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપે બીમારીના દિવસો પસાર કરવા માટે બધી પત્નીઓ પાસે મારા ઘરમાં રહેવાની રજા માંગી. જ્યારે બધી પત્નીઓએ રજા આપી દીધી ત્યારે આપ બે માણસોના

ટેકા વડે ઝમીન પર પગ ઘસડતા બહાર નીકળ્યા. આપ અબ્બાસ અને બીજા માણસની વચ્ચે હતા. ઉબેદુલ્લાહ કહે છે : મેં આ હદીસનો ઉલ્લેખ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) સામે કર્યો ત્યારે તેમણે કહ્યું : શું તમને ખબર છે કે તે માણસો કોણ હતા, જેમનું નામ હઝરત આઈશાએ બતાવ્યું નથી ? મેં કહ્યું : નહીં. તેમણે કહ્યું : તે હઝરત અલી હતા.

## વરસાદ અને અવરોધના દિવસે ઘરમાં નમાઝ પઢી લેવી (જાઈઝ છે) :

(૧૪૭/૭૨૩) હઝરત નાફિઅ કહે છે કે, (એક વાર) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ નમાઝ માટે અઝાન આપી. તે રાત્રે ઠંડી પણ હતી અને હવા પણ. એટલે અઝાન પછી આપે ફરમાવ્યું : લોકો, ઘરોમાં નમાઝ પઢી લેજો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) ઠંડી અથવા વરસાદની રાત્રે મુઅઝ્ઝિનને એવું કહેવાનો હુકમ આપતા હતા કે, લોકો, ઘરોમાં નમાઝ પઢી લેજો.

(૧૪૮/૭૨૪) હઝરત મહમૂદ ઈબ્ને રબીઅ કહે છે કે ઈત્બાન ઈબ્ને માલિક પોતાની કોમના ઈમામ હતા, પરંતુ આંધળા હતા. એટલે એક દિવસ પવિત્ર સેવામાં હાજર થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! (હકીકતમાં વાત એવી છે કે,) અંધારું થાય છે અને નાળું (વચ્ચે) વહે છે. હું આંખોથી આંધળો છું. (મસ્જિદમાં હાજર થઈ શકતો નથી) એટલે આપ મારા મકાન પર આવો અને ત્યાં કોઈ જગ્યાએ નમાઝ પઢો, જેથી હું તે જગ્યાને મારી નમાઝની જગ્યા બનાવી લઉં. એટલે હુઝૂર (સલ.) આવ્યા અને (બેસતાં પહેલાં) કહ્યું : કઈ જગ્યાએ નમાઝ પઢાવવા માંગો છો ? ઈત્બાને મકાનના એક ભાગ તરફ ઈશારો કરી દીધો અને આપ (સલ.)એ ત્યાં નમાઝ પઢી.

## જો જુમ્આના દિવસે વરસાદ થાય તો શું તે દિવસે ઈમામને જુમ્આની જમાઅત કરવી અને ખુત્બો પઢવો જાઇઝ છે કે નહીં ?

(૧૪૯/૭૨૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને હારિસ કહે છે : (એક વાર) વરસાદના દિવસે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ અમને ખુત્બો સંભળાવ્યો. જ્યારે મુઅઝ્ઝિન 'હય્ય અલસ્સલાત' પર પહોંચ્યો ત્યારે તેમણે કહ્યું : 'અસ્સલાતુ ફી રિહાલ' કહો. આ સાંભળીને લોકો એકબીજા તરફ (નવાઈ પામીને) જોવા લાગ્યા. તેમણે કહ્યું : કદાચ તમને મારી આ વાત નાપસંદ હોય. જો કે આ કામ તે માણસનું છે જે મારાથી સારા હતા કિંવા રસૂલુલ્લાહ (સલ.). એમાં શંકા નથી કે, જુમ્આ વાજિબ છે, પરંતુ મને એ વાત પસંદ ન પડી કે તકલીફ આપું અને તમે કલાકો સુધી કાદવમાં ફસાઈને આવો.

(૧૫૦/૭૨૬) હઝરત અબૂ સલમા (રદિ.) કહે છે કે, મેં અબૂ સઈદ ખુદરી (રદિ.)ને (લયલતુલ કદ્ર વિષે) પૂછ્યું, અબૂ સઈદે કહ્યું : એક દિવસ વાદળ આવ્યું અને એટલો બધો વરસાદ પડયો કે મસ્જિદે નબવીની છત પુષ્કળ ટપકવા લાગી. કારણ કે, (તે સમયે) મસ્જિદની છત ખજૂરીની ડાળીઓની બનેલી હતી. થોડીવાર પછી નમાઝની તકબીર થઈ અને મેં હુઝૂર (સલ.)ને પાણી અને કાદવમાં સજદો કરતા જોયા. અહીં સુધી કે મેં આપની મુબારક પેશાની ઉપર કાદવની નિશાની જોઈ હતી.

(૧૫૧/૭૨૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક અન્સારીએ કહ્યું : (યા રસૂલલ્લાહ !) હું આપની સાથે જમાઅતમાં શામિલ થઈ શકતો નથી. આ અન્સારી ખૂબ જાડા હતા. (એટલે હુઝૂર મારે ઘેર આવીને કોઈ જગ્યાએ નમાઝ પઢી આપો જેથી હું તે જગ્યાને મારા માટે નમાઝની જગ્યા મુકર્રર કરી લઉં.) તે અન્સારીએ હુઝૂર (સલ.) માટે ખાવાનું બનાવ્યું અને હુઝૂરને ઘેર આવવાનું આમંત્રણ આપ્યું. (હુઝૂર તેના ઘેર ગયા.) અન્સારીએ આપના માટે એક ચટાઈ લાવીને પાથરી અને (તેને નરમ કરવા માટે) તેના ઉપર પાણી છાંટયું. આપે તેના પર બે રકઅત નમાઝ પઢી.

આ હદીસ સાંભળીને જારૂદ કબીલાના કોઈ માણસે હઝરત અનસને પૂછયું : શું રસૂલુલ્લાહ (સલ.) ચાશ્તની નમાઝ પઢતા હતા ? હઝરત અનસે કહ્યું : તે દિવસ સિવાય મેં કદી આપને ચાશ્તની નમાઝ પઢતા જોયા નથી.

## જો ખાવાનું સામે મોજુદ હોય અને નમાઝની તકબીર શરૂ થઈ જાય (તો શું કરવું જોઈએ ?)

(૧૫૨/૭૨૮) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ઈશાની નમાઝ પહેલાં ખાવાનું ખાઈ લેતા હતા. હઝરત અબૂ દરદા (રદિ.) કહે છે : માનવીની એ સમજદારી છે કે, પ્રથમ પોતાની ઝરૂરત તરફ ધ્યાન આપે, પછી પૂરી રીતે નચિંત બનીને નમાઝમાં પ્રવૃત્ત થાય.

(૧૫૩/૭૨૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે સાંજનું ખાણું હુઝૂર (સલ.)ની સામે મૂકવામાં આવતું હતું અને નમાઝની તકબીર પણ થઈ જતી હતી ત્યારે આપ (સલ.) પહેલાં ખાણું ખાતા હતા.

(૧૫૪/૭૩૦) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે સાંજનું ખાણું સામે મૂકી દેવામાં આવે ત્યારે મગરિબની નમાઝ પઢતાં પહેલાં ખાણું ખાઈ લો અને ખાવાથી મોં ફેરવી ન લો.

(૧૫૫/૭૩૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો સાંજનું ખાણું સામે આવી જાય અને નમાઝની તકબીર પણ થઈ જાય ત્યારે પહેલાં ખાણું ખાઈ લો અને જ્યાં સુધી ખાઈને પરવારો નહીં ત્યાં સુધી નમાઝ માટે જલદી ન કરો. ઈબ્ને ઉમર (રદિ.)

(૧૪૭/૭૨૩) ધોધમાર વરસાદ, ભારે કીચડ અને સખત શરદીના કારણે જમાઅત છોડવાની અને ઘરમાં નમાઝ પઢવાની રજા છે.

સામે જ્યારે ખાણું આવી જતું હતું અને નમાઝની તકબીર પણ થઈ જતી હતી ત્યારે ઈમામની કિર્અતનો અવાજ સાંભળતા રહેતા, પરંતુ જ્યાં સુધી ખાઈને પરવારી જતા ન હતા ત્યાં સુધી નમાઝ માટે જતા ન હતા.

(૧૫૬/૭૩૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઈ માણસ ખાણા પર બેઠો હોય ત્યારે જ્યાં સુધી પોતાની ઝરૂરત પૂરી ન કરી લે ત્યાં સુધી નમાઝ માટે જલદી ન કરે, ભલેને નમાઝની તકબીર પણ થઈ જાય.

**જો ઈમામને નમાઝ માટે બોલાવવામાં આવે અને તે કંઈ ખાઈ રહ્યો હોય (તો શું કરવું જોઈએ ?)**

(૧૫૭/૭૩૩) હઝરત અમ્ર ઈબ્ને ઉમય્યા (રદિ.) કહે છે : મેં જોયું કે (એક વાર) રસૂલુલ્લાહ (સલ.) હાથનો (આગળના પગનો) ગોશ્ત કાપીને ખાઈ રહ્યા હતા. એવામાં આપને નમાઝ માટે બોલાવવામાં આવ્યા. આપે છરી ફેંકી દીધી અને (નવું) વુઝૂ કર્યા વગર નમાઝ માટે ઉભા થઈ ગયા.

**જો કોઇ માણસ ઘરના કોઈ કામમાં રોકાયેલો હોય અને નમાઝની તકબીર થઈ જાય ત્યારે (કામ છોડીને) નમાઝ માટે આવી જવું જોઈએ :**

(૧૫૮/૭૩૪) હઝરત અસ્વદ કહે છે : મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.)ને પૂછ્યું કે હુઝૂર (સલ.) ઘરના કયા કામમાં રહેતા હતા ? તેમણે કહ્યું : ઘરવાળાઓના કામમાં લાગેલા રહેતા હતા. જ્યારે નમાઝનો વખત થઈ જતો ત્યારે નમાઝ માટે જતા હતા.

**જો કોઇ માણસ લોકોને માત્ર સુન્નતે નબવી અને હુઝૂર (સલ.)ની નમાઝ શીખવવા માટે નમાઝ પઢાવતો હોય (તો તેનો શું હુકમ છે ?) :**

(૧૫૯/૭૩૫) હઝરત અબૂ કિલાબા કહે છે : (એક વાર) માલિક ઈબ્ને હુવયરિસે અમારી આ મસ્જિદમાં આવીને કહ્યું : (અત્યારે) મારો નમાઝ પઢવાનો ઈરાદો તો નથી, પરંતુ (તમને) એવી રીતની નમાઝ પઢાવવા માંગુ છું જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)ને મેં નમાઝ પઢતાં જોયા છે. રાવી કહે છે : મેં અબૂ કિલાબાને પૂછ્યું કે, માલિક ઈબ્ને હુવયરિસ કેવી રીતે નમાઝ પઢતા હતા ? અબૂ કિલાબાએ કહ્યું : અમારા આ વૃદ્ધ (અમ્ર બિન સલમા)ની જેમ. અમ્ર બિન સલમાનો કાયદો હતો કે સજદામાંથી શિર ઉઠાવ્યા પછી અને ઉભા થતા પહેલાં 'જલ્સએ ઈસ્તિરાહત' કરતા હતા.

**આલિમો અને ફાઝિલો ઈમામતના વધુ અધિકારી છે :**

(૧૬૦/૭૩૬) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) બીમાર પડયા અને આપની



બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપે ફરમાવ્યું : અબૂબક્ર (રદિ.)ને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. હઝરત આયશા (રદિ.)એ કહ્યું : અબૂબક્ર નરમ દિલવાળા છે. આપની જગ્યા પર ઉભા રહીને નમાઝ પઢાવી શકશે નહી. આપે ફરમાવ્યું કે, અબૂબક્રને હુકમ કરો. તે જ લોકોને નમાઝ પઢાવે. હઝરત આયશા (રદિ.)એ ફરી તે જ (પહેલી) વાત કહી. આપે ફરમાવ્યું : અબૂબક્રને નમાઝ પઢાવવાનો હુકમ કરો. હકીકતમાં તમે યૂસુફ (અલૈ.)ની સાથેવાળીઓ છો. છેવટે હઝરત અબૂબક્ર (રદિ.) પાસે એલચી આવ્યો અને તેમણે રસૂલુલ્લાહ (સલ.)ની ઝિંદગીમાં જ લોકોને નમાઝ પઢાવી.

(૧૬૧/૭૩૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ જીવલેણ બીમારીમાં ફરમાવ્યું : અબૂબક્રને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. મેં કહ્યું : અબૂબક્ર આપની જગ્યા ઉપર ઉભા થઈને રુદન-આક્રંદના કારણે લોકોને કિર્અત સંભળાવી શકશે નહી. એટલે આપ ઉમરને હુકમ કરો કે તે લોકોને નમાઝ પઢાવે. તે પછી મેં હઝરત હફસાને કહ્યું કે તમે પણ કહો કે, અબૂબક્ર આપની જગ્યા ઉપર ઉભા રહીને રડવાના લીધે લોકોને કિર્અત સંભળાવી શકશે નહી. એટલે આપ હઝરત ઉમરને નમાઝ પઢાવવાનો હુકમ આપો. હઝરત હફસાએ (મારી વાત) માન્ય રાખી, જેથી હુઝૂરે ફરમાવ્યું : ચુપ રહો, હકીકતમાં તમે યૂસુફ (અલૈ.)ની સાથેવાળી ઓરતો છો. અબૂબક્રને હુકમ કરો કે તે જ નમાઝ પઢાવે. હઝરત હફસા મને કહેવા લાગ્યાં : હું તમારાથી કદી ભલાઈ મેળવી શકતી નથી.

(૧૬૨/૭૩૮) હઝરત અનસ (રદિ.) જેમણે નબી (સલ.)ની તાબેદારી કરી હતી, ખિદમત કરી હતી અને સહવાસ ભોગવ્યો હતો તે કહે છે કે, હુઝૂર (સલ.)ની જીવલેણ બીમારીમાં હઝરત અબૂબક્ર (રદિ.) લોકોને નમાઝ પઢાવતા હતા. સોમવારના દિવસે લોકો સફો બનાવીને (નમાઝમાં) ઉભા હતા, એવામાં હુઝૂર (સલ.)એ કમરાનો પરદો ઉંચકયો અને ઉભા ઉભા જમાઅતને જોવા લાગ્યા. (તે વખતે) આપનો મુબારક ચહેરો કુર્આનના પાનાની જેમ લાગતો હતો. જમાઅતને જોઈને આપે સ્મિત વેર્યું. (નૂરથી ભરપૂર) દીદારની ખુશીના કારણે અમે નમાઝ તોડી નાખવાની અણી પર હતા. હઝરત અબૂબક્ર (રદિ.)ને ખ્યાલ આવ્યો કે હુઝૂર (સલ.) નમાઝ માટે આવ્યા છે. એટલે તેમણે એડીઓ ઉપર ચાલીને સફમાં ભળી જવાનો વિચાર કર્યો, પરંતુ હુઝૂર (સલ.)એ ઈશારાથી કહ્યું કે, તમે લોકો નમાઝ પૂરી કરો. આમ કહીને પરદો છોડી મૂકયો અને તે જ દિવસે આપની વફાત થઈ.

(૧૬૩/૭૩૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ત્રણ દિવસ સુધી હુઝૂર (સલ.)

મસ્જિદમાં આવ્યા નહીં. (એક દિવસ) નમાઝની તકબીર થઈ અને અબૂબક્ર આગળ વધ્યા. એવામાં હુઝૂર (સલ.)એ પરદો ઉંચક્યો. જ્યારે મુબારક ચહેરાનો દીદાર થયો ત્યારે એવું દ્રશ્ય દેખાયું કે તે પહેલાં અમે કદી જોયું ન હતું. (હઝરત અબૂબક્રને લાગ્યું કે, હુઝૂર આવી રહ્યા છે. એટલે ઉલટા પગે પાછળ હઠયા.) પરંતુ હુઝૂરે હઝરત અબૂબક્રને હાથના ઈશારાથી કહ્યું કે લોકોને નમાઝ પઢાવતા રહો. એ પછી હુઝૂરે પરદો છોડી દીધો. પછી અમને આપનો દીદાર નસીબ ન થયો. અહીં સુધી કે આપની વફાત થઈ ગઈ.

(૧૬૪/૭૪૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની બીમારીએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું (અને આપનામાં મસ્જિદમાં આવવાની અને લોકોને નમાઝ પઢાવવાની શક્તિ ન રહી) ત્યારે આપને નમાઝ વિષે કહેવામાં આવ્યું. આપે ફરમાવ્યું : અબૂબક્રને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. હઝરત આઈશા (રદિ.)એ કહ્યું કે, અબૂબક્ર નરમ દિલના માણસ છે. કિર્અત વખતે આપોઆપ રડવા લાગશે. આપે ફરમાવ્યું : (નહીં,) અબૂબક્રને જ નમાઝ પઢાવવાનો હુકમ આપો. હઝરત આઈશાએ બીજીવાર તે જ વાતનું પુનરુચ્ચારણ કર્યું. આપે ફરમાવ્યું કે, અબૂબક્રને નમાઝ પઢવાનો હુકમ કરો. હકીકતમાં તમે યૂસુફ (અલૈ.)ની સાથેવાળી ઓરતો છો.

**જો કોઈ માણસ કોઈ કારણસર ઈમામની પાસે ઉભો થઈ જાય (તો શું હુકમ છે ?) :**

(૧૬૫/૭૪૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, બીમારીની હાલતમાં હુઝૂર (સલ.)એ અબૂબક્ર (રદિ.)ને નમાઝ પઢાવવા માટે મુકર્રર કર્યા હતા. અબૂબક્ર લોકોને નમાઝ પઢાવતા હતા. ઉરવા કહે છે : (એક દિવસ) હુઝૂરને બીમારીમાં કંઈક રાહત જેવુ લાગ્યું ત્યારે બહાર નીકળ્યા. તે વખતે હઝરત અબૂબક્ર (રદિ.) લોકોની ઈમામત કરી રહ્યા હતા. જ્યારે અબૂબક્ર (રદિ.)એ હુઝૂર (સલ.)ને જોયા ત્યારે પાછળ હઠવા લાગ્યા, પરંતુ હુઝૂરે ઈશારો કર્યો કે, તમારી જગ્યાએ થોભો. તે પછી હુઝૂર પોતે હઝરત અબૂબક્રની પાસે તેમની બાજુમાં બેસી ગયા અને હઝરત અબૂબક્રની ઈમામત પોતે કરવા લાગ્યા અને લોકોની ઈમામત હઝરત અબૂબક્ર કરતા રહ્યા.

**જો કોઈ માણસ નમાઝ પઢાવવા લાગે અને નમાઝ દરમિયાન મૂળ ઈમામ આવી જાય ત્યારે આ નમાઝ પઢાવનારો પાછળ હઠે કે ન હઠે, બંને રીતે નમાઝ થઈ જશે. આ હુકમ અંગે હઝરત આયશાની હદીસ આવેલી છે.**

(૧૬૬/૭૪૨) હઝરત સહલ ઈબ્ને સઅદ સાઈદી (રદિ.) કહે છે કે, (એકવાર) રસૂલુલ્લાહ (સલ.) બની અમ્ર બિન ઔફના



કબીલામાં સુલેહ કરાવવા માટે ગયા. એવામાં નમાઝનો વખત થઈ ગયો. મુઅઝ્ઝિને હઝરત અબૂબક્ર (રદિ.)ની સેવામાં હાજર થઈને કહ્યું : શું તમે નમાઝ પઢાવી દેશો ? તેમણે કહ્યું : હા, એટલે ઈકામત થઈ અને અબૂબક્ર (રદિ.) લોકોને નમાઝ પઢાવવા લાગ્યા. નમાઝ દરમિયાન રસૂલે અકરમ (સલ.) પણ આવી પહોંચ્યા અને સફો ચીરીને પહેલી સફમાં જઈને ઉભા થઈ ગયા. લોકોએ તાળીઓ વગાડી, પરંતુ અબૂબક્ર (રદિ.) (નો નિયમ હતો કે) નમાઝમાં આમતેમ જોતા ન હતા. જ્યારે તાળીઓનો અવાજ વધી ગયો ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને જોયા (અને પાછળ હઠવાનો ઈરાદો કર્યો, પરંતુ) હુઝૂર (સલ.)એ ઈશારો કર્યો કે તમારી જગા ઉપર કાયમ રહો. અબૂબક્રે બંને હાથ ઉઠાવીને ખુદાનો શુક્ર અદા કર્યો કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમને ઈમામતનો હુકમ આપ્યો. તે પછી સિદ્દીકે અકબર (રદિ.) પાછળ હઠતા હઠતા પહેલી સફની પાસે આવી ગયા અને હુઝૂરે આગળ વધીને ઈમામત કરી. નમાઝમાંથી પરવાર્યા પછી હુઝૂરે અકરમ (સલ.)એ હઝરત અબૂબક્ર (રદિ.)ને કહ્યું કે, જ્યારે મેં હુકમ આપી દીધો હતો ત્યારે તમે મુસલ્લા ઉપર કેમ ન થોભ્યા ? હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : ઈબ્ને અબી કુહાફા માટે એ શોભાસ્પદ નથી કે, હુઝૂરની પાસે ઈમામત કરે. તે પછી હુઝૂરે સહાબા તરફ ફરીને કહ્યું કે, એનું શું કારણ છે કે, મેં તમને તાળીઓ વગાડતા જોયા ? જો કોઈને નમાઝમાં કોઈ ઝરૂરત પડે તો ઉંચા સાદે સુબ્હાનલ્લાહ કહેવું જોઈએ. જ્યારે તે સુબ્હાનલ્લાહ કહેશે ત્યારે તેના તરફ ધ્યાન દેવામાં આવશે. હા, (નમાઝમાં) તાળીઓ વગાડવાનું તો માત્ર ઓરતો માટે છે.

**જો બધા માણસો કુર્આન પઢવામાં સરખા હોય તો જેની ઉમર સૌથી વધારે હોય તે જ ઈમામત કરે :**

(૧૬૭/૭૪૩) હઝરત માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની સેવામાં અમે હાજર થયા તે વખતે અમે બધા યુવાન હતા. લગભગ વીસ રાત હુઝૂરની પાસે રહ્યા. હુઝૂર ઘણા મહેરબાન હતા. (જ્યારે આપે જોયું કે અમને ઘેર જવાનો શોખ છે ત્યારે અમને વતન જવાની રજા આપી અને) આપે કહ્યું : જ્યારે તમે લોકો તમારા શહેરોમાં પાછા જાઓ ત્યારે ત્યાંના લોકોને દીનના મસ્અલાઓ શીખવજો અને ફલાણા સમયે ફલાણી નમાઝ, ફલાણા સમયે ફલાણી નમાઝ પઢવાનો તેમને હુકમ કરજો. નમાઝનો સમય થઈ જાય ત્યારે તમારામાંથી કોઈ માણસ અઝાન દે અને જેની વય સૌથી વધારે હોય તે ઈમામત કરે.

(૧૬૬/૭૪૨) અસલ ઈમામ આવી જાય તો પહેલા ઈમામ માટે હઠવું જાઈઝ નથી. હઝરત અબૂબક્ર (રદિ.) હઠી ગયા અને હુઝૂર (સલ.) ઈમામ બની ગયા. એ આપના માટે ખાસ હતું.

**જો ઈમામ કોઈ કોમની મુલાકાત માટે જાય ત્યારે તેણે તેમની ઈમામત કરવી જોઈએ :**

(૧૬૮/૭૪૪) હઝરત ઈત્બાન ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂરે અકદસ (સલ.)એ મારી પાસે (ઘરમાં દાખલ થવાની) રજા માંગી. મેં આપને રજા આપી. (ઘરમાં આવીને) આપે ફરમાવ્યું : તમે મારી પાસે ઘરમાં કયાં નમાઝ પઢાવવા માંગો છો ? જે જગ્યાએ હું નમાઝ પઢાવવા માંગતો હતો તે બાજુ ઈશારો કર્યો. આપ નમાઝ માટે ઉભા થઈ ગયા અને અમે આપની પાછળ સફ બનાવી, પછી જ્યારે આપે સલામ ફેરવી ત્યારે અમે પણ સલામ ફેરવી.

**ઇમામ તો માત્ર એટલા માટે મુકર્રર થયો છે કે તેની ઇકિતદા કરવામાં આવે :**

(૧૬૯/૭૪૫) રસૂલુલ્લાહ (સલ.)એ જીવલેણ બીમારીમાં લોકોને બેસીને નમાઝ પઢાવી (અને બધા મુકતદીઓ ઉભા હતા).

(૧૭૦/૭૪૬) હઝરત ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : જો મુકતદી ઈમામની પહેલા (રૂકૂઅ અથવા સજદામાંથી) માથું ઉઠાવે તો ફરી માથું ત્યાં જ મૂકી દે અને એટલીવાર ઈમામના માથું ઉઠાવ્યા પછી પણ થોભે જેટલી વાર તેનાથી પહેલાં માથું ઉઠાવ્યું. ત્યાર પછી ઈમામનું અનુકરણ કરે.

(૧૭૧/૭૪૭) હઝરત હસન બસરી કહે છે : જો કોઈ માણસ ઈમામની સાથે બે રકઅત નમાઝ પઢવા ઉભો થાય અને ઈમામની સાથે (રૂકૂઅ તો તેને મળી જાય, પરંતુ) સજદો ન મળે (કિંવા એટલી બધી ભીડ હોય કે તેને ખબર જ ન પડે કે ઈમામે કઈ વખતે સજદો કર્યો અથવા બીજું કોઈ કારણ હોય) ત્યારે યોગ્ય છે કે છેલ્લી રકઅત તો (કાયદેસર) બે સજદા સાથે અદા કરે અને પહેલી રકઅત સજદા સાથે કઝા કરે. (કિંવા ઈમામના સલામ ફેરવ્યા પછી દોહરાવે. કારણ કે તેની પહેલી રકઅત થઈ નથી.)

(૧૭૨/૭૪૮) ઉબયદુલ્લાહ કહે છે : હું હઝરત આઈશાની સેવામાં હાજર થયો, મેં કહ્યું : શું તમે મને રસુલુલ્લાહ (સલ.)ની બીમારીની વિગત ન કહો ? હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હા જ્યારે હુઝૂર (સલ.)ની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપે પૂછ્યું : શું લોકોએ નમાઝ પઢી લીધી ? અમે કહ્યું : નહી, યા રસૂલલ્લાહ ! તેઓ આપની રાહ જુએ છે. ફરમાવ્યું : મારા માટે એક ટબમાં પાણી મૂકો. અમે હુકમનું પાલન કર્યું. આપે ગુસ્લ કર્યું. ઉઠતી વખતે (આપની કમજોરી દેખાઈ અને) આપ બેભાન થઈને પડી ગયા. થોડીવાર પછી ભાન આવ્યું ત્યારે ફરમાવ્યું : શું લોકો નમાઝ પઢી ચૂકયા ? અમે કહ્યું : ના, યા રસૂલલ્લાહ ! તેઓ આપની રાહ જુએ છે. ફરમાવ્યું : ટબમાં



મારા માટે પાણી મૂકો. અમે હુકમનું પાલન કર્યું. આપે ગુસ્લ કર્યું, પરંતુ ઉઠવા જતા હતા કે બેભાન થઈ ગયા. થોડીવાર પછી જ્યારે ભાન આવ્યું ત્યારે ફરમાવ્યું : શું લોકોએ નમાઝ પઢી લીધી ? અમે કહ્યું : નહીં, યા રસુલલ્લાહ ! તેઓ આપની રાહ જુએ છે. આપે કહ્યું : મારા માટે ટબમાં પાણી મૂકો. પછી આપ બેઠા. ગુસ્લ કર્યું. પછી ઉભા થવા જતાં બેભાન થઈને પડી ગયા. થોડી વાર પછી જ્યારે ભાન આવ્યું ત્યારે ફરમાવ્યું : શું લોકોએ નમાઝ પઢી લીધી ? અમે કહ્યું : ના, યા રસુલલ્લાહ ! તેઓ આપની રાહ જુએ છે અને ખરેખર તે વખતે માણસો હુઝૂરના ઈન્તેઝારમાં મસ્જિદમાં ભરાઈને બેઠા હતા અને ઈશાની નમાઝનો ઈન્તેઝાર કરતા હતા. નાછુટકે હુઝૂરે હઝરત અબૂબક્રને કહેવડાવ્યું કે લોકોને નમાઝ પઢાવી દો. સંદેશ પહોંચાડનારાએ જ્યારે હઝરત અબૂબક્રને જઈને કહ્યું કે રસુલુલ્લાહ (સલ.) આપને ઈમામત કરવાનો હુકમ આપે છે, તો જો કે અબૂબક્ર નરમ દિલના માણસ હતા એટલે તેઓ હઝરત ઉમરને કહેવા લાગ્યા કે તમે લોકોને નમાઝ પઢાવી દો. હઝરત ઉમર (રદિ.) બોલ્યા : તમે મારાથી વધુ એના હકદાર છો. છેવટે તે દિવસોમાં હઝરત અબૂબક્ર (રદિ.)એ નમાઝ પઢાવી. પછી હુઝૂર (સલ.)ને બીમારીમાં કંઈક રાહત માલૂમ પડી એટલે બે માણસોના ટેકાથી આપ ઝુહરની નમાઝ માટે બહાર નીકળ્યા. તેમાંના એક હઝરત અબ્બાસ હતા. તે વખતે અબૂબક્ર નમાઝ પઢાવી રહ્યા હતા. જ્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ હુઝૂર (સલ.)ને જોયા ત્યારે પાછળ હઠવા લાગ્યા, પરંતુ હુઝૂર (સલ.)એ ઈશારો કર્યો કે, પાછળ ન હઠો. આપે તે બંને માણસોને કહ્યું કે, મને અબૂબક્રની પાસે બેસાડી દો. તે બંનેએ હુઝૂરને હઝરત અબૂબક્રની પાસે બેસાડી દીધા. એટલે હઝરત અબૂબક્ર તો હુઝૂરની નમાઝની ઈકિતદા કરવા લાગ્યા અને બીજા મુકતદીઓ હઝરત અબૂબક્રની નમાઝની ઈકિતદા કરતા હતા. હુઝૂર તે વખતે બેઠા હતા. રાવી કહે છે કે, મેં હઝરત ઈબ્ને અબ્બાસને કહ્યું કે, હું હુઝૂર (સલ.)ની બીમારી અંગે જે હદીસ હઝરત આઈશાએ બયાન કરી છે તે તમને કહું ? તેમણે કહ્યું : લાવો (કહો), જેથી મેં આ હદીસ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને સંભળાવી ત્યારે તેમણે આ હદીસમાંથી કોઈ વાતનો ઈનકાર ન કર્યો. માત્ર એટલું કહ્યું કે, શું હઝરત આઈશાએ તે બીજા માણસનું પણ નામ લીધું હતું, જે હઝરત અબ્બાસ (રદિ.)ની સાથે હતા ? મેં કહ્યું : તે અલી (રદિ.) હતા.

(૧૭૩/૭૪૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.)એ ઘરમાં નમાઝ પઢી. જો કે આપને કંઈક મજબૂરી હતી એટલે બેસીને નમાઝ પઢી રહ્યા

હતા. બીજા લોકો આપની પાછળ ઉભા રહીને નમાઝ પઢતા હતા. આપે તેમની તરફ ઈશારો કર્યો કે બેસી જાઓ. જ્યારે નમાઝ પઢી ચુકયા ત્યારે ફરમાવ્યું : ઈમામ તો માત્ર એટલા માટે મુકર્રર કરવામાં આવ્યો છે કે તેનું અનુકરણ કરવામાં આવે. એટલે જ્યારે તે રૂકૂઅ કરે ત્યારે તમે પણ રૂકૂઅ કરો જ્યારે તે રૂકૂઅમાંથી શિર ઉઠાવે ત્યારે તમે પણ શિર ઉઠાવો. જ્યારે તે 'સમિઅલ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'રબ્બના વ લકલ હમ્દ' કહો અને જો ઈમામ બેસીને નમાઝ પઢે તો તમે બધા પણ બેસીને પઢો.

(૧૭૪/૭૫૦) અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.) ઘોડા પર સવાર થયા, પરંતુ (સંજોગવશાત) પડી ગયા અને આપની જમણી બાજુ છોલાય ગઈ એટલે આપે બેસીને જ નમાઝ પઢી અને અમે પણ આપની પાછળ બેસીને નમાઝ પઢી. નમાઝથી પરવાર્યા પછી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઈમામ માત્ર એટલા માટે મુકર્રર થયો છે કે, તેનું અનુકરણ કરવામાં આવે. એટલે જો ઈમામ ઉભો થઈને નમાઝ પઢે તો તમે પણ ઉભા થઈને નમાઝ પઢો. જે વખતે તે રૂકૂઅ કરે તે વખતે તમે પણ રૂકૂઅ કરો. તે શિર ઉઠાવે તો તમે પણ શિર ઉઠાવો. તે 'સમિઅલ્લાહુ લિમન હમિદહ' કહે તો 'રબ્બના વ લકલ હમ્દ' કહો. જો ઈમામ બેસીને નમાઝ પઢે તો તમે બધા પણ બેસીને નમાઝ પઢો. ઈમામ બુખારી કહે છે કે, હઝરત હુમૈદે (બુખારીના ઉસ્તાદે) બયાન કર્યું હતું કે, હુઝૂરે જે એમ ફરમાવ્યું કે 'જે વખતે ઈમામ બેસીને પઢે ત્યારે તમે પણ બેસીને પઢો.' એ હુઝૂર (સલ.)ની જૂની બીમારીનો હુકમ છે, ત્યાર પછી (જીવલેણ બીમારીમાં) હુઝૂરે બેસીને નમાઝ પઢી હતી અને મુક્તદીઓ આપની પાછળ ઉભા હતા. આપ તેમને બેસવાનો હુકમ આપતા ન હતા અને હુઝૂર (સલ.)નું છેલ્લું કામ (અથવા કથન જ) અમલને વાજિબ ઠેરવે છે.

## ઈમામની પાછળ મુક્તદી કઈ વખતે સજદો કરે ? :

(૧૭૫/૭૫૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)નું ફરમાન છે કે, જ્યારે ઈમામ સજદો કરે ત્યારે તમે પણ સજદો કરો.

(૧૭૬/૭૫૨) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, સમિઅલ્લાહુ લિમન હમિદહ કહ્યા પછી હુઝૂર (સલ.) જ્યાં સુધી સજદામાં પહોંચી જતા ન હતા ત્યાં સુધી અમારામાંથી કોઈ માણસ પોતાની પીઠ ઝુકાવતો ન હતો.

## જે માણસ ઈમામની પહેલાં (રૂકૂઅ અને સજદામાંથી) શિર ઉઠાવે (તો તેના પર કેટલો ગુનોહ છે ?) :

(૧૭૭/૭૫૩) હઝરત અબૂ હુરૈરા



(રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું તમારામાંથી કોઈને એ વાતનો ભય નથી કે, જો તે ઈમામ પહેલાં (રૂકૂઅ અને સજદામાંથી) શિર ઉઠાવશે તો ખુદા તેના શિરને ગધેડાના શિરની જેમ બનાવી દેશે અથવા તેની શિકલ ગધેડાના શિકલની જેવી બનાવી દેશે.

## ગુલામ અને આઝાદ બનેલાની ઈમામતનું બયાન :

**હઝરત આઈશા (રદિ.)ની ઈમામત તેમનો ગુલામ ઝકવાન કુર્આનમાંથી જોઈ જોઈને કરતો હતો (કિંવા કુર્આનમાં જોઈ જોઈને પઢતો હતો અથવા પહેલેથી કુર્આનમાં જોઈને યાદ કરી લેતો હતો અને નમાઝ એમ જ પઢાવતો હતો) હરામનો છોકરો (વ્યભિચારથી થયેલો), આદિવાસી અને નાબાલિગ (પુખ્ત વયનો ન હોય તે) છોકરાની ઈમામત જાઈઝ છે. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)ની હદીસ છે કે, જે સૌથી મોટો કારી હોય તે લોકોની ઈમામત કરે. ગુલામને કોઈ શરઈ ઉઝર વગર ઈમામત કરવાથી રોકી શકાતો નથી.**

(૧૭૮/૭૫૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે નબી (સલ.)ની હિજરત પહેલાં પ્રથમ મુહાજિરો હિજરત કરીને મક્કાથી મદીના આવ્યા અને 'ઉસબા' (કુબામાં મદીનાની નજીક એક જગ્યાનું નામ છે)માં આવીને રહ્યા ત્યારે તેમની ઈમામત અબૂ હુઝયફા (રદિ.)નો આઝાદ કરેલો સાલિમ નામે ગુલામ કરતો હતો. કારણ કે, સાલિમ જ તે બધામાં કુર્આનનો વધુ પઢનાર હતો.

(૧૭૯/૭૫૫) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : (અમીરનો હુકમ) સાંભળો અને તેની વાતને માનો, ભલેને તમારા ઉપર એવા હબસીને સરદાર બનાવી દેવામાં આવે જેનું માથું કાળી દ્રાક્ષની જેવું હોય.

## જો ઈમામ નમાઝમાં કોઈ કસૂર કરે અને મુક્તદી ન કરે (તો શું હુકમ છે ?) :

(૧૮૦/૭૫૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારા ઈમામ તમારા માટે નમાઝ પઢાવશે. જો બરાબર નમાઝ પઢાવશે તો તમને પણ નમાઝનો સવાબ મળશે અને તેમને પણ, અને કસૂર કરશે તો તમને સવાબ મળશે અને તેમને અઝાબ.

## ફિત્નાખોર અને બિદઅતી માણસની પાછળ નમાઝ પઢવાનો શું હુકમ છે ?

(૧૭૮/૭૫૪) કુર્આનમાં જોઈ યાદ કરી લઈને નમાઝ પઢાવવી જાઈઝ છે, કુર્આનમાં જોઈ નમાઝ પઢાવવી જાઈઝ નથી.

**હઝરત હસન બસરી કહે છે : બિદઅતીની પાછળ નમાઝ પઢી લો. તેની બિદઅતનો ભાર તેના જ માથા પર રહેશે.**

(૧૮૧/૭૫૭) હઝરત ઉબૈદુલ્લાહ ઈબ્ને અદી હઝરત ઉસ્માન ઈબ્ને અફફાન (રદિ.)ની સેવામાં હાજર થયા. તે વખતે હઝરત ઉસ્માન (બળવાખોરોમાં) ઘેરાયેલા હતા. ઉબૈદુલ્લાહ બોલ્યા : લોકોના ઈમામ તો આપ છો, પરંતુ અત્યારે આપ જોઈ રહ્યા છો કે આપના ઉપર કેવી મુસીબત ઉતરી પડી છે અને ફિત્નાખોરો (બળવાખોરો)નો ઈમામ અમને નમાઝ પઢાવે છે અને અમે ગુનેહગાર બનીએ છીએ. તેમણે કહ્યું : નમાઝ બધા અમલોમાં શ્રેષ્ઠ અમલ છે. જે વખતે લોકો નેક કામ (જમાઅત સાથે નમાઝ)માં મશગૂલ હોય ત્યારે તમે પણ તેમની સાથે તે કામમાં શામિલ થઈ જાઓ. હા, જો તે ખરાબ કામ (બગાવત, ફિત્નોફસાદ) કરવા લાગે તો તમે તેનાથી અલગ રહો, (તમારી નમાઝ થઈ જશે.) ઈમામ ઝુહરી કહે છે કે, છેલ્લી કક્ષાની મજબૂરી વગર અમે હિજડા પાછળ નમાઝ પઢવાનું પસંદ કરતા નથી.

(૧૮૨/૭૫૮) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ હઝરત અબૂઝર (રદિ.)ને કહ્યું હતું : (હાકિમની) વાત સાંભળો અને (તેના હુકમને) માનો. ભલેને તમારા ઉપર એવો હબસી ગુલામ સરદાર હોય, જેનું માથું કાળી દ્રાક્ષના જેવું હોય.

**મુક્તદી ઈમામની જમણી બાજુએ બરાબર ઉભો રહે. ભલેને બે (માણસો-ઈમામ અને મુક્તદી) હોય :**

(૧૮૩/૭૫૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું મારી માસી (ઉમ્મુલ મુઅમિનીન) હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઈશાની નમાઝ પઢીને અંદર આવ્યા ત્યારે ચાર રકઅત નમાઝ પઢીને આપ સૂઈ ગયા. (પાછલી રાત્રે) ફરી ઉઠીને (નમાઝ માટે) ઉભા થઈ ગયા. હું પણ ઉઠીને આપની ડાબી બાજુએ ઉભો થઈ ગયો. આપે મને જમણી બાજુએ લઈ લીધો અને પહેલાં પાંચ રકઅતો પઢી, પછી બે રકઅતો પઢી. ત્યાર પછી સૂઈ ગયા. અહીં સુધી કે મને આપના નસ્કોરાં બોલાવવાનો અવાજ સંભળાવા લાગ્યો. તે પછી (ફજ્ર વખતે ફજ્રની) નમાઝ માટે બહાર નીકળ્યા.

**જો કોઈ માણસ ઈમામની ડાબી બાજુએ ઉભો હોય અને ઈમામ તેને જમણી બાજુએ લઈ લે તો બંનેમાંથી કોઈની નમાઝ તૂટતી નથી.**

(૧૮૪/૭૬૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું મારી માસી હઝરત મયમૂના (રદિ.) પાસે સૂઈ રહ્યો હતો. તે રાત્રે નબી (સલ.) પણ ત્યાં હતા. (મેં જોયું કે) હુઝૂર (સલ.) વુઝૂ કરીને નમાઝ પઢવા ઉભા થઈ ગયા. હું પણ આપની ડાબી બાજુએ જઈને ઉભો થઈ ગયો. આપે મને પકડીને જમણી બાજુ લઈ લીધો અને તેર રકઅતો પઢયા, પછી (નમાઝમાંથી પરવારીને) સૂઈ ગયા. અહીં સુધી કે નસ્કોરાં બોલાવવા લાગ્યા. આપની આદત હતી કે, ઉંઘમાં નસ્કોરાં બોલાવતા હતા. (સવારે) આપની પાસે મુઅઝ્ઝિન આવ્યો અને આપ બહાર નીકળ્યા અને નવું વુઝૂ કર્યા વગર હુઝૂર (સલ.)એ (ફજ્રની) નમાઝ પઢી.

**જો ઈમામે પહેલેથી ઈમામતની નિય્યત ન કરી હોય અને લોકો આવીને પાછળ ઉભા થઈ જાય અને ઈમામ તેમની ઈમામત કરવા લાગે (તો શું હુકમ છે ?)**

(૧૮૫/૭૬૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું મારી માસી મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો. મેં જોયું કે, રસૂલુલ્લાહ (સલ.)એ કંઈક રાત્રે ઉઠીને નમાઝ પઢવાનું શરૂ કરી દીધું. હું પણ નમાઝ માટે ઉઠયો અને આપની ડાબી બાજુએ ઉભો થઈ ગયો. હુઝૂરે મારું માથું પકડીને મને જમણી બાજુએ ઉભો કરી દીધો.

**જો ઈમામ કિર્અતને વધારે લાંબી કરે અને મુક્તદીને કંઈ કામ હોય તો જમાઅતથી અલગ થઈને એકલો નમાઝ પઢી લે.**

(૧૮૬/૭૬૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.)નો નિયમ હતો કે ઈશાની નમાઝમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે શામિલ રહેતા હતા, પછી ત્યાંથી પાછા ફરીને પોતાની કોમની ઈમામત કરતા હતા.

(૧૮૭/૭૬૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) ઈશાની નમાઝ રસૂલુલ્લાહ (સલ.)ની સાથે પઢતા હતા, પછી પાછા ફરીને પોતાની કોમની ઈમામત કરતા હતા. (એક વાર) હઝરત મુઆઝે ઈશાની નમાઝ પઢી તો તેમાં સૂરએ બકરહ પઢવાનું શરૂ કરી દીધું. જેના લઈને એક માણસ અલગ નમાઝ પઢીને ચાલ્યો ગયો. મુઆઝ (રદિ.)ને એનાથી દુઃખ થતું હતું. (એટલે તે માણસને મુનાફિક વગેરે કહેતા હતા.) હુઝૂર (સલ.)ને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે આપે ફરમાવ્યું : (મુઆઝ, શું તમે) ફિત્નાખોર (છો ?) આ શબ્દ હુઝૂરે ત્રણવાર ઉચ્ચાર્યો. પછી હુઝૂરે હઝરત મુઆઝને વચ્ચેની સૂરતોમાંથી બે સૂરતો પઢવાનો હુકમ આપ્યો. અમ્ર (રાવી) કહે છે : મને તે બંને સૂરતો યાદ રહી નથી (કે કઈ હતી).

**ઈમામ 'કિયામ'ની હાલતમાં હળવી કિર્અત પઢે અને રૂકૂઅ અને સજદો સંપૂર્ણપણે કરે :**

(૧૮૮/૭૬૪) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે કે, એક માણસે પવિત્ર સેવામાં હાજર થઈને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ, હું ફલાણા માણસના કારણે ફજ્રની નમાઝમાં શામિલ થતો નથી. કારણ કે, તે કિર્અત ઘણી લાંબી પઢે છે. આ સાંભળીને હુઝૂર તે દિવસે જેટલા ગુસ્સે ભરાયા તેટલા ગુસ્સામાં મેં કદી આપને વઅઝ કરતી વખતે જોયા ન હતા. પછી ફરમાવ્યું કે, તમારામાંથી અમુક માણસો (મુસલમાનોમાં નમાઝ પ્રત્યે) નફરત જન્માવે છે. જો કોઈ માણસ લોકોને નમાઝ પઢાવે તો યોગ્ય છે કે, ટૂંકમાં પતાવે. કારણ કે, જમાઅતમાં કમજોર, વૃદ્ધ અને કામકાજવાળા (બધા જ પ્રકારના માણસો) હોય છે.

**જો માણસ એકલો નમાઝ પઢી રહ્યો હોય તો જેટલું લાંબું પઢવા માગે તેટલું પઢે :**

(૧૮૯/૭૬૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઈ માણસ લોકોને નમાઝ પઢાવે તો હળવી નમાઝ પઢાવે. કારણ કે, તેમનામાં કમજોર, બીમાર અને વૃદ્ધ (બધા જ પ્રકારના માણસો) હોય છે. (હા,) જો એકલો પઢી રહ્યો હોય તો જેટલું લાંબું પઢવા માંગે તેટલું પઢી શકે છે.

**જો ઈમામ કિર્અત લાંબી કરે તો તે અંગેની ફરિયાદ જાઈઝ છે. અબૂ ઉસૈદે (પોતાના પુત્રને) કહ્યું હતું : બેટા, તેં તો અમારી નમાઝ ઘણી લાંબી કરી દીધી.**

(૧૯૦/૭૬૬) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! ફલાણો માણસ નમાઝને લંબાવે છે એટલે હું ફજ્રની જમાઅતમાં હાજર રહેતો નથી. આ સાંભળતા જ હુઝૂર (સલ.) તે દિવસે જેટલા ગુસ્સે થયા તેટલા ગુસ્સામાં મેં હુઝૂરને કોઈ વઅઝ વખતે જોયા નથી. આપે ફરમાવ્યું : લોકો તમારામાંથી અમુક લોકો (મુસલમાનોમાં નમાઝ પ્રત્યે) નફરત જન્માવે છે. જો તમારામાંથી કોઈ માણસ લોકોને નમાઝ પઢાવે તો યોગ્ય છે કે નમાઝમાં ટૂંકાણ કરે. કારણ કે, તેની પાછળ કમજોર, વૃદ્ધ અને કામકાજવાળા (બધા જ પ્રકારના લોકો) હોય છે.

(૧૯૧/૭૬૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : એક વાર એક માણસ બે પાણી ભરેલાં ઊંટો (ખેતરથી ઘર તરફ પાછો) લાવી રહ્યો હતો. તે વખતે ખૂબ અંધારું થઈ ગયું હતું. રસ્તામાં હઝરત મુઆઝ (રદિ.)ને નમાઝ પઢતા જોયા. એટલે ઊંટોને (તો એક બાજુએ) બેસાડી દીધાં અને પોતે હઝરત મુઆઝ તરફ નમાઝમાં ભાગ લેવાના ઈરાદાથી આવ્યો. મુઆઝ (રદિ.)એ સૂરએ



બકરહ યા સૂરએ નિસાઅ પઢવાની શરૂ કરી. તે માણસ એમ જ ચાલ્યો ગયો. (પાછળથી) તેને ખબર પડી કે હઝરત મુઆઝને તેની આ વર્તણુંક નાપસંદ પડી. એટલે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને તેણે મુઆઝની ફરિયાદ કરી. હુઝૂરે હઝરત મુઆઝને કહ્યું : 'મુઆઝ, શું તમે ફિત્નાખોરી કરો છો ?' આ શબ્દ હુઝૂરે ત્રણવાર કહ્યો. તમે સૂરએ 'સબ્બિહિસ્મ રબ્બિકલ અઅલા', 'વ શશ્મ્સિ વ દુહાહા' અને 'વ લ્લયલિ ઈઝા યગશા' કેમ ન પઢી ? તમારી પાછળ નમાઝમાં વૃદ્ધ, કમજોર અને ઝરૂરિયાતવાળા (બધા જ) હોય છે. (બધાનો જ ખ્યાલ કરવો ઝરૂરી છે.) એક રિવાયતમાં આવ્યું છે કે, મુઆઝે ઈશાની નમાઝમાં પણ સૂરએ બકરહ શરૂ કરી હતી.

**ટૂંકી નમાઝ પઢવી અને પૂરી પઢવી :**

(૧૯૨/૭૬૮) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) નમાઝ ટૂંકી પઢતા હતા, અને પૂરી પઢતા હતા. (દરેક રૂકનને સંપૂર્ણપણે અદા કરતા હતા.)

**(જો કોઈ મુક્તદીનું) બાળક રડવા લાગે તો ઈમામ નમાઝમાં ટૂંકાણ કરે :**

(૧૯૩/૭૬૯) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું નમાઝ પઢવા ઉભો થાઉં છું અને ઈચ્છું છું કે લાંબી કિર્અત પઢું, પરંતુ બાળકના રડવાનો અવાજ સાંભળું છું તો નમાઝ ટૂંકાવી દઉં છું. કારણ કે, તેની માંને તકલીફ પહોંચાડવાને હું ખરાબ ગણું છું.

(૧૯૪/૭૭૦) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : મેં નબીએ કરીમ (સલ.)થી વધુ કોઈ ઈમામ પાછળ ટૂંકી અને સંપૂર્ણ નમાઝ પઢી નથી. જ્યારે હુઝૂર (સલ.) કોઈ બાળકના રડવાનો અવાજ સાંભળતા હતા ત્યારે નમાઝ ટૂંકાવી દેતા હતા, જેથી તેની માંને તકલીફ ન પહોંચે.

(૧૯૫/૭૭૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું નમાઝ પઢવાનું શરૂ કરું છું અને ઈચ્છું છું કે લાંબી નમાઝ પઢું, પરંતુ બાળકના રડવાનો અવાજ સાંભળું છું ત્યારે નમાઝ ટૂંકાવી દઉં છું. કારણ કે, હું જાણું છું કે માંને પોતાના બાળકના રડવાથી કેટલું દુઃખ થાય છે. મુહમ્મદ ઈબ્ને બશ્શારની રિવાયતના સિલસિલાથી પણ હઝરત અનસથી આ જ હદીસ રિવાયત કરવામાં આવી છે.

**જો કોઈ માણસ (પહેલાં) એકલો નમાઝ પઢી લે. પછી તે જ નમાઝમાં લોકોની ઈમામત કરે તો જાઈઝ છે :**

(૧૯૬/૭૭૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હઝરત મુઆઝ હુઝૂર (સલ.) સાથે નમાઝ પઢતા હતા. પછી પોતાની કોમ પાસે જઈને તેમને (તે જ) નમાઝ પઢાવતા હતા.

(૧૯૬/૭૭૨) આ હદીસ મન્સૂખ છે. હનફી પંથ અનુસાર જે માણસે ફર્ઝ નમાઝ પઢી લીધી હોય તેની પાછળ ફર્ઝ નમાઝ પઢવી દુરુસ્ત નથી.

**જેણે ઈમામની તકબીર લોકોને સંભળાવી :**

(૧૯૭/૭૭૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) જ્યારે જીવલેણ બીમારીમાં સપડાયા (અને બહાર જઈ શકયા નહીં) ત્યારે હઝરત બિલાલ (રદિ.) નમાઝની ખબર દેવા માટે આવ્યા. હુઝૂરે ફરમાવ્યું : અબૂબકને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. મેં કહ્યું : અબૂબક નરમ દિલના માણસ છે. આપની જગ્યા ઉપર ઉભા રહેશે તો રડવા લાગશે અને કિર્અત પઢી શકશે નહીં. આપે ફરમાવ્યું : અબૂબકને હુકમ કરો, નમાઝ પઢાવી દે. મેં કહ્યું : અબૂબક નરમ દિલના માણસ છે. આપની જગ્યા પર ઉભા રહેશે તો રડવા લાગશે અને કિર્અત પઢી શકશે નહીં. આપે ફરમાવ્યું : અબૂબકને હુકમ આપી દો, નમાઝ પઢાવી દે. મેં ફરી તે જ શબ્દો ઉચ્ચાર્યા. ત્રીજી અથવા ચોથી વખતે હુઝૂરે ફરમાવ્યું કે, તમે યૂસુફ (અલૈ.)ની સાથેવાળીઓ છો. અબૂબકને કહી દો કે નમાઝ પઢાવે. છેવટે અબૂબક (રદિ.)એ નમાઝ પઢાવી. નબી (સલ.) બે માણસોના સહારે બહાર નીકળ્યા. જાણે મારી આંખોની સામે હજુ સુધી તે દ્રશ્ય છે કે, હુઝૂર (સલ.) ઝમીન પર પગ ઘસડીને જઈ રહ્યા હતા. જ્યારે અબૂબક (રદિ.)એ આપ (સલ.)ને આવતા જોયા ત્યારે જગ્યા પરથી હઠી જવાનો ઈરાદો કર્યો, પરંતુ હુઝૂરે ઈશારાથી જણાવ્યું કે, નમાઝ પઢાવ્યા કરો. નાછુટકે અબૂબક જરા પાછળ હઠી ગયા અને આપ (સલ.)એ તેમની પાસે બેસીને નમાઝ પઢી અને સિદ્દીકે અકબર (રદિ.) આપની તકબીર લોકોને ઉંચા સાદે સંભળાવતા હતા.

**જો એક માણસ ઈમામની પાછળ નમાઝની નિય્યત કરે અને બાકીના લોકો તે મુક્તદીની પાછળ નમાઝ પઢવાની નિય્યત કરે તો જાઇઝ છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે લોકો મારી ઈક્તિદા કરો અને જેઓ તમારી પાછળ છે તેઓ તમારી ઈક્તિદા કરે.**

(૧૯૮/૭૭૪) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂરે અકરમ (સલ.)ની બીમારી વધી ગઈ (અને બહાર જઈ શકયા નહીં) ત્યારે હઝરત બિલાલ (રદિ.) આપની સેવામાં નમાઝની ખબર દેવા માટે હાજર થયા. હુઝૂરે ફરમાવ્યું : અબૂબકને હુકમ કરો, લોકોને નમાઝ પઢાવે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! અબૂબક નરમ દિલના માણસ છે. જ્યારે આપની જગ્યા ઉપર ઉભા રહેશે ત્યારે લોકોને (કિર્અત) સંભળાવી શકશે નહીં. જો હુઝૂર ઉમરને હુકમ કરત (તો યોગ્ય હતું). આપે કહ્યું : અબૂબકને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. હફસાને પણ મેં એમ જ કહ્યું કે તમે પણ કહી દો કે, અબૂબક નરમ દિલના માણસ છે. આપની જગ્યા ઉપર



ઉભા રહેશે તો કંઈ સંભળાવી શકશે નહીં. જો આપ ઉમરને હુકમ કરત (તો યોગ્ય હતું.) આપે ફરમાવ્યું : બેશક, તમે યૂસુફ (અલૈ.)ની સાથેવાળીઓ છો. અબૂબકને હુકમ કરો, લોકોને નમાઝ પઢાવે. છેવટે હઝરત અબૂબક (રદિ.)એ નમાઝ શરૂ કરી દીધી. એવામાં હુઝૂરને પોતાની તબીઅત કંઈક સારી થઈ હોય એવું લાગ્યું અને ઉઠીને બે માણસોના સહારે ચાલ્યા. તે વખતે આપના પગ ઝમીન ઉપર ઘસડાઈ રહ્યા હતા. જ્યારે હુઝૂર (સલ.) મસ્જિદમાં દાખલ થઈ ગયા અને હઝરત અબૂબક (રદિ.)ને આપના આગમનની અનુભૂતિ થઈ તો પાછળ હઠી જવાનો ઈરાદો કર્યો, પરંતુ હુઝૂરે ઈશારાથી તેમને રોકી લીધા અને પોતે જઈને અબૂબક (રદિ.)ની ડાબી બાજુએ બેસી ગયા. તે વખતે અબૂબક ઉભા થઈને નમાઝ પઢી રહ્યા હતા અને હુઝૂરે અકદસ (સલ.) બેસીને. અબૂબક હુઝૂરની નમાઝની ઈક્તિદા કરતા હતા અને બીજા માણસો અબૂબકની નમાઝની.

**જો ઈમામને નમાઝમાં શંકા પેદા થાય તો શું મુક્તદીઓની વાત માન્ય રાખે ?**

(૧૯૯/૭૭૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (ઝુહરની નમાઝમાં) માત્ર બે રકઅત જ પઢીને ઉભા થઈ ગયા. હઝરત ઝુલયદૈન (રદિ.)એ કહ્યું કે યા રસૂલલ્લાહ ! શું નમાઝ ઓછી થઈ ગઈ છે યા હુઝૂર ભૂલી ગયા છે ? હુઝૂર (સલ.)એ (સહાબીઓને સંબોધીને) કહ્યું : શું ઝુલયદૈન સાચું કહે છે ? સહાબીઓએ કહ્યું : જી હા. (હુઝૂરે બે રકઅતો જ પઢી છે) (આ સાંભળતા જ) હુઝૂર ઉભા થઈ ગયા. બીજી બે રકઅતો પઢીને સલામ ફેરવી, પછી તકબીર કહીને સાધારણ અથવા સાધારણથી કંઈક લાંબો સજદો કર્યો.

(૨૦૦/૭૭૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.)એ ઝુહરની બે રકઅતો પઢી. કહેવામાં આવ્યું કે, હુઝૂરે માત્ર બે જ રકઅતો પઢી છે. (આ સાંભળીને) આપે બીજી બે રકઅતો પઢીને સલામ ફેરવી અને બે સજદા કર્યા.

**જો નમાઝમાં ઈમામ રડવા લાગે (તો નમાઝ તૂટતી નથી.) અબ્દુલ્લાહ ઈબ્ને શદ્દાદ કહે છે : (એક વાર) હું પાછળની સફમાં હતો અને હઝરત ઉમર (રદિ.) આ આયત 'ઈન્નમા અશ્કુ બસ્સી વ હુઝ્ની ઈલલ્લાહિ' પઢતાં રડી રહ્યા હતા.**

(૨૦૧/૭૭૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ બીમારીની હાલતમાં ફરમાવ્યું : અબૂબકને હુકમ કરો કે લોકોને નમાઝ પઢાવે. મેં કહ્યું : અબૂબક જ્યારે તમારી જગ્યા પર ઉભા રહેશે ત્યારે રડવાના કારણે લોકોને (કિર્અત) સંભળાવી શકશે નહીં.

આપ ઉમરને હુકમ કરો કે, તેઓ નમાઝ પઢાવે. આપે ફરી ફરમાવ્યું : અબૂબક્રને હુકમ કરો કે તે લોકોને નમાઝ પઢાવે. મેં હફસાને કહ્યું : તમે કહો કે, અબૂબક્રને આપની જગ્યા ઉપર ઉભા રહીને રડવાના કારણે લોકોને (કિર્અત) સંભળાવી શકશે નહીં. આપ હઝરત ઉમરને હુકમ કરો કે તે લોકોને નમાઝ પઢાવે. હઝરત હફસાએ મારી વાત માન્ય રાખી (અને હુઝૂરને કહ્યું.) જેના લઈને હુઝૂરે (નારાજ થઈને) ફરમાવ્યું : ચુપ રહો, તમે યૂસુફ (અલૈ.)ની સાથેવાળીઓ છો. અબૂબક્રને હુકમ કરો, તે જ લોકોને નમાઝ પઢાવે. (આ સાંભળીને) હફસાએ મને કહ્યું : તમારાથી મને કદી ભલાઈ પહોંચી શકતી નથી.

**તકબીર કહેતી વખતે અને તે પછી સફોને બરાબર કરવી (જાઇઝ છે) :**

(૨૦૨/૭૭૮) હઝરત નુઅમાન ઈબ્ને બશીર (રદિ.) કહે છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : સફો સરખી કરી લો, નહીં તો ખુદા તઆલા તમારા (દિલોમાં) અંદરોઅંદર મતભેદો ઉભા કરશે.

(૨૦૩/૭૭૯) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સફો સરખી કરી લો. કારણ કે, હું પીઠ પાછળથી પણ જોઉં છું.

**ઇમામે સફો સરખી કરતી વખતે લોકો તરફ ધ્યાન આપવું જોઇએ :**

(૨૦૪/૭૮૦) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) નમાઝની તકબીર થઈ અને રસૂલુલ્લાહ (સલ.)એ અમારા તરફ જોઈને ફરમાવ્યું : સફો સીધી કરી લો અને પરસ્પર એકબીજાને મળી જાઓ. કારણ કે, હું તમને મારી પીઠ પાછળથી પણ જોઈ લઉં છું.

**પહેલી સફ (માં નમાઝ પઢવાની ફઝીલત) :**

(૨૦૫/૭૮૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શહીદો (ચાર પકારના છે.) ૧. ડૂબીને મરણ પામનાર, ૨. કોલેરાની બીમારીમાં મરનાર, ૩. પ્લેગમાં મરનાર, ૪. દીવાલ વગેરે નીચે દબાઈને મરનાર, ત્યાર પછી હુઝૂરે ફરમાવ્યું : જો લોકોને ખબર હોત કે, શરૂ વખતમાં ઝુહરની નમાઝ પઢવામાં કેટલો સવાબ છે તો જરૂર જલદી જલદી નમાઝ માટે આવત અને જો લોકો એ વાતથી માહિતગાર હોત કે ઈશા અને ફજ્રની જમાઅતોમાં કેટલો સવાબ છે તો ઘસડાઈને પણ જરૂર આવીને શામિલ થાત અને જો એ વાતના જાણકાર હોત કે, જમાઅતની પહેલી સફમાં નમાઝ પઢવાનો કેટલો સવાબ છે તો પહેલી સફમાં ઉભા રહેવા માટે પરસ્પર ચિઠ્ઠી ખેંચત.

**સફ સીધી કરવાથી નમાઝ પરિપૂર્ણ થાય છે :**



(૨૦૬/૭૮૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઈમામ માત્ર એટલા માટે મુકર્રર કરવામાં આવ્યો છે કે તેનું અનુકરણ કરવામાં આવે. એટલે તમે લોકો (નમાઝમાં) ઈમામ સાથે મતભેદો ઉભા ન કરો. ઈમામ જ્યારે રૂકૂઅ કરે ત્યારે તમે પણ રૂકૂઅ કરો. જે વખતે ઈમામ 'સમિઅલ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'રબ્બના લકલ હમ્દ' કહો. જ્યારે તે સજદો કરે ત્યારે તમે પણ સજદો કરો. જ્યારે તે બેસીને નમાઝ પઢે ત્યારે તમે બધા પણ બેસીને નમાઝ પઢો અને નમાઝમાં સફો સીધી કરી લો. કારણ કે, સફ સીધી કરવાથી નમાઝમાં ખૂબસુરતી પેદા થાય છે.

(૨૦૭/૭૮૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારી સફો સરખી કરી લો. કારણ કે, સફોને સરખી કરવી નમાઝની પરિપૂર્ણતા છે.

**જો સફ સરખી કરવામાં ન આવે તો શું ગુનોહ છે ?**

(૨૦૮/૭૮૪) હઝરત બુશૈર ઈબ્ને યસાર અન્સારી કહે છે કે, (એક વાર) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) (બસરાથી) મદીના આવ્યા. તેમને કહેવામાં આવ્યું કે, રસુલુલ્લાહ (સલ.)ના સમયથી તમને અમારા અમલોમાં કઈ કઈ વસ્તુ નાપસંદ છે ? તેમણે કહ્યું : (રસૂલુલ્લાહ (સલ.)ના સમયથી અત્યાર સુધી) મને તમારા અમલોમાંથી કોઈ વાત નાપસંદ નથી, માત્ર એટલી વાત છે કે, તમે સફો સીધી કરતા નથી.

**સફમાં ખભાથી ખભો અને પગથી પગ મેળવવો જોઈએ :**

(૨૦૯/૭૮૫) હઝરત નુઅમાન ઈબ્ને બશીર (રદિ.) કહે છે કે, મેં મારી જમાઅતમાં એક માણસને જોયો કે તેણે પોતાના પગની ઘુંટી પોતાના સાથીની ઘુંટી સાથે મેળવી હતી.

(૨૧૦/૭૮૬) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સફો સીધી કરી લો. કારણ કે, હું તમને પીઠની પાછળથી પણ જોઈ લઉં છું. હઝરત અનસ કહે છે કે અમારામાંથી દરેક માણસ પોતાનો ખભો બીજાના ખભા સાથે અને પોતાનો પગ બીજાના પગ સાથે મેળવી લેતો હતો.

**જો કોઈ માણસ ઈમામની ડાબી બાજુએ આવીને ઉભો થઈ જાય અને ઈમામ તેને જમણી તરફ લઈ લે તો તેની નમાઝ પૂરી થઈ જાય છે. (તૂટતી નથી)**

(૨૧૧/૭૮૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે મેં હુઝૂર (સલ.) સાથે નમાઝ પઢી અને હુઝૂરની ડાબી બાજુએ જઈને ઉભો થઈ ગયો. આપે મારા માથાને પાછળથી પકડીને મને જમણી બાજુએ લઈ લીધો

અને નમાઝ પઢીને સૂઈ ગયા. જ્યારે મુઅઝ્ઝિન આવ્યો ત્યારે આપ નમાઝ પઢવા ઉભા થયા અને નવું વુઝૂ ન કર્યું.

**જો ઓરત એકલી હોય તો એકલી (સફની પાછળ) ઉભી થઈ જાય, તેને પૂરી સફનો હુકમ છે.**

(૨૧૨/૭૮૮) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, મેં અને એક યતીમે જે અમારા ઘરમાં રહેતો હતો, હુઝૂરની પાછળ નમાઝ પઢી અને મારી માં ઉમ્મે સુલૈમ અમારી પાછળ (નમાઝ પઢી રહ્યાં) હતાં.

**ઈમામની અને મસ્જિદની જમણી બાજુએ ઉભા રહેવાનું બયાન :**

(૨૧૩/૭૮૯) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું રસૂલુલ્લાહ (સલ.)ની ડાબી બાજુએ નમાઝ પઢવા ઉભો થઈ ગયો. આપે મારો હાથ પકડીને મને પોતાની જમણી બાજુએ લઈ લીધો.

**જો ઈમામ અથવા મુક્તદીઓની વચ્ચે કોઈ દીવાલ અથવા આડ હોય (તો મુક્તદીઓની નમાઝ થઈ જાય છે કે નહીં ?)**

**હસન બસરી કહે છે કે, જો તમારી અને ઈમામની વચ્ચે નહેર હોય તો પણ તમારી નમાઝમાં વાંધો નહીં આવે. અબૂ મિજલઝનું કથન છે કે, જ્યારે ઈમામની તકબીર સાંભળી લે ત્યારે તરત ઈકતિદા કરે, ભલેને ઈમામ અને મુક્તદીની વચ્ચે કોઈ રસ્તો અથવા દીવાલ હોય.**

(૨૧૪/૭૯૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રાત્રે હુઝૂર (સલ.) પોતાના કમરામાં નમાઝ પઢતા હતા. કમરાની દીવાલો નાની હતી. (એક રાત્રે) લોકોએ હુઝૂરને (નમાઝ પઢતા) જોઈ લીધા અને ઘણા (લોકો) આપની સાથે નમાઝ પઢવા ઉભા થઈ ગયા. સવાર થઈ ત્યારે લોકોએ એની ચર્ચા કરી. આપ બીજી રાત્રે ઉભા થયા તો લોકો આપની સાથે નમાઝ પઢવા ઉભા થઈ ગયા. બે ત્રણ રાતો સુધી આ પ્રમાણે કરતા રહ્યા, પરંતુ તે પછી હુઝૂર (કમરામાં) બેસી રહ્યા, બહાર નીકળ્યા નહીં. સવાર પડી તો લોકોએ એની ચર્ચા કરી. આપે ફરમાવ્યું : મને ડર લાગ્યો કે, કંઈ રાતની નમાઝ તમારા ઉપર ફર્ઝ ન થઈ જાય.

**રાતની નમાઝનું બયાન :**

(૨૧૫/૭૯૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પાસે એક ચટાઈ હતી, જેને દિવસે હુઝૂર પાથરતા હતા અને રાત્રે તેને (ઉભી કરીને) પરદાની જેમ બનાવી લેતા હતા. (અને આડમાં નમાઝ પઢતા હતા, પરંતુ લોકોએ આપને નમાઝ પઢતા જોઈ લીધા અને) લોકો તે તરફ ભેગા થઈ ગયા અને હુઝૂરની પાછળ સફ બનાવીને (નમાઝ



પઢવા) ઉભા થઈ ગયા.

(૨૧૬/૭૯૨) હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ રમઝાનના મહીનામાં એક ટટ્ટી ઉભી કરી. મારું માનવું છે કે, તે ટટ્ટી ચટાઈની હતી અને તેની અંદર થોડીક રાતો નમાઝ પઢી. સહાબાએ પણ આપની સાથે નમાઝમાં ભાગ લીધો, પરંતુ જ્યારે હુઝૂરને ખબર પડી (કે સહાબાને આ નમાઝ સાથે મુહબ્બત થઈ ગઈ છે) ત્યારે આપ ઘરમાં બેસી રહ્યા. (સવારે) જ્યારે બહાર નીકળ્યા ત્યારે ફરમાવ્યું : મને તમારા ભેગા થઈ જવાની (રાત્રે) ખબર થઈ ગઈ, પરંતુ તમે ઘરોમાં નમાઝ પઢો. કારણ કે, ફર્ઝ નમાઝ સિવાય બીજી નમાઝો ઘરોમાં જ પઢવી માણસ માટે અફઝલ છે.

**નમાઝની શરૂમાં 'અલ્લાહુ અકબર' કહેવું વાજિબ છે :**

(૨૧૭/૭૯૩) હઝરત અનસ (રદિ.) કહે છે : (એક દિવસ) હુઝૂર (સલ.) ઘોડા ઉપર સવાર થયા, (પરંતુ ઘોડા ઉપરથી પડી ગયા) અને આપના જમણા પડખામાં ઉઝરડો થયો. તે દિવસે આપે એક નમાઝ અમને બેસીને પઢાવી અને અમે પણ બેસીને આપની પાછળ નમાઝ પઢી. જ્યારે સલામ ફેરવી ત્યારે ફરમાવ્યું : ઈમામ માત્ર એટલા માટે મુકર્રર કરવામાં આવ્યો છે કે, તેનું અનુકરણ કરવામાં આવે. માટે જો ઈમામ ઉભો થઈને નમાઝ પઢે તો તમે પણ ઉભા થઈને નમાઝ પઢો અને જ્યારે તે રૂકૂઅ કરે ત્યારે તમે પણ રૂકૂઅ કરો અને જ્યારે તે શિર ઉઠાવે ત્યારે તમે પણ શિર ઉઠાવો અને જો તે સજદો કરે તો તમે પણ સજદો કરો અને જ્યારે તે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે 'રબ્બના વ લકલ હમ્દ' કહો.

(૨૧૮/૭૯૪) હઝરત અનસ (રદિ.) કહે છે : (એક દિવસ) હુઝૂર (સલ.) ઘોડા ઉપરથી પડી ગયા અને ઘાયલ થયા, જેથી આપે બેસીને અમને નમાઝ પઢાવી. અમે પણ આપની પાછળ બેસીને નમાઝ પઢી. નમાઝથી પરવારીને આપે ફરમાવ્યું : ઈમામ માત્ર એટલા માટે મુકર્રર કરવામાં આવ્યો છે કે, તેનું અનુકરણ કરવામાં આવે. એટલે ઈમામ જે વખતે 'અલ્લાહુ અકબર' કહે ત્યારે તમે પણ 'અલ્લાહુ અકબર' કહો. જે વખતે તે રૂકૂઅ કરે તે વખતે તમે પણ રૂકૂઅ કરો. જે વખતે તે શિર ઉઠાવે તે વખતે તમે પણ શિર ઉઠાવો. જે વખતે તે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહે તે વખતે તમે 'રબ્બના વ લકલ હમ્દ' કહો અને જ્યારે તે સજદો કરે ત્યારે તમે પણ સજદો કરો.

(૨૧૯/૭૯૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઈમામ માત્ર એટલા માટે મુકર્રર થયો છે કે તેનું અનુકરણ કરવામાં આવે. એટલે ઈમામ જ્યારે તકબીર કહે ત્યારે તમે પણ

તકબીર કહો. તે જ્યારે રૂકૂઅ કરે ત્યારે તમે પણ રૂકૂઅ કરો. જે વખતે તે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'રબ્બના વ લકલ હમ્દુ' કહો. જે વખતે તે સજદો કરે તે વખતે તમે પણ સજદો કરો અને જો તે બેસીને નમાઝ પઢે તો  તમે બધા પણ બેસીને નમાઝ પઢો.

**તકબીરે તહરીમા કહેતી વખતે બરાબર હાથ ઉઠાવવા જોઈએ :**

(૨૨૦/૭૯૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે નમાઝ શરૂ કરતા હતા ત્યારે પોતાના બંને હાથ ખભા સુધી ઉઠાવતા હતા અને જે વખતે રૂકૂઅ માટે 'અલ્લાહુ અકબર' કહેતા અથવા રૂકૂઅમાંથી શિર ઉઠાવતા તે વખતે પણ એવી જ રીતે બંને હાથોને ઉઠાવતા હતા અને રૂકૂઅમાંથી શિર ઉઠાવ્યા પછી કહેતા : 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' 'રબ્બના વ લકલ હમ્દુ' પરંતુ સજદામાં આપ એવું કરતા ન હતા.

**તકબીરે તહરીમા કહેતી વખતે, રૂકૂઅમાં જતી વખતે અને રૂકૂઅમાંથી શિર ઉઠાવતી વખતે 'રફએ યદૈન' કરવું :**

(૨૨૧/૭૯૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મે રસૂલુલ્લાહ (સલ.)ને જોયા. જ્યારે આપ નમાઝ માટે ઉભા થતા ત્યારે એટલી હદ સુધી બન્ને હાથોને ઉઠાવતા હતા કે હાથ ખભાઓની બરાબર થઈ જતા હતા. રૂકૂઅની તકબીર કહેતી વખતે પણ એવું જ કરતા હતા અને જ્યારે રૂકૂઅમાંથી શિર ઉઠાવતા હતા ત્યારે એ જ પ્રમાણે 'રફએ યદૈન' કરતા હતા અને કહેતા હતા : 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' પરંતુ સજદામાં એવું કરતા ન હતા.

(૨૨૨/૭૯૮) હઝરત અબૂ કિલાબા (રદિ.) કહે છે કે, મેં માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.)ને જોયા કે, નમાઝ શરૂ કરતી વખતે 'અલ્લાહુ અકબર' કહેતા હતા અને બંને હાથ ઉઠાવતા હતા. જ્યારે રૂકૂઅમાં જવાનો ઈરાદો કરતા ત્યારે 'રફએ યદૈન' કરતા હતા અને રૂકૂઅમાંથી શિર ઉઠાવતી વખતે પણ 'રફએ યદૈન' કરતા હતા અને બયાન કરતા હતા કે રસૂલુલ્લાહ (સલ.)એ આમ જ કર્યું હતું.

**ક્યાં સુધી હાથ ઉઠાવવા જોઈએ ? અબૂ હુમૈદે પોતાના સાથીઓને કહ્યું હતું કે, રસૂલુલ્લાહે ખભાઓ સુધી હાથ ઉઠાવ્યા છે :**

(૨૨૩/૭૯૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને જોયા. જ્યારે આપે નમાઝની તકબીર શરૂ કરી ત્યારે તકબીર કહેતી વખતે ખભાઓ સુધી હાથ ઉઠાવ્યા.



રૂકૂઅની તકબીર કહેતી  વખતે પણ એમ જ કર્યું અને જ્યારે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહ્યું, ત્યારે એ જ પ્રમાણે કર્યું અને 'રબ્બના વલકલ હમ્દુ'  કહ્યું, પરંતુ હુઝૂર સજદો કરતી વખતે અને સજદામાંથી શિર ઉઠાવતી વખતે આવું કરતા ન હતા.

**જ્યારે બે રકઅત પઢીને ઉભો થાય ત્યારે પણ 'રફએ યદૈન' કરવું જોઈએ :**

(૨૨૪/૮૦૦) હઝરત નાફિઅ કહે છે કે, ઈબ્ને ઉમર (રદિ.) નમાઝ શરૂ કરતી વખતે તકબીર કહેતા હતા અને રફએ યદૈન કરતા હતા. રૂકૂઅ કરતી વખતે પણ રફએ યદૈન કરતા હતા. જે વખતે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહેતા હતા તે વખતે પણ રફએ યદૈન કરતા હતા અને જ્યારે પહેલી બે રકઅત પઢીને ઉભા થતા હતા ત્યારે પણ રફએ યદૈન કરતા હતા. આ હદીસ ઈબ્ને ઉમર (રદિ.)એ મરફૂઅ બયાન કરી છે.

**નમાઝમાં (કિયામની હાલતમાં) જમણા હાથને ડાબા હાથ પર મૂકવાનું બયાન :**

(૨૨૫/૮૦૧) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, (હુઝૂરના સમયમાં) લોકોને હુકમ હતો કે, નમાઝમાં જમણા હાથને ડાબા હાથ ઉપર મૂકે. અબૂ હાઝિમનું બયાન છે કે, હઝરત સહલ આ હદીસની નિસ્બત રસૂલુલ્લાહ તરફ કરતા હતા.

**નમાઝમાં એકાગ્રતા કેળવવી :**

(૨૨૬/૮૦૨) અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું તમે એમ સમજો છો કે મારું મોં તે બાજુએ છે. ખુદાની કસમ, મારાથી તમારો રૂકૂઅ અને સજદો છુપાયેલો રહેતો નથી. હું તમને મારી પીઠ પાછળથી પણ જોઈ લઉં છું.

(૨૨૭/૮૦૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : રૂકૂઅ અને સજદો બરાબર કરો. ખુદાની કસમ, હું તમને રૂકૂઅ અને સજદો કરતી વખતે મારી પાછળથી પણ જોઈ લઉં છું.

**તકબીરે તહરીમા કહ્યા પછી શું પઢવામાં આવે ? :**

(૨૨૮/૮૦૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.), અબૂબક્ર અને ઉમર (રદિ.) 'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન'થી નમાઝ શરૂ કરતા હતા.

(૨૨૯/૮૦૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તકબીરે તહરીમા અને કિર્અત વચ્ચે કંઈક એકાદ પળ માટે ચુપ રહેતા હતા. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ કુરબાન થાય, હુઝૂર તકબીર અને કિર્અતની વચ્ચે ચુપ રહેતી વખતે શું પઢે

છે ? ફરમાવ્યું : હું આ પઢું છું : **'અલ્લાહુમ્મ બાઈદ બયની વ બયન ખતાયાય કમા બાઅદ્ત બયનલ મશ્રિકિ વલ મગરિબિ; અલ્લાહુમ્મ નકિકની મિનલ ખતાયા કમા યુનકક સ્સવ્બુલ અબ્યદુ મિન દનસિ; અલ્લાહુમ્મ ગ્સિલ ખતાયાય બિલ માઈ વસ્સલજિ વલ બરદિ.** (અય અલ્લાહ ! મારા અને મારા ગુનાહો વચ્ચે એટલું અંતર કરી દે જેટલું પૂર્વ અને પશ્ચિમના વચ્ચે તેં અંતર રાખ્યું છે. અય અલ્લાહ ! મને ગુનાહોથી એવો પાક અને સ્વચ્છ કરી દે, જેમ કે સફેદ કપડું મેલથી પાક અને સ્વચ્છ કરવામાં આવે છે. અય અલ્લાહ ! મારા ગુનાહોને પાણી, બરફ અને ઝાકળથી ધોઈ નાખ.)

(૨૩૦/૮૦૬) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) કહે છે કે, (એક વાર) રસૂલુલ્લાહ (સલ.)એ સૂર્યગ્રહણની નમાઝ પઢી. આપ નમાઝ પઢવા ઉભા થયા અને ખૂબ લાંબો કિયામ કર્યો. પછી રૂકૂઅ કર્યો અને ઘણો લાંબો રૂકૂઅ કર્યો. તે પછી મોડે સુધી ઉભા રહ્યા. પછી રૂકૂઅ કર્યો અને મોડે સુધી રૂકૂઅમાં રહ્યા. ત્યાર પછી શિર ઉઠાવીને સજદામાં ગયા અને ઘણો લાંબો સજદો કર્યો. પછી શિર ઉઠાવીને બીજીવાર સજદો કર્યો અને મોડે સુધી સજદામાં રહ્યા. ત્યાર પછી ઉભા થઈને ઘણીવાર સુધી કિયામ કર્યો. પછી ઘણો લાંબો રૂકૂઅ કર્યો. તે પછી શિર ઉઠાવીને ઘણીવાર ઉભા રહ્યા. પછી (બીજી વાર) રૂકૂઅ કર્યો અને ઘણો લાંબો રૂકૂઅ કર્યો. પછી શિર ઉઠાવીને સજદામાં ગયા અને ઘણી વાર સુધી સજદામાં રહ્યા, પછી શિર ઉઠાવીને બીજો સજદો કર્યો. છેવટે નમાઝથી પરવારીને ફરમાવ્યું : અત્યારે જન્નત મારી એટલી નજીક થઇ ગઇ હતી કે, જો હું ઇરાદો કરત તો તેના ફળ તોડીને તમારી પાસે લઇ આવત અને દોઝખ પણ એટલી નજીક થઇ ગઇ હતી કે, હું કહેવા લાગ્યો : અય અલ્લાહ ! શું હું પણ એમનામાંથી જ છું. એવામાં મેં એક ઓરતને જોઇ (રાવી કહે છે : કદાચ હુઝૂરે ફરમાવ્યું) કે બિલાડી તેને નહોર મારી રહી છે. મેં પૂછ્યું : તેના નહોર મારવાનું કારણ શું છે ? જવાબ મળ્યો : એ ઓરતે આ બિલાડીને બંધ કરી રાખી હતી. અહીં સુધી કે એ બિલાડી ભૂખથી મરી ગઇ; ન તો તે ઓરતે તેને કંઇ ખવડાવ્યું અને ન તો તેને છોડી મૂકી કે એ પોતે કંઇક ખાઇ શકત.

**નમાઝમાં ઈમામ તરફ આંખ ઉઠાવીને જોવું (જાઇઝ છે) :**

(૨૩૧/૮૦૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ સૂર્યગ્રહણવાળી હદીસમાં ફરમાવ્યું : મેં દોઝખને જોઈ કે એનો અમુક ભાગ અમુક ભાગને ખાઈ જતો હતો. એ જ કારણ હતું કે, તમે લોકોએ મને (નમાઝમાં) પાછળ હટતો જોયો.

(૨૩૨/૮૦૮) અબૂ મઅમર કહે છે : મેં ખબ્બાબ (રદિ.)ને પૂછ્યું : શું ઝુહર



અને અસ્રની નમાઝમાં હુઝૂર (સલ.) કુર્આન પઢતા હતા ? ખબ્બાબે કહ્યું : હા, પઢતા હતા. મેં કહ્યું, તમને એની જાણ કેવી રીતે થઈ ? ખબ્બાબે કહ્યું : હુઝૂર (સલ.)ની દાઢીના હલવાથી (અમે એવું સમજતા હતા કે આપ કુરઆન પઢી રહ્યા છે.)

(૨૩૩/૮૦૯) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, સહાબા જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નમાઝ પઢતા હતા ત્યારે જે વખતે રૂકૂઅમાંથી હુઝૂર શિર ઉઠાવતા હતા તે વખતે સીધા ઉભા રહેતા હતા, જેથી એવું જોઈ લે કે આપ સજદામાં પહોંચી ગયા (કે નહીં ?)

(૨૩૪/૮૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : (એક વાર) હુઝૂર (સલ.)ના સમયમાં સૂર્યગ્રહણ થયું અને આપે (સૂર્યગ્રહણની) નમાઝ પઢી. સહાબાએ (નમાઝ પછી) કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે હુઝૂરને જોયા કે, આપે પોતાની જગ્યા ઉપર ઉભા થઇને કોઇ વસ્તુ પકડી, પછી જોયું કે આપ કંઇક પાછળ હટયા. હુઝૂરે ફરમાવ્યું : મેં જન્નત જોઇ હતી ત્યારે તેમાંથી દ્રાક્ષનો એક લૂમ પકડી લીધો હતો. જો હું તે લૂમ લઇ લેત તો તમે તેને કિયામત સુધી ખાત (અને તે ઓછી ન થાત).

(૨૩૫/૮૧૧) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : (એક વાર) હુઝૂર (સલ.)એ અમને નમાઝ પઢાવી. નમાઝ પછી મિમ્બર ઉપર ચઢીને બંને હાથો વડે મસ્જિદના કિબ્લા તરફ ઇશારો કર્યો અને ફરમાવ્યું : મેં હમણા જ્યારે તમને નમાઝ પઢાવવાનું શરૂ કર્યું હતું ત્યારે જન્નત અને દોઝખને જોઇ. જેમની છબીઓ આ દીવાલની સામેની બાજુએ લાવવામાં આવી છે. હુઝૂરે ત્રણ વાર કહ્યું : મેં સારી અને ખરાબમાં આજના જેમ કદી કોઇ વસ્તુ જોઇ નથી. (કિંવા જન્નતથી સારી અને દોઝખથી ખરાબ કોઇ વસ્તુ જોઇ નથી.) (આ વાત હુઝૂરે ત્રણ વાર કહી).

**નમાઝમાં આસ્માન તરફ નઝર ઉઠાવીને જોવું (મકરૂહ છે) :**

(૨૩૬/૮૧૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : લોકોને શું થઇ ગયું છે કે, નમાઝમાં આસ્માન તરફ નઝરો ઉઠાવ્યા કરે છે. હુઝૂરે અત્યંત ભારપૂર્વક કહ્યું કે, લોકોએ આ કૃત્યથી દૂર રહેવું જોઇએ, નહિ તો તેમની નઝરો ઝાંખી થઇ જશે.

**નમાઝમાં જમણે-ડાબે જોવું (મકરૂહ છે) :**

(૨૩૭/૮૧૩) હઝરત આઇશા (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને જમણે-ડાબે જોવા વિષે પૂછ્યું. આપે ફરમાવ્યું : હકીકતમાં એ શયતાનની એક ઝપટ હોઇ છે, જેને શયતાન બંદાની નમાઝમાંથી લઇ નાસે છે.

(૨૩૮/૮૧૪) હઝરત આઇશા

(રદિ.) કહે છે : (એક વાર) હુઝૂર (સલ.)એ નકશીકામવાળી ચાદર પહેરીને નમાઝ પઢી અને (નમાઝ પછી) ફરમાવ્યું : મને આ ચાદરના નકશીકામે નમાઝથી ગાફિલ બનાવી દીધો. એ અબૂ જુહમને લઇ જઇને આપી દો અને તેનો મોટો કામળો મારી પાસે લઇ આવો.

**જો નમાઝમાં કોઇના ઉપર કોઇ આફત ઉતરી પડે અથવા કોઇ (જંગલી પ્રાણી વગેરે) દેખાય અથવા કિબ્લા તરફ થૂંક જોવામાં આવે તો આમતેમ જોવું (જાઇઝ છે કે નહી ?) :**

**હઝરત સહલ કહે છે : અબૂબક્ર (રદિ.)એ (નમાઝમાં) આમતેમ ગરદન ફેરવીને નબીને જોયા હતા.**

(૨૩૯/૮૧૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ મસ્જિદના કિબ્લાની દીવાલ ઉપર થૂંક લાગેલું જોયું. તે વખતે આપ લોકોની સામે નમાઝ પઢી રહ્યા હતા. આપે (નમાઝમાં) ઠીકરાથી તેને ખવરી નાખ્યું અને નમાઝથી પરવારીને ફરમાવ્યું : તમારામાંથી જે માણસ નમાઝમાં હોય છે તે વખતે ખુદા તઆલા તેના મોં સામે હોય છે, એટલે કોઈ નમાઝમાં પોતાના મોં સામેની દિશામાં ન થૂંકે.

(૨૪૦/૮૧૬) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, (હુઝૂરની જીવલેણ બીમારીમાં) લોકો ફજ્રની નમાઝમાં મશગૂલ હતા એવામાં હુઝૂરે અકદસ (સલ.)એ હઝરત આઈશા (રદિ.)ના કમરાનો પરદો ઉઠાવીને જોયું તો લોકો સફો બાંધીને ઉભા હતા. આપે જોઈને સ્મિત વેર્યું. અબૂબક્ર (આ જોઈને) એડીઓ ઉપર પાછળ હઠયા, જેથી સફમાં ભળી જાય. કારણ કે, અબૂબક્રનું એવું માનવું હતું કે, આપ બહાર આવવા માંગે છે અને મુસલમાનો પણ નમાઝમાં રઘવાયા બની જાય તેમ હતા કે, આપે ઈશારાથી કહ્યું : નમાઝ પૂરી કરી લો. એ પછી હુઝૂર (સલ.)એ પરદો છોડી મૂકયો અને તે જ દિવસે દિવસના છેલ્લા ભાગમાં આપની વફાત થઈ.

**ઈમામ અને મુકતદી બંને ઉપર નમાઝમાં કિર્અત પઢવી વાજિબ છે. ભલે સફરમાં હોય કે ઘર પર, જહરી નમાઝ હોઈ કે સિર્રી.**

(૨૪૧/૮૧૭) હઝરત જાબિર ઈબ્ને સમુરા કહે છે : (એક વાર) કુફાવાસીઓએ હઝરત સઅદ (કુફાના ગવર્નર)ની હઝરત ઉમર (રદિ.)ને ફરિયાદ કરી. હઝરત ઉમરે હઝરત સઅદને પદભ્રષ્ટ કરીને હઝરત અમ્મારને તેમની જગ્યાએ ગવર્નર મુકર્રર કર્યા. કુફાવાસીઓએ સઅદ (રદિ.)ની જ્યાં બીજી ફરિયાદો કરી હતી તેમાંથી એક ફરિયાદ એ પણ હતી કે, સઅદ બરાબર નમાઝ પઢતા નથી. હઝરત ઉમરે સઅદને બોલાવ્યા (જ્યારે સઅદ આવી ગયા) ત્યારે કહ્યું: અબૂ ઈસ્હાક ! આ કુફીઓનું માનવું એમ છે કે



તમે બરાબર નમાઝ પઢતા નથી. સઅદ બોલ્યા : ખુદાની કસમ ! હું તો એ લોકોને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની જેમ નમાઝ પઢાવતો હતો. કોઈ ભૂલચૂક કરતો ન હતો. ઈશાના સમયે પહેલી બે રકઅતોમાં કિર્અત લાંબી પઢતો હતો અને છેલ્લી બે રકઅતમાં હળવી કિર્અત પઢતો હતો. હઝરત ઉમર બોલ્યા : સઅદ, તમારા વિષે મારું એવું જ માનવું છે. તે પછી હઝરત ઉમર (રદિ.)એ સઅદની હાલતની તપાસ કરવા માટે હઝરત સઅદ સાથે કુફા માણસોને મોકલ્યા. તપાસ કરનારાઓએ કુફાની તમામ મસ્જિદોમાં જઈને પૂછપરછ કરી. બધાએ સઅદની પ્રશંસા કરી. જ્યારે તપાસ કરનારા બની અબસની એક મસ્જિદમાં ગયા ત્યારે એક માણસે; જેનું નામ ઉસામા ઈબ્ને કતાદા અને કુન્નિયત અબૂ સઅદા હતી, ઉભા થઈને કહ્યું : તમે અમને કસમ આપીને પૂછી રહ્યા છો, (એટલે હું સાચેસાચું કહું છું કે,) સઅદ ન તો (જિહાદમાં) લશ્કર સાથે જતા હતા અને ન માલ (ગનીમતનો) બરાબર વહેંચતા હતા અને ન અહકામમાં ઈન્સાફ કરતા હતા. (આ સાંભળીને) હઝરત સઅદ (રદિ.) બોલ્યા : ખુદાની કસમ ! હું ત્રણ બદદુઆઓ કરું છું. અય અલ્લાહ ! જો તારો આ બંદો જૂઠો છે અને લોકોને દેખાડવા અને સંભળાવવા માટે ઉભો થયો છે તો એની ઉંમર લાંબી કર અને એની ગરીબાઈમાં વધારો કર અને મુસીબતોમાં એને સપડાવ. (હઝરત સઅદની બદદુઆના કારણે આમ જ બન્યું) જ્યારે તે માણસની હાલત વિષે પૂછવામાં આવતું ત્યારે કહેતો હતો કે, હું ઘરડો થઈ ગયો છું અને ભારે મુસીબતોમાં સપડાયો છું. સઅદની બદદુઆ મારા માટે અસરકારક પૂરવાર થઈ. અબ્દુલ મલિકનું બયાન છે કે, છેલ્લે મેં તેને જોયો કે, ઘડપણમાં તેના બંને ભવાં આંખો ઉપર ઝૂકી પડયાં હતાં. રસ્તામાં તે લોંડીઓને છેડતો હતો અને તેમના પગ દબાવતો હતો.

(૨૪૨/૮૧૮) હઝરત ઉબાદા ઈબ્ને સામિત (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ સૂરએ ફાતિહા ન પઢે તેની નમાઝ થતી નથી.

(૨૪૩/૮૧૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, (એકવાર) હુઝૂર (સલ.) મસ્જિદમાં આવ્યા. આપના પછી એક બીજો માણસ મસ્જિદમાં દાખલ થયો અને નમાઝ પઢીને રસૂલુલ્લાહ (સલ.)ને સલામ કરી. આપે સલામનો જવાબ આપીને ફરમાવ્યું : જાઓ, ફરી નમાઝ પઢો, તમે નમાઝ પઢી નથી. તેણે પાછળ જઈને ફરી નમાઝ પઢી અને નમાઝ પછી હાજર થઈને સલામ કરી. આપે ફરમાવ્યું : જાઓ, ફરી નમાઝ પઢો, તમે નમાઝ પઢી નથી. આ ઉલટફેર ત્રણવાર થયો. છેવટે તે માણસે

(૨૪૨/૮૧૮) હનફી મસ્લક અનુસાર ઈમામની પાછળ કિર્અત ન પઢવી જોઈએ, અનેક હદીસોથી એ સાબિત છે.

કહ્યું : તે ખુદાની કસમ, જેણે આપને સચ્ચાઈની સાથે પયગમ્બર બનાવ્યા; હું આનાથી વધુ સારી નમાઝ પઢી શકતો નથી. આપ મને શીખવી દો. આપે ફરમાવ્યું : જ્યારે તમે નમાઝ માટે ઉભા થાઓ ત્યારે પહેલાં તકબીર કહો, પછી જેટલું કુર્આન શકય હોય તેટલું પઢો, તે પછી ખૂબ જ શાંતિપૂર્વક રૂકૂઅ કરો; પછી શિર ઉઠાવો; જ્યારે બરાબર ઉભા થઇ જાઓ ત્યાર પછી સજદો કરો. જ્યારે શાંતિપૂર્વક સજદો કરી ચુકો ત્યારે શિર ઉઠાવીને શાંતિથી બેસી જાઓ. આવી રીતે બધી નમાઝોમાં કરો.

## ઝુહરની નમાઝમાં કિર્અત પઢવાનું બયાન :

(૨૪૪/૮૨૦) હઝરત જાબિર ઈબ્ને સમુરા કહે છે કે, સઅદ (રદિ.)એ કહ્યું હતું : હું તેમને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની જેમ ઝવાલ પછી બંને નમાઝો પઢાવતો હતો. તેમાં કંઈ ભૂલચૂક કરતો ન હતો. પહેલી બે રકઅતોમાં લાંબી કિર્અત પઢતો હતો અને છેલ્લી બે રકઅતમાં ટૂંકી કિર્અત પઢતો હતો. આ સાંભળીને હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું : સઅદ, મેં તમારા વિષે આમ જ ધાર્યું હતું.

(૨૪૫/૮૨૧) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.) ઝુહરની પહેલી બે રકઅતમાં સૂરએ ફાતિહા અને બીજી બે સૂરતો પઢતા હતા. પહેલી રકઅતમાં લાંબી કિર્અત પઢતા હતા અને બીજી રકઅતમાં ટૂંકી. કદી કદી મુકતદીઓને કોઈ આયત પણ સંભળાતી હતી. અસ્રની નમાઝમાં અલ્હમ્દુ અને બે સૂરતો પઢતા હતા. પહેલી રકઅતમાં લાંબી કિર્અત પઢતા હતા. ફજ્રની પહેલી રકઅત લાંબી અને બીજી રકઅત ટૂંકી પઢતા હતા.

(૨૪૬/૮૨૨) હઝરત અબૂ મઅમર કહે છે : મેં ખબ્બાબ (રદિ.)ને પૂછયું : શું હુઝૂર (સલ.) ઝુહર અને અસ્રની નમાઝમાં કિર્અત પઢતા હતા ? ખબ્બાબ (રદિ.)એ જવાબ આપ્યો : હા, (કિર્અત પઢતા હતા.) મેં કહ્યું : તમને કેવી રીતે ખબર પડી ? ખબ્બાબે કહ્યું : હુઝૂર (સલ.)ની દાઢીના હલનચલનથી (અમને એની જાણ થઈ.)

## અસ્રની નમાઝમાં કિર્અત પઢવાનું બયાન :

(૨૪૭/૮૨૩) હઝરત અબૂ મઅમર કહે છે : મેં ખબ્બાબ (રદિ.)ને પૂછયું : શું રસૂલુલ્લાહ (સલ.) ઝુહર અને અસ્રમાં કિર્અત પઢતા હતા ? ખબ્બાબે કહ્યું : જી હા. મેં કહ્યું : તમને હુઝૂરની કિર્અતની કેવી રીતે જાણ થઈ ? ખબ્બાબે કહ્યું કે, હુઝૂર (સલ.)ની દાઢીના હલવાથી.

(૨૪૮/૮૨૪) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહર અને અસ્રની પહેલી બંને રકઅતોમાં અલ્હમ્દુ અને એક સૂરત પઢતા હતા અને કદી કદી અમને કોઈ આયત પણ સંભળાતી હતી.



## મગરિબની નમાઝમાં કિર્અત પઢવાનું બયાન :

(૨૪૯/૮૨૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઉમ્મે ફઝલે જ્યારે મને મગરિબની નમાઝમાં **'વલ મુર્સલાતિ ઉરફન'** પઢતા સાંભળ્યો ત્યારે કહ્યું : બેટા ! તે અત્યારે આ પઢીને તો મને હુઝૂર (સલ.)નું પઢવાનું યાદ અપાવ્યું. સૌથી છેલ્લે મગરિબની નમાઝમાં રસૂલુલ્લાહ (સલ.)ને મેં આ સૂરત પઢતા સાંભળ્યા.

(૨૫૦/૮૨૬) મરવાન ઈબ્ને હકમ કહે છે : મને ઝેદ ઈબ્ને સાબિત (રદિ.)એ કહ્યું : તમે સાંજની નમાઝમાં નાની સૂરતો કેમ પઢો છો ? જો કે મેં રસૂલુલ્લાહ (સલ.)ને બંને લાંબી સૂરતો (અઅ્રાફ અને અન્આમ)માંથી સૌથી લાંબી સૂરત પઢતા સાંભળ્યા છે.

## મગરિબની નમાઝમાં જહરી કિર્અત કરવાનું બયાન :

(૨૫૧/૮૨૭) હઝરત જુબેર ઈબ્ને મુતઈમ (રદિ.) કહે છે : મેં સાંભળ્યું છે કે, હુઝૂર (સલ.)એ મગરિબની નમાઝમાં સૂરએ તૂર પઢી હતી.

## ઈશાની નમાઝમાં જહરી કિર્અત પઢવાનું બયાન :

(૨૫૨/૮૨૮) હઝરત અબૂ રાફિઅ કહે છે : મેં હઝરત અબૂ હુરૈરા (રદિ.)ની સાથે ઈશાની નમાઝ પઢી. તેમણે 'ઈઝ સ્સમાઉન શક્કત' પઢી અને (તિલાવતનો) સજદો કર્યો. મેં તિલાવતના સજદાનું કારણ પૂછયું ત્યારે કહ્યું : મેં (આ જગ્યાએ) હંમેશા રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ સજદો કર્યો છે અને ત્યાં સુધી બરાબર સજદો કરતો રહીશ જ્યાં સુધી કે હુઝૂર સાથે (કિયામતમાં) મુલાકાત થાય.

(૨૫૩/૮૨૯) હઝરત બરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) એક સફરમાં હતા. આપે ઈશાની બે રકઅતોમાંથી એક રકઅતમાં 'વ ત્તીન' પઢી હતી.

## ઈશાની નમાઝમાં સજદાની આયત પઢવી :

(૨૫૪/૮૩૦) હઝરત અબૂ રાફિઅ કહે છે : મેં અબૂ હુરૈરા (રદિ.) સાથે ઈશાની નમાઝ પઢી. તેમણે નમાઝમાં 'ઈઝ સ્સમાઉન શક્કત' પઢી અને (તિલાવતનો) સજદો કર્યો. મેં કારણ પૂછયું ત્યારે કહ્યું : મેં આ જગ્યાએ હંમેશા રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ સજદો કર્યો છે અને ત્યાં સુધી બરાબર સજદો કરતો રહીશ જ્યાં સુધી કે હુઝૂર (સલ.)ની (કિયામતમાં) મુલાકાત થાય.

(૨૫૫/૮૩૧) હઝરત બરા (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને ઈશાની નમાઝમાં 'વ ત્તીન' પઢતા સાંભળ્યા અને આપના કરતાં વધારે સુંદર અવાજવાળો કોઈ જોયો નથી.

## પહેલી બે રકાતમાં લાંબી કિર્અત પઢવામાં આવે અને છેલ્લી બે

**રકાતમાં ટૂંકી :**

(૨૫૬/૮૩૨) હઝરત જાબિરથી રિવાયત કરવામાં આવી છે કે હઝરત ઉમર (રદિ.)એ હઝરત સઅદ (રદિ.)ને કહ્યું : કુફાવાસીઓએ તમારી દરેક વાતની ફરિયાદ કરી છે. અહીં સુધી કે તમારી નમાઝની પણ તેઓ ફરિયાદ કરે છે ! સઅદ બોલ્યા : હું પહેલી બે રકઅતમાં લાંબી કિર્અત પઢતો હતો અને બીજી બે રકઅતમાં ટૂંકી અને નમાઝમાં રસૂલુલ્લાહ (સલ.)ની મેં જે ઇકિતદા કરી હતી તેમાંથી કંઇ પણ છોડયું નથી. હઝરત ઉમરે કહ્યું : તમે સાચું કહ્યું. તમારા વિષે મેં એમ જ ધાર્યું હતું.

**ફજની નમાઝમાં કુર્આન પઢવાનું બયાન :**

(૨૫૭/૮૩૩) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફજની નમાઝમાં સૂરએ 'વત્તૂરી' પઢી.

(૨૫૮/૮૩૪) હઝરત અબૂ બરઝા અસ્લમી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહરની નમાઝ સૂર્ય ઢળ્યા પછી પઢતા હતા. અસ્ર એવા વખતે પઢતા હતા કે (નમાઝ પઢીને) અસ્ર પછી માણસ મદીનાની પેલી બાજુએ ખૂબ સફેદ પ્રકાશમાં ચાલ્યો જતો હતો. રાવી કહે છે : મને યાદ રહ્યું નથી કે, અબૂ બરઝાએ મગરિબ વિષે શું કહ્યું હતું. ઇશાની નમાઝમાં એક તૃત્યાંશ રાત સુધી વિલંબ કરવાને વાંધાજનક ગણતા ન હતા, પરંતુ ઇશાની નમાઝ પહેલાં સૂવાને અને ઇશા પછી વાતચીત કરવાને પસંદ કરતા ન હતા. ફજની નમાઝ એવા વખતે પઢતા હતા કે, માણસ નમાઝથી પરવારીને પોતાની સાથેવાળાને ઓળખી લેતો હતો અને બંને રકઅતોમાં અથવા એક રકઅતમાં સાઠ આયતોથી સો આયતો સુધી પઢતા હતા.

(૨૫૯/૮૩૫) અતા કહે છે : મેં હઝરત અબૂ હુરૈરા (રદિ.)થી સાંભળ્યું, તેઓ કહેતા હતા કે, દરેક નમાઝમાં કુર્આન પઢવામાં આવે. જે નમાઝમાં હુઝૂર (સલ.)એ અમને કુર્આન સંભળાવ્યું, તેમાં અમે પણ તમને સંભળાવ્યું અને જે નમાઝમાં હુઝૂર (સલ.)એ કુર્આન ધીમેથી પઢયું તેમાં અમે પણ તમારી સામે ધીમેથી પઢયું. જો તમે 'અલહમ્દુ ' ઉપર કોઇ બીજી આયત વધારો નહી (નમાઝમાં માત્ર અલહમ્દુ પઢો) તો પણ બસ છે અને જો વધારો તો સારું છે.

**ફજની નમાઝમાં જહરી કિર્અત પઢવાનું બયાન :**

(૨૬૦/૮૩૬) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જે વખતે (ફજની) નમાઝમાં સૂરએ 'તૂર' પઢી રહયા હતા તે વખતે મેં લોકોની પાછળથી (કઅબાનો) તવાફ કર્યો.

(૨૬૧/૮૩૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (એક વાર) રસૂલુલ્લાહ (સલ.) સહાબાની એક જમાઅતને સાથે





લઇને ઉકકાઝના બઝારમાં જવાના ઇરાદેથી નીકળ્યા. તે સમયે શયતાનોને આસ્માનની ખબરો પહોંચવાનું બંધ થઇ ગયું હતું અને શયતાનો ઉપર આસ્માનથી ચિન્ગારીઓ તૂટીને પડતી હતી. છેવટે લાચાર થઇને શયતાનો પોતાની કોમ પાસે પાછા ચાલ્યા ગયા. કોમવાળાઓએ પૂછયું; કેમ, શું વાત છે ? શયતાનોએ કહ્યું : હવે અમારી અને આસ્માનની ખબરોની વચ્ચે પરદો પડી ગયો છે. (એટલે જ્યારે આસ્માનની ખબરો લેવા જઇએ છીએ ત્યારે) અમારા ઉપર અંગારા ફેંકીને મારવામાં આવે છે. કોમવાળા બોલ્યા : એવું લાગે છે કે, કોઇ નવી બીના બની છે. એટલે પૂર્વ અને પશ્ચિમ દરેક બાજુએ ફરીને જુઓ કે કયા કારણસર તમારી અને આસ્માની ખબરો વચ્ચે અવરોધ ઉભો થયો છે, જેથી જે શયતાનો તિહામહ પ્રદેશ તરફ આવ્યા હતા અને ઉકકાઝ તરફ જઇ રહયા હતા તેઓ અચાનક હુઝૂર (સલ.) તરફ પણ આવી પહોંચ્યા. આપ તે વખતે નખલા નામે જગ્યાએ સહાબાને ફજની નમાઝ પઢાવી રહ્યા હતા. શયતાનોએ જ્યારે કુર્આનનો અવાજ સાંભળ્યો ત્યારે ધ્યાન દઇને સાંભળતા રહ્યા. પછી સાંભળીને કહેવા લાગ્યા : ખુદાની કસમ, આ જ કારણ છે કે, અમારી અને આસ્માની ખબરોની વચ્ચે પરદો થઇ ગયો છે. તે પછી તરત પોતાની કોમ પાસે પાછા ફર્યા અને કહેવા લાગ્યા : અય કોમવાળાઓ ! અમે એક આશ્ચર્યજનક કુર્આન સાંભળ્યું છે, જે સીધો રસ્તો બતાવે છે, જેથી અમે તેના ઉપર ઇમાન લઇ આવ્યા. હવે અમારા પાલનહાર સાથે કોઇને ભાગીદાર બનાવીશું નહીં. તે પછી ખુદા તઆલાએ પોતાના પયગમ્બર ઉપર આયત 'કુલ ઊહિય ઇલય્ય' ઉતારી. હકીકતમાં રસૂલુલ્લાહ (સલ.)ને જિન્નાતની વાતની 'વહી' મારફતે ખબર આપવામાં આવી હતી.

(૨૬૨/૮૩૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને જ્યાં જોરથી પઢવાનો હુકમ થયો હતો ત્યાં આપ જોરથી પઢતા હતા, જ્યાં ધીમેથી પઢવાનો હુકમ થયો હતો ત્યાં ધીમેથી પઢતા હતા. ખુદા તઆલા ભૂલવાવાળો નથી. (એવી વાત નથી કે જ્યાં ખુદા તઆલાએ ધીમેથી પઢવાનો હુકમ આપ્યો છે તે નમાઝો ખુદાને યાદ ન હતી.) તમારા માટે રસૂલુલ્લાહ (સલ.)નું અનુકરણ કરવામાં ઘણી સારી રીત મોજૂદ છે.

**એક રકઅતમાં બે સૂરતો પઢવી (જાઇઝ છે) અને સૂરતોના છેલ્લા ભાગને પઢવું (પણ જાઇઝ છે) અને સૂરતોને આગળ પાછળ કરવું (પણ જાઇઝ છે) અને સૂરતોને શરૂમાંથી પઢવું (પણ જાઇઝ છે).**

(૨૬૩/૮૩૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સાઇબ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફજની નમાઝમાં સૂરએ 'કદ

અફલહલ્ મુઅ્મિનૂન' પઢી. અહીં સુધી કે જ્યારે 'મૂસા વ હારૂન' અથવા 'ઈસા'ના બયાન ઉપર પહોંચ્યા ત્યારે આપને ખાંસી આવી અને આપ રૂકૂઅમાં ચાલ્યા ગયા.

(૨૬૪/૮૪૦) હઝરત ઉમર (રદિ.)એ પહેલી રકઅતમાં સૂરએ બકરહની ૧૨૦ આયતો અને બીજી રકઅતમાં કુર્આનની એક બીજી સૂરત પઢી હતી.

(૨૬૫/૮૪૧) હઝરત અહનફે પહેલી રકઅતમાં સૂરએ કહફ અને બીજી રકઅતમાં સૂરએ યૂસુફ અથવા સૂરએ યૂનુસ પઢી હતી અને બયાન કર્યું હતું કે હઝરત ઉમરે અમને સવારની નમાઝ આ બંને સૂરતોથી પઢાવી હતી.

(૨૬૬/૮૪૨) હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)એ પહેલી રકઅતમાં સૂરએ અન્ફાલની ૪૦ આયતો અને બીજી રકઅતમાં 'મુફસ્સલાત' (સૂરએ 'કાફ'થી કુર્આનના અંત સુધી)માંથી કોઈ સૂરત પઢી હતી.

(૨૬૭/૮૪૩) હઝરત કતાદા (રદિ.) કહે છે કે, જો કોઈ માણસ એક જ સૂરત (અડધી અડધી) બે રકઅતોમાં પઢે અથવા એક જ સૂરતને બે રકઅતોમાં બે વાર પઢે (તો જાઈઝ છે.) કારણ કે, બધું કુર્આન છે.

(૨૬૮/૮૪૪) હઝરત અનસ (રદિ.) કહે છે : એક અન્સારી કુબાની મસ્જિદમાં લોકોની ઈમામત કરતો હતો. તે અન્સારીની આદત હતી કે, જો નમાઝમાં કોઈ સૂરત શરૂ કરવા માંગતો તેનાથી પહેલાં 'કુલ હુવ લ્લાહુ' પઢી લેતો. પછી 'કુલ હુવ લ્લાહુ'ની સાથે બીજી કોઈ સૂરત મેળવતો. મુકતદીઓએ એ અંગે તેની ચર્ચા કરી અને કહ્યું કે તમે પહેલા તો સૂરએ 'ઈખ્લાસ' પઢો છો પછી તેને અપૂરતી સમજીને બીજી કોઈ સૂરત પઢો છો. તમે ક્યાં તો માત્ર 'કુલ હુવ લ્લાહુ' જ પઢો અથવા તેને છોડી દો અને બીજી કોઈ સૂરત પઢો. અન્સારી બોલ્યો : હું એને તો છોડીશ નહીં. જો તમે ઈચ્છતા હોય કે હું તમારી ઈમામત કરું તો આમ જ કરીશ અને જો તમને મારી ઈમામત નાપસંદ હોય તો હું ઈમામત છોડી દઈશ. જો કે લોકો તેને પોતાનામાં સૌથી અફઝલ (શ્રેષ્ઠ) માનતા હતા. એટલે તેના સિવાય કોઈ બીજાની ઈમામત તેમને પસંદ ન આવી, પરંતુ જ્યારે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા ત્યારે લોકોએ હુઝૂર (સલ.)ને હકીકત કહી સંભળાવી. આપે અન્સારીને કહ્યું : અય માણસ ! તું તારા સાથીઓની વાત કેમ માનતો નથી ? અને કેમ આ સૂરતને દરેક રકઅતમાં ઝરૂરી ઠેરવી લે છે ? અન્સારીએ કહ્યું : મને એનાથી મુહબ્બત છે. હુઝૂર (સલ.)એ કહ્યું : એની મુહબ્બત તને જન્નતમાં લઈ જશે.

(૨૬૯/૮૪૫) હઝરત અબૂ વાઈલ





કહે છે : એક માણસે આવીને ઈબ્ને મસઊદ (રદિ.)ને કહ્યું : મેં આજે રાત્રે એક રકઅતમાં તમામ 'મુફસ્સલાત' (સૂરએ કાફથી કુર્આનના અંત ભાગ સુધી ) પઢી લીધી. ઈબ્ને મસઊદ (રદિ.) બોલ્યા : તું શેઅ્રોના જેમ જલદી જલદી પઢયો હશે. મને તે પરસ્પર એકબીજીને મળતી આવતી અને એકબીજીના જેવી (મુતશાબિહાત) સૂરતોની ખબર છે. જેમાંથી બબ્બેને રસૂલુલ્લાહ (સલ.) મેળવીને પઢતા હતા. તે પછી ઈબ્ને મસઊદ (રદિ.)એ મુફસ્સલાતમાંથી ૨૦ સૂરતો બયાન કરી.

## છેલ્લી બે રકઅતમાં માત્ર 'અલ્હમ્દુ' પઢવાનું બયાન :

(૨૭૦/૮૪૬) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે, કે રસૂલુલ્લાહ (સલ.) પહેલી બે રકઅતમાં અલ્હમ્દુ અને બે સૂરતો પઢતા હતા અને છેલ્લી બે રકઅતમાં માત્ર અલ્હમ્દુ પઢતા હતા અને કદી કદી અમને કોઈ આયત પણ સંભળાતી હતી. પહેલી રકઅતમાં બીજી રકઅતના પ્રમાણમાં લાંબી કિર્અત પઢતા હતા. આવી રીતે અસ્ર અને ફજ્રની નમાઝમાં પણ કરતા હતા.

## ઝુહર અને અસ્રમાં સિર્રી કિર્અત પઢવાનું બયાન :

(૨૭૧/૮૪૭) હઝરત અબૂ મઅ્મર કહે છે : મેં ખબ્બાબને પૂછયું : શું હુઝૂર (સલ.) ઝુહર અને અસ્રમાં કિર્અત પઢતા હતા ? ખબ્બાબે કહયું : જી હા. મેં કહયું : તમને કેવી રીતે એની જાણ થઈ ? ખબ્બાબે જવાબ આપ્યો : હુઝૂરની દાઢીના હલવાથી.

## જો સિર્રી નમાઝમાં ઇમામ કોઇ આયત એટલા જોરથી પઢે કે લોકો સાંભળી લે ( તો જાઇઝ છે ) :

(૨૭૨/૮૪૮) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહર અને અસ્રની પહેલી બે રકઅતમાં સૂરએ હમ્દ અને બીજી કોઈ સૂરત તેની સાથે પઢતા હતા. પહેલી રકઅતમાં લાંબી કિર્અત પઢતા હતા અને કદી કદી અમને કોઈ આયત પણ સંભળાતી હતી.

## પહેલી રકઅતમાં લાંબી કિર્અત પઢવામાં આવે :

(૨૭૩/૮૪૯) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહરની નમાઝમાં પહેલી રકઅતમાં લાંબી કિર્અત પઢતા હતા અને બીજી રકઅતમાં ટૂંકી અને ફજ્રની નમાઝમાં પણ હુઝૂર (સલ.)નો આ જ નિયમ હતો.

## ઇમામનું ઉંચા સાદે 'આમીન' કહેવું :

**હઝરત અતાનું કથન છે કે, આમીન એક દુઆ છે, (એટલે ઇમામ પણ કહે.) ઇબ્ને ઝુબેર અને તેમની પાછળવાળા લોકો એટલા જોરથી આમીન કહેતા હતા કે, મસ્જિદમાં**

**ગુંજરવ થતો હતો. હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ ઇમામને કહી દીધું હતું કે, મારા આવતા પહેલાં 'વલ દ્દાલ્લીન' ન કહો, (બલકે જ્યારે સફમાં પહોંચી જાઉં ત્યારે કહો, જેથી હું 'આમીન' કહી શકું.) હઝરત નાફિઅ કહે છે કે, ઇબ્ને ઉમર (રદિ.) કદી આમીન છોડતા ન હતા. બીજા લોકોને પણ એનું પ્રોત્સાહન આપતા હતા. મેં એ અંગે ઇબ્ને ઉમર (રદિ.) પાસેથી એક હદીસ પણ સાંભળી છે.**

(૨૭૪/૮૫૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ઇમામ જ્યારે આમીન કહે ત્યારે તમે પણ આમીન કહો. કારણ કે, જે માણસની આમીન ફરિશ્તાઓની આમીનની સાથે થશે તેના આગલા ગુનાહ માફ થઇ જશે. ઇબ્ને શિહાબ કહે છે કે, હુઝૂર (સલ.) આમીન કહેતા હતા.

**આમીન કહેવાનો સવાબ :**

(૨૭૫/૮૫૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇ માણસ આમીન કહે અને ફરિશ્તા પણ આમીન કહે અને એક આમીન બીજી આમીનની સાથે થાય તો તે માણસના ભૂતકાળના ગુનાહ માફ થઇ જાય છે.

**મુક્તદીનું જોરથી આમીન કહેવું :**

(૨૭૬/૮૫૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે ઇમામ 'ગયરિલ મગ્દૂબિ અલયહિમ વ લ દ્દાલ્લીન' કહે ત્યારે આમીન કહો. કારણ કે, જે માણસની આમીન ફરિશ્તાઓની આમીનને અનુરૂપ હોય તેના પહેલાંના ગુનાહ માફ થઇ જશે.

**જો સફની છેટેથી માણસ ઝુકેલો ઝુકેલો આવીને રૂકૂઅમાં શામિલ થઇ જાય (તો તેની નમાઝ થઇ જાય છે કે નહીં ?)**

(૨૭૭/૮૫૩) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) રૂકૂઅમાં હતા કે હું હુઝૂર (સલ.) સુધી પહોંચી ગયો અને સફ સુધી પહોંચતા પહેલાં જ રૂકૂઅમાં ચાલ્યો ગયો. જ્યારે હુઝૂર (સલ.) સામે એનો ઉલ્લેખ થયો ત્યારે આપે ફરમાવ્યું : ખુદા તારી લાલચ વધારે, હવે એવું ન કરશો.

**રૂકૂઅની હાલતમાં તકબીર પૂરી કરવી જોઇએ :**

**ઇબ્ને અબ્બાસ (રદિ.)એ આ મસ્અલો 'મરફુઅ' બયાન કર્યો છે અને એ અંગે માલિક ઇબ્ને હુવયરિસ (રદિ.)થી પણ એક હદીસ રિવાયત કરવામાં આવી છે.**

(૨૭૮/૮૫૪) હઝરત ઇમરાન ઇબ્ને હુ 1 (રદિ.) કહે છે કે, મેં (એક વાર) હઝરત અલી (રદિ) સાથે બસરામાં નમાઝ પઢી. હઝરત અલી (રદિ.) શિર ઉઠાવતી વખતે અને શિર ઝુકાવતી વખતે તકબીર કહેતા હતા. મેં કહ્યું : તેમણે તો મને તે નમાઝ યાદ અપાવી જે અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે પઢતા હતા.

(૨૭૯/૮૫૫) હઝરત અબૂ સલમા (રદિ.) કહે છે કે, અબૂ હુરૈરા (રદિ.) લોકોને નમાઝ પઢાવતા હતા. જ્યારે શિર ઉંચકતા અને શિર ઝુકાવતા હતા ત્યારે તકબીર કહેતા હતા. નમાઝથી પરવારીને હઝરત અબૂ હુરૈરાએ ફરમાવ્યું : મારી નમાઝ રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝને ઘણી વધુ મળતી આવે છે.

**સજદામાં તકબીર પૂરી કરવી :**

(૨૮૦/૮૫૬) મુતર્રિફ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મેં અને ઇમરાન ઇબ્ને હુસેન (રદિ.)એ એક વાર હઝરત અલી (રદિ.)ની પાછળ નમાઝ પઢી. તેઓ જે વખતે સજદામાં જતા હતા તે વખતે અલ્લાહુ અકબર કહેતા હતા અને શિર ઉઠાવતા હતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા હતા અને જ્યારે બે રકઅત પઢીને ઉભા થતા હતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા હતા. જ્યારે નમાઝથી પરવારી ગયા ત્યારે ઇમરાન ઇબ્ને હુસેન (રદિ.)એ મારો હાથ પકડીને કહ્યું કે, તેમણે અત્યારે મને રસૂલુલ્લાહ (સલ.)ની યાદ અપાવી.

(૨૮૧/૮૫૭) હઝરત ઇકરિમા કહે છે : મેં એક માણસને મકામે ઇબ્રાહીમ પાસે નમાઝ પઢતો જોયો. આ માણસ શિર ઝુકાવતાં, શિર ઉઠાવતાં, કિયામ કરતાં અને સજદો કરતી વખતે તકબીર કહેતો હતો. મેં જઇને હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ને આ વાતની ખબર આપી. ઇબ્ને અબ્બાસ (રદિ.) બોલ્યા : અરે, શું રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝ આવી નથી ? (તું આટલો બધો અજાણ છે !)

**સજદામાંથી ઉભા થતી વખતે તકબીર કહેવી :**

(૨૮૨/૮૫૮) હઝરત ઇકરિમા કહે છે : મેં મક્કામાં એક વૃદ્ધ માણસ પાછળ નમાઝ પઢી. તેણે નમાઝમાં ૨૨ તકબીરો કહી. મેં ઇબ્ને અબ્બાસ (રદિ.)ને જઇને કહ્યું કે, આ વૃદ્ધ ભારે બેવકૂફ છે. (નમાઝમાં ૨૨ તકબીરો કહે છે.) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, ખુદા કરે, તારા ઉપર તારી માં રડે, એ તો રસૂલુલ્લાહ (સલ.)ની સુન્નત છે.

(૨૮૩/૮૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે નમાઝ પઢવાનો ઇરાદો કરતા ત્યારે ઉભા

..........................

(૨૭૪/૮૫૦) 'આમીન' ધીમા અવાજે બોલવું જોઇએ. અનેક હદીસોમાં ધીમા અવાજે આમીન બોલવા વિષે આવ્યું છે. હઝરત અબૂ હુરૈરા (રદિ.) મરવાન ઇબ્ને હકમની ખિલાફતના સમયમાં એક મસ્જિદમાં મુઅઝ્ઝિન હતા. તેમણે મરવાનને કહ્યું હતું કે, જ્યાં સુધી હું અઝાન દઇને નમાઝમાં શામિલ ન થઇ જાઉં ત્યાં સુધી 'અલહમ્દુ' ખત્મ ન કરી દેતા, નહીં તો મારી આમીન છૂટી જશે અને હું ફઝીલતથી વંચિત રહી જઇશ.

રહેતી વખતે તકબીર કહેતા. પછી રૂકૂઅમાં જતી વખતે તકબીર કહેતા. રૂકૂઅ પછી શિર ઉઠાવતી વખતે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહેતા. પછી જ્યારે બિલ્કુલ સીધા ઉભા થઇ જતા ત્યારે 'રબ્બના લકલ હમ્દુ' કહેતા. તે પછી ઝુકતી વખતે તકબીર કહેતા. પછી સજદામાંથી શિર ઉઠાવતી વખતે તકબીર કહેતા. પછી સજદામાં જતી વખતે તકબીર કહેતા, પછી શિર ઉઠાવતી વખતે તકબીર કહેતા. આવી રીતે દરેક નમાઝમાં કરતા હતા. અહીં સુધી કે એવી રીતે પૂરી નમાઝ અદા કરતા હતા. જ્યારે બે રકઅત પઢીને (ત્રીજી રકઅત માટે) ઉભા થતા ત્યારે પણ તકબીર કહેતા હતા.

**રૂકૂઅમાં ઘુંટણ પર હાથ મૂકવાનું બયાન :**

**અબૂ હુમૈદે પોતાના સાથીઓને કહ્યું હતું કે રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના બંને હાથોને ઘુંટણો ઉપર ખૂબ મજબૂતીથી મૂકયા હતા.**

(૨૮૪/૮૯૦) હઝરત મુસ્અબ ઇબ્ને સઅદ કહે છે કે, (એક વાર) મેં મારા પિતાની પાસે ઉભા રહીને નમાઝ પઢી અને રૂકૂઅમાં 'તત્બીક' કરી. (તત્બીકનો અર્થ એ છે કે, રૂકૂઅમાં ઘુંટણ ઉપર હાથ મૂકવામાં ન આવે, બલકે એક હાથની આંગળીઓ બીજા હાથમાં લઇને બંને હાથોને જાંઘોની વચ્ચે રાખવામાં આવે. શરૂ ઇસ્લામમાં એ જ રીત હતી, પરંતુ પાછળથી એ રીત મન્સૂખ થઇ ગઇ.) મારા પિતાએ મને એમ કરવાથી રોકયો અને કહ્યું : અમે પણ એમ જ કરતા હતા, પરંતુ પાછળથી અમને મનાઇ કરવામાં આવી અને હુકમ થયો કે, ઘુંટણ ઉપર મૂકવામાં આવે.

**જો રૂકૂઅ સંપૂર્ણપણે ન કરવામાં આવે (તો નમાઝ થતી નથી) :**

(૨૮૫/૮૯૧) હઝરત હુઝૈફા (રદિ.)એ જોયું કે, એક માણસ (નમાઝમાં) રૂકૂઅ અને સજદો સંપૂર્ણપણે કરતો નથી. તેમણે કહ્યું : તમારી નમાઝ થઇ નથી. જો આ જ હાલતમાં મરશો તો તે દીન ઉપર નહીં મરો, જેના ઉપર ખુદા તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને પેદા કર્યા છે.

**રૂકૂઅમાં પીઠ સમતોલ રાખવી જોઇએ. અબૂ હુમૈદે પોતાના સાથીઓને કહ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ રૂકૂઅ કર્યો હતો અને પોતાની પીઠને ઝુકાવી હતી (અને પીઠને શિરના બરાબર રાખી હતી.)**

**રૂકૂઅ સંપૂર્ણપણે કરવો અને તેમાં સમતોલપણું જાળવી રાખવું :**

(૨૮૬/૮૯૨) હઝરત બરા (રદિ.) કહે છે કે, નબી (સલ.)નો રૂકૂઅ, સજદો, બંને સજદાઓ વચ્ચેનો (જલસો) અને રૂકૂઅ પછી સીધા ઉભા રહેવાનો સમય લગભગ બરાબર રહેતો હતો. માત્ર કિયામ અને કઅદામાં લંબાણ કરતા હતા.



**એક માણસે સંપૂર્ણપણે રૂકૂઅ ન કર્યો, હુઝૂર (સલ.)એ તેને બીજી વાર નમાઝ પઢવાનો હુકમ આપ્યો.**

(૨૮૭/૮૯૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : (એકવાર) હુઝૂરે અકરમ (સલ.) મસ્જિદમાં આવ્યા. આપના પછી એક બીજો માણસ આવ્યો અને નમાઝ પઢી રહ્યા પછી હાજર થઇને હુઝૂર (સલ.)ને સલામ કરી. આપે સલામનો જવાબ આપીને ફરમાવ્યું : પાછા જાઓ, નમાઝ પઢો, તમે નમાઝ પઢી નથી. હુકમ અનુસાર તે ફરી નમાઝ પઢીને આવ્યો અને હુઝૂરને સલામ કરી. આપે ફરમાવ્યું : ફરી પાછા જાઓ અને નમાઝ પઢો. તમારી નમાઝ થઇ નથી. આ વાત ત્રણવાર થઇ. છેવટે તે માણસે કહ્યું : તે ખુદાની કસમ, જેણે આપને સચ્ચાઇની સાથે પયગમ્બર બનાવીને મોકલ્યા છે. હું આનાથી વધારે સારી નમાઝ પઢી શકતો નથી. આપ મને શીખવી દો. આપે ફરમાવ્યું : જ્યારે તમે નમાઝ માટે ઉભા થાઓ ત્યારે તકબીર કહીને આસાનીથી જેટલું કુર્આન પઢી શકાય તેટલું પઢો. તે પછી રૂકૂઅ કરો. જ્યારે શાંતિપૂર્વક રૂકૂઅ કરી ચુકો ત્યારે બરાબર ઉભા થઇ જાઓ, પછી શાંતિથી સજદો કરો. પછી શિર ઉઠાવીને શાંતિથી બેસો. તે પછી બીજો સજદો કરો. અહીં સુધી કે એ સજદાને પણ શાંતિપૂર્વક કરો. આ પ્રમાણે પૂરી નમાઝમાં કરો.

**રૂકૂઅમાં દુઆ માંગવાનું બયાન :**

(૨૮૮/૮૯૪) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) રૂકૂઅ અને સજદામાં આ દુઆ પઢતા હતા : **સુબ્હાનક અલ્લાહુમ્મ રબ્બના વ બિહમ્દિક અલ્લા હુમ્મ ગ્ફિરલી.**

**જ્યારે ઇમામ અને મુકતદી રૂકૂઅમાંથી શિર ઉઠાવે ત્યારે શું પઢે ?**

(૨૮૯/૮૯૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહી ચુકયા ત્યારે 'રબ્બના વ લકલ હમ્દુ' કહેતા હતા અને રૂકૂઅમાં જતી વખતે, (રૂકૂઅમાંથી) શિર ઉઠાવતી વખતે અને બંને સજદાઓ પછી ઉઠતી વખતે તકબીર કહેતા હતા.

**'અલ્લાહુમ્મ રબ્બના વ લકલ હમ્દુ' કહેવાનો સવાબ :**

(૨૯૦/૮૯૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે ઇમામ 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'અલ્લા હુમ્મ રબ્બના લકલ હમ્દુ' કહો. કારણ કે, જેનું કથન ફરિશ્તાઓના કથનને અનુરૂપ નીવડે તેના આગલા ગુનાહ માફ થઇ જશે.

**નમાઝમાં દુઆએ કુનૂત પઢવાનો સવાબ :**

(૨૯૧/૮૯૭) હઝરત અબૂ હુરૈરા

(રદિ.)એ (એક દિવસ) ફરમાવ્યું : હું રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝ તમારી સામે રજૂ કરું છું. અબૂ હુરૈરાનો નિયમ હતો કે, ઝુહર, ઈશા અને ફજ્રની છેલ્લી રકઅતમાં 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહી લીધા પછી કુનૂત પઢતા હતા, જેમાં મુસલમાનો માટે દુઆ અને કાફિરો ઉપર લા'નત મોકલતા હતા.

(૨૯૨/૮૬૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ફજ્ર અને મગરિબની નમાઝોમાં કુનૂત હતું.

(૨૯૩/૮૬૯) હઝરત રિફાઆ ઈબ્ને રાફીઅ ઝુરકી કહે છે કે, એક દિવસ અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ નમાઝ પઢી રહ્યા હતા. જ્યારે આપે રૂકૂઅમાંથી શિર ઉઠાવ્યું ત્યારે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહ્યું. પાછળથી એક માણસે કહ્યું : 'રબ્બના વ લકલ હમ્દુ હમ્દન કસીરન તય્યિબમ મુબારકન ફીહિ.' નમાઝથી પરવારીને આપે ફરમાવ્યું : આ શબ્દો કહેનારો કોણ હતો ? તે માણસે કહ્યું : હુઝૂર, હું છું. આપે ફરમાવ્યું : મેં જોયું કે ૩૦થી કંઈક વધુ ફરિશ્તાઓ આ શબ્દો લખવામાં પરસ્પર હરિફાઈ કરી રહ્યા હતા કે, કોણ એને પહેલું લખે.

**રૂકૂઅમાંથી શિર ઉઠાવ્યા પછી શાંતિપૂર્વક ઉભું રહેવું જોઈએ. અબૂ હુમૈદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ રૂકૂઅમાંથી શિર ઉઠાવ્યું અને બરાબર સીધા ઉભા થઈ ગયા. અહીં સુધી કે પીઠનું દરેક અવયવ પોતપોતાના સ્થાને આવી ગયું.**

(૨૯૪/૮૭૦) હઝરત સાબિત કહે છે કે, હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) અમારી સામે હુઝૂરે અકદસ (સલ.)ની નમાઝની હાલત બયાન કરતા હતા, જેથી રૂકૂઅમાંથી શિર ઉઠાવતી વખતે એટલીવાર ઉભા રહેતા હતા કે, અમે કહેતા હતા : (કદાચ) એઓ ભૂલી ગયા છે.

(૨૯૫/૮૭૧) હઝરત બરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નો રૂકૂઅ, સજદો, કૌમા અને બે સજદાઓ વચ્ચેનો જલસો લગભગ બરાબર હતો.

(૨૯૬/૮૭૨) હઝરત અબૂ કિલાબા કહે છે કે, એક વાર માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.) અમને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની હાલત બતાવવા માટે ઉભા થયા, પરંતુ નમાઝનો સમય ન હતો, જેથી પહેલાં તો એકદમ સીધા અને સ્થિર થઈને ઉભા રહ્યા, પછી શાંતિપૂર્વક રૂકૂઅ કર્યો. રૂકૂઅ પછી શિર ઉઠાવીને થોડીવાર થોભ્યા. રાવી કહે છે કે, માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.)એ અમારા ઉસ્તાદ અબૂ યઝીદની જેમ નમાઝ પઢી હતી. અબૂ યઝીદનો નિયમ હતો કે, જ્યારે છેલ્લા સજદામાંથી શિર ઉઠાવતા હતા ત્યારે બરાબર બેસીને શિર ઉઠાવતા હતા.



**જે વખતે સજદા માટે ઝુકે તે વખતે તકબીર કહે. હઝરત નાફિઅનું કથન છે કે, ઈબ્ને ઉમર (રદિ.) ઝમીન ઉપર ઘુંટણ પહેલાં હાથ મૂકતા હતા.**

(૨૯૭/૮૭૩) હઝરત અબૂ સલમા કહે છે કે, હઝરત અબૂ હુરૈરા (રદિ.) દરેક નમાઝમાં તકબીર કહેતા હતા. ભલે નમાઝ ફર્ઝ હોય કે નફિલ, રમઝાનમાં હોય કે ગેર રમઝાનમાં, એટલે જે વખતે નમાઝ માટે ઉભા થતા તે વખતે અલ્લાહુ અકબર કહેતા. રૂકૂઅ કરતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા. જ્યારે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહેતા ત્યારે સજદો કરતાં પહેલાં 'રબ્બના વ લકલ હમ્દુ' કહેતા અને સજદામાં જતી વખતે અલ્લાહુ અકબર કહેતા. પછી સજદામાંથી શિર ઉઠાવતાં અલ્લાહુ અકબર કહેતા. પછી સજદો કરતી વખતે તકબીર કહેતા. પછી સજદામાંથી શિર ઉઠાવતી વખતે તકબીર કહેતા, જ્યારે પહેલી બે રકઅત પઢીને ઉભા થતા ત્યારે પણ અલ્લાહુ અકબર કહેતા. આવી રીતે દરેક રકઅતમાં કરતા હતા. નમાઝથી પરવારીને કહેતા : તે ખુદાની કસમ, જેના કબજામાં મારી જાન છે, હું રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝને ઘણી મળતી આવતી નમાઝ તમારી સામે રજૂ કરું છું. કારણ કે, જે વખતે હુઝૂર (સલ.)એ દુનિયાથી પરદો કર્યો તે વખતે હુઝૂર (સલ.)ની નમાઝ આ જ હતી. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જે વખતે રૂકૂઅમાંથી શિર ઉઠાવતા હતા તે વખતે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ, રબ્બના વ લકલ હમ્દુ' કહેતા હતા, પછી આપ અમુક મુસલમાનોના નામો લઈને તેમના માટે નેક દુઆ કરતા હતા, જેથી કહેતા : ઈલાહી ! વલીદ ઈબ્ને વલીદને, સલમા ઈબ્ને હિશામને, અય્યાશ ઈબ્ને અબી રબીઆને અને મક્કાના દબાયેલા અને કમજોર મુસલમાનોને મુક્તિ આપ. ઈલાહી ! મુદરની કોમ ઉપર તારો સખ્ત અઝાબ નાખ અને તેમને સાત વરસના એવા દુકાળમાં સપડાવ, જેમ કે યૂસુફ (અલૈ.)ના સમયમાં દુકાળ પડયો હતો. (મુદરને હુઝૂર એટલા માટે બદ્દુઆ આપતા હતા કે) તે સમયે પૂર્વ બાજુમાં રહેનારા મુદર કબીલાના કાફિરો આપના વિરોધી હતા.

(૨૯૮/૮૭૪) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.) ઘોડા ઉપરથી પડી ગયા અને આપના જમણા પડખામાં ઉઝરડો પડયો. અમે હુઝૂરની બીમારપુર્સી માટે સેવામાં હાજર થયા. એવામાં નમાઝનો વખત થઈ ગયો. હુઝૂર (સલ.)એ અમને બેઠા બેઠા નમાઝ પઢાવી અને અમે પણ બેસીને પઢી. નમાઝથી પરવારીને ફરમાવ્યું : ઈમામ માત્ર એટલા માટે મુકર્રર થયો છે કે તેનું અનુકરણ કરવામાં આવે એટલે જે વખતે તે તકબીર કહે તે વખતે તમે પણ તકબીર કહો. તે રૂકૂઅ કરે ત્યારે તમે પણ રૂકૂઅ કરો. તે

રૂકૂઅમાંથી શિર ઉઠાવે ત્યારે તમે પણ શિર ઉઠાવો. તે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'રબ્બના વ લકલ હમ્દુ' કહો અને જ્યારે તે સજદો કરે ત્યારે તમે પણ સજદો કરો. એક રિવાયતમાં આવ્યું છે કે, હુઝૂર (સલ.)ની જમણી પિંડલી છોલાઈ ગઈ હતી, (પડખામાં ઉઝરડો પડયો ન હતો.) ઈમામ બુખારીએ સુફયાનની રિવાયતથી બયાન કર્યું છે કે, ઈમામ ઝુહરીએ 'રબ્બના વ લકલ હમ્દુ' 'વાવ' (વ)ની સાથે રિવાયત કરી છે.

**સજદો કરવાનો સવાબ :**

(૨૯૯/૮૭૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, (એક વાર) સહાબા (રદિ.)એ પૂછયું : યા રસુલલ્લાહ ! શું કિયામતમાં અમે ખુદા તઆલાને જોઈશું? આપે ફરમાવ્યું : ચૌદમી રાતના ચંદ્ર ઉપર જો વાદળ ન હોય તો શું તમને તેના જોવામાં શંકા હોઈ શકે છે ? સહાબાએ કહ્યું : ના, યા રસૂલલ્લાહ ! આપે કહ્યું : જો વાદળ ન હોય તો સૂર્ય જોવામાં શંકા હોઈ શકે છે ? તેમણે કહ્યું : ના. આપે ફરમાવ્યું : બસ એ જ પ્રમાણે તમે લોકો ખુદા તઆલાને જોશો. ખુદા તઆલા કિયામતના દિવસે બધા લોકોને ભેગા કરીને કહેશે : જે માણસ જે વસ્તુની (દુનિયામાં) પૂજા કરતો રહયો છે, આજે તેને સાથ આપે (તેની સાથે દોઝખમાં જાય) એટલે જે માણસ સૂર્યની પૂજા કરતો હશે તે તેની સાથે જશે. જે ચંદ્રને પૂજતો હશે તે ચંદ્રની સાથે જશે. જે શયતાનોની પૂજા કરતો હશે તે તેમની સાથે જશે, માત્ર આ ઉમ્મતે મુહમ્મદી જ રહી જશે. એમાં (મુસલમાન અને) મુનાફિક (બધા જ) હશે. ખુદા તઆલા (પહેલા) મુસલમાનોની સામે (એવી રીતે) આવશે, (જે મુસલમાનોની માન્યતાની વિરૂદ્ધ હશે) અને કહેશે કે હું તમારો પાલનહાર છું. મુસલમાનો કહેશે : (નઊઝુ બિલ્લાહ, ખુદાની પનાહ,) અમે અહીં અમારા પાલનહારની રાહ જોઈએ છીએ. અમારો પાલનહાર જ્યારે ઝલક બતાવશે ત્યારે અમે તેને ઓળખી લઈશું. ત્યાર પછી ખુદા તઆલા (એવી રીતે) મુસલમાનો સામે આવશે (જે તેમની માન્યતા મુજબ હશે.) અને કહેશે : હું તમારો પાલનહાર છું. મુસલમાનો કહેશે : બેશક, તું અમારો પાલનહાર છે. તે પછી ખુદા તઆલા તેમને પોતાના તરફ બોલાવશે. પછી દોઝખની પીઠ (પાછળના ભાગ) ઉપર પુલ મૂકવામાં આવશે. સૌથી પહેલાં હું અને મારી ઉમ્મત તેને પાર કરીશું. (તે દિવસે) પયગમ્બરો સિવાય બીજું કોઇ વાત કરી શકશે નહી અને પયગમ્બરો પણ તે દિવસે એટલું જ કહેશે : અય અલ્લાહ ! તારી પનાહ, અય અલ્લાહ ! તારી પનાહ. દોઝખમાં સઅદાન ઘાસના અંકોડા હશે. (સઅદાન એક ઝાડનું નામ છે, જેના કાંટા વાંકી અણીવાળા હશે.) હુઝૂરે સહાબાને સંબોધીને કહયું : સઅદાનના કાંટા તમે જોયા છે ? સહાબાએ કહયું : જી હા.



આપે ફરમાવ્યું : બસ દોઝખના અંકોડા પણ સઅદાનના કાંટાની જેમ હશે, પરંતુ કેટલા મોટા હશે તે ખુદાના સિવાય બીજું કોઇ જાણતું નથી. ફરિશ્તાઓ તે અંકોડા વડે પુલ ઉપરથી લોકોને ખેંચીને દોઝખમાં નાખી દેશે અને તેનું કારણ માત્ર તેમના ખરાબ કામો હશે, જેથી અમુક માણસો પોતાના કામોના કારણે હલાક થઇ જશે અને અમુક માણસો મુક્તિ (નજાત)ના સમય સુધી અધમુવા થઇ જશે. જ્યારે ખુદા તઆલા બંદાઓના ચુકાદામાંથી પરવારી જશે અને દોઝખવાળાઓમાંથી જેના ઉપર રહમ કરવા માંગશે ત્યારે ફરિશ્તાઓને હુકમ કરશે કે, જે માણસે ખુદા તઆલાની સાથે કોઈને ભાગીદાર ન બનાવ્યો હોય તેને દોઝખમાંથી કાઢી લો. હુકમ મુજબ ફરિશ્તાઓ સજદાની નિશાનીઓથી ઓળખી ઓળખીને કાઢી લેશે. કારણ કે, માણસના શરીરના બીજા ભાગને તો આગ ખાઇ જશે, પરંતુ સજદાની નિશાનીઓને સળગાવવું અલ્લાહના હુકમથી આગ ઉપર હરામ છે, જેથી દાઝેલા, બળેલા લોકો દોઝખમાંથી કાઢવામાં આવશે. તે પછી તેમના ઉપર 'આબે હયાત' છાંટવામાં આવશે તો જેવી રીતે પાણીના વહેણના કિનારે ઉગી નીકળનાર દાણો ફુટી નીકળે છે, તેવી જ રીતે લોકો નવે શિરેથી ફુટી નીકળશે. અલ્લાહનો ચુકાદો પૂરો થયા પછી એક માણસ બાકી રહી જશે. તે વખતે તેનું મોં દોઝખ તરફ હશે અને સૌથી છેલ્લે જન્નતમાં દાખલ થશે. તે કહેશે : અય અલ્લાહ ! મારું મો દોઝખ તરફથી ફેરવી નાખ. એની ગંધથી હું અકળાય ગયો છું અને આગની ઝાળે મને બાળી મૂકયો. (જેટલી વાર સુધી ખુદાનો હુકમ હશે તેટલી વાર સુધી આ માણસ દુઆ કરતો રહેશે. છેવટે) ખુદા તઆલા કહેશે કે, જો હું તારો સવાલ પૂરો કરી આપું તો પછી તું બીજું કંઇ પણ માંગશે ? તે માણસ કહેશે : ના, હું બીજું કંઇ માંગીશ નહી. ખુદા તઆલા જ્યારે તેની પાસેથી વધુ સવાલ ન કરવાનું વચન લઇ લેશે ત્યાર પછી તેના મોંને દોઝખ તરફથી ફેરવીને જન્નત તરફ કરી દેવામાં આવશે. તે માણસ જ્યારે જન્નતને પોતાની સામે જોશે ત્યારે જેટલી વાર સુધી ખુદા ઈચ્છશે તેટલી વાર સુધી ચુપ રહેશે. પછી કહેશે : અય અલ્લાહ ! જન્નતના દરવાજા સુધી મને પહોંચાડી દે. ખુદા તઆલા કહેશે : શું તે વચન આપ્યું નથી કે પહેલા સવાલ સિવાય બીજો સવાલ નહીં કરું ? તે માણસ કહેશે : અય મારા પાલનહાર ! હું તારી મખ્લૂકમાં બદનસીબ રહેવા માંગતો નથી. ખુદા તઆલા કહેશે કે, જો હું તારી આ ઇચ્છા પૂરી કરી દઉં તો પછી તું બીજું કંઇ તો માંગશે નહી ને ? તે કહેશે : તારી ઇઝઝતની કસમ ! હું બીજું કંઇ માંગીશ નહી. જ્યારે તે માણસ ન માંગવાનું વચન આપશે ત્યારે ખુદા તઆલા તેને જન્નતના દરવાજા ઉપર લઇ જઈને ઉભો કરી દેશે.

જન્નતના દરવાજા ઉપર પહોંચીને આખી જન્નત તેની નઝરની સામે હશે અને જે કંઇ નેઅમતો અને ખુશીઓ જન્નતની અંદર હશે તે તેને દેખાશે, ત્યારે જેટલી વાર ખુદા ઇચ્છશે તેટલી વાર તે ચુપ રહેશે, પરંતુ પાછળથી તે કહેશે કે, અય મારા પાલનહાર ! મને જન્નતમાં દાખલ કરી દે. ખુદા તઆલા કહેશે : શું તે વચન આપ્યું નથી કે, વધુ માંગીશ નહી ? અફસોસ, હે માનવી ! તું ભારે વચનભંગ કરનાર છે. તે કહેશે : અય અલ્લાહ ! (આ એટલા માટે કહું છું કે) તારી મખ્લૂક (સર્જન)માં સૌથી બદનસીબ મને ન બનાવ. (આ પ્રમાણે તે ઘણી વાર સુધી દુઆમાં મશગૂલ રહેશે.) છેવટે ખુદા તઆલા તેનાથી ખુશ થઇ જશે અને કહેશે : જા, જન્નતમાં દાખલ થઇ જા. તે માણસ જન્નતમાં દાખલ થઇ જશે. તે પછી ખુદા તઆલા તેને કહેશે : કોઇ વસ્તુ માંગ. તે મરજી મુજબ પોતાના પાલનહાર પાસે માંગશે અને પોતાની ઇચ્છા જાહેર કરશે (અને ખુદા તઆલાની મહેરબાની તેના ઉપર રહેશે.) પાછળથી ખુદા તઆલા પોતે તેને યાદ અપાવશે કે, ફલાણી વસ્તુ પણ માંગ, ફલાણી વસ્તુ પણ માંગ. જ્યારે તેની બધી ઇચ્છાઓ અને તમન્નાઓ પૂરી થશે ત્યારે અલ્લાહ તઆલા કહેશે : તારી આ બધી માંગણીઓ પૂરી કરી દેવામાં આવી અને તેની સાથે બીજું એટલું જ મે તને આપ્યું. એક રિવાયતમાં છે કે ખુદા તઆલા કહેશે : મે તને એની સાથે બીજું દસ ઘણું આપ્યું.

**નમાઝી પોતાની કોણીઓને (પડખાથી) અને પેટને (જાંઘોથી) દૂર રાખે :**

(૩૦૦/૮૭૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને માલિક કહે છે કે, નમાઝ પઢતી વખતે (સજદાની હાલતમાં) હુઝૂર (સલ.) પોતાના હાથ ખુલ્લા રાખતા હતા. અહીં સુધી કે આપની બગલોની ધોળાશ દેખાતી હતી.

**(અત્તહિય્યાતમાં નમાઝી પોતાના પગની આંગળીઓને કિબ્લા તરફ રાખે. આ હદીસને અબૂ હુમૈદે રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરી છે.**

**જો નમાઝી બરાબર સંપૂર્ણપણે સજદો ન કરે (તો શું હુકમ છે ?)**

(૩૦૧/૮૭૭) હઝરત હુઝૈફા (રદિ.)એ એક માણસને જોયો કે, રૂકૂઅ અને સજદો સંપૂર્ણપણે કરતો ન હતો. જ્યારે તે માણસ નમાઝ પઢી ચુકયો ત્યારે તેમણે તેને કહ્યું : તારી નમાઝ થઇ નથી. જો તું આ હાલતમાં મરીશ તો બેદીન (ઇસ્લામહીન) થઇને મરીશ.

**સાત હાડકાંઓ ઉપર સજદો કરવાનું બયાન :**

(૩૦૨/૮૭૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને ખુદાનો



હુકમ થયો હતો કે, સાત હાડકાંઓ ઉપર સજદો કરે. પેશાની, બંને હાથ, બંને ઘુંટણ, બંને પગ. (એવો પણ હુકમ હતો કે) કપડાં અને વાળને નમાઝમાં સમેટે નહી.

(૩૦૩/૮૭૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અમને હુકમ થયો છે કે, નમાઝમાં સાત હાડકાંઓ પર સજદો કરીએ અને વાળ અને કપડાને સમેટીએ નહી.

(૩૦૪/૮૮૦) હઝરત બરા (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ નમાઝ પઢતા હતા. હુઝૂર (સલ.) જ્યારે 'સમિઅલ્લાહુ લિમન હમિદહ' કહી દેતા ત્યારે અમારામાંથી કોઇ ત્યાં સુધી પોતાની પીઠ ઝુકવતો ન હતો જ્યાં સુધી હુઝૂર પોતાની પેશાની જમીન પર મૂકી દેતા ન હતા.

**નાક પર સજદો કરવો :**

(૩૦૫/૮૮૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અમને હુકમ મળ્યો છે કે, સાત હાડકાંઓ ઉપર સજદો કરીએ : ૧. પેશાની. હુઝૂરે એમ કહીને હાથથી નાક તરફ ઇશારો કર્યો હતો. ૨. બંને હાથ, ૩. બંને ઘુંટણ, ૪. બંને પગોની આંગળીઓ. તે પણ હુકમ છે કે, કપડાં અને વાળને ન સમેટીએ.

**કાદવમાં નાક પર સજદો કરવો :**

(૩૦૬/૮૮૨) અબૂ સલમા કહે છે : મેં અબૂ સઇદ ખુદરી (રદિ.)ને જઇને કહ્યું : તમે અમારી સાથે નખ્લ (સ્થળનું નામ) સુધી આવો છો ? ત્યાં થોડીક વાતો કરીશું. અબૂ સઇદ અમારી સાથે આવ્યા. મેં તેમને કહયું કે, મને તે હદીસ સંભળાવો, જે તમે લયલતુલ કદ્ર વિષે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળી છે. અબૂ સઇદ કહેવા લાગ્યા : (એક વરસ) રમઝાનના પહેલા દાયકામાં રસૂલુલ્લાહ (સલ.) ઇઅતિકાફમાં બેઠા. અમે પણ આપની સાથે ઇઅતિકાફ કર્યો. (ઇઅતિકાફ દરમ્યાન) હુઝૂરની પાસે હઝરત જિબ્રઇલ આવ્યા અને કહેવા લાગ્યા : જે વસ્તુ તમે શોધો છો તે આગળ છે. તે પછી હુઝૂરે વચ્ચેના દાયકામાં પણ ઇઅતિકાફ કર્યો અને અમે પણ આપની સાથે ઇઅતિકાફમાં બેસી ગયા. બીજી વાર હઝરત જિબ્રઇલ હુઝૂરની પાસે આવીને કહેવા લાગ્યા : જે વસ્તુને તમે શોધો છો તે આગળ છે. વીસમી તારીખની સવારે હુઝૂર ખુત્બો પઢયા અને કહ્યું : જે માણસે મારી સાથે ઇઅતિકાફ કર્યો હતો તે પોતાની ઇઅતિકાફની જગ્યામાં આવી જાય. બેશક, મને લયલતુલ કદ્રની ખબર પડી ગઈ હતી, પરંતુ હું ભૂલી ગયો. હા,

(૩૦૪/૮૮૦) ઇમામની સાથે જ સજદા માટે ઝુકવું જોઇએ. આ હદીસમાં રસૂલુલ્લાહ (સલ.)ની વૃદ્ધાવસ્થાના સમયનો ઉલ્લેખ છે. હુઝૂર (સલ.)ને સજદામાં જતા વાર લાગતી હતી અને લોકો તેમના કરતાં પહેલાં સજદામાં ચાલ્યા જતા હતા જેની મનાઇ છે. એટલે ગુનાહથી બચવા માટે સહાબા (રદિ.) થોડીવાર પછી સજદા માટે ઝુકતા હતા.

લયલતુલ કદ્ર છેલ્લા દાયકાની એકી રાતોમાં છે અને હું મને પોતાને જોઈ રહ્યો છું કે (તે રાત્રે) હું પાણી અને માટીમાં સજદો કરી રહ્યો છું (કિંવા લયલતુલ કદ્ર તે રાત છે, જેમાં વરસાદ પડશે, મસ્જિદમાં કાદવ થઈ જશે અને તે જ કાદવમાં હું નમાઝ પઢીશ). અબૂ સઈદ કહે છે : તે દિવસે આકાશમાં એક વાદળી પણ અમને દેખાતી ન હતી, પરંતુ અચાનક વાદળ આવ્યું. વરસાદ પડયો (અને મસ્જિદની છત ટપકવા લાગી. કારણ કે,) તે સમયે મસ્જિદે નબવીની છત ખજુરની ડાળીઓની બનેલી હતી. હુઝૂરે અમને તે (કાદવ)માં જ નમાઝ પઢાવી અને મેં પાણી અને માટીની નિશાની હુઝૂર (સલ.)ની પેશાની અને નાક ઉપર લાગેલી જોઈ.

✪ ભાગ–૩ સમાપ્ત ✪



1

# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

## ભાગ–૪

# બુખારી શરીફ

## ભાગ-૪

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**(નમાઝ પહેલાં) કપડાંને ગાંઠ મારવી અને બાંધી લેવાનું બયાન અને જો સત્રે ઓરત ખૂલી જવાનો ભય હોય તો (નમાઝમાં) કપડાં સમેટવું :**

(૧/૮૮૩) હઝરત સહલ ઈબ્ને સઅદ કહે છે કે, લોકોની ચાદરો નાની રહેતી હતી અને લોકો તેને ગળામાં બાંધી લેતા હતા. એટલે (રસૂલુલ્લાહનો) ઓરતોને હુકમ હતો કે, જ્યાં સુધી મરદો બેસી ન જાય ત્યાં સુધી તમે શિર ન ઉઠાવો.

**નમાઝી માથાના વાળને જમીન ઉપર પડતા ન રોકે :**

(૨/૮૮૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને ખુદા તઆલા તરફથી હુકમ થયો હતો કે, સાત હાડકાંઓ ઉપર સજદો કરે અને (સજદામાં માથાના) વાળને ન રોકે અને કપડાંને (વગર કારણે) ન સમેટે.

**નમાઝી નમાઝમાં (ઝરૂરત વગર) કપડું ન સમેટે :**

(૩/૮૮૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, મને હુકમ થયો છે કે, નમાઝમાં સાત હાડકાંઓ ઉપર સજદો કરું અને ન વાળને રોકું અને ન કપડાંને.

**સજદામાં સુબ્હાનલ્લાહ પઢવું અને દુઆ કરવાનું બયાન :**

(૪/૮૮૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રૂકૂઅ; સજદામાં આ શબ્દો ઘણીવાર બોલતા હતા : **સુબ્હાનક લ્લાહુમ્મ રબ્બના વ બિહમ્દિક અલ્લાહુમ્મ ગ્ફિરલી.**

**બે સજદાઓની વચ્ચે થોભવાનું બયાન :**

(૫/૮૮૭) હઝરત અબૂ કિલાબા (અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ) કહે છે (એક વાર) માલિક ઈબ્ને હુવયરિસ (રદિ.)એ પોતાના સાથીઓને કહ્યું; શું હું તમને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝ (પઢીને) બતાવું ? એ નમાઝના વખત સિવાયમાં હતું. હઝરત માલિક ઈબ્ને હુવયરિસ એમ કહીને નમાઝ

(૪/૮૮૬) નફિલ નમાઝમાં 'સુબ્હાન રબ્બિયલ અઅલા' ત્રણવાર પઢયા પછી એ શબ્દો પઢવાની રજા છે. ઈમામે જમાઅત સાથે નમાઝ પઢતી વખતે એ ન પઢવા જોઈએ.

માટે ઉભા થયા. કિયામ કર્યો, રૂકૂઅ કર્યો, પછી અલ્લાહુ અકબર કહયું. તે પછી શિર ઉઠાવીને થોડીવાર ઊભા રહ્યા. પછી સજદામાં ગયા. સજદામાંથી શિર ઉઠાવીને થોડી વાર થોભ્યા. પછી સજદો કર્યો, પછી શિર ઉઠાવીને થોડી વાર થોભ્યા. અબૂ કિલાબાએ કહયું કે, માલિકની નમાઝ એવી હતી, જેવી કે અમારા આ ઉસ્તાદ અમ્ર ઈબ્ને સલમાની. એયૂબ (રાવી) કહે છે કે અમ્ર ઈબ્ને સલમા (નમાઝમાં) એવા કામો કરતા હતા જે બીજા લોકોને મેં કરતા જોયા નથી. અમ્ર ઈબ્ને સલમા ત્રીજી રકઅતમાં (અંતમાં) અથવા ચોથી રકઅતમાં (ઈસ્તિરાહતનો) જલસો કરતા હતા. માલિક કહે છે કે, અમે મુસલમાન થઈ હુઝૂરની સેવામાં હાજર થયા હતા અને (મહીના સુધી) આપની પાસે રહ્યા હતા. છેવટે હુઝૂરે અમને કહયું હતું કે, જ્યારે તમે લોકો તમારા ઘેર પાછા જાઓ ત્યારે ફલાણી નમાઝ ફલાણા વખતે પઢજો અને ફલાણી નમાઝ ફલાણા વખતે અને જ્યારે નમાઝનો વખત થઈ જાય ત્યારે તમારામાંથી એક માણસ અઝાન આપે અને જે સૌથી મોટો હોય તે ઈમામત કરે.

(૬/૮૮૮) હઝરત બરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નો રૂકૂઅ, સજદો અને જલસએ ઈસ્તિરાહત લગભગ બરાબર રહેતો હતો.

(૭/૮૮૯) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)એ કહ્યું કે, જેવી રીતે મેં રસૂલુલ્લાહ (સલ.)ને નમાઝ પઢતા જોયા છે એવી રીતે તમને નમાઝ પઢાવીશ. એમાં કોઈ ઘટાડો નહીં કરું. હઝરત સાબિત કહે છે કે, હઝરત અનસ (રદિ.) નમાઝમાં એવા કામો કરતા હતા જે હું તમને કરતાં જોતો નથી. તેઓ રૂકૂઅ પછી શિર ઉઠાવીને એટલી વાર ઉભા રહેતા કે, લોકોને વિચાર આવતો કે કદાચ તેઓ ભુલી ગયા છે. એવી જ રીતે બે સજદાઓની વચ્ચે એટલી વાર થોભતા હતા કે, જોનારાઓને ભૂલી જવાનો વહેમ જતો હતો.

**નમાઝી સજદામાં બાંયો ન પાથરે :**

(૮/૮૯૦) અબૂ હુમૈદ કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ સજદો કર્યો. બંને હાથ ઝમીન ઉપર મૂક્યા, પરંતુ બાંયોને ઝમીન ઉપર પાથરી નહીં અને ન પાંસળીઓ સાથે કરી દીધી.

(૯/૮૯૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :

(૫/૮૮૭) બે સજદા વચ્ચે જે રીતે બેસવામાં આવે છે તે રીતે પહેલી રકઅત અને ત્રીજી રકઅત પછી બેસવાને 'જલ્સએ ઈસ્તિરાહત' કહેવામાં આવે છે. ઈમામ અબૂ હનીફા (રહ.) કહે છે કે, પહેલી અને ત્રીજી રકઅત પછી સીધા જ ઉભું થઈ જવું જોઈએ, બેસવું ન જોઈએ. જમીન પર હાથ ટેકવ્યા વગર ઉભું થવું અફઝલ છે. અનેક રિવાયતોમાં એને અફઝલ ગણવામાં આવ્યું છે. હા, ઘરડા અથવા બીમાર માણસ માટે એમાં વાંધો નથી.



સજદામાં સમતુલા જાળવો અને કોઈ માણસ કુતરાની જેમ પોતાની બાંયો ઝમીન ઉપર ન બિછાવે.

**એકી રકઅત (પહેલી અને ત્રીજી) પૂરી થતાં કાયદેસર બેસીને ઉભું થવું જોઈએ :**

(૧૦/૮૯૨) હઝરત અબૂ કિલાબા કહે છે : મને માલિક ઈબ્ને હુવયરિસ બસ્રીએ કહ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને નમાઝ પઢતા જોયા છે. આપ પોતાની નમાઝની એકી રકઅત પછી ત્યાં સુધી ઉભા થતા ન હતા જ્યાં સુધી બરાબર બેસી લેતા ન હતા.

**જ્યારે રકઅતમાંથી ઉભો થાય ત્યારે ઝમીન પર કેવી રીતે ટેકવે ?**

(૧૧/૮૯૩) અય્યૂબ સુખ્તિયાનીનું બયાન છે કે, અબૂ કિલાબા કહેતા હતા : એક વાર માલિક ઈબ્ને હુવયરિસ આવ્યા અને અમારી આ મસ્જિદમાં અમને નમાઝ પઢાવી અને કહ્યું : હું તમને નમાઝ પઢાવવા માંગતો નથી, બલકે એ બતાવવા માગું છું કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને કેવી રીતે નમાઝ પઢતા જોયા છે. અય્યૂબે કહયું : મેં અબૂ કિલાબાને પૂછયું કે, માલિકે કેવી રીતે નમાઝ પઢી હતી ? અબૂ કિલાબા બોલ્યા : અમારા આ ઉસ્તાદ કિંવા અમ્ર ઈબ્ને સલમાની જેમ. અય્યૂબ કહે છે કે, અમ્ર ઈબ્ને સલમા બધી તકબીરો કહેતા હતા અને જ્યારે બીજા સજદામાંથી શિર ઉંચકતા ત્યારે બેસી જતા, પછી ઝમીન ઉપર ટેકો દઈને ઉભા થતા હતા.

**નમાઝી જ્યારે બે રકઅત પઢીને પહેલા તશહહુદથી પરવારીને ત્રીજી રકઅત માટે ઉઠે ત્યારે અલ્લાહુ અકબર કહે :**

(૧૨/૮૯૪) ઈબ્ને ઝુબેર પહેલા તશહહુદ પછી ઉભા થતી વખતે તકબીર કહેતા હતા.

(૧૩/૮૯૫) હઝરત સઈદ ઈબ્ને હારિસ (ઈબ્ને મુઅલ્લા અન્સારી મદની ) કહે છે : એકવાર (મદીનામાં) અમને અબૂ સઈદે (સઈદ ઈબ્ને માલિક અન્સારીએ) નમાઝ પઢાવી. તેમણે પહેલા સજદામાંથી શિર ઉઠાવતી વખતે, બીજા સજદામાં જતી વખતે, બીજા સજદામાંથી શિર ઉઠાવતી વખતે અને પહેલી બે રકઅત પછી ઉભા થતી વખતે ઊંચા સાદે તકબીર કહી. નમાઝથી પરવારીને કહયું : મેં આ જ પ્રમાણે રસૂલુલ્લાહ (સલ.)ને નમાઝ પઢતા જોયા છે.

(૧૪/૮૯૬) હઝરત મુતર્રિફ ઈબ્ને અબ્દુલ્લાહ આમિરી (રદિ.) કહે છે કે, મેં અને ઈમ્રાન ઈબ્ને હુસેન (રદિ.)એ એક વાર (બસરામાં) હઝરત અલી (રદિ.)ની પાછળ નમાઝ પઢી. હઝરત અલી સજદામાં જતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા. સજદામાંથી શિર ઉઠાવતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા અને જ્યારે બે રકઅત પઢીને ત્રીજી રકઅત

માટે ઉભા થતા ત્યારે અલ્લાહુ અકબર કહેતા હતા. નમાઝથી પરવાર્યા પછી ઇમ્રાન ઇબ્ને હુસેને મારો હાથ પકડીને કહ્યું કે, તેમણે તો અમને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની જેમ નમાઝ પઢાવી અથવા એમ કહ્યું કે, એમણે તો મને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની યાદ અપાવી.

**અત્તહિય્યાતમાં બેસવાની શું રીત છે ?**

(૧૫/૮૯૭) ઉમ્મે દરદા (રદિ.) નમાઝમાં મરદોની જેમ બેસતાં હતાં અને ફકીહા (સમજદાર ઓરત) પણ હતાં.

(૧૬/૮૯૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્દુલ્લાહે અબ્દુર્રહમાન ઇબ્ને કાસિમને બયાન કર્યું કે, મારા પિતા હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) નમાઝમાં અત્તહિય્યાત માટે ચાર પગે બેસતા હતા. એટલે હું પણ ચાર પગે બેઠો, પરંતુ હું યુવાન હતો, એટલે મારા પિતાએ મને એવી રીતે બેસવાની મનાઇ કરી અને કહ્યું : નમાઝની સુન્નત રીત એ છે કે, જમણા પગને ઉભો રાખે અને ડાબા પગને બિછાવે. મેં કહ્યું : તમે તો ચાર પગે બેસો છો. કહ્યું : હા, મારા પગમાં શકિત નથી.

(૧૭/૮૯૯) મુહમ્મદ ઇબ્ને અમ્ર ઇબ્ને અતા કહે છે : એક વાર હું રસૂલુલ્લાહ (સલ.)ના સહાબાની એક જમાઅતમાં બેઠો હતો. અચાનક રસૂલુલ્લાહની નમાઝની વાત આવી. અબૂ હુમૈદ સાઇદીએ કહ્યું : મને રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝની તમારા લોકો કરતાં વધારે ખબર છે. મેં હુઝૂરને જોયા કે જ્યારે આપ તકબીરે તહરીમા કહેતા ત્યારે બંને હાથોને બંને ખભાઓ સુધી લઇ જતા હતા. રૂકૂઅમાં જતા હતા ત્યારે બંને હાથોને ઘુંટણો ઉપર મજબુતીથી મૂકીને પીઠને સમતોલ રાખતા હતા. રૂકૂઅમાંથી શિર ઉઠાવતા હતા ત્યારે બિલકુલ સીધા ઉભા થઇ જતા હતા કે, પીઠનું દરેક અવયવ બરાબર પોતાની જગ્યાએ આવી જતું હતું. જ્યારે સજદો કરતા હતા ત્યારે ન હાથોને ઝમીન ઉપર બિછાવતા હતા અને ન (પાંસળીઓ સાથે) કરી દેતા હતા અને પગની આંગળીઓનો આગળનો ભાગ કિબ્લાની દિશામાં રાખતા હતા. જ્યારે બે રકઅત પછી તશહહુદમાં બેસતા હતા ત્યારે ડાબા પગ ઉપર બેસતા હતા અને જમણો પગ ઉભો રાખતા હતા અને જ્યારે છેલ્લી રકઅતમાં બેસતા હતા ત્યારે ડાબા પગને આગળ કરતા હતા અને જમણા પગને ઉભો રાખતા હતા અને નિતંબ પર બેસતા હતા.

**પહેલું તશહહુદ ફર્ઝ નથી. કારણ કે હુઝૂર (સલ.) તશહહુદ વગર ત્રીજી રકઅત માટે ઉભા થઇ ગયા હતા અને પાછા ફરીને તશહહુદમાં બેઠા ન હતા :**



(૧૮/૯૦૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને માલિક ઇબ્ને બુજય્ના, જેઓ અઝદશન્વા કબીલાના હતા અને બની અબ્દે મુનાફના મિત્ર હતા અને રસૂલુલ્લાહ (સલ.)નો સહવાસ કેળવ્યો હતો. કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ લોકોને ઝુહરની નમાઝ પઢાવી ત્યારે પહેલી બે રકઅત પઢીને તશહહુદમાં ન બેઠા, બલકે સીધા ઉભા થયા. લોકો પણ ઉભા થઇ ગયા. જ્યારે નમાઝ પૂરી થઇ ગઇ અને મુકતદી સલામ ફેરવવાની રાહ જોતા હતા કે આપે બેઠા બેઠા અલ્લાહુ અકબર કહ્યું અને સલામ પહેલા સહ્વના બે સજદા કર્યા, પછી સલામ ફેરવી.

**(ચાર રકઅત અને ત્રણ રકઅત નમાઝના) પહેલા કઅદામાં તશહહુદ પઢવું સાબિત છે :**

(૧૯/૯૦૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને માલિક ઇબ્ને બુજય્ના (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ અમને ઝુહરની નમાઝ પઢાવી અને ત્રીજી રકઅતમાં કઅદો કર્યા વગર ઉભા થઇ ગયા. જો કે આપે બેસવું જોઇતું હતું. પછી નમાઝ પૂરી થતાં આપે બેઠા બેઠા સહ્વના બે સજદા કર્યા.

**છેલ્લા કઅદામાં અત્તહિય્યાત વાજિબ છે :**

(૨૦/૯૦૨) શકીક ઇબ્ને સલમા કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઉદ (રદિ.) કહેતા હતા, જ્યારે અમે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ નમાઝ પઢતા હતા ત્યારે (અત્તહિય્યાત વખતે) અમે લોકો કહેતા હતા : જિબ્રાઇલ અને મીકાઇલ ઉપર સલામ, ફલાણા અને ફલાણા ઉપર સલામ. (નમાઝ પછી એક દિવસ) હુઝૂરે અમારા તરફ ગરદન ફેરવીને કહ્યું : ખુદા તો પોતે સલામ છે (કિંવા ખુદા તઆલાના નામોમાંથી એક નામ સલામ પણ છે.) એટલે જે માણસ તમારામાંથી નમાઝ પઢે તેણે તશહહુદમાં આ શબ્દો કહેવા જોઇએ :

**અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ ત્તય્યિબાતુ અસ્સલામુ અલય્ક અય્યુહ ન્નબિય્યુ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ, અસ્સલામુ અલય્ના વ અલા ઇબાદિ લ્લાહિ સ્સાલિહીન.** જ્યારે તમે એ કહો છો ત્યારે ઝમીન અને આસમાનમાં અલ્લાહના દરેક નેક બંદાને એ પહોંચે છે. **અશહદુ અલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ.**

**સલામ ફેરવતાં પહેલાં દુઆ પઢવાનું બયાન :**

(૨૧/૯૦૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તશહહુદ પછી સલામ ફેરવતા પહેલાં આ દુઆ પઢતા

હતા : **અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિન અઝાબિલ કબ્રિ વ અઊઝુ બિક મિન ફિત્નતિલ મસીહિ દજ્જાલી વ અઊઝુ બિક મિન ફિત્નતિલ મહ્યા વ ફિત્નતિલ મમાતિ, અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ મઅસમિ વલ મગ્રમિ** (કિવા અય અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છું કબ્રના અઝાબથી, તારી પનાહ માંગુ છું મસીહ દજ્જાલના ફિત્નાથી, તારી પનાહ માંગુ છું ઝિંદગીના ફિત્નાથી અને મોતના ફિત્નાથી. અય અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છું ગુનાહની વાતોથી અને કર્ઝથી. આ સાંભળીને એક માણસે પૂછયું : આપ કર્ઝથી કેવી પનાહ માંગો છો ? આપે કહ્યું, (વાત એ છે) કે દેવાદાર માણસ જ્યારે વાતો કરે છે ત્યારે જૂઠું બોલે છે અને વાયદો કરે છે ત્યારે તેને પૂરો કરતો નથી.

(૨૨/૯૦૪) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ એક વાર હુઝૂરે અકદસ (સલ.)ને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મને કોઇ એવી દુઆ શીખવો, જેને હું નમાઝમાં પઢતો રહું. ફરમાવ્યું : આ પઢા કરો : **અલ્લાહુમ્મ ઇન્ની ઝલમ્તુ નફસી ઝુલ્મન કસીરંવ્ વ લાયગ્ફિરૂઝ્ ઝુનૂબ ઇલ્લા અન્ત ફગ્ફિરલી મગફિરતમ મિન ઇન્દિક વરહમ્ની ઇન્નક અન્તલ ગફુરૂ ર્રહીમ** (અય અલ્લાહ ! મેં મારી જાત ઉપર ઘણો ઝુલ્મ કર્યો છે અને તારા સિવાય કોઇ ગુનોહ માફ કરી શકતું નથી, માટે તું તારા તરફથી મને માફ કરી દે અને મારા ઉપર રહમ કર. કારણ કે, તું મોટો બખ્શનાર અને રહમ કરનાર છે.

## તશહહુદ પછી જે દુઆ ઇચ્છે તે પઢી શકે છે અને આ ઇખ્તિયાર પણ વાજિબ નથી :

(૨૩/૯૦૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, જ્યારે અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નમાઝમાં રહેતા હતા ત્યારે આ શબ્દો કહેતા હતા કે, અલ્લાહ ઉપર બંદાઓ તરફથી સલામ, ફલાણા ઉપર સલામ, ફલાણા ઉપર સલામ. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એમ ન કહો કે, ખુદા ઉપર સલામ, ખુદા તો પોતે જ સલામ છે, (કિવા એનું નામ સલામ છે.) બલકે આ શબ્દો કહો : **અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ ત્તય્યિબાતુ અસ્સલામુ અલય્ક અય્યુહ ન્નબિય્યુ વ રહમતુ લ્લાહિ વ બરકાતુહુ અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિ સ્સાલિહીન અશ્હદુ અલ્લા ઇલાહ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ** : કારણ કે, જ્યારે તમે આ શબ્દ (ઇબાદિ-લ્લાહિ સ્સાલિહીન) કહેશો ત્યારે તમારી સલામ ખુદાના તે તમામ બંદાઓને પહોંચી જશે જે આસ્માન અને ઝમીનમાં છે, તે પછી ઇખ્તિયાર છે જે દુઆ પસંદ હોય તે પઢો.

## નમાઝ પઢતી વખતે પેશાની અને નાક ઉપરથી માટી સાફ ન કરે. ઇમામ બુખારી કહે છે કે, મેં જોયું કે હુમૈદી આ વાતના સમર્થનમાં આગામી હદીસ રજુ કરતા હતા કે નમાઝી નમાઝમાં પેશાની (અને નાક) ઉપરથી માટી સાફ કરે નહી :

(૨૪/૯૦૬) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને પાણી અને માટી (કાદવ)માં સજદો કરતા જોયા અને મુબારક પેશાની ઉપર કાદવની નિશાની પણ જોઇ.

## નમાઝના અંતે સલામ ફેરવવાનો હુકમ :

(૨૫/૯૦૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) સલામ ફેરવતા ત્યારે ઓરતો સલામ પૂરી થતાં જ ઉભી થઇ જતી, પરંતુ હુઝૂર સલામ પછી થોડી વાર થોભતા હતા. ઇબ્ને શિહાબ ઝુહરી કહે છે, હું માનું છું કે, હુઝૂર (સલ.) કદાચ એટલા માટે થોભતા હતા કે, ઓરતો મસ્જિદમાંથી પહેલી બહાર નીકળી જાય અને જે મરદોએ મસ્જિદની બહાર જવું હોય તે પાછળથી જાય. વલ્લાહુ અઅ્લમ.

## મુકતદી પણ ત્યારે જ સલામ ફેરવે જ્યારે ઇમામ સલામ ફેરવે :



(૨૬/૯૦૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) મુસ્તહબ ગણતા હતા કે, જ્યારે ઇમામ સલામ ફેરવે ત્યારે મુકતદી પણ સલામ ફેરવે.

(૨૭/૯૦૯) હઝરત ઇત્બાન ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નમાઝ પઢી અને જ્યારે હુઝૂર (સલ.)એ સલામ ફેરવી ત્યારે અમે પણ સલામ ફેરવી.

## માત્ર નમાઝની (છેવટમાં બે) સલામ બસ છે, ઇમામ ઉપર (ત્રીજી) સલામ (વધારાની) કરવી જાઇઝ નથી :

(૨૮/૯૧૦) હઝરત ઇત્બાન ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, હું મારી કોમ બની સાલિમની ઇમામત કરતો હતો. (એક દિવસ) મેં હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મારી દૃષ્ટિ બગડી ગઇ છે. જ્યારે વરસાદ પડે છે ત્યારે વહેતું પાણી મારી અને મારી કોમની મસ્જિદની વચ્ચે અંતરાયરૂપ બને છે એટલે હું ઇચ્છું છું કે, હુઝૂર (સલ.) મારા મકાન પર આવીને કોઇ જગ્યાએ નમાઝ પઢે, જેથી હું તે જગ્યાને મારા માટે નમાઝની જગ્યા બનાવી લઉં. આપે ફરમાવ્યું : ઇન્શાઅલ્લાહ હું એવું જ કરીશ. બીજા દિવસે સૂર્ય ચઢતાં હુઝૂર હઝરત અબૂબક્રની સાથે આવ્યા અને અંદર આવવાની રજા માંગી. મેં રજા આપી. હુઝૂર (અંદર આવીને) કોઇ જગ્યાએ બેઠા નહી, બલકે આવતાં જ ફરમાવ્યું : તમે મકાનમાં કઇ જગ્યાએ મારી પાસે નમાઝ પઢાવવા માંગો છો ? હું જે

જગ્યાએ હુઝૂર પાસે નમાઝ પઢાવવા માંગતો હતો તે જગ્યા ઇશારાથી બતાવી દીધી. આપ નમાઝ માટે ઉભા થયા અને અમે આપની પાછળ સફ બનાવી. જે વખતે આપે સલામ ફેરવી તે વખતે અમે પણ સલામ ફેરવી.

**ફર્ઝ નમાઝ પછી અલ્લાહનો ઝિક્ર કરવો :**

(૨૯/૯૧૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ફર્ઝ નમાઝથી પરવાર્યા પછી ઉંચા સાદે ઝિક્ર કરવાનો રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં નિયમ હતો. ઇબ્ને અબ્બાસ (રદિ.) એમ પણ કહે છે કે, ઝિક્ર સાંભળવાથી જ મને ખબર પડતી હતી કે સહાબા નમાઝથી પરવારી ગયા છે.

(૩૦/૯૧૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (ઉંચા સાદે) અલ્લાહુ અકબરનો અવાજ સાંભળતાં જ મને ખબર પડતી હતી કે હુઝૂર (સલ.) નમાઝથી પરવારી ગયા છે. (કિંવા નમાઝ પછી રસૂલુલ્લાહ (સલ.) ઊંચા સાદે તકબીર કહેતા હતા.)

(૩૦/૯૧૨) નમાઝ પછી ઇસ્તિગફાર અથવા તસ્બીહમાં ઇમામ અથવા કોઇ મુક્તદીનો અવાજ કંઇક ઉંચો થઇ જાય તો વાંધો નથી, પરંતુ સલામ ફેરવ્યા પછી બધા મુક્તદીઓ એક સાથે જોર જોરથી ઝિક્ર કરે અથવા કલિમા પઢે એ યોગ્ય નથી, તેમ સાબિત પણ નથી. આમ કરવાથી જે લોકો પોતાની છુટી ગયેલી રકઅતો પઢતા હોય છે તેમની નમાઝમાં ખલેલ પહોંચે છે. આ રીતે ઝિક્ર કરવાને જરૂરી સમજવું નાજાઇઝ અને બિદઅત છે. ઇમામ શાફિઇ (રહ.) કહે છે કે, હુઝૂર (સલ.) તાલીમ માટે કોઇ વખતે જોરથી પઢતા હતા, હંમેશાં એમ કરતા ન હતા.

(૩૧/૯૧૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : (એક વાર) અમુક ફકીરોએ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! દોલતમંદ અને માલદાર લોકો તો જન્નતના મોટા મોટા દરજ્જાઓ મેળવી લે છે અને (સદકા અને ખયરાતના કારણે) અનંત નેઅમતોના હકદાર બની જાય છે. જેવી રીતે અમે નમાઝ પઢીએ છીએ, તેઓ પણ નમાઝ પઢે છે. જેવી રીતે અમે રોઝા રાખીએ છીએ, તેઓ પણ રોઝા રાખે છે, પરંતુ તેમની પાસે પુષ્કળ માલ હોય છે એટલે તે લોકો હજ્જ પણ કરે છે, ઉમરા પણ કરે છે, જિહાદમાં પણ ભાગ લે છે અને ખયરાત પણ કરે છે. નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હું તમને એવી વાત બતાવું છું કે, જો તમે એના ઉપર અમલ કરશો તો તમારાથી આગળ વધી જનારાઓ સુધી પહોંચી જશો અને પાછળ રહેનારાઓમાંથી કોઇ માણસ તમારી બરાબરી કરી શકશે નહીં અને તમારા બરાબરના લોકોથી તમે આગળ વધી જશો. હા, જો તમારા બરાબરના લોકો પણ તમારા જેમ અમલ કરશે તો તેઓ પણ તમારા જેવા જ બની જશે. દરેક નમાઝ પછી તમારે સુબ્હાનલ્લાહિ, અલ્હમ્દુ લિલ્લાહિ અને અલ્લાહુ અકબર ૩૩ વાર પઢવું જોઇએ. રાવી કહે છે કે, આ ફરમાન સાંભળીને અમારી વચ્ચે (ગેરસમજના કારણે) મતભેદ ઉભો થયો.



અમુક લોકો કહેવા લાગ્યા કે અમે ૩૩ વખત **સુબ્હાનલ્લાહ,** ૩૩ વખત **અલ્હમ્દુ લિલ્લાહ** અને ૩૪ વખત **અલ્લાહુ અકબર** પઢીશું. હું પુછવા માટે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું : **'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલ્લાહુ અકબર'**નો સમુહ ૩૩ વખત પઢો.

(૩૨/૯૧૪) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા (રદિ.)ના લહયા (કાતિબ)નું બયાન છે કે, મુગીરા ઇબ્ને શુઅબાએ મારી પાસે હઝરત મુઆવિયા (રદિ.)ને એક કાગળ લખાવ્યો. જેમાં એવું લખવામાં આવ્યું હતું કે રસૂલુલ્લાહ (સલ.) દરેક ફર્ઝ નમાઝ પછી આ દુઆ પઢતા હતા : **લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅતયત વ લા મુઅ્તિય લિમા મનઅ્ત વ લા યન્ફઉ ઝલજદ્દિ મિન્કલ જદ્દુ** (એક ખુદાના સિવાય કોઇ પૂજ્ય નથી. તેનો કોઇ ભાગીદાર નથી. હકીકતમાં તેની જ હુકૂમત છે અને તમામ વખાણ તેને જ શોભે છે. કારણ કે, તે જ દરેક વસ્તુ ઉપર શકિતમાન છે. અય અલ્લાહ ! તેં જે આપ્યું છે તેને કોઇ રોકનાર નથી અને જે વસ્તુ તું ન આપે તેને કોઇ આપનાર નથી અને કોઇ માલદારનો માલ તારા અઝાબને હઠાવી શકતો નથી.)

**નમાઝ પછી ઇમામ મુકતદીઓ તરફ પોતાનું મોં ફેરવે :**

(૩૩/૯૧૫) હઝરત સમુરા ઇબ્ને જુન્દુબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) નમાઝ પછી અમારા તરફ પોતાનો મુબારક ચહેરો ફેરવી લેતા હતા.

(૩૪/૯૧૬) હઝરત ઝૈદ ઇબ્ને ખાલિદ જુહની (રદિ.) કહે છે કે, (એક વાર) હુદયબિય્યહમાં રસૂલુલ્લાહ (સલ.)એ અમને સવારની નમાઝ પઢાવી. રાત્રે વરસાદ પડયો હતો. નમાઝ પછી લોકો તરફ મોં ફેરવીને હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : શું તમે જાણો છો કે તમારા મહાન અને શ્રેષ્ઠ ખુદાએ શું કહ્યું ? સહાબાએ કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે. આપે ફરમાવ્યું : ખુદા તઆલાએ કહ્યું છે : સવારે મારા બંદાઓમાંથી અમુક લોકો મુઅમિન અને અમુક લોકો કાફિર ઉઠયા. જે લોકોએ એમ કહયું કે અમારા ઉપર ખુદાના ફઝલ અને રહમના કારણે વરસાદ પડયો, તેમણે તો દિલથી મારો ઇકરાર અને ગ્રહોનો ઇનકાર કર્યો અને જે લોકોએ એમ કહયું કે અમારા ઉપર ફલાણા ફલાણા ગ્રહન કારણે વરસાદ પડયો, તેમણે મારો ઇનકાર ને ગ્રહોની અસરનો ઇકરાર કર્યો.

(૩૫/૯૧૭) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે : એક રાત્રે હુઝૂર (સલ.)એ ઇશાની નમાઝમાં અડધી રાત સુધી વિલંબ કર્યો. અડધી રાત પછી બહાર

નીકળ્યા અને નમાઝ પઢીને અમારા તરફ જોઈને કહ્યું કે, લોકો નમાઝ પઢીને સૂઇ ગયા, પરંતુ તમે જ્યાં સુધી નમાઝના ઈન્તિઝારમાં રહ્યા ત્યાં સુધી નમાઝમાં જ રહ્યા.

**નમાઝની સલામ ફેરવ્યા પછી ઇમામનું પોતાના મુસલ્લા ઉપર બેસી રહેવું :**

(૩૬/૯૧૮) હઝરત નાફિઅ કહે છે કે, ઈબ્ને ઉમર (રદિ.) જે જગ્યાએ ફર્ઝ નમાઝ પઢતા હતા તે જગ્યાએ નફિલ નમાઝ પણ પઢી લેતા હતા અને અબૂ હુરૈરા (રદિ.)થી જે આ હદીસ 'મરફુઅ' નકલ કરવામાં આવી છે કે ઇમામ ફર્ઝ નમાઝની જગ્યાએ નફિલ ન પઢે, એ હદીસ સહીહ નથી.

(૩૭/૯૧૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, સલામ ફેરવ્યા પછી હુઝૂર (સલ.) થોડી વાર પોતાની જગ્યા ઉપર બેસી રહેતા હતા. ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે : હું માનું છું કે, કદાચ હુઝૂર (સલ.) એટલા માટે બેસી રહેતા હતા કે ઓરતો મસ્જિદની બહાર નીકળી જાય.

(૩૮/૯૨૦) હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) સલામ ફેરવતા હતા ત્યારે તરત ઓરતો ઉઠીને પોતપોતાના ઘરોમાં ચાલી જતી અને રસૂલુલ્લાહ (સલ.) ફરવા પણ પામતા ન હતા.

**જો ઇમામને નમાઝ પઢાવીને કોઇ કામ યાદ આવી જાય તો (સલામ પછી કંઇ પઢયા વગર) લોકોની ગરદનો ફલાંગીને (કૂદીને) ચાલ્યા જવું જાઇઝ છે :**

(૩૯/૯૨૧) હઝરત ઉકબા ઈબ્ને હારિસ નોફલી કહે છે કે, મેં મદીના મુનવ્વરામાં અસ્રની નમાઝ રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ પઢી. આપે જેવી નમાઝની સલામ ફેરવી કે તરત ઉઠીને લોકોની ગરદનો ઓળંગીને કોઈ પત્નીના ઘરમાં ચાલ્યા ગયા. લોકો હુઝૂર (સલ.)ની આ ઉતાવળથી આશ્ચર્યમાં પડી ગયા અને હુઝૂર પણ સમજી ગયા કે, સહાબાને મારી આ ઉતાવળથી નવાઇ લાગી છે એટલે (પાછા આવીને) આપે ફરમાવ્યું : મને યાદ આવ્યું કે, સોનાનો એક ટુકડો મારી પાસે છે અને મને એ સારું ન લાગ્યું કે સોનાનો ટુકડો મને અલ્લાહની યાદથી ગાફિલ બનાવી દેવાનું કારણ બને, એટલે મેં તેને વહેંચી દેવાનો હુકમ કર્યો.

**સલામ ફેરવ્યા પછી ઇમામનું જમણી અથવા ડાબી બાજુએ ફરવું :**

(૪૦/૯૨૨) હઝરત અનસ ઈબ્ને માલિક (સલામ પછી) જમણે-ડાબે ફરી

(૩૬/૯૧૮) હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, અસલ રીત એ છે કે, ઇમામ ફર્ઝની જગ્યાએથી હઠીને નફિલ પઢે. મુસ્લિમ શરીફમાં પણ આ પ્રકારની એક રિવાયત છે. એટલે યોગ્ય એ છે કે, જગ્યા હોય તો થોડુંક હઠીને નફિલ પઢે, જેથી ખબર પડી જાય કે, જમાઅત ખત્મ થઈ ગઈ છે.



જતા હતા અને તે માણસને ટોણો મારતા હતા, જે જમણી બાજુ ફરવાને વાજિબ સમજતો હતો. હઝરત અસ્વદ ઈબ્ને યઝીદ નખ્ઇ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું છે : તમારામાંથી કોઇ માણસ પોતાની નમાઝમાં શયતાનનો ભાગ મુકર્રર ન કરે (અને એવી માન્યતા ન રાખે) કે સલામ પછી મારા પર જમણી બાજુએ ફરવું વાજિબ છે. કારણ કે, મેં કેટલીયે વાર રસૂલુલ્લાહ (સલ.)ને ડાબી બાજુએ ફરતા જોયા છે.

**તે હદીસોનું બયાન જે કાચું લસણ, કાંદા અને ગંધ ખાવા વિષે આવેલી છે અને હુઝૂર (સલ.)ની તે હદીસનો ખુલાસો કે જે માણસે માત્ર ભૂખ દૂર કરવા માટે (બીમારી વગેરે માટે નહીં) લસણ અથવા કાંદો ખાધો હોય તે અમારી મસ્જિદની નજીક ન આવે :**

(૪૧/૯૨૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસે લસણ ખાધું હોય તે અમારી મસ્જિદમાં ન આવે. રાવી કહે છે કે, મેં હઝરત જાબિર (રદિ.)ને પૂછયું કે એનાથી હુઝૂરની મુરાદ શું છે ? (કાચું લસણ કે શેકેલું ?) તેમણે કહ્યું : મારા માનવા મુજબ તો આપની મુરાદ કાચું લસણ છે.

(૪૨/૯૨૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ખૈબરના ગઝવહમાં ફરમાવ્યું હતું કે, જે માણસે લસણ ખાધું હોય તે અમારી મસ્જિદની નજીક ન આવે .

(૪૩/૯૨૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસે લસણ અથવા કાંદો ખાધો હોય તે અમારી મસ્જિદથી દૂર રહે અને પોતાના ઘેર બેસી રહે. એક દિવસ હુઝૂર (સલ.)ની સેવામાં હાંડી રજૂ કરવામાં આવી, જેમાં થોડીક લીલોતરી હતી. આપને તેમાં કંઇક ગંધ માલુમ પડી. આપે પૂછયું (કે એમાં શું છે ?) એટલે તેમાં જે કંઇ લીલોતરી (લસણ) હતી, તેની હુઝૂરને ખબર આપવામાં આવી. આપે ફરમાવ્યું : આ હાંડી ફલાણા માણસને (જે ત્યાં મોજુદ હતા) આપી દો, (પરંતુ) જ્યારે હુઝૂરે જોયું કે તે સહાબી પણ એના ખાવાને ખરાબ સમજે છે ત્યારે ફરમાવ્યું : તમે ખાઓ (હું ખાઇ શકતો નથી) કારણ કે, હું તેની સાથે વાતચીત કરું છું જેની સાથે તમે વાત કરતા નથી.

(૪૪/૯૨૬) એક માણસે હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)ને પૂછયું કે, તમે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી લસણ વિષે કંઇ હદીસ સાંભળી છે ? હઝરત અનસે કહયું : હુઝૂર (સલ.) ફરમાવતા હતા : જે માણસ લસણ ખાય તે અમારી પાસે ન આવે અને અમારી સાથે નમાઝ પઢે નહીં.

**બાળકોના વુઝૂનું બયાન, બાળકો ઉપર ગુસ્લ અને વુઝૂ કયારે વાજિબ**

**થાય છે, બાળકોને દરરોજની જમાઅત. ઈદૈન અને જનાઝાની નમાઝમાં હાજર થવું જોઇએ કે નહી ? બાળકોની સફો કઇ રીતની હોવી જોઇએ ?**

(૪૫/૯૨૭) અબૂ આમિર શઅબી (રદિ.) કહે છે કે, મને તે સહાબીએ (ઇબ્ને અબ્બાસે) બયાન કર્યું, જે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે એક એકલી કબ્રની પાસેથી પસાર થયા હતા કે હુઝૂરે (કબ્રવાળાના જનાઝા માટે) સહાબાની જમાઅતની ઇમામત કરી અને સહાબાએ કબ્ર પાસે સફો બાંધી. રાવી (સુલયમાન શયબાની) કહે છે : મેં શઅબીને પૂછયું કે, તમને આ હદીસ કોણે સંભળાવી ? શઅબીએ કહ્યું : ઇબ્ને અબ્બાસે.

(૪૬/૯૨૮) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દરેક 'બાલિગ' (પુખ્ત વયના માણસ) ઉપર જુમ્આના દિવસે ગુસ્લ વાજિબ છે.

(૪૭/૯૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક દિવસ હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહી પડયો. મેં જોયું કે રસૂલુલ્લાહ (સલ.) બહારથી આવીને નફિલો પઢીને સૂઇ ગયા. જ્યારે થોડીક રાત પસાર થઇ ગઇ ત્યારે આપ ઉઠયા. એક જુની મશક લટકતી હતી. તેમાંથી આપે હળવું વુઝૂ કર્યું, પછી નમાઝ પઢવા ઉભા થઇ ગયા. મેં પણ ઉઠીને હુઝૂરની નજીક એવું જ વુઝૂ કર્યું જેવું હુઝૂરે કર્યું હતું. પછી આવીને હુઝૂરની ડાબી બાજુએ ઉભો થઇ ગયો. આપે મને ખસેડીને જમણી બાજુએ લઇ લીધો અને જેટલી ખુદાની મરજી હતી તેટલી હુઝૂરે નમાઝ પઢી, પછી નમાઝ પઢીને લાંબા થઇને સૂઇ ગયા. અહીં સુધી કે નસકોરાં બોલવા લાગ્યા. થોડી વાર પછી મુઅઝઝિન આવ્યો, જે નમાઝની ખબર દેવા માટે આવ્યો હતો. આપ તરત ઉઠીને નમાઝ માટે ગયા અને વુઝૂ કર્યા વગર નમાઝ પઢી. હઝરત સુફયાન કહે છેઃ મેં અમ્રને કહયું કે લોકો કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ની આંખો સૂતી હતી, દિલ સૂતું ન હતું. અમ્ર કહેવા લાગ્યા : મેં ઉબૈદ ઇબ્ને અમ્રથી સાંભળ્યું છે કે, નબીઓનું સ્વપ્ન વહી હોય છે. તે પછી અમ્રે પોતાના કથનના સમર્થનમાં આ આયત રજુ કરી : **ઇન્ની અરા ફીલ મનામિ અન્ની અઝ્બહુક** કિંવા હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્ન જોયું હતું કે, તમને ઝબ્હ કરી રહયો છું.

(૪૮/૯૩૦) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે : મારી દાદી મુલય્કા (રદિ.)એ એકવાર હુઝૂર (સલ.) માટે ખાવાનું બનાવ્યું અને હુઝૂરને દઅવત (ભોજન નિમંત્રણ) આપી આવ્યા અને ખાણું ખાઇને કહ્યું : ઉઠો, હું તમને નમાઝ પઢાવું. હું એક ચટાઇ લઇ આવ્યો, જે પુષ્કળ

.................................

(૪૬/૯૨૮) બીજી રિવાયતમાં છે કે, જુમ્આના દિવસે ગુસલ અફઝલ છે. પહેલાં વાજીબ હતું.



ઉપયોગના કારણે કાળી પડી ગઇ હતી. એટલે મેં તેના ઉપર પાણી છાંટયું. રસૂલુલ્લાહ (સલ.) નમાઝ માટે ઉભા થયા અને હુઝૂરની પાછળ હું અને એક યતીમ છોકરો ઉભા રહયા અને અમારી પાછળ વૃદ્ધા હતા. તે વખતે હુઝૂરે અમને બે રકઅત પઢાવી.

(૪૯/૯૩૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક દિવસ હું ગધેડી પર સવાર થઇને આવ્યો અને તે સમયે હું બાલિગ (પુખ્ત વયનો) થવાની નજીક હતો. મેં જોયું કે હુઝૂર (સલ.) મિનામાં લોકોને નમાઝ પઢાવી રહ્યા છે અને આગળ કોઇ સુત્રો પણ નથી. મેં થોડીક સફોની સામેથી પસાર થઇને ઉતરીને ગધેડી છોડી દીધી અને જમાઅતમાં શામિલ થઇ ગયો. નમાઝ પછી કોઇએ મારા આ કૃત્ય અંગે કંઇ કહ્યું નહી. (કિંવા કોઇએ મારા આ કામને ખરાબ ગણ્યું નહી.)

(૫૦/૯૩૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા સિદ્દીકા (રદિ.) કહે છે : (એક રાત્રે) હુઝૂર (સલ.)એ ઇશાની નમાઝમાં એટલો વિલંબ કર્યો કે, નાછુટકે હઝરત ઉમર (રદિ.)એ બૂમ પાડીને કહ્યું : યા રસૂલલ્લાહ ! સ્ત્રીઓ અને બાળકો સૂઇ ગયા. હુઝૂર આ સાંભળીને બહાર નીકળ્યા અને કહ્યું : ઝમીનવાળાઓમાં તમારા સિવાય કોઇ આ નમાઝ પઢતું નથી. હઝરત આઇશા કહે છે કે, તે સમયે મદીનાવાળાઓ સિવાય કોઇ નમાઝ પઢતું પણ ન હતું.

(૫૧/૯૩૩) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને આબિસ કહે છે કે, એક માણસે હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછયું : જ્યારે હુઝૂર (સલ.) ઇદગાહ ગયા હતા ત્યારે તમે પણ રસૂલલ્લાહ (સલ.)ની સાથે હતા ? ઇબ્ને અબ્બાસે કહયું : હા, (હું સાથે હતો.) જો મારો હુઝૂરની નજીક કંઇ દરજ્જો ન હોત તો હું સાથે ન હોત (કારણ કે, હું ઘણો નાનો હતો.) પહેલા હુઝૂર તે મિનારાની પાસે ગયા જે કસીર ઇબ્ને સલ્તના મકાનની પાસે હતો. પછી (નમાઝ પઢીને) ખુત્બો પઢયા. તે પછી ઓરતો પાસે ગયા. તેમને નસીહત કરી અને ખયરાત આપવાનો હુકમ કર્યો, જેથી ઓરતો પોતાનો હાથ ઝુકાવીને વીંટીઓ ઉતારીને હઝરત બિલાલ (રદિ.)ની ઝોળીમાં નાખવા લાગી. છેવટે હુઝૂર (સલ.) અને હઝરત બિલાલ (રદિ.) ઘેર આવ્યા.

## ઓરતોનું મસ્જિદમાં રાત્રે અને સવારના અંધકારમાં જવું :

(૫૨/૯૩૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા સિદ્દીકા (રદિ.) કહે છે : (એક રાત્રે) હુઝૂર (સલ.)એ ઇશાની નમાઝમાં એટલો વિલંબ કર્યો કે, હઝરત ઉમર (રદિ.)એ બૂમ પાડીને કહયું : યા રસૂલલ્લાહ ! સ્ત્રીઓ અને બાળકો સૂઇ ગયા. આ સાંભળીને હુઝૂર (સલ.) બહાર નીકળ્યા અને કહયું : ઝમીનવાળાઓમાંથી તમારા સિવાય કોઇ માણસ આ નમાઝનો ઇન્તિઝાર કરતો નથી. હઝરત આઇશા

(રદિ.) કહે છે કે, તે સમયે મદીના સિવાય બીજી કોઇ જગ્યાએ નમાઝ પઢવામાં આવતી ન હતી. લોકો ઇશાની નમાઝ શફક પછી એક તૃત્યાંશ રાત સુધી પઢતા હતા.

(૫૩/૯૩૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : જો તમારી ઓરતો તમારી પાસે રાત્રે મસ્જિદમાં જવાની રજા માંગે તો તેમને રજા આપો.

(૫૪/૯૩૬) ઉમ્મુલ મુઅમિનીન ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)ના સમયમાં ઓરતો ફર્ઝ નમાઝની સલામ ફેરવતાં જ ઉભી થઇ જતી હતી અને રસૂલુલ્લાહ (સલ.) બીજા નમાઝીઓની સાથે ત્યાં બેસી રહેતા હતા, પછી જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉભા થતા હતા ત્યારે બીજા લોકો પણ ઉભા થતા હતા.

(૫૫/૯૩૭) હઝરત આઇશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે સવારની નમાઝ પઢીને પરવારી જતા ત્યારે ઓરતો ચાદરોમાં લપેટાઇને પાછી ચાલી જતી હતી અને અંધારાને લીધે તેમને કોઇ ઓળખી શકતું ન હતું (કે મરદ છે કે ઓરતો.)

(૫૬/૯૩૮) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હું નમાઝ માટે ઉભો થાઉં છું ત્યારે મારો વિચાર હોય છે કે, લાંબી કિર્અત પઢીશ, પરંતુ બાળકના રડવાનો અવાજ સાંભળું છું ત્યારે એ વિચારથી નમાઝ ટુંકાવી દઉં છું કે, બાળકની માંને કંઇ તકલીફ ન પહોંચે.

(૫૭/૯૩૯) હઝરત અમ્રા (રદિ.) કહે છે : હઝરત આઇશા (રદિ.)એ કહ્યું કે, જે નવી વાતો (શણગાર, જણસો, સુંદર વસ્ત્રો) ઓરતોએ હવે ઉભી કરી છે, જો હુઝૂરના સમયમાં હોત તો જેવી રીતે બની ઇસ્રાઇલની ઓરતોને (નમાઝમાં શામિલ થવાની) મનાઇ કરવામાં આવી હતી તેવી રીતે એમને પણ (મસ્જિદમાં આવવાથી) હુઝૂર (સલ.) મના કરત. રાવી (યહ્યા ઇબ્ને સઇદ) કહે છે : મેં અમ્રા (બિન્તે અબ્દુર્રહમાન)ને પૂછયું કે, શું બની ઇસ્રાઇલની ઓરતોને મનાઇ કરવામાં આવી હતી ? અમ્રાએ કહ્યું : હા.

**ઓરતોનું મરદોની સફો પાછળ નમાઝ પઢવું :**

(૫૮/૯૪૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) જેવા સલામ પૂરી કરતા કે તરત ઓરતો ઉભી થઇ જતી હતી, પરંતુ હુઝૂર ઉઠતા પહેલાં થોડી વાર પોતાની જગ્યાએ બેસી રહેતા હતા. ઝુહરી કહે છે કે મારા મત પ્રમાણે હુઝૂરનું આ

(૫૭/૯૩૯) હઝરત ઉમર (રદિ.)એ મસ્જિદમાં સ્ત્રીઓને આવવાની મનાઇ કરી હતી.



બેસી રહેવું એ કારણે હતું કે ઓરતો મસ્જિદમાંથી નીકળી જાય અને મરદો ન પહોંચી શકે. વલ્લાહુ અઅ્લમ.

(૫૯/૯૪૧) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ ઉમ્મે સુલૈમ (રદિ.)ના ઘરમાં નમાઝ પઢી. હું અને એક યતીમ આપની પાછળ હતા અને ઉમ્મે સુલૈમ અમારી પાછળ.

**ઓરતોનું સવારે જલ્દી ચાલ્યા જવું અને તેમનું મસ્જિદમાં થોડી વાર થોભવું :**

(૬૦/૯૪૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સવારની નમાઝ અંધારામાં પઢી લેતા હતા અને મુસલમાનોની ઓરતો નમાઝથી પરવારીને અંધારામાં જ પાછી ચાલી જતી હતી. અંધારાના કારણે કોઇ કોઇને ઓળખી શકતું ન હતું.

**મસ્જિદમાં જવા માટે સ્ત્રીનું પોતાના પતિ પાસે રજા માંગવું :**

(૬૧/૯૪૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઇની પત્ની (મસ્જિદમાં જવા માટે) રજા માંગે તો તેમને ન રોકવી જોઇએ.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ જુમ્આ ★

જુમ્આ ફર્ઝ છે. કારણ કે, ખુદા તઆલા કહે છે : **ઇઝા નૂદિય લિસ્સલાતિ મિંય્યવ્મિલ્ જુમ્અતિ ફસ્અવ્ ઇલા ઝિક્રિ લ્લાહિ વ ઝરૂલ બય્અ ઝાલિકુમ ખય્રૂલ લકુમ ઇન કુન્તુમ તઅ્લમૂન** કિવા જ્યારે જુમ્આના દિવસે નમાઝ માટે (બીજી) અઝાન થાય ત્યારે ખુદાની યાદ માટે જલદી આવો અને લેવડ-દેવડ છોડી દો. જો તમને સમજ હોય તો એ જ તમારા માટે બેહતર છે.

(૬૨/૯૪૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું : આપ ફરમાવતા હતા : અમે દુનિયામાં સૌથી પાછળ આવ્યા અને આખિરતમાં સૌથી પહેલા હોઇશું. અહલે કિતાબને અમારાથી પહેલાં કિતાબ મળી હતી અને તે દિવસે (શુક્રવારે) તેમના ઉપર (અલ્લાહની ઇબાદત) ફર્ઝ કરવામાં આવી હતી, પરંતુ તે લોકો (શુક્રવાર-જુમ્આના નક્કી કરવામાં) પરસ્પર ઝઘડવા લાગ્યા. (શુક્રવારના બદલે કોઇએ શનિવાર મુકર્રર કરી લીધો અને કોઇએ રવિવાર) ખુદા તઆલાએ અમને શુક્રવારનો દિવસ બતાવ્યો. હવે બીજા લોકો આ બાબતમાં અમારા તાબેદાર છે. યહૂદીઓ એક દિવસ પાછળ છે.

(શનિવારને મહત્વ આપે છે) અને ઈસાઈઓ બે દિવસ પાછળ છે. (રવિવારને મહત્વ આપે છે.)

**જુમ્આના દિવસે ગુસ્લ કરવાની ફઝીલત :**

**શું બાળકો અને ઓરતો ઉપર જુમ્આની નમાઝમાં શામિલ થવું વાજિબ છે ?**

(૬૩/૯૪૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે જુમ્આનો દિવસ આવે ત્યારે તમારામાંથી દરેકે ગુસ્લ કરવું જોઈએ.

(૬૪/૯૪૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મારા પિતા હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) જુમ્આના દિવસે ખુત્બો પઢવા માટે ઉભા થયા. એવામાં 'મુહાજિરીને અવ્વલીન'માંથી એક સહાબી આવ્યા. હઝરત ઉમરે ઉંચા સાદે તેમને કહ્યું : (ખબર છે) આ કયો સમય છે ? તે સહાબી બોલ્યા : હું એક કામમાં રોકાઇ ગયો હતો. જ્યારે મેં અઝાનનો અવાજ સાંભળ્યો ત્યારે પાછો ફરીને ઘેર પણ ગયો નહીં. માત્ર વુઝૂ કર્યું અને ચાલ્યો આવ્યો. હઝરત ઉમરે કહ્યું : આ બીજી ખરાબી છે કે, તમે ગુસ્લ છોડીને માત્ર વુઝૂ પર સંતોષ માન્યો. જો કે તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.) નહાવાનો હુકમ આપતા હતા.

(૬૫/૯૪૭) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)નું ફરમાન છે કે, જુમ્આના દિવસનું ગુસ્લ દરેક 'બાલિગ' (પુખ્ત વયના માનવી) ઉપર વાજિબ છે.

**જુમ્આના દિવસે ખુશ્બૂનો ઉપયોગ કરવો :**

(૬૬/૯૪૮) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જુમ્આના દિવસે દરેક બાલિગ ઉપર નહાવું વાજિબ છે અને મિસ્વાક કરવું અને ખુશ્બૂ લગાડવી. અમ્ર ઈબ્ને સુલૈમ (આ હદીસના રાવી) કહે છે : હું ગવાહી આપું છું કે જુમ્આના દિવસે ગુસ્લ કરવું તો વાજિબ છે. હા, મિસ્વાક કરવું અને ખુશ્બૂ લગાડવી તો તેને ખુદા સારી રીતે જાણે છે કે વાજિબ છે કે નહીં, પરંતુ હદીસમાં તો આ પ્રમાણે આવ્યું છે.

**જુમ્આની ફઝીલત :**

(૬૭/૯૪૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસે જનાબતના ગુસ્લની જેમ જુમ્આના દિવસે ગુસ્લ કર્યું અને પહેલી ઘડીએ મસ્જિદમાં આવ્યો તો તેનું ઉદાહરણ એવું છે કે જાણે કોઈએ એક ઊંટની કુરબાની કરી અને જે બીજી ઘડીએ મસ્જિદમાં આવ્યો તો જાણે તેણે એક ગાયની કુરબાની કરી અને જો ત્રીજી ઘડીએ મસ્જિદમાં આવ્યો તો જાણે તેણે એક



મેંઢાની કુરબાની કરી અને જો ચોથી ઘડીએ આવ્યો તો તેનો દાખલો એવો છે જાણે કોઈએ એક મરઘીની કુરબાની કરી અને જો કોઈ પાંચમી ઘડીએ આવ્યો તો જાણે તેણે ખુદાના રસ્તામાં એક ઈંડું ખયરાત કર્યું. ત્યાર પછી જ્યારે ઈમામ (ખુત્બા માટે) નીકળે છે ત્યારે ફરિશ્તાઓ (એ યાદીઓ લપેટી લે છે) અને આવીને ખુત્બો સાંભળવામાં મશ્ગૂલ થઈ જાય છે.

(૬૮/૯૫૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) જુમ્આના દિવસે ખુત્બો પઢી રહ્યા હતા, એવામાં એક માણસ મસ્જિદમાં આવ્યો. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : તમે લોકો નમાઝથી કેમ રોકાયેલા રહો છો ? તે માણસે જવાબ આપ્યો કે, મેં અઝાન સાંભળ્યા પછી ફક્ત વુઝૂ કર્યું છે, બીજું કંઈ કામ કર્યું નથી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું : શું તમે હુઝૂરનું તે ફરમાન સાંભળ્યું નથી કે, જો તમારામાંથી કોઈ માણસ જુમ્આની નમાઝ માટે જાય ત્યારે ગુસ્લ કરીને જાય.

**જુમ્આની નમાઝ માટે (વાળમાં) તેલ લગાડવું :**

(૬૯/૯૫૧) હઝરત સલમાન ફારસી (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જુમ્આના દિવસે ગુસ્લ કરે છે અને શક્ય તેટલી હદે પાકી કરીને પોતાનું તેલ લગાડે છે અથવા પોતાના ઘરની ખુશ્બૂ વાપરે છે, પછી નમાઝ માટે આવે છે અને તે બે માણસોને (જેઓ સાથે બેઠા છે) ચીરીને આગળ વધતો નથી, બલકે જ્યાં જગ્યા મળે ત્યાં બેસી જાય છે. તે પછી જેટલી નમાઝનો હુકમ છે તેટલી જ નમાઝ પઢે છે. નમાઝ પઢયા પછી ધ્યાન દઇને ખુત્બો સાંભળે છે તો તેની તે જુમ્આથી પાછલી જુમ્આ સુધીના ગુનાહો માફ થઇ જાય છે.

(૭૦/૯૫૨) હઝરત તાઉસ (ઈબ્ને કૈસાન હુમૈરી ફારસી યમાની) કહે છે કે, મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને કહ્યું : લોકો કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : જુમ્આના દિવસે ગુસ્લ કરો. ભલેને નાપાક ન હોવ અને માથાને ધુઓ અને ખુશ્બૂ લગાડો (શું આ ફરમાન સાચું છે ?) ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું : કે ગુસ્લ કરવાનું તો બરાબર છે. હા, ખુશ્બૂના હુકમની મને ખબર નથી.

(૭૧/૯૫૩) હઝરત તાઉસ કહે છે : મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) સામે જુમ્આના દિવસે ગુસ્લ વિષે નબી (સલ.)ના ફરમાનનો ઉલ્લેખ કરીને પૂછયું કે, જો ઘરમાં તેલ અને ખુશ્બૂ હોય તો શું તેનો પણ ઉપયોગ કરવો ઝરૂરી છે ? હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું : કે મને એ હુકમની ખબર નથી.

**જુમ્આના દિવસે જે સારો પોષાક હોય તેનો ઉપયોગ કરે :**

(૭૨/૯૫૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

ઉમર (રદિ.) કહે છે કે, એક વાર હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ મસ્જિદના દરવાજા પાસે રેશમી જોડી (વેચાતી જોઈને) રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! જો હુઝૂર એમાંથી કોઈ જોડી ખરીદી લે અને જુમ્આના દિવસે તથા તે વખતે એનો ઉપયોગ કરે જ્યારે કે બાદશાહોના પ્રતિનિધિઓ હાજર થાય છે, તો યોગ્ય છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એ રેશમી પોષાક તો તે લોકો પહેરે છે જેમનો આખિરતમાં કોઈ હિસ્સો નથી. તે પછી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં આ જોડીઓમાંથી અમુક જોડી (ભેટ તરીકે) રજુ કરવામાં આવી. હુઝૂરે તેમાંથી એક જોડી હઝરત ઉમરને આપી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હવે આપ મને આ જોડી પહેરવા આપો છો, જો કે ઉતારિદવાળી જોડી વિષે આપે તે વાત કહી હતી. હુઝૂરે ફરમાવ્યું : હું તમને આ જોડી પહેરવા માટે આપતો નથી, જેથી હઝરત ઉમર (રદિ.)એ તે જોડી લઈને પોતાના (અખ્યાફી) ભાઈને મક્કામાં મોકલી દીધી, જે મુશરિક હતો.

**જુમ્આના દિવસે મિસ્વાક કરવું :**

(૭૩/૯૫૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ નબી (સલ.)ના ફરમાનમાં મિસ્વાક કરવાનો ઉલ્લેખ પણ કર્યો છે.

(૭૪/૯૫૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો હું મારી ઉમ્મતની તકલીફની પરવા ન કરત તો દરેક નમાઝની સાથે તેમને મિસ્વાક કરવાનો હુકમ આપત.

(૭૫/૯૫૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : હું તમને મિસ્વાક કરવાનું ભારપૂર્વક જણાવું છું.

(૭૬/૯૫૮) હઝરત હુઝૈફા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) રાત્રે ઉઠતા હતા ત્યારે મુબારક મોંને માંજતા હતા.

**શું બીજાનું મિસ્વાક કરવું જાઈઝ છે ?**

(૭૭/૯૫૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, (મારા ભાઈ) અબ્દુર્રહમાન ઈબ્ને અબૂબક્ર (રદિ.) મિસ્વાક કરતા (હુઝૂરની જીવલેણ બીમારીમાં) આવ્યા. હુઝૂરે તેમના મિસ્વાકને જોયું. મેં અબ્દુર્રહમાનને કહ્યું કે, આ મિસ્વાક મને આપો. અબ્દુર્રહમાને મને મિસ્વાક આપ્યું. મેં મિસ્વાક તોડીને તેનો આગળનો ભાગ ચાવીને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રજૂ કર્યું અને આપે તેનાથી મિસ્વાક કર્યું. તે વખતે આપ મારી છાતીનો સહારો લઈને બેઠા હતા.

**જુમ્આના દિવસે ફજની નમાઝમાં કઈ સૂરતો પઢવામાં આવે ?**

(૭૮/૯૬૦) હઝરત અબૂ હુરૈરા





(રદિ.) કહે છે કે, જુમ્આના દિવસે ફજની નમાઝમાં રસૂલુલ્લાહ (સલ.) અલિફ લામ મીમ, તન્ઝીલ અને હલ અતા અલલ ઈન્સાનિ પઢતા હતા.

**ગામ અને શહેરોમાં જુમ્આની નમાઝ પઢવી :**

(૭૯/૯૬૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, મસ્જિદે નબવી પછી સૌથી પહેલી જુમ્આની નમાઝ અબ્દુલ કૈસ કબીલાની મસ્જિદમાં થઈ અને આ મસ્જિદ બેહરૈન જિલ્લાના જુવાસા ગામમાં આવેલી હતી.

(૮૦/૯૬૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી દરેક માણસ (પોતપોતાની ટુકડીઓનો) રક્ષક છે. લૈસ ઈબ્ને સઅદે એની વિગત એવી બયાન કરી છે કે, યૂનુસે બયાન કર્યું છે કે રૂઝૈક ઈબ્ને હકીમ અયલાના ગવર્નર હતા અને એક ઝમીનમાં ખેતી કરાવતા હતા, જ્યાં સુદાનીઓ વગેરે વસતા હતા. તેમણે ઈબ્ને શિહાબ ઝુહરીને 'વાદિએ કુરા'માં લખ્યું કે, શું તમે રજા આપો છો કે હું અહીં જુમ્આની નમાઝ પઢું ? યૂનુસનું બયાન છે કે, ઈબ્ને શિહાબ ઝુહરીએ રૂઝૈકને જવાબ આપ્યો અને મેં તે કાગળ સાંભળ્યો છે, જેમાં ઈબ્ને શિહાબે હુકમ આપ્યો હતો કે, જુમ્આની નમાઝ પઢો. કારણ કે, સાલિમ ઈબ્ને અબ્દુલ્લાહના સિલસિલાથી મને હદીસ પહોંચી છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)નું કથન છે કે, હુઝૂર (સલ.)એ મુબારક પત્રમાં ફરમાવ્યું : તમે બધા રક્ષક છો, તમને બધાને પોતપોતાની રૈયત વિષે (કિયામતના દિવસે) પૂછપરછ થશે. પત્ની પોતાના પતિના ઘરની રક્ષક છે અને તેને તેની રૈયતના વિષે પૂછવામાં આવશે. રાવી કહે છે કે, મારું માનવું છે કે, કદાચ હુઝૂરે એ પણ ફરમાવ્યું કે, દરેક માણસ પોતાના પિતાના માલનો રક્ષક છે અને તેની રૈયતની તેને પૂછપરછ થશે અને તમારામાંથી દરેકને તેની રૈયત વિષે પૂછપરછ કરવામાં આવશે.

**જે લોકો ઉપર જુમ્આની નમાઝ માટે આવવું વાજિબ નથી (સ્ત્રીઓ, બાળકો વગેરે) શું તેમના ઉપર જુમ્આના દિવસે ગુસ્લ કરવું વાજિબ છે ?**

(૮૧/૯૬૩) ઈબ્ને ઉમર (રદિ.)નું કથન છે કે, જુમ્આનું ગુસ્લ તે માણસ ઉપર વાજિબ છે જેના ઉપર જુમ્આની નમાઝ વાજિબ છે.

(૮૨/૯૬૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : તમારામાંથી જે માણસ જુમ્આમાં આવવા માંગે તે ગુસ્લ કરીને આવે.

(૮૩/૯૬૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)નું

(૯૪/૯૭૬) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે પુષ્કળ ઠંડી પડતી ત્યારે હુઝૂર નમાઝ પહેલા પઢી લેતા અને ગરમીની ઉગ્રતા રહેતી ત્યારે ઠંડક થઇ ગયા પછી પઢતા હતા. રાવી કહે છે કે, આ હદીસમાં નમાઝથી મુરાદ જુમ્આની નમાઝ છે. અબૂ ખલ્દા ખાલિદ ઇબ્ને દીનાર (રદિ.) કહે છે કે, એક અમીરે અમને જુમ્આની નમાઝ પઢાવી. નમાઝ પછી હઝરત અનસ (રદિ.)ને પૂછયું કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહરની નમાઝ કયા વખતે પઢતા હતા ? હઝરત અનસે ઉપરની હદીસ બયાન કરી.

**જુમ્આની નમાઝ માટે જવાનું બયાન : ખુદા તઆલા ફરમાવે છે : 'ફસ્અવ્ ઇલા ઝિક્રિલ્લાહ' અમુક લોકો કહે છે કે, ઉપરોક્ત આયતમાં 'સઇ' થી મુરાદ કામ કરવું અને ચાલવું છે. કારણ કે, બીજી આયતમાં છે : 'વ સઆ લહા સઅ્યહા' કિંવા આખિરત માટે જેવો અમલ કરવો જોઇતો હતો તેવો અમલ તેણે કર્યો. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જુમ્આની અઝાન વખતે ખરીદ-વેચાણ હરામ થઇ જાય છે. અતા કહે છે કે અઝાન વખતે તમામ કામકાજ હરામ થઇ જાય છે. જુહરી કહે છે કે, જો જુમ્આના દિવસે મુઅઝ્ઝિન અઝાન આપે અને મુસાફિર અઝાન સાંભળી લે તો મુસાફિર ઉપર જુમ્આમાં આવવું વાજિબ થઇ જાય છે.**

(૯૫/૯૭૭) અબાયા ઇબ્ને રૂફાંઆ કહે છે કે, (એક વાર) હું જુમ્આની નમાઝ માટે જઇ રહ્યો હતો. રસ્તામાં મને અબૂ અબસ મળ્યા અને કહેવા લાગ્યા કે, જેના પગ ખુદાના રસ્તામાં ધૂળવાળા થઇ જાય તેના ઉપર ખુદા તઆલા દોઝખ હરામ કરી દે છે.

(૯૬/૯૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)થી સાંભળ્યું : આપ ફરમાવતા હતા કે, જ્યારે નમાઝની તકબીર થાય ત્યારે દોડીને નમાઝ માટે ન આવો, બલકે ખૂબ શાંતિથી આવો, જેટલી નમાઝ મળી જાય તેટલી પઢી લો, જે છૂટી જાય તેને પૂરી કરી લો.

(૯૭/ ૯૭૯) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યાં સુધી મને આવતાં ન જોઇ લો ત્યાં સુધી ન ઉઠો અને (નમાઝ માટે) શાંતિથી આવો.

**જો બે નમાઝી સાથે બેઠા હોય તો તેમને ચીરીને આગળ ન વધવું જોઇએ :**

(૯૮/૯૮૦) હઝરત સલમાન ફારસી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઇ માણસ જુમ્આના દિવસે ગુસ્લ કરીને સારી રીતે પાક થઇને તેલ અથવા ખુશ્બૂ લગાડીને મસ્જિદમાં આવે અને બે માણસો વચ્ચે ભાગલા પાડયા વગર નક્કી કરેલી નમાઝ પઢે, પછી જ્યારે ઇમામ ખુત્બો પઢવા માટે નીકળે ત્યારે એ ખૂબ શાંતિપૂર્વક ધ્યાનથી સાંભળતો રહે તો આ જુમ્આથી લઇને પાછલી જુમ્આ સુધીના તેના ગુનાહો માફ થઇ જાય છે.



**જુમ્આના દિવસે કોઇ માણસ પોતાના ભાઇને ઉઠાડીને પોતે તેની જગ્યાએ ન બેસે :**

(૯૯/૯૮૧) નાફિઅ કહે છે : મેં ઇબ્ને ઉમર (રદિ.) પાસેથી સાંભળ્યું : તેઓ કહેતા હતા : હુઝૂર (સલ.)એ એ વાતની મનાઇ કરી છે કે, માણસ પોતાના ભાઇને તેની જગ્યાએથી ઉઠાડીને પોતે તેની જગ્યા પર ન બેસી જાય. રાવી કહે છે : મેં નાફિઅને પૂછ્યું : શું આ હુકમ માત્ર જુમ્આનો છે ? નાફિએ કહ્યું કે, જુમ્આ અને ગેર જુમ્આ આ હુકમમાં સૌ સરખા છે.

**જુમ્આના દિવસે અઝાન દેવાનું બયાન :**

(૧૦૦/૯૮૨) સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અને હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જુમ્આના દિવસે પ્રથમ અઝાન એવા સમયે થતી હતી જ્યારે કે ઇમામ (ખુત્બા માટે) મિમ્બર ઉપર બેસી જતા હતા, પરંતુ હઝરત ઉસ્માન (રદિ.) ખલીફા બન્યા ત્યારે તેમણે એક ત્રીજી અઝાનનો વધારો કર્યો જે ઝૌરા નામી સ્થળે દેવામાં આવતી હતી. બુખારી કહે છે કે, ઝૌરા મદીનાના બજારમાં એક જગ્યાનું નામ હતું.

**જુમ્આના દિવસે એક જ મુઅઝ્ઝિનનું અઝાન દેવું :**

(૧૦૧/૯૮૩) સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, જે માણસે જુમ્આના દિવસે ત્રીજી અઝાનનો વધારો કર્યો તે હઝરત ઉસ્માન ઇબ્ને અફફાન (રદિ.) છે. તેમણે આ વધારો એવા વખતે કર્યો હતો જ્યારે કે મદીનામાં વસતિ વધી ગઇ હતી. હા, નબી (સલ.)ના સમયમાં માત્ર એક મુઅઝ્ઝિન હતો અને જ્યારે ઇમામ

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૦૦/૯૮૨) જ્યારે વસતિ વધી અને બજારોમાં ભીડ થવા લાગી ત્યારે લોકો ખુત્બા પહેલા ભેગા થવામાં વિલંબ કરવા લાગ્યા ત્યારે હઝરત ઉસ્માન (રદિ.)એ ખુત્બાથી પંદર-વીસ મિનીટ પહેલાં અઝાન દેવાનો હુકમ કર્યો. જેમકે બીજી નમાઝોમાં જમાઅતથી પંદર-વીસ મિનીટ પહેલા અઝાન આપવામાં આવે છે. એ પહેલી થઇ. બીજી અઝાન ખુત્બા વખતે ઇમામ સામે આપવામાં આવે છે અને ત્રીજી અઝાન એટલે ઇકામત. પાંચ વખતની અઝાનની જેમ જુમ્આની પહેલી અઝાન પણ મસ્જિદની બહાર આપવામાં આવે છે. જુમ્આની અઝાન હકીકત અઝાન છે. સહાબા (રદિ.) અને તાબેઇન (રહ.) એ અંગે સર્વસંમત છે. હવે આ પહેલી અઝાનનો એ જ હુકમ છે જે ખુત્બા વખતની અઝાનનો હતો. જુમ્આની પહેલી અઝાન પછી ખરીદ વેચાણ કે કામધંધો કરવો નાજાઇઝ છે.

(મિમ્બર ઉપર) બેસી જતા હતા ત્યારે અઝાન થતી હતી.

**ઇમામ અઝાન સાંભળતી વખતે મિમ્બર ઉપર બેઠા બેઠા જવાબ આપે :**

(૧૦૨/૯૮૪) હઝરત અબૂ ઉમામા સહલ ઇબ્ને હુનૈફ કહે છે કે, અમીર મુઆવિયા (રદિ.) મિમ્બર ઉપર બેઠા હતા. તે વખતે મેં મુઆવિયા પાસેથી સાંભળ્યું કે, જ્યારે મુઅઝઝિને 'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર' કહ્યું ત્યારે તેમણે પણ અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર કહ્યું. મુઅઝઝિને 'અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ' કહ્યું ત્યારે મુઆવિયાએ કહ્યું : હું પણ એમ જ કહું છું. તે પછી મુઅઝઝિને 'અશ્હદુ અન્ન મુહમ્મદ રસૂલુલ્લાહ' કહ્યું ત્યારે મુઆવિયા બોલ્યા : હું પણ એમ જ કહું છું. જ્યારે મુઅઝઝિન અઝાનથી પરવારી ગયો ત્યારે હઝરત મુઆવિયાએ કહ્યું : લોકો ! મેં પોતે મારા કાનોથી સાંભળ્યું છે કે, હુઝૂર (સલ.) મિમ્બર ઉપર બેઠા હતા અને મુઅઝઝિને અઝાન આપી ત્યારે હુઝૂરે આ પ્રમાણે જ કહ્યું હતું જેમ કે મેં હમણાં કહ્યું.

**અઝાન થતી વખતે ઇમામે મિમ્બર ઉપર બેસી રહેવું જોઇએ :**

(૧૦૩/૯૮૫) સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, જ્યારે મસ્જિદમાં ઘણા લોકો થવા લાગ્યા ત્યારે હઝરત ઉસ્માન ઇબ્ને અફ્ફાન (રદિ.)એ જુમ્આના દિવસે બીજી અઝાન દેવાનો હુકમ આપ્યો અને આ (બીજી) અઝાન એવા વખતે થતી હતી જ્યારે કે ઇમામ મિમ્બર ઉપર બેસી જતા હતા.

**ખુત્બો પઢતા પહેલાં અઝાન દેવી જોઇએ :**

(૧૦૪/૯૮૬) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અને હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળમાં પ્રથમ અઝાન જુમ્આના દિવસે એવા વખતે થતી હતી જ્યારે કે ઇમામ મિમ્બર ઉપર બેસી જતા હતા, પરંતુ હઝરત ઉસ્માન (રદિ.)ના ખિલાફતકાળમાં જ્યારે નમાઝીઓની સંખ્યા વધી ગઇ ત્યારે તેમણે જુમ્આના દિવસે ત્રીજી અઝાન દેવાનો હુકમ આપ્યો. આ ત્રીજી અઝાન **ઝૌરા** નામે જગ્યાએ થઇ, પછી એનો રિવાજ પડી ગયો.

**મિમ્બર પર ખુત્બો પઢવો સુન્નત છે :**

(૧૦૫/૯૮૭) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂરે મિમ્બર ઉપર ખુત્બો પઢયો.

(૧૦૬/૯૮૮) અબૂ હાઝિમ ઇબ્ને દીનાર કહે છે કે, લોકોમાં પરસ્પર ઝઘડો થયો કે, રસૂલુલ્લાહ (સલ.)નો મિમ્બર શાના લાકડાનો બનેલો હતો. બધા લોકો હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદીની પાસે ગયા અને ઝઘડાનુ બાબત અંગે પૂછ્યું.



હઝરત સહલ બોલ્યા : ખુદાની કસમ ! હું સારી રીતે જાણું છું કે, મિમ્બર શાના લાકડાનો બનેલો હતો. જે દિવસે પહેલી વાર મસ્જિદમાં મિમ્બર લાવીને મૂકવામાં આવ્યો અને હુઝૂર (સલ.) પહેલી વાર તેના ઉપર બેઠા ત્યારે હું જોઇ રહ્યો હતો. હકીકત એવી હતી કે રસૂલુલ્લાહ (સલ.)એ ફલાણી ઓરતને કહેવડાવ્યું કે, જરા તમારા સુથાર ગુલામને મારી પાસે મોકલી આપો, જેથી મારા માટે તે એક મિમ્બર બનાવી આપે. જેના ઉપર બેસીને લોકો સામે ખુત્બો પઢું. હુકમ મુજબ તે ઓરતે ગુલામને મિમ્બર બનાવવાનો હુકમ આપ્યો. ગુલામે 'ગાબા' નામે જંગલના 'તરફા' નામે લાકડાનો મિમ્બર બનાવ્યો અને લાવીને ઓરતને આપી દીધો. તે ઓરતે મિમ્બર હુઝૂર પાસે મોકલી આપ્યો. હુઝૂરે તેને ગોઠવવાનો હુકમ આપ્યો અને હુકમ અનુસાર તેને એક જગ્યાએ મૂકી દેવામાં આવ્યો. તે પછી મેં જોયું કે હુઝૂરે મિમ્બર ઉપર જઈને તકબીર કહી અને રૂકૂઅ કર્યો. પછી મિમ્બર ઉપરથી ઉતરીને મિમ્બરની નજીક સજદો કર્યો. પછી બીજીવાર મિમ્બર ઉપર ગયા. જ્યારે નમાઝથી પરવારી ગયા ત્યારે ફરમાવ્યું : લોકો ! મેં આ કામ એટલા માટે કર્યું છે કે, તમે મારું અનુકરણ કરો અને મારી નમાઝ શીખી લો.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૦૬/૯૮૮) હુઝૂર (સલ.)એ એક જ વખતે મિમ્બર પર નમાઝ પઢી છે. આ રીતે નમાઝ પઢવું હુઝૂર (સલ.) માટે ખાસ હતું. બીજા કોઇ માટે આવી રીતે નમાઝ પઢવું જાઇઝ નથી.

(૧૦૭/૯૮૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મસ્જિદમાં ખજુરીનું એક થડ (થાંભલા તરીકે) હતું જેને અડીને હુઝૂર (ખુત્બો પઢવા માટે) ઉભા થતા હતા, પરંતુ જ્યારે આપના માટે મિમ્બર (મસ્જિદમાં) મૂકવામાં આવ્યો ત્યારે અમે તે થડના રૂદન-આક્રંદનો અવાજ એવો સાંભળ્યો જેમ કે દસ મહીનાની ગર્ભવતી ઊંટણીનો અવાજ હોય છે. છેવટે હુઝૂર (સલ.)એ મિમ્બર ઉપરથી ઉતરી તેના ઉપર પોતાનો મુબારક હાથ મૂક્યો.

(૧૦૮/૯૯૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને જોયા કે આપ મિમ્બર ઉપર ખુત્બો પઢતા ફરમાવી રહ્યા હતા કે, જે માણસ જુમ્આની નમાઝ માટે આવવાનો ઇરાદો કરે તેણે નાહીને આવવું જોઇએ.

**ઉભા થઇને ખુત્બો પઢવો જોઇએ :**

(૧૦૯/૯૯૧) હઝરત અનસ (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.) ઉભા થઇને ખુત્બો પઢતા હતા.

(૧૧૦/૯૯૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ઉભા થઇને ખુત્બો પઢતા હતા, પછી બેસી જતા હતા, થોડીવાર બેઠા પછી બીજીવાર ઉભા થઇ જતા હતા. જેવી રીતે તમે લોકો આ ઝમાનામાં કરો છો.

**જ્યારે ઇમામ ખુત્બો પઢે ત્યારે લોકોએ પોતાનું મોં ઇમામ તરફ કરવું જોઇએ :**

(૧૧૧/૯૯૩) હઝરત ઈબ્ને ઉમર અને હઝરત અનસ (રદિ.) પોતાનું મોં ઈમામ તરફ રાખતા હતા.

(૧૧૨/૯૯૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂરે અકદસ (સલ.) મિમ્બર ઉપર બેઠા અને અમે હુઝૂરની આજુબાજુ બેઠા.

**ખુત્બામાં 'હમ્દ' અને 'સના' પછી 'અમ્મા બઅદ'નો શબ્દ બોલવો જોઈએ :**

(૧૧૩/૯૯૫) ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી હઝરત ઈકરિમાએ રસૂલુલ્લાહ (સલ.)થી આ જ રિવાયત કરી છે.

(૧૧૪/૯૯૬) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) કહે છે કે, (એક દિવસ) હું હઝરત આઈશા (રદિ.) પાસે ગઈ. લોકો તે વખતે નમાઝ પઢી રહ્યા હતા. (હઝરત આઈશા પણ નમાઝ પઢી રહ્યાં હતાં) મેં કહ્યું : આજે આ લોકો કેવી નમાઝ પઢી રહ્યા છે ? હઝરત આઈશા (રદિ.)એ શિરથી આસમાન તરફ ઈશારો કર્યો. મેં પૂછ્યું : શું કોઈ નવી નિશાની જાહેર થઈ છે ? હઝરત આઈશાએ શિરથી ઈશારો કર્યો કિંવા હા. હઝરત અસ્મા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઘણી વાર સુધી નમાઝ પઢતા રહ્યા કે, (ઉભા ઉભા) મારું મગજ ભમી ગયું. મારી પાસે એક મશક પડેલી હતી જેમાં પાણી મોજુદ હતું. મેં મશકનું મોં ખોલીને માથા પર પાણી નાખવાનું શરૂ કર્યું (અને આવી રીતે તબીઅત બરાબર થઈ ગઈ) જ્યારે સૂર્ય ગ્રહણમાંથી નીકળી ગયો અને હુઝૂર નમાઝ પઢી ચૂકયા ત્યારે આપ લોકોની સામે ખુત્બો પઢયા અને 'હમ્દો સના' પછી ફરમાવ્યું : 'અમ્મા બઅદ.' હઝરત અસ્મા કહે છે કે, અનસારી ઓરતો કંઈ શોરબકોર કરવા લાગી. હું તેમને ચુપ રાખવા માટે તે બાજુ ગઈ. પાછા ફરીને મેં હઝરત આઈશાને પૂછ્યું કે, હુઝૂરે શું ફરમાવ્યું ? હઝરત આઈશાએ જવાબ આપ્યો : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે જે વસ્તુઓ મને પહેલાં બતાવવામાં આવી ન હતી તે અત્યારે આ જગ્યાએ મને બતાવવામાં આવી. અહીં સુધી કે જન્નત અને દોઝખ પણ મેં જોઈ લીધી. મારી પાસે 'વહી' આવી છે કે, લગભગ મસીહ દજ્જાલના ફિત્નાની જેમ કબરોમાં તમારા લોકોની કસોટી કરવામાં આવશે, જેથી કબ્રમાં દરેક માણસને પૂછવામાં આવશે કે, આ માણસ વિષે તું શું જાણે છે ? જે ઈમાનદાર હશે તે કહેશે કે, એ મુહમ્મદ ખુદાના રસૂલ છે. અમારી પાસે ખુલ્લી ખુલ્લી નિશાનીઓ અને હિદાયત લઈને આવ્યા હતા અને અમે એમના ઉપર ઈમાન લાવ્યા હતા અને આપની વાત



માન્ય રાખી હતી. આપનું અનુકરણ કર્યું હતું. આપના હુકમનું સમર્થન કર્યું હતું. આ જવાબ સાંભળીને તે માણસને કહેવામાં આવશે કે આરામથી સૂઇ જા. અમે પહેલેથી જ જાણતા હતા કે તું મુઅમિન છે. હા, મુનાફિક માણસને જ્યારે પૂછવામાં આવશે કે, તું આ માણસ વિષે શું જાણે છે ? ત્યારે તે કહેશે : મને તો કંઈ ખબર નથી. મે લોકોને કંઈ કહેતા સાંભળ્યા હતા એટલે હું પણ કહેવા લાગ્યો. રાવી કહે છે કે, મને યાદ રહ્યું નથી કે, તે પછી હઝરત ફાતિમાએ કયા શબ્દો કહ્યા હતા કે, કેવી રીતે કાફિર ઉપર સખ્તી કરવામાં આવે છે ?

(૧૧૫/૯૯૭) હઝરત અમ્ર ઈબ્ને તગ્લિબ અબ્દી તમીમી કહે છે કે, એકવાર હુઝૂર (સલ.)ની સેવામાં થોડોક માલ વગેરે રજૂ કરવામાં આવ્યું. આપે લોકોને વહેંચી આપ્યું, પરંતુ કોઈને આપ્યું અને કોઈને ન આપ્યું. (લોકોએ હિસ્સો ન મળવાના કારણે પરસ્પર ફરિયાદ કરી). જે લોકોને હિસ્સો મળ્યો ન હતો તે લોકોની ફરિયાદની ખબર આપને પહોંચી ગઈ હતી. આપ વઅઝ માટે ઉભા થયા. પહેલી ખુદાની હમ્દો સના કરી, પછી કહ્યું : અમ્મા બઅદ, હું કોઈને આપું છું અને કોઈને આપતો નથી. જેને આપતો નથી તે ખુદાની કસમ ! મારી નઝરમાં તે માણસથી સારો હોય છે જેને આપું છું. કારણ કે, જે લોકોને હું આપું છું તેમના દિલોમાં મને અધીરાઈ અને લાલચ દેખાય છે, એટલે હું તેમને આપું છું અને જે લોકોને હું આપતો નથી, તેનું કારણ એ છે કે ખુદા તઆલાએ તેમના દિલોમાં લાપરવાહી અને ભલાઈ મૂકેલી છે (તેમને લાલચ નથી). તેમનામાંથી એક માણસ અમ્ર ઈબ્ને તગ્લિબ છે. અમ્ર ઈબ્ને તગ્લિબ કહે છે : ખુદાની કસમ ! હું તે વાત પસંદ કરતો નથી કે; હુઝૂરના આ ફરમાનના બદલામાં મને હિસ્સામાં લાલ ઊંટ મળે.

(૧૧૬/૯૯૮) હઝરત ઉમ્મુલ મુઅમિનીન આઇશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, એક રાત્રે હુઝૂર (સલ.) અડધી રાતે મકાનની બહાર ગયા અને મસ્જિદમાં જઈને તરાવીહની નમાઝ પઢી. કેટલાક લોકોએ પણ આ નમાઝમાં આપની ઈકિતદા કરી. સવાર પડી ત્યારે લોકોમાં આ નમાઝની ચર્ચા થઈ. બીજી રાતે ઘણા માણસો ભેગા થઈ ગયા અને બધાએ આપની સાથે નમાઝ પઢી. (ત્રીજા દિવસે) સવાર પડી અને લોકોએ પરસ્પર એની ચર્ચા કરી તો ત્રીજી રાત્રે બીજા વધુ માણસો મસ્જિદમાં ભેગા થઈ ગયા. રસૂલુલ્લાહ (સલ.) બહાર નીકળ્યા અને લોકોએ આપની પાછળ નમાઝ પઢી. ચોથી રાતે માણસોની એટલી ભીડ જામી કે, મસ્જિદમાં સમાઈ શકયા નહીં (પરંતુ હુઝૂર નીકળ્યા નહીં) બલકે સવારમાં આપ બહાર નીકળ્યા અને ફજ્રની નમાઝ પઢયા. પછી લોકો તરફ મોં કરીને ખુત્બો પઢયા અને ફરમાવ્યું કે અમ્મા બઅદ, આજે રાત્રે તમારા ભેગા

થવાની અને નમાઝનો ઈન્તિઝાર કરવાની હકીકતમાં મને ખબર છે, પરંતુ તમારો શોખ જોતાં મને ભય લાગ્યો કે, કદાચ તમારા ઉપર તરાવીહની નમાઝ ફર્ઝ થઈ જાય અને પછી તમારાથી એ બની ન શકે (એટલે હું બહાર આવ્યો નહીં.)

(૧૧૭/૯૯૯) હઝરત અબૂ હુમૈદ સાઈદી (રદિ.) કહે છે કે, એક રાત્રે ઈશાની નમાઝ પછી હુઝૂર (સલ.) ખુત્બો પઢવા ઉભા થયા. મેં ખુત્બાની શરૂઆતમાં હુઝૂર (સલ.)થી સાંભળ્યું : આપે હમ્દો સના પછી કહ્યું હતું : અમ્મા બઅદ.

(૧૧૮/૧૦૦૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર મિમ્બર ઉપર ગયા. તે વખતે હુઝૂર (સલ.)ના ખભા ઉપર ચાદર પડેલી હતી. શિર ઉપર કાળી પાઘડી બાંધેલી હતી. હુઝૂરનું એ છેલ્લીવારનું મિમ્બર ઉપર બેસવાનું હતું. (એ પછી હુઝૂરની વફાત થઈ ગઈ.) આપે ખુદા તઆલાની હમ્દો સના પછી ફરમાવ્યું : લોકો ! મારી પાસે ચાલ્યા આવો. હુકમ અનુસાર માણસો નજીક આવી ગયા. આપે ફરમાવ્યું : અમ્મા બઅદ, વાત એ છે કે, અનસારમાંથી માણસો દિવસે દિવસે ઓછા થતા જશે અને બીજા માણસો વધતા જશે. એટલે ઉમ્મતે મુહમ્મદિય્યામાંથી જે માણસ સત્તા પર હોય અને નફો, નુકસાન પહોંચાડવાની શક્તિ ધરાવતો હોય તો તેને જોઈએ કે અનસારમાંથી નેક લોકોની નેકીઓ કબૂલ કરે અને બુરા લોકોની બુરાઈઓને જતી કરે.

**જુમ્આના દિવસે બંને ખુત્બાઓ વચ્ચે બેસવાનું બયાન :**

(૧૧૯/૧૦૦૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) બે ખુત્બા પઢતા હતા અને બંને વચ્ચે બેસતા હતા.

**ધ્યાન દઈને ખુત્બો સાંભળવાનું બયાન :**

(૧૨૦/૧૦૦૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે જુમ્આનો દિવસ હોય છે ત્યારે મસ્જિદના દરવાજા ઉપર ફરિશ્તાઓ ઉભા રહીને આવનારાઓના નામો ક્રમવાર લખતા રહે છે. જે માણસ સૌથી પહેલો આવે છે તેનો દાખલો એવો છે જાણે કોઈએ ઊંટની કુરબાની કરી. જે માણસ તેના પછી આવે છે તેનો દાખલો એવો છે જાણે કોઈએ ગાયની કુરબાની કરી. તે પછી એવો દાખલો છે જાણે કોઈએ મેંઢાની કુરબાની કરી. તે પછી એવો દાખલો છે જાણે કોઈએ મરઘીની કુરબાની કરી. પછી એવો દાખલો છે જાણે કોઈએ (અલ્લાહના રસ્તામાં) ઈંડું ખયરાત કર્યું હોય. ત્યાર પછી જ્યારે ઈમામ ખુત્બો પઢવા માટે બહાર નીકળે છે ત્યારે ફરિશ્તાઓ પોતપોતાના કાગળો લપેટીને ખુત્બો સાંભળવામાં મશ્ગૂલ થઈ જાય છે.



**જો ઈમામ ખુત્બો પઢતી વખતે કોઈને આવતો જુએ તો તેને બે રકઅત (તહિય્યતુલ મસ્જિદ) પઢીને બેસવાનો હુકમ આપે.**

(૧૨૧/૧૦૦૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) લોકોની સામે જુમ્આનો ખુત્બો પઢી રહયા હતા, એવામાં એક માણસ આવ્યો. આપે ફરમાવ્યું : અય માનવી ! શું તેં નમાઝ પઢી લીધી ? તેણે કહ્યું: ના, આપે ફરમાવ્યું : તો ઉઠ, (તહિય્યતુલ મસ્જિદની) બે રકઅતો પઢી લે.

**જો ઈમામના ખુત્બો પઢતી વખતે કોઈ માણસ મસ્જિદમાં આવે તો પહેલાં હળવી હળવી બે રકાતો (તહિય્યતુલ મસ્જિદની) પઢી લેવી જોઈએ :**

(૧૨૨/૧૦૦૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : જુમ્આના દિવસે હુઝૂર (સલ.) ખુત્બો પઢી રહયા હતા. એવામાં એક માણસ મસ્જિદમાં આવ્યો. આપે ફરમાવ્યું : શું તેં નમાઝ પઢી લીધી ? તેણે કહ્યું : ના. આપે ફરમાવ્યું : ઉઠ, પહેલાં બે રકઅતો પઢી લે.

**ખુત્બામાં (દુઆ માટે) બંને હાથ ઉઠાવવા :**

(૧૨૩/૧૦૦૫) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : એક વાર હુઝૂર (સલ.) ખુત્બો પઢી રહયા હતા કે એક માણસે ઉભા થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! (વરસાદ ન પડવાથી ઘોડાઓ મરી ગયા અને બકરીઓ મૃત્યુ પામી.) આપ ખુદા પાસે દુઆ કરો કે વરસાદ પડે. હુઝૂર (સલ.)એ બંને હાથ ફેલાવીને ખુદા પાસે દુઆ કરી.

**જુમ્આના દિવસે ખુત્બો પઢતી વખતે વરસાદ માટે દુઆ કરવી :**

(૧૨૪/૧૦૦૬) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે :

એક વરસ હુઝૂર (સલ.)ના સમયમાં દુકાળ પડયો, જેથી જ્યારે હુઝૂર (સલ.) ખુત્બો પઢી રહયા હતા ત્યારે એક આદિવાસીએ ઉભા થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! માલ હલાક થઈ ગયો અને બાળકો ભૂખે મરી રહ્યા છે. આપ ખુદા પાસે દુઆ માંગો. હુઝૂરે આ સાંભળીને પોતાના હાથ ઉઠાવ્યા. આસ્માનમાં તે વખતે વાદળનો કોઈ ટુકડો દેખાતો ન હતો, પરંતુ કસમ છે તે ખુદાની કે જેના

(૧૨૨/૧૦૦૪) બીજી રિવાયતોમાં આવ્યું છે કે, આ માણસ તદન જુના અને ફાટેલા કપડાં પહેરીને આવ્યો હતો. રસૂલુલ્લાહ (સલ.) ખુત્બાની તૈયારીમાં મિમ્બર પર બેઠા હતા. ખુત્બો શરૂ થયો ન હતો. એ માણસની હાલત જોઈ રસૂલુલ્લાહ (સલ.)એ તેને બે રકઅત પઢવાનો હુકમ આપ્યો. હેતુ એ હતો કે, લોકોનું ધ્યાન તેની હાલત તરફ જાય. હુઝૂરે ખુત્બા દરમ્યાન ખેરાત અને દાન આપવા અંગે પ્રોત્સાહન આપતી વાતો કહી. લોકોએ તેના માટે કપડા તેમજ બીજી જરૂરી વસ્તુઓ ભેગી કરી આપી. સારાંશ કે, ખુત્બા દરમ્યાન નમાઝ પઢવાની કે વાતચીત કરવાની રજા નથી.

કબ્જામાં મારો જાન છે, હુઝૂરે પોતાના હાથ નીચે ન કર્યા હતા કે પહાડોની જેમ તરત વાદળો આવ્યાં અને હુઝૂર મિમ્બર ઉપરથી ઉતરવા ન પામ્યા હતા કે, આપની દાઢી ઉપરથી વરસાદનું પાણી ટપકવા લાગ્યું. તે દિવસે, બીજા દિવસે, ત્રીજા દિવસે, અહીં સુધી કે આગામી જુમ્આ સુધી બરાબર વરસાદ પડતો રહયો. છેવટે તે જ આદિવાસી ફરી (આગામી જુમ્આના) ઉભો થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! બધા મકાનો પડી ગયા અને બધો માલ ડુબી ગયો. આપ અમારા માટે ખુદા તઆલા પાસે દુઆ માંગો. આપે પોતાના હાથ ઉઠાવીને આ શબ્દો કહ્યા : અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસાદ પડે. અમારા ઉપર વરસાદ ન પડે. પછી હુઝૂર પોતાના મુબારક હાથથી જે બાજુએ ઇશારો કરતા હતા તે બાજુનું વાદળ ખુલી જતું હતું (ખુલાસો એ કે મદીના પરથી વાદળ ખુલી ગયું અને) મદીના હોઝની જેમ થઇ ગયું હતું અને કનાત નામે નાળું એક મહીના સુધી બરાબર વહેતું રહ્યું. (તે સમયે) જે માણસ જ્યાંથી આવતો હતો તે પુષ્કળ વરસાદની જ વાતો કરતો હતો.

## જુમ્આના દિવસે ઇમામના ખુત્બો પઢતી વખતે ચુપ રહેવાનું બયાન :

**જો કોઇ માણસ (ખુત્બા વખતે) પોતાના સાથીને કહે છે કે ચુપ રહો તો તેની આ વાત નિરર્થક છે. હઝરત સલમાને હુઝૂરનું ફરમાન નકલ કર્યુ છે કે, જ્યારે ઇમામ ખુત્બો પઢવા માંડે ત્યારે ચુપ થઇ જવું જોઇએ :**

(૧૨૫/૧૦૦૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો જુમ્આના દિવસે ઇમામના ખુત્બો પઢતી વખતે તમે તમારા સાથીને ચુપ થઇ જવા માટે કહો તો તમારી એ વાત નિરર્થક છે.

## જુમ્આના દિવસે કઇ ઘડીએ દુઆ કબૂલ થાય છે ?

(૧૨૬/૧૦૦૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જુમ્આના દિવસમાં એક ઘડી એવી છે કે, જો કોઇ મુસલમાનને તે મળી જાય અને ઉભો થઇને નમાઝમાં ખુદા તઆલા પાસે તે માણસ કંઇક માંગે તો ખુદા તઆલા તેનો સવાલ ઝરૂર પૂરો કરે છે. પછી આપે હાથના ઇશારાથી બતાવ્યું કે તે કબૂલ થવાની ઘડી ઘણી થોડી છે.

## જો જુમ્આની નમાઝમાં લોકો ઇમામને છોડીને ચાલ્યા જાય ત્યારે ઇમામ અને બાકીના મુક્તદીઓની નમાઝમાં કોઇ ખરાબી પેદા થતી નથી :

(૧૨૭/૧૦૦૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક

(૧૨૪/૧૦૦૬) વાદળો મદીનાની આજુબાજુ છવાય ગયા અને મદીના પરથી ખુલી ગયાં. એટલે મદીનાનું આકાશ હોઝ જેવું બની ગયું.



વાર અમે હુઝૂર (સલ.)ની સાથે નમાઝ પઢી રહ્યા હતા. નમાઝ દરમ્યાન અનાજથી ભરેલો એક કાફલો આવ્યો. બધા નમાઝીઓએ તે બાજુ ધ્યાન આપ્યું અને બાર માણસો સિવાય નબી (સલ.)ની સાથે નમાઝમાં બીજું કોઇ બાકી રહ્યું નહી. તે વખતે આ આયત ઉતરી :

**'વ ઇઝા રઅવ તિજારતન અવ લહ્વનિન ફદ્દુ ઇલયહા વ તરકૂક કાઇમા'** કિવા જ્યારે લોકો કંઇક માલ વેચાતો અથવા ખેલ થતો જુએ છે તો તે બાજુ તુટી પડે છે અને તમને એકલા છોડી દે છે.

## જુમ્આની નમાઝ પહેલા અને પછી સુન્નતો પઢવાનું બયાન :

(૧૨૮/૧૦૧૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) બે રકઅતો ઝુહરની નમાઝ પહેલાં અને બે રકઅતો પછી પઢતા હતા. મગરિબ પછી પોતાના મકાનમાં બે રકઅતો પઢતા હતા. ઇશા પછી પણ બે રકઅતો પઢતા હતા. હા, જુમ્આ પછી ઘેર આવીને બે રકઅતો પઢતા હતા.

આયત : **'ફઇઝા કુદિયતિ સ્સલાતુ ફન્તશિરૂ ફીલ અરદિ વબ્તગૂ મિન ફદલિ લ્લાહિ'**ની સ્પષ્ટતા.

(૧૨૯/૧૦૧૧) હઝરત સહલ ઇબ્ને સઅદ (રદિ.) કહે છે કે, એક ઓરત હતી જે પોતાના ખેતરના ચાસમાં ચુકંદર વાવતી હતી અને જુમ્આના દિવસે ચુકંદર અમુક ગાંઠો ખોદીને એક હાંડીમાં ભરીને તેમાં એક મુઠ્ઠી જવ મેળવીને ગુંદતી હતી. આ ચુકંદર પાકીને ગોશ્તની જેમ બની જતા હતા. અમે જુમ્આની નમાઝ પઢીને તેની પાસે જઇને સલામ કરતા હતા. ઓરત ચુકંદર અમારી સામે લાવીને મૂકી દેતી અને અમે તે ખાણાને (સ્વાદિષ્ટ હોવાના કારણે) આંગળીઓથી ચાટતા હતા. (પહેલેથી) એ ખાવા માટે જુમ્આના દિવસે ઉત્સુક રહેતા હતા.

(૧૩૦/૧૦૧૨) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અમે જુમ્આની નમાઝ પહેલાં ન કયલુલા કરતા હતા, ન ખાણું ખાતા હતા.

## જુમ્આની નમાઝ પછી કયલૂલા કરવાનું બયાન :

(૧૩૧/૧૦૧૩) હઝરત અનસ (રદિ.) કહે છે : અમે જુમ્આની નમાઝ પહેલા પઢી લેતા હતા, પછી કયલૂલા કરતા હતા.

(૧૩૨/૧૦૧૪) હઝરત સહલ કહે છે : અમે રસુલુલ્લાહ (સલ.)ની સાથે જુમ્આની નમાઝ પઢતા હતા, પછી કયલૂલા થતો હતો.

✪

(૧૨૭/૧૦૦૯) ૧. એ લોકોને મસ્અલાની જાણ ન હતી. ૨. હિજરતની શરૂઆતમાં એ પ્રમાણે થયું. ૩. મુસ્લિમ શરીફની રિવાયતમાં છે કે, ખુત્બો થઇ રહ્યો હતો ત્યારે એ લોકો ઉઠીને ગયા હતા.

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ સલાતુલ ખૌફ ★

## (ભયની નમાઝ)

આયત : **'વ ઇઝા દરબ્તુમ ફીલ અર્દિ ફલયસ અલયકુમ જુનાહુન....... અઝાબન મુહીના.**

(૧૩૩/૧૦૧૫) શુઐબ કહે છે કે, મેં હઝરત ઇબ્ને શિહાબ ઝુહરીને પૂછ્યું : શું રસૂલુલ્લાહ (સલ.)એ ભયની નમાઝ પઢી હતી ? ઝુહરીએ જવાબ આપ્યો કે અમને સાલિમની રિવાયતના સિલસિલાથી હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ની તે રિવાયત પહોંચી છે, જેમાં તેમણે ફરમાવ્યું હતું કે, એકવાર અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નજદ તરફ જિહાદ માટે ગયા. જ્યારે અમારો દુશ્મન સાથે મુકાબલો થયો ત્યારે અમે તેમના મુકાબલામાં મોરચાબંધી કરી. એવામાં રસૂલુલ્લાહ (સલ.) અમને નમાઝ પઢાવવા માટે ઉભા થયા, (જેથી અમારા માણસોના બે જુથો પડી ગયા.) એક જુથ તો હુઝૂર (સલ.)ની સાથે નમાઝમાં શામિલ થઇ ગયું અને બીજું જુથ દુશ્મનની સામે રહ્યું. આપે તે (પહેલા) જુથને એક રકઅત પઢાવી અને બે સજદા કર્યા, પછી એ જુથ તે બીજા જુથની જગ્યાએ જઇને ઉભું થઇ ગયું, જેણે નમાઝ ન પઢી હતી અને તે લોકો (નમાઝ પઢવા) આવી ગયા. આપે તેમને એક રકઅત પઢાવી અને બે સજદા કર્યા. પછી તેમનામાંના દરેક જુથે આપ મેળે એક રકઅત પઢી અને બે સજદા કર્યા.

### પગપાળા અને સવારીની હાલતમાં સલાતુલ ખૌફ (ભયની નમાઝ) પઢવાનું બયાન :

(૧૩૪/૧૦૧૬) હઝરત ઇબ્ને ઉમર (રદિ.)ની રિવાયત તે હુકમ અંગે લગભગ મુજાહિદની રિવાયતના જેવી જ છે કે જ્યારે મુસલમાનોનો અને કાફિરોનો મુકાબલો થાય ત્યારે દરેક માણસ એકલો એકલો નમાઝ પઢે, પગપાળા ભૂમિ પર અને સવાર સવારી પર, પરંતુ ઇબ્ને ઉમર (રદિ.)ની રિવાયતમાં બીજું એટલું વધારે છે કે, જો કાફિરોની સંખ્યા વધારે હોય તો (ઇશારાથી કિબ્લા તરફ મોં હોય કે ન હોય,) પગપાળા અને સવાર હોવાની હાલતમાં ગમે તેમ પણ નમાઝ પઢવી જોઇએ.

### સલાતુલ ખૌફમાં અમુક લોકો અમુકનું રક્ષણ કરે :

(૧૩૫/૧૦૧૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) સલાતુલ ખૌફ પઢવા ઉભા થયા. લોકો પણ આપની સાથે ઉભા થયા. આપે તકબીર કહી. લોકોએ પણ આપની તકબીરે તહરીમા કહી. આપે રૂકૂઅ કર્યો. લોકોએ પણ આપની સાથે રૂકૂઅ કર્યો. આપે સજદો કર્યો. લોકોએ પણ આપની સાથે સજદો કર્યો. પછી આપ બીજી રકઅત



પઢવા ઉભા થયા ત્યારે તે જ માણસો જેમણે આપની સાથે સજદો કર્યો હતો, ઉભા થઇને (દુશ્મનના મુકાબલામાં ચાલ્યા ગયા અને) પોતાના ભાઇઓનું રક્ષણ કરવા લાગ્યા અને બીજા જુથે આવીને હુઝૂરની સાથે રૂકૂઅ અને સજદો કર્યો. બધા લોકો નમાઝમાં રહ્યા. અમુક અમુકનું રક્ષણ કરતા રહ્યા.

### દુશ્મનના સામના અને કિલ્લાઓ પર વિજય મેળવતી વખતે નમાઝ પઢવી. ઇમામ અવઝાઇ કહે છે કે, જો વિજય પ્રાપ્ત થાય અને નમાઝ પઢી શકયા ન હોય તો દરેક પોતપોતાની રીતે ઇશારાથી નમાઝ પઢે. જો ઇશારાથી (પણ) નમાઝ ન પઢી શકે તો નમાઝને પાછળથી પઢે, અહીં સુધી કે લડાઇ બંધ થઇ જાય અથવા શાંતિ સ્થપાય તો બે રકઅત પઢે. જો એમ ન કરી શકે તો એક રકઅત પઢે અને બે સજદા કરે. જો એ પણ શકય ન હોય તો તકબીર પુરતી નથી, જ્યારે શાંતિ સ્થપાય ત્યારે નમાઝ પઢી લે :

(૧૩૬/૧૦૧૮) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, (અહવાઝ ઇલાકાના) તુસ્તર કિલ્લાના વિજય વખતે હું મોજુદ હતો. ઘમસાણની લડાઇ ચાલી રહી હતી, એટલે ફજના વખતે તો લોકો નમાઝ પઢી શકયા નહીં. જ્યારે દિવસ ચઢયો ત્યારે અમે (ફજની) નમાઝ પઢી. અબૂ મૂસા ઇમામ હતા. તે પછી અમે કિલ્લો જીતી લીધો. અનસ (રદિ.) કહે છે કે, તે નમાઝની સરખામણીમાં મને દુનિયાની કોઇ વસ્તુ ખુશ કરી શકતી નથી.

(૧૩૭/૧૦૧૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે હઝરત ઉમર (રદિ.) કુરૈશના કાફિરોની નાલેશી કરતા આવ્યા અને કહેવા લાગ્યા, યા રસૂલલ્લાહ ! સૂર્ય આથમવાની તૈયારીમાં છે અને મેં હજુ સુધી અસ્રની નમાઝ પઢી નથી. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદાની કસમ ! મેં પણ હજુ સુધી પઢી નથી. તે પછી હુઝૂર બુતહાન નામે મેદાનમાં આવ્યા. વુઝૂ કર્યું અને સૂર્યાસ્ત પછી પહેલી અસ્રની નમાઝ પઢી, પછી મગરિબની.

### જે માણસ દુશ્મનની પાછળ જઇ રહ્યો હોય અથવા જે માણસની પાછળ દુશ્મન આવી રહ્યો હોય તે બંનેની નમાઝ સવારી પર અને ઇશારાથી જાઇઝ છે :

(૧૩૮/૧૦૨૦) વલીદ ઇબ્ને મુસ્લિમ કરશી કહે છે કે, મેં ઇમામ અવઝાઇ (અબ્દુર્રહમાન ઇબ્ને અમ્ર) સામે શુરૈહબીલ ઇબ્ને સમ્તની નમાઝની ચર્ચા કરી અને કહ્યું કે તેણે સવારીની પીઠ ઉપર નમાઝ પઢી હતી. તે બોલ્યા કે, જો

નમાઝના છુટી જવાનો ભય હોય તો અમારા નજીક પણ એ જ હુકમ છે, પરંતુ વલીદે (તેમના કથનની વિરુદ્ધ) દલીલ રૂપે આ હદીસ રજુ કરી કે (રસ્તામાં) રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે કોઈ માણસ બની કુરૈઝા સુધી પહોંચ્યા વગર અસરની નમાઝ ન પઢે.

(૧૩૯/૧૦૨૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે ખન્દકની લડાઈમાંથી પાછા ફર્યા ત્યારે ફરમાવ્યું : કોઈ માણસ બની કુરૈઝા સુધી પહોંચ્યા વગર અસરની નમાઝ ન પઢે. જ્યારે (રસ્તામાં) અસરનો વખત થઈ ગયો ત્યારે અમુક લોકો કહેવા લાગ્યા : અમે ત્યાં પહોંચીને નમાઝ પઢીશું. કેટલાકે કહ્યું : હુઝૂરનો એ હેતુ ન હતો. અમે તો નમાઝ પઢી લઈએ છીએ. જ્યારે હુઝૂરના સામે એની ચર્ચા નીકળી ત્યારે આપે બંને જમાઅતોમાંથી કોઈને ઠપકો આપ્યો નહીં.

**સવારના નમાઝ પઢવી, દુશ્મન સામે અચાનક પહોંચી જવું અને ચાલુ લડાઈએ નમાઝ પઢવાનું બયાન :**

(૧૪૦/૧૦૨૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂરે (ખૈબરની લડાઈના થોડી વાર પહેલાં) સવારના અંધકારમાં નમાઝ પઢી, પછી સવાર થઈને (ખૈબર સામે દેખાતાં) ફરમાવ્યું : **અલ્લાહુ અકબર, ખરિબત્ ખૈબર, ઈન્ના ઈઝા નઝલ્ના બિસાહતિ કવ્મિન ફસાઅ સબાહુલ મુન્ઝરીન** ઉિવા અલ્લાહુ અકબર, ખૈબર બરબાદ થઈ ગયું. કારણ કે, જ્યારે અમે કોઈ કોમના મેદાનમાં ઉતરીએ છીએ (અને દુશ્મનોને ડરાવીએ છીએ) ત્યારે તે લોકોની સવાર ખરાબ થઈ જાય છે જેમને ડરાવવામાં આવે છે. ખૈબરવાસીઓ જ્યારે (સવારે) શહેરની બહાર નીકળ્યા અને શેરીઓમાં આવ્યા તો કહેવા લાગ્યા : અરે, મુહમ્મદ અને તેમનું લશ્કર આવી પહોંચ્યું. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરવાસીઓ ઉપર વિજય મેળવ્યો. લડવૈયાઓને આપે કત્લ કર્યા. ઓરતો અને બાળકોને કેદી બનાવ્યા. કેદ પકડાયેલા લોકોમાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત સફિય્યા પણ હતાં, જેઓ પહેલાં દિહયા કલબીના હિસ્સામાં આવ્યાં હતાં. પછી હુઝૂરે અકદસ (સલ.)ના હિસ્સામાં આવ્યાં. આપે તેમની સાથે નિકાહ કરી લીધા અને તેમની આઝાદીને જ મહેર ઠેરવી. અબ્દુલઅઝીઝ (રાવી) કહે છે કે, મેં સાબિતને કહ્યું : શું તમે હઝરત અનસને પૂછ્યું હતું કે હુઝૂરે હઝરત સફિય્યાની મહેર શું મુકર્રર કરી હતી ? હઝરત સાબિત કહેવા લાગ્યા : હા, હઝરત અનસે કહ્યું હતું કે, હુઝૂરે હઝરત સફિય્યાની આઝાદીને જ મહેર ઠેરવી હતી. સાબિત આ સાંભળીને હસ્યા.





બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ ઈદૈન ★

**ઈદુલ ફિત્ર અને ઈદુદ્ દુહાના દિવસોએ શણગાર કરવાનું બયાન :**

(૧૪૧/૧૦૨૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, (એક વાર મારા પિતા) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ અતલસની એક જોડી બજારમાં વેચાતી જોઈ ત્યારે તેને લાવીને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં રજૂ કરી અને વિનંતી કરી કે યા રસૂલલ્લાહ ! એને આપ ખરીદી લો અને ઈદના દિવસે તેમ જ તે દિવસે જ્યારે કે બાદશાહોના પ્રતિનિધિઓ આવે ત્યારે એને પહેર્યા કરો. આપે ફરમાવ્યું : આ તે લોકોનો પોષાક છે જેઓ આખિરતથી વંચિત છે. ત્યાર પછી થોડીવાર સુધી હઝરત ઉમર (રદિ.) થોભ્યા. થોડાક સમય પછી હુઝૂર (સલ.)એ એક રેશમી જોડી હઝરત ઉમર (રદિ.) પાસે મોકલી. હઝરત ઉમર તેને લઈને સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! હુઝૂરે તો ફરમાવ્યું હતું કે, આ તે લોકોનો પોષાક છે જે આખિરતથી વંચિત છે અને મને આ ઝભ્ભો મોકલ્યો છે ! હુઝૂરે ફરમાવ્યું : મેં તમને આ ઝભ્ભો એટલા માટે મોકલ્યો હતો કે એને વેચીને તમે તમારી જરૂરિયાત પૂરી કરો.

**ઈદના દિવસે ઢાલ અને ભાલાઓથી રમવું :**

(૧૪૨/૧૦૨૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) મારી પાસે આવ્યા. તે વખતે મારી પાસે (અન્સારની) બે નાની છોકરીઓ 'બુઆસ'ની લડાઈ વિષે કંઈક શેઅર ગાઈ રહી હતી. આપ આવીને બિસ્તરા પર સૂઈ ગયા અને મોં બીજી બાજુએ કરી લીધું. એવામાં હઝરત અબૂબક્ર (રદિ.) પણ આવી પહોંચ્યા અને મને ઝટકીને કહેવા લાગ્યા : શયતાનનું વાજું અને રસૂલુલ્લાહની સામે ! રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂબક્ર તરફ ફરીને કહ્યું : એમને રહેવા દો. ખેર, જ્યારે હઝરત અબૂબક્રની નઝર હટી ત્યારે મેં તે બંને છોકરીઓને ઈશારો કરી દીધો અને તે નીકળીને ચાલી ગઈ. તે ઈદનો દિવસ હતો. જ્યારે કે હબસી લોકો ઢાલો અને નાના નાના ભાલાઓ લઈને રમી રહ્યા હતા. મને યાદ નથી કે મેં હુઝૂર સામે ઈચ્છા વ્યક્ત કરી કે આપે મને કહ્યું : શું તમને જોવાની ઈચ્છા છે ? મેં કહ્યું : જી હા, આપે મને પોતાની પાછળ ઉભી રાખી. મારો ગાલ આપના ગાલ ઉપર હતો. આપ ફરમાવી રહ્યા હતા : બની અરફિદા, તમારી ઢાલો અને ભાલાઓ લો. છેવટે જ્યારે હું થાકી ગઈ ત્યારે હુઝૂરે ફરમાવ્યું : બસ ? મેં કહ્યું : જી. આપે ફરમાવ્યું : બસ ત્યારે ચાલી જાઓ.

**બંને ઈદોમાં મુસલમાનોની સુન્નત રીત :**

(૧૪૩/૧૦૨૫) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે : મેં સાંભળ્યું કે, હુઝૂર ખુત્બા દરમ્યાન ફરમાવી રહ્યા હતા કે, આજે અમારે પહેલું કામ એ કરવું જોઈએ કે, પહેલાં નમાઝ પઢીએ, પછી પાછા આવીને કુરબાની કરીએ. જે માણસ આવું કરશે તે અમારી સુન્નત અદા કરશે.

(૧૪૪/૧૦૨૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે : મારી પાસે અનસારી છોકરીઓમાંથી બે છોકરીઓ (ઈદના દિવસે) બેસીને બુઆસની લડાઈના વિષે કંઈક શેઅર ગાઈ રહી હતી, પરંતુ તે ગાનારીઓ ન હતી. એવામાં હઝરત અબૂબક્ર (રદિ.) આવી પડયા અને કહ્યું : રસૂલુલ્લાહનું મકાન અને શયતાનનું વાજું ! આ સાંભળીને હુઝૂરે ફરમાવ્યું : અબૂબક્ર ! દરેક કોમની એક ઈદ હોય છે અને આ અમારી ઈદ છે.

**નમાઝ માટે જતાં પહેલાં ઈદુલ ફિત્રના દિવસે કંઈક ખાવાનું બયાન :**

(૧૪૫/૧૦૨૭) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) ઈદની નમાઝ માટે ત્યાં સુધી જતા ન હતા જ્યાં સુધી કંઈક ફળ ખાઈ ન લેતા. ઈબ્ને રજાની રિવાયતમાં એટલું વધુ છે કે, હુઝૂર (સલ.) એકી (ત્રણ, પાંચ, સાત) ખજૂર ખાઈને જતા હતા.

**ઈદે કુરબાંના દિવસે (નમાઝ પછી) ખાવાનું બયાન :**

(૧૪૬/૧૦૨૮) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જેણે નમાઝ પહેલાં કુરબાની ઝબ્હ કરી લીધી (તેની કુરબાની ન થઈ). તેણે ફરી બીજીવાર કુરબાની કરવી જોઈએ. એક માણસે (અબૂ બુરદા ઈબ્ને દીનારે) ઉભા થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! આજના દિવસે ગોશ્તની ઈચ્છા વધારે થાય છે; એમ કહીને તેમણે પોતાના પડોશીઓ (ના ભૂખ્યા હોવા)ની હકીકત વર્ણવી. આ સાંભળીને હુઝૂરે કદાચ તેમનું સમર્થન કર્યું, ફરી તે માણસે કહ્યું કે, મારી પાસે એક છ મહીનાનો બકરો છે, જે મારી દૃષ્ટિએ બે જાડી બકરીઓથી વધારે સારો છે. (શું મને એની કુરબાની કરવાની રજા છે ?) હુઝૂરે તેને રજા આપી. અનસ (રદિ.) કહે છે : મને ખબર નથી કે આ રજા બીજાઓ માટે પણ હતી કે ફક્ત તે માણસ માટે ખાસ હતી.

(૧૪૭/૧૦૨૯) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, એક વાર બકરા ઈદના દિવસે નમાઝ પછી હુઝૂર (સલ.) ખુત્બો પઢયા. ખુત્બા દરમ્યાન ફરમાવ્યું : જે માણસ અમારા જેમ નમાઝ પઢે અને અમારા જેમ કુરબાની કરે તેની ઈબાદત અને કુરબાની થઈ જશે અને જેણે નમાઝ પહેલાં કુરબાની કરી લીધી તો નમાઝ પહેલાં થઈ છે એટલે તેની કુરબાની સહીહ થઈ નહીં. અબૂ બુરદા ઈબ્ને નિયારે (હઝરત બરાના મામાએ) કહ્યું : યા



રસૂલલ્લાહ ! મેં તો મારી બકરીને નમાઝ પહેલાં ઝબ્હ કરી નાખી છે. કારણ કે, મારા મત પ્રમાણે આ દિવસ ખાવાપીવાનો છે. મારી ઈચ્છા થઈ કે મારી બકરી પહેલી ઝબ્હ થાય અને લોકો શોખથી એનો ગોશ્ત ખાય. આ વાતોને ધ્યાનમાં લઈને મેં મારી બકરી ઝબ્હ કરી અને નમાઝ માટે આવતાં પહેલાં ખાણું ખાઈ લીધું. હુઝૂરે ફરમાવ્યું : તારી બકરી માત્ર ગોશ્તની બકરી છે (કુરબાનીનો સવાબ તને મળ્યો નહીં). તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારી પાસે એક છ મહીનાનો બકરો છે, જે મને બે બકરીઓ કરતાં પણ વધારે પ્યારો છે, શું તેની કુરબાની મારા માટે પુરતી થઈ જશે ? આપે ફરમાવ્યું : હા, પરંતુ તારા સિવાય બીજા કોઈના માટે (આ ઉમરનો બકરો) પુરતો ગણાશે નહીં.

**ઈદગાહ જાય ત્યારે મિમ્બરને સાથે ન લઈ જાય :**

(૧૪૮/૧૦૩૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, ઈદુલ ફિત્ર અને ઈદુદ્ દુહાના દિવસે હુઝૂર (સલ.) ઈદગાહ જતા હતા અને સૌથી પહેલું કામ એ કરતા હતા કે નમાઝ પઢીને લોકોના તરફ મોં કરીને ઉભા થતા. લોકો પોતપોતાની સફોમાં બેસી રહેતા હતા. પછી હુઝૂર (સલ.) તેમને વઅઝ-નસીહત કરતા હતા અને જે કામની નસીહત કરવાનું યોગ્ય લાગતું તેની નસીહત કરતા હતા અને હુકમો બહાર પાડતા હતા. જો કોઈ ઠેકાણે લશ્કર મોકલવાનું હોય તો ઝરૂરત પ્રમાણે લશ્કરનો એક ભાગ અલગ કરી દેતા અને જે જે વાતોનો હુકમ કરવાનો હોય તે કરતા હતા. તે પછી ઈદગાહથી પાછા ફરતા હતા. અબૂ સઈદ કહે છે : આ નિયમ મરવાનના સમય સુધી બરાબર જળવાઈ રહ્યો, પરંતુ જ્યારે મરવાન મદીનાનો ગવર્નર બન્યો અને હું ઈદુલ ફિત્ર અથવા ઈદુદ્ દુહાની નમાઝ માટે તેની સાથે ગયો ત્યારે શું જોઉં છું કે, કસીર ઈબ્ને સલ્તના બનાવેલા મિમ્બર ઉપર નમાઝ પહેલાં મરવાન ચઢવા જાય છે. મેં તેનો પાલવ પકડીને ખેંચ્યો, પરંતુ તે પાલવ છોડાવીને મિમ્બર ઉપર પહોંચી ગયો અને નમાઝ પહેલાં ખુત્બો પઢયો. મેં કહ્યું : તમે સુન્નતે નબવીને બદલી નાખી. મરવાને કહ્યું : અબૂ સઈદ જે સમયની ખબર તમને છે તે સમય હવે વીતી ગયો. મેં કહ્યું : ખુદાની કસમ ! જે વસ્તુને હું જાણું છું (સુન્નતે નબવી) તે આ વસ્તુ (બિદઅત) કરતાં ઉત્તમ છે, જેને હું જાણતો નથી. મરવાને કહ્યું : કારણ કે, નમાઝ પછી માણસો બેસતા નથી, એટલે મેં નમાઝ પહેલાં ખુત્બો મુકર્રર કરી દીધો.

**ઈદની નમાઝ માટે પગપાળા અને સવાર થઈને જવું જાઈઝ છે. ઈદની નમાઝમાં અઝાન અને તકબીર નથી :**

(૧૪૯/૧૦૩૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ

(સલ.) ઈદુદ્ દુહા અને ઈદુલ ફિત્રની નમાઝ પઢીને ખુત્બો પઢતા હતા.

(૧૫૦/૧૦૩૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, (એક વાર) ઈદુલ ફિત્રના દિવસે રસુલુલ્લાહ (સલ.) ઈદગાહ ગયા અને ખુત્બા પહેલાં નમાઝ પઢી. અતા કહે છે કે, જ્યારે હિજરી સન ૬૪માં અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેરની શરૂ શરૂમાં બૈઅત કરવામાં આવી ત્યારે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ તેમને કહેવડાવ્યું કે, (રસૂલુલ્લાહના સમયમાં) ઈદુલ ફિત્રની અઝાન દેવામાં આવતી ન હતી અને નમાઝ પછી ખુત્બો થતો હતો. ઈબ્ને અબ્બાસ અને જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતથી અતાએ બયાન કર્યું કે, (રસૂલુલ્લાહના સમયમાં) ન તો ઈદુલ ફિત્રની અઝાન થતી હતી ન ઈદુદ્ દુહાની. હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, સૌથી પહેલાં રસૂલુલ્લાહ (સલ.)એ ઉભા થઈને નમાઝ પઢી. તે પછી લોકો સામે ખુત્બો પઢયો. પછી મિમ્બર ઉપરથી ઉતરીને ઓરતો તરફ ગયા. તેમને કંઈક વઅઝ-નસીહત કરી. તે વખતે હુઝૂરે બિલાલ (રદિ.)ના હાથનો સહારો લીધો હતો. બિલાલે પાલવ ફેલાવ્યો હતો. ઓરતો તેમાં સદકાનો માલ નાખી રહી હતી. રાવી કહે છે : મેં અતાને કહ્યું : શું તમારા નજીક હજુ પણ વાજીબ છે કે, ઈમામ ખુત્બાથી પરવારીને ઓરતો તરફ જઈને તેમને વઅઝ-નસીહત કરે. અતાએ કહ્યું : ઈમામ ઉપર એ હક્ક ઝરૂરી છે અને તેને છોડવું કોઈ રીતે જાઈઝ નથી.

**ઈદની નમાઝ પછી ખુત્બો પઢવાનું બયાન :**

(૧૫૧/૧૦૩૩) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હું રસૂલુલ્લાહ (સલ.)ની સાથે પણ અને હઝરત અબૂબક્ર, હઝરત ઉમર અને હઝરત ઉસ્માન (રદિ.)ની સાથે પણ ઈદની નમાઝમાં હાજર થયો, પરંતુ એ બધા બંને ઈદોની નમાઝ ખુત્બા પહેલાં પઢતા હતા.

(૧૫૨/૧૦૩૪) ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.), અબૂબક્ર અને ઉમર (રદિ.) બંને ઈદોની નમાઝ ખુત્બા પહેલાં પઢતા હતા.

(૧૫૩/૧૦૩૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઈદુલ ફિત્રના દિવસે (ઈદની) બે રકઅતો પઢી. એનાથી પહેલાં અને પછી કોઈ નમાઝ પઢી નહીં, પછી આપ સ્ત્રીઓ તરફ ગયા અને તેમને ખૈરાત કરવાનો હુકમ આપ્યો. બિલાલ (રદિ.) હુઝૂર (સલ.)ની સાથે હતા. હુકમ મુજબ સ્ત્રીઓ પોતપોતાની ખૈરાતનો માલ આપવા લાગી. કોઈ પોતાની બાલીઓ ઉતારીને બિલાલના ખોળામાં નાખતી હતી અને કોઈ હાર.



(૧૫૪/૧૦૩૬) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : યોગ્ય લાગે છે કે, આજે સૌથી પહેલાં આપણે નમાઝ પઢીએ, પછી પાછા આવીને કુરબાની કરીએ. જે માણસ આવું કરશે તે અમારી સુન્નત અદા કરશે, અને જે માણસ નમાઝ પહેલાં કુરબાની કરશે (તેની કુરબાની સહીહ થશે નહીં, બલ્કે) તે પોતાના ઘરવાળાઓ માટે ગોશ્ત તૈયાર કરશે. તેનું એ કામ ઈબાદતમાં ગણાશે નહીં. આ સાંભળીને એક અન્સારી માણસે જેનું નામ અબૂ બુરદા ઈબ્ને નિયાર હતું, કહ્યું : યા રસૂલલ્લાહ ! હું તો નમાઝ પહેલાં કુરબાની કરી ચુકયો, પરંતુ મારી પાસે બીજો છ મહીનાનો એક બકરો છે, જે એક વર્ષના (બકરા) કરતાં પણ સારો છે. (જો હું તેની કુરબાની કરું તો શું પૂરતી થઇ પડશે ?) આપે ફરમાવ્યું : હા, તેના બદલે એની કુરબાની કરો (પૂરતી થઇ જશે), પરંતુ તમારા પછી બીજા કોઈના માટે પૂરતી થશે નહીં.

**ઈદના દિવસે હરમમાં હથિયાર લઈને જવું મના છે :**

(૧૫૫/૧૦૩૭) હસન બસરી કહે છે કે, ઈદના દિવસે હથિયાર લઈ જવાની મનાઈ કરવામાં આવી છે. હા, જો દુશ્મનનો ભય હોય તો ઠીક.

(૧૫૬/૧૦૩૮) હઝરત સઈદ ઈબ્ને જુબેર (રદિ.) કહે છે કે, જે દિવસે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ના પગના તળિયામાં ભાલાની અણીનો ઘા થયો અને (લોહી જમી જવાથી) પગ પાઘડા સાથે ચોંટી ગયો તે દિવસે હું તેમની સાથે હતો. મેં ઉતરીને આપના પગને પાઘડામાંથી કાઢયો. આ બનાવ મિનામાં બન્યો હતો. (મિના મક્કાથી ત્રણ માઈલ અંતરે છે અને હરમની હદમાં દાખલ છે) હજ્જાજને જ્યારે આ ખબર પડી ત્યારે અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરની બીમારપુર્સી માટે ગયો અને કહેવા લાગ્યો કે, જો અમને મારનારની ખબર પડી જાય તો અમે તેને ઝરૂર સઝા ફટકારીશું. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : તે જ મને માર્યો છે. હજ્જાજે કહ્યું : મેં કેવી રીતે માર્યો ? ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : તેં હથિયાર ઉઠાવીને હરમમાં દાખલ થવાની લોકોને રજા આપી, જો કે એ પહેલાં હરમમાં હથિયાર લાવવામાં આવતા ન હતાં.

(૧૫૭/૧૦૩૯) સઈદ ઈબ્ને અમ્ર કહે છે : હું હઝરત ઈબ્ને ઉમર (રદિ.) પાસે મોજુદ હતો કે હજ્જાજ બીમારપુર્સી માટે આવ્યો અને કહેવા લાગ્યો : શું ખબર છે ? ઈબ્ને ઉમરે કહ્યું : સારો છું. હજ્જાજે કહ્યું : તમને ભાલો કોણે માર્યો ? ઈબ્ને ઉમરે કહ્યું : તે માણસે જેને આવા દિવસે હરમમાં હથિયાર લાવવાનો હુકમ આપ્યો કે, એ પહેલાં આ દિવસે હથિયાર લાવવાની પરવાનગી ન હતી (કિવા હજ્જાજ).

**ઈદની નમાઝ માટે સવારમાં જવાનું બયાન :**

(૧૫૮/૧૦૪૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સુબ્ર કહે છે કે, અમે આ વખતે ઈદની નમાઝથી પરવારી જતા હતા. હઝરત અબ્દુલ્લાહે ઈશ્રાકના સમયે ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હતા.

(૧૫૯/૧૦૪૧) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, એક વાર બકરા ઈદના દિવસે હુઝૂર (સલ.)એ અમને ખુત્બો સંભળાવ્યો. ખુત્બા દરમ્યાન ફરમાવ્યું : આજે સૌથી પહેલાં જે ઈબાદત આપણે શરૂ કરવી જોઈએ તે એ છે કે, નમાઝ પછી ઘેર પાછા જઈને કુરબાની કરીએ. જે માણસ આવું કરશે તે અમારી સુન્નત અદા કરશે અને જે નમાઝ પહેલાં કુરબાની કરશે તેની કુરબાની કબૂલ નથી. માત્ર ગોશ્ત છે, જે તેણે તેના ઘરવાળાઓ માટે તૈયાર કર્યા છે. કુરબાનીનો સવાબ એમાં નથી. આ સાંભળીને મારા મામા અબૂ બુરદા ઈબ્ને નિયારે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું તો નમાઝ પહેલાં કુરબાની કરી ચુક્યો છું, પરંતુ મારી પાસે બીજો એક છ મહીનાનો બકરો છે, જે એક વર્ષની બકરી કરતાં સારો છે. (શું તેની કુરબાની મારા માટે પૂરતી થઈ પડશે ?) હુઝૂરે ફરમાવ્યું : તેના બદલે એની કુરબાની કરી લે. (પૂરતી થઈ પડશે), પરંતુ તારા પછી બીજા કોઈ માટે પૂરતી થઈ પડશે નહીં.

**અય્યામે તશરીકમાં નેક કામ કરવાની ફઝીલતનું બયાન :**

(૧૬૦/૧૦૪૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : **વઝકુરૂ લિલ્લાહિ ફી અય્યામિમ મઅલૂમાત**માં અય્યામે મઅલૂમાતથી ઝીલહજ્જના દસ દિવસ મુરાદ છે અને **વઝકુરૂ લિલ્લાહિ ફી 'અય્યામિમ મઅદુદાત'**થી અય્યામે તશરીક મુરાદ છે. (અય્યામે તશરીક ઝીલહજ્જની નવમીની ફજ્રથી તેરમીની અસ્ર સુધી છે.)

(૧૬૧/૧૦૪૩) હઝરત ઈબ્ને ઉમર અને હઝરત અબૂ હુરૈરા (રદિ.) ઝીલહજ્જના પહેલા દસ દિવસમાં જ્યારે બજાર જતા ત્યારે તકબીર કહેતા હતા અને તેમની તકબીર સાંભળીને લોકો પણ તકબીર કહેતા હતા. મુહમ્મદ ઈબ્ને અલી નફિલ નમાઝ પછી (અય્યામે તશરીકમાં) તકબીર કહેતા હતા.

(૧૬૨/૧૦૪૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, જેટલો આ દિવસોમાં નેક કામ કરવાનો સવાબ છે એટલો બીજા કોઈ દિવસે નથી. સહાબાએ કહ્યું : જિહાદ કરવાનું પણ આ દિવસોમાં નેક અમલ કરવાથી અફઝલ નથી ? આપે ફરમાવ્યું : જિહાદ કરવાનું પણ આ દિવસોમાં નેક અમલ કરવાથી અફઝલ નથી. હા, તે માણસનો જિહાદ અફઝલ છે, જે ખુદાના



રસ્તામાં પોતાનો જાનમાલ કુરબાન કરવા નીકળ્યો હોય અને પછી કંઈ લઈને પાછો ન આવ્યો.

**મિનામાં તેમજ તે દિવસે તકબીર કહેવી જ્યારે કે હાજી અરફાતમાં જાય :**

(૧૬૩/૧૦૪૫) હઝરત ઉમર (રદિ.) પોતાના તંબુમાં જે મિનામાં હતો, તકબીર કહેતા હતા અને તેમની તકબીર સાંભળીને મસ્જિદવાળા તકબીર કહેતા હતા, પછી બજારવાળા તકબીર કહેતા હતા. અહીં સુધી કે તકબીરના અવાજથી મિના ગુંજી ઉઠતું હતું.

(૧૬૪/૧૦૪૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) મિનાના આ દિવસોમાં તકબીર કહેતા હતા. નમાઝ પછી પણ, બિસ્તરા ઉપર (સૂતા સૂતા) પણ, તંબુમાં પણ, બેઠા બેઠા પણ અને રસ્તે ચાલતાં પણ.

(૧૬૫/૧૦૪૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.) કુરબાનીના દિવસે તકબીર કહેતાં હતાં અને બીજી ઓરતો પણ. હઝરત અબાન ઈબ્ને ઉસ્માન અને ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝની પાછળ અય્યામે તશરીકની રાત્રે મરદોની સાથે ઓરતો મસ્જિદમાં તકબીરો કહેતી હતી.

(૧૬૬/૧૦૪૮) હઝરત મુહમ્મદ ઈબ્ને અબૂબક્ર કહે છે કે, હું અને હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) મિનાથી અરફાત જઈ રહ્યા હતા. રસ્તામાં મેં હઝરત અનસને પૂછ્યું કે તમે રસુલુલ્લાહની સાથે કેવી રીતે લબ્બૈક કહેતા હતા ? હઝરત અનસે કહ્યું : લબ્બૈક કહેનારા લબ્બૈક કહેતા હતા અને કોઈ ખરાબ ગણતું ન હતું. એવી રીતે તકબીર કહેનારા તકબીર કહેતા હતા અને તેનો પણ કોઈ ઈનકાર કરતું ન હતું.

(૧૬૭/૧૦૪૯) હઝરત ઉમ્મે અતિય્યા (રદિ.) કહેતાં હતાં કે, ઈદના દિવસે અમને ઈદગાહ જવાનો હુકમ આપવામાં આવતો હતો. અહીં સુધી હુકમ થતો હતો કે કુંવારી છોકરીઓ પણ પરદામાંથી નીકળે અને હૈઝવાળી ઓરતો પણ ચાલીને લોકોની પાછળ ઉભી થઈ જાય અને તેમની તકબીરની સાથે તકબીર કહે અને તેમની દુઆની સાથે દુઆ કરે અને તે દિવસની બરકત અને પવિત્રતાની ઉમ્મીદવાર બને.

**ઈદના દિવસે સામે સુત્રો મૂકીને નમાઝ પઢવાનું બયાન :**

(૧૬૮/૧૦૫૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ઈદુલ ફિત્ર અને ઈદુદ્ દુહાના દિવસે નમાઝ પહેલાં હુઝૂર (સલ.)ની સામે ભાલો ખોસવામાં આવતો હતો પછી આપ નમાઝ પઢતા હતા.

**ઈદના દિવસે ઈમામની આગળ આગળ નાનો ભાલો અથવા મોટો ભાલો ઉઠાવીને લઈ જવાનું બયાન :**

(૧૬૯/૧૦૫૧) હઝરત ઈબ્ને ઉમર

(રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) સવારે ઈદગાહ જતા હતા. ભાલો આપની આગળ આગળ ઉંચકીને લઈ જવામાં આવતો હતો અને ઈદગાહમાં આપની સામે ખોસી દેવામાં આવતો હતો. પછી તે જ દિશામાં નમાઝ પઢવામાં આવતી હતી.

**ઈદગાહના દિવસે બધી ઓરતોને અહીં સુધી કે હૈઝવાળીઓને પણ ઈદગાહ જવાનું બયાન :**

(૧૭૦/૧૦૫૨) ઉમ્મે અતિય્યા કહે છે કે, ઈદના દિવસે અમને હુકમ હતો કે પરદાનશીન કુંવારી છોકરીઓને પણ ઈદગાહ લઈ જઈએ. હફસાની રિવાયતમાં એટલું વધુ છે કે, અમને હુકમ હતો કે પરદાનશીન કુંવારી છોકરીઓને પણ ઈદગાહ લઈ જઈએ. હા, હૈઝવાળી ઓરતો ઈદગાહથી દુર રહે.

**બાળકોને ઈદગાહમાં લઈ જવું :**

(૧૭૧/૧૦૫૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હું ઈદુલ ફિત્ર યા ઈદુદ્દ દુહાના દિવસે હુઝૂર (સલ.)ની સાથે ઈદગાહ ગયો. આપે પહેલાં નમાઝ પઢી. પછી ખુત્બો પઢયો. તે પછી ઓરતોની પાસે જઈને એમને વઅઝ-નસીહત કરી અને સદકો આપવાનો હુકમ આપ્યો.

**ઈદનો ખુત્બો પઢતી વખતે ઈમામનું લોકો તરફ મોં કરવું :**

(૧૭૨/૧૦૫૪) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) લોકો તરફ મોં કરીને ઉભા થયા.

(૧૭૩/૧૦૫૫) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, બકરા ઈદના દિવસે હુઝૂરે અકરમ (સલ.) બકીઅમાં (નમાઝ પઢાવવા માટે) ગયા અને ઈદની બે રકઅતો પઢાવીને અમારા તરફ મોં કરીને ફરમાવ્યું કે, આજે અમારી સૌથી પહેલી ઈબાદત એ હોવી જોઈએ કે પહેલાં નમાઝ શરૂ કરીએ, પછી પાછા જઈને કુરબાની કરીએ. જે માણસ આવું કરશે તે અમારી સુન્નત પ્રમાણે કરશે અને જે માણસ નમાઝ પહેલાં કુરબાની કરશે તેને કુરબાનીનો કંઈ સવાબ મળશે નહીં, બલકે પોતાના ઘરવાળાઓ માટે તે માત્ર ગોશ્ત તૈયાર કરશે. આ સાંભળીને એક માણસે ઉઠીને કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં નમાઝ પહેલાં કુરબાની કરી નાખી છે, પરંતુ મારી પાસે એક છ મહીનાનો બકરો છે જે એક વર્ષના કરતાં સારો છે. (જો હુકમ હોય તો તેને ઝબ્હ કરૂં) આપે ફરમાવ્યું : તેને જ ઝબ્હ કરી લો, પરંતુ તમારા સિવાય બીજા કોઈના માટે (છ મહીનાનો બકરો) પૂરતો થઈ પડશે નહીં.

**ઈદગાહમાં ઝંડો ઉભો કરવાનું બયાન :**

(૧૭૪/૧૦૫૬) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને આબિસ (રદિ.) કહે છે : ઈબ્ને અબ્બાસને એક માણસે પૂછયું : શું તમે



પણ રસુલુલ્લાહ (સલ.)ની સાથે ઈદગાહ જતા હતા ? ઈબ્ને અબ્બાસે કહ્યું : હા, પરંતુ જો હુઝૂરની નઝરમાં મારો દરજ્જો ન હોત તો બાળપણના કારણે હું ત્યાં હાજર ન રહી શકત. હુઝૂર તે નિશાનીની પાસે ગયા જે કસીર ઈબ્ને સલ્તના મકાનની પાસે હતી અને ત્યાં આપ નમાઝ પઢીને ખુત્બો પઢયા હતા, પછી ઓરતો તરફ ગયા હતા. તેમને વઅઝ-નસીહત કરીને સદકો આપવાનો હુકમ આપ્યો. હઝરત બિલાલ (રદિ.) હુઝૂર (સલ.)ની સાથે હતા. મેં જોયું કે, ઓરતો હાથ ઝુકાવી ઝુકાવીને (જણસો ઉતારીને) બિલાલના કપડામાં ફેંકતી હતી. તે પછી હુઝૂર બિલાલની સાથે મકાન પર આવ્યા.

**ઈદના દિવસે ઈમામનું ઓરતોને નસીહત કરવું :**

(૧૭૫/૧૦૫૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઈદના દિવસે હુઝૂર (સલ.)એ સૌથી પહેલાં નમાઝ પઢી. તે પછી ખુત્બો પઢયો. ખુત્બાથી પરવારી ગયા ત્યારે મિમ્બર પરથી ઉતરીને ઓરતો તરફ ગયા અને તેમને નસીહત કરી. તે વખતે હુઝૂરે બિલાલના હાથનો સહારો લીધો હતો. બિલાલે કપડું ફેલાવ્યું હતું. ઓરતો ખયરાતનો માલ બિલાલના કપડામાં નાખી રહી હતી. ઈબ્ને જુરૈજ કહે છે : મેં અતાને પૂછયું કે, શું ઓરતો સદકએ ફિત્ર આપી રહી હતી ? અતાએ કહ્યું : ના, બલકે સામાન્ય ખયરાત આપી રહી હતી. કોઈ ઓરત પોતાની વીંટી ઉતારીને નાખી રહી હતી (અને કોઈ કાનની બાલીઓ અને કોઈ હાર). મેં અતાને કહ્યું : શું તમારા નજીક હજુ પણ એ હુકમ ઝરૂરી છે કે, ઈમામ જઈને ઓરતોને નસીહત કરે ? અતાએ કહ્યું : ઈમામ પર એ હક્ક ઝરૂરી છે અને તેને છોડવાની રજા નથી.

(૧૭૬/૧૦૫૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હું ઈદના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે અને અબૂબક્ર, ઉમર અને ઉસ્માન (રદિ.)ની સાથે રહ્યો છું. એ બધા ઈદની નમાઝ ખુત્બા પહેલાં પઢતા હતા અને પછી ખુત્બો પઢતા હતા. હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : તે બનાવ હજુ સુધી મારી નઝર સામે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાના હાથથી લોકોને બેસાડતા સફો ચીરતા નીકળ્યા હતા. હઝરત બિલાલ આપની સાથે હતા. અહીં સુધી કે હુઝૂર ઓરતો સુધી પહોંચી ગયા હતા અને પહોંચીને પહેલી આ આયત પઢી હતી : **યા અય્યુહ ન્નબિય્યુ ઈઝા જાઅકલ મુઅમિનાતુ યુબાયિઅનક અલા અલ્લાયુશ્રિકન બિલ્લાહિ શય્અં વ્વ લાયસ્રિકન વ લાયઝનીન વ લાયકતુલ્ન અવ્લાદહુન્ન વ લા યઅતીન બિબુહતાનિં ય્યફતરીનહુ બય્ન અય્દીહિન્ન વ અરજુલિહિન્ન વ લાયઅ્સીનક ફી મઅ્રૂફિન**

તે ફરી બીજી વાર કરે. આ સાંભળીને એક અન્સારીએ ઉભા થઈને કહ્યું : મારા પડોશી ખૂબ જ મોહતાજ છે એટલે મેં નમાઝ પહેલાં કુરબાની કરી લીધી, પરંતુ મારી પાસે બીજી એક છ મહીનાની બકરી છે, જે મારી દૃષ્ટિએ જાડી જાડી બે બકરીઓથી પણ સારી છે. (જો હુકમ હોય તો ઝબ્હ કરૂં) આપે તેને ઝબ્હ કરવાની રજા આપી.

(૧૮૨/૧૦૬૪) હઝરત જુન્દુબ (રદિ.) કહે છે કે, બકરા ઈદના દિવસે હુઝૂર (સલ.) નમાઝ પઢીને ખુત્બો પઢયા. તે પછી કુરબાની કરી અને ફરમાવ્યું : જે માણસે નમાઝ પહેલાં કુરબાની કરી હોય તેણે બીજી વાર કરવી જોઈએ અને જેણે ન કરી હોય તેણે હવે ખુદાનું નામ લઈને કરવી જોઈએ.

**ઈદગાહ એક રસ્તેથી જાય અને બીજા રસ્તેથી આવે :**

(૧૮૩/૧૦૬૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ઈદના દિવસે રસુલુલ્લાહ (સલ.) એક રસ્તેથી ઈદગાહ જતા અને બીજા રસ્તેથી પાછા આવતા હતા.

**જો કોઈ માણસની ઈદની નમાઝ (જમાઅતથી) છુટી ગઈ હોય તો એકલો બે રકઅતો પઢી લે, એવી જ રીતે ઓરતો અને તે લોકો જે ઘરોમાં અથવા ગામડામાં રહે છે તે બે રકઅતો પઢી લે. કારણ કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું છે : મુસલમાનો ! આ અમારી ઈદ છે.**

(૧૮૪/૧૦૬૬) હઝરત અનસ (રદિ.)ના ગુલામ ઈબ્ને અબૂ અતબાએ હઝરત અનસના હુકમથી તેમના ઘરવાળાંઓને ઝાવિઆ નામે જગ્યાએ ભેગા કરીને શહેરવાળાઓની જેમ ઈદની નમાઝ અને તકબીરો અદા કરી. (ઝાવિયા બસરાથી ૬ માઈલના અંતરે એક ગામ હતું, જ્યાં હઝરત અનસ વસવાટ કરતા હતા.)

(૧૮૫/૧૦૬૭) હઝરત ઈકરિમા કહે છે : શહેરની આજુબાજુ રહેનારા ઈદના દિવસે ભેગા થઈને ઈમામની જેમ બે રકઅતો પઢે.

(૧૮૬/૧૦૬૮) અતા કહે છે કે, જો ઈદની જમાઅત છુટી જાય તો એકલો બે રકઅતો પઢી લે.

(૧૮૭/૧૦૬૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, ઈદના દિવસોમાં મારી પાસે અન્સારની બે નાની નાની છોકરીઓ આવીને દફ વગાડતી હતી. એવામાં હઝરત અબૂબક્ર (રદિ.) આવ્યા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) કપડું ઓઢીને સુતા હતા. હઝરત અબૂબક્ર (રદિ.)એ આવતાં જ તે



છોકરીઓને ધમકાવી. આ સાંભળીને હુઝૂર (સલ.)એ પોતાનો મુબારક ચહેરો ખોલી નાખ્યો અને ફરમાવ્યું : અબૂબક્ર, એમને રહેવા દો. કારણ કે, આ ઈદના દિવસો છે. હઝરત આઈશા કહે છે કે, એ સમય મિનાના દિવસોનો હતો. હઝરત ઉમ્મુલ મુઅમિનીને આ હદીસ પણ બયાન કરી કે, કેટલાક હબસીઓ મસ્જિદમાં ખેલ કરતા હતા. રસૂલુલ્લાહ મને પોતાની ચાદરમાં છુપાવીને (ખેલ) બતાવી રહ્યા હતા અને હું તેમને જોઈ રહી હતી. હઝરત ઉમરે તેમને ધમકાવ્યા, પરંતુ હુઝૂરે ફરમાવ્યું : ઉમર, એમને રહેવા દો. અય બની અરફિદા ! (ખેલ કરો) અમારા તરફથી તમે સલામત છો.

**ઈદની નમાઝ પહેલાં અથવા પછી કોઈ નમાઝ પઢવી કેવી છે ? :**

(૧૮૮/૧૦૭૦) ઈબ્ને અબ્બાસ (રદિ.) ઈદની નમાઝ પહેલાં નમાઝ પઢવાને મકરૂહ ગણતા હતા.

(૧૮૯/૧૦૭૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) રાવી છે કે, ઈદના દિવસે બિલાલ (રદિ.)ને સાથે લઈને હુઝૂરે અકરમ (સલ.) ઈદની નમાઝ માટે નીકળ્યા અને જઈને ઈદુલ ફિત્રની બે રકઅતો પઢયા અને ઈદની નમાઝ પહેલાં ન કોઈ નમાઝ પઢી અને ન પછી.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ વિત્ર ★

**વિત્રની નમાઝનું બયાન**

(૧૯૦/૧૦૭૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : એક માણસે રસુલુલ્લાહ (સલ.)ને રાતની નમાઝની હાલત પૂછી. આપે ફરમાવ્યું : રાતની નમાઝ બબ્બે રકઅતો કરીને પઢવી જોઈએ, પરંતુ જ્યારે સવાર થઈ જવાનો ભય હોય ત્યારે છેલ્લે એક રકઅત પઢી લો, જેથી પૂરી નમાઝ વિત્રની (એકી) બની જાય.

(૧૯૧/૧૦૭૩) હઝરત નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને (નમાઝ દરમ્યાન) જો કોઈ ઝરૂર પડતી તો વિત્રની રકઅતોમાંથી બે રકઅતો પઢીને સલામ ફેરવી દેતા અને ત્રીજી રકઅત અલગ પઢતા અને પૂરી કરવાનો હુકમ ઝરૂર આપતા હતા.

(૧૯૨/૧૦૭૪) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહી પડયો અને બિસ્તરાની લંબાઈમાં લાંબા થઈને સૂઈ ગયા. જ્યારે લગભગ અડધી રાત થઈ ગઈ ત્યારે હુઝૂર ઉંઘમાંથી આંખો ચોળતા જાગી

..............................

(૧૯૧/૧૦૭૩) બે રકઅત સાથે એક રકઅત મેળવી લે તો વિત્રની ત્રણ રકઅત થશે. પૂરી નમાઝ એકી થશે.

પડયા. પહેલાં સૂરએ આલિ ઈમરાનની દસ આયતો પઢી. એક મશક લટકતી હતી. તેમાંથી ઉઠીને આપે સારી રીતે વુઝૂ કર્યું. પછી નમાઝ માટે ઉભા થયા. હું પણ આપના જેવા બધા કામો કરીને આપની બાજુમાં જઈને ઉભો થઈ ગયો. હુઝૂરે પોતાનો જમણો હાથ મારા માથા પર મૂક્યો અને મારો કાન પકડીને આમળવા લાગ્યા. છેવટે હુઝૂરે બે રકઅતો, પછી બે રકઅતો, પછી બે રકઅતો, પછી બે રકઅતો, પછી બે રકઅતો, પછી બે રકઅતો (કિંવા બબ્બે રકઅત કરીને બાર રકઅતો) પઢયા અને છેલ્લે વિત્ર પઢીને સૂઇ ગયા. જ્યારે મુઅઝ્ઝિન (ફજ્રની નમાઝની ખબર આપવા) આવ્યો ત્યારે આપે ઉઠીને બે રકઅત પઢી. ત્યાર પછી બહાર જઈને ફજ્રની નમાઝ પઢી.

(૧૯૩/૧૦૭૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : રાતની નમાઝ બબ્બે રકઅત કરીને પઢવી જોઈએ, પરંતુ જ્યારે તમે નમાઝ પૂરી કરવાનો ઈરાદો કરો ત્યારે છેલ્લે એક રકઅત પઢી લો. કારણ કે, જેટલી નમાઝ પઢી ચુકયા તે બધી વિત્ર (એકી) બની જાય. કાસિમ ઈબ્ને મુહમ્મદ ઈબ્ને અબૂબક્ર કહે છે કે, જ્યારથી અમે સમજતા થયા છે ત્યારથી લોકોને વિત્રની ત્રણ રકઅતો જ પઢતા જોયા છે અને વિત્ર દરેક રીતે જાઇઝ છે. (એક, ત્રણ, પાંચ, સાત, નવ, વગેરે) અને મારા ખ્યાલ પ્રમાણે કોઈ પણ રીતે પઢવામાં વાંધો નથી.

(૧૯૪/૧૦૭૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, (રાત્રે) હુઝૂર (સલ.) કુલ અગિયાર રકઅતો પઢતા હતા. એ જ આપની પૂરી નમાઝ હતી. આ રકઅતોમાં હુઝૂર સજદામાં એટલી વાર થોભતા હતા કે જેટલી વારમાં તમે પચાસ આયતો પઢો છો. પછી ફજ્રની બે સુન્નતો પઢીને જમણા પડખાં પર સૂઈ જતા હતા અને ત્યાં સુધી સૂઈ રહેતા હતા કે મુઅઝ્ઝિન નમાઝની ખબર દેવા માટે આવી જતો હતો.

**વિત્રની નમાઝનો વખત :**

(૧૯૫/૧૦૭૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સૂતાં પહેલાં વિત્ર પઢવાની મને નસીહત કરી હતી.

(૧૯૬/૧૦૭૮) અનસ ઈબ્ને સીરીન કહે છે કે, મેં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને કહ્યું કે, જો હું ફજ્રની બે સુન્નતોમાં કિર્અત લાંબી કરું તો કંઈ વાંધો છે ? ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) રાતની (તહજ્જુદની) નમાઝ બબ્બે રકઅત કરીને પઢતા હતા અને છેલ્લે એક વિત્ર પઢતા હતા, પછી ફજ્રની બે સુન્નતો પઢતા હતા અને એટલા જલ્દી જલ્દી પઢતા હતા કે જાણે તકબીરનો અવાજ આપને સંભળાય રહ્યો છે.

(૧૯૭/૧૦૭૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે,



રસૂલુલ્લાહ (સલ.)એ આખી રાત વિત્ર પઢી અને આપની વિત્ર સહરી વખતે પૂરી થઈ.

**વિત્ર માટે રસૂલુલ્લાહ (સલ.)નું ઘરવાળાઓને જગાડવું :**

(૧૯૮/૧૦૮૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, નબી (સલ.) વિત્રની નમાઝ પઢતા રહેતા હતા અને હું આપની સામે સૂઈ રહેતી હતી, પરંતુ જ્યારે આપ વિત્ર પઢવા ઈચ્છતા હતા ત્યારે મને જગાડતા હતા અને હું વિત્ર પઢતી હતી.

**રાતની નમાઝમાં સૌથી છેલ્લે વિત્ર પઢે :**

(૧૯૯/૧૦૮૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : રાતના સૌથી છેલ્લી નમાઝ વિત્રને બનાવો.

**સવારી ઉપર વિત્ર પઢવાનું બયાન :**

(૨૦૦/૧૦૮૨) હઝરત સઈદ ઈબ્ને યસાર કહે છે કે, હું હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) સાથે મક્કાના એક રસ્તા પર જઈ રહ્યો હતો, પરંતુ જ્યારે સવાર થઈ જવાનો મને ભય લાગ્યો ત્યારે મેં સવારી પરથી ઉતરીને વિત્ર પઢી. પછી હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને જઈને મળ્યો. ઈબ્ને ઉમરે કહ્યું : તમે કયાં હતા ? મેં કહ્યું : સવાર થઈ જવાના ભયે મેં ઉતરીને નમાઝ પઢી લીધી. ઈબ્ને ઉમરે કહ્યું : શું સુન્નતે નબવીનું તમે સુંદર અનુકરણ કરવા માંગતા નથી ? મેં કહ્યું : શું ? ઈબ્ને ઉમરે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) ઊંટ પર સવારીની હાલતમાં વિત્ર પઢતા હતા.

**સફરમાં વિત્ર પઢવું :**

(૨૦૧/૧૦૮૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ફર્ઝ નમાઝ સિવાય બીજી નમાઝો રસૂલુલ્લાહ (સલ.) સવારી ઉપર પઢી લેતા હતા. સવારીનું મો ગમે તે બાજુ હોય (આપ તેની પરવા કરતા ન હતા) અને વિત્ર પણ સવારી ઉપર જ પઢતા હતા.

(૨૦૨/૧૦૮૪) મુહમ્મદ ઈબ્ને સીરીન કહે છે કે, હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)ને પૂછવામાં આવ્યું; શું રસૂલુલ્લાહ (સલ.)એ સવારની નમાઝમાં દુઆએ કુનૂત પઢી છે ? તેમણે કહ્યું : હા. પૂછવામાં આવ્યું, શું રૂકૂઅ પહેલાં ? કહ્યું : રૂકૂઅની થોડી વાર પછી.

(૨૦૩/૧૦૮૫) હઝરત આસિમ કહે છે : મેં હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)ને દુઆએ કુનૂત વિષે પૂછયું : તેમણે કહ્યું : (નમાઝમાં) દુઆએ કુનૂત પઢવામાં આવતી હતી. મેં કહ્યું : રૂકૂઅ પહેલાં કે રૂકૂઅ પછી ? તેમણે કહ્યું કે, રૂકૂઅ પહેલાં. મેં કહ્યું કે, ફલાણો માણસ કહેતો હતો કે

---

(૧૯૭/૧૦૭૯) વિત્રનો શબ્દ પ્રયોગ તહજ્જુદ માટે પણ થાય છે, એટલે અહીં તહજ્જુદના અર્થમાં છે.

(૨૦૨/૧૦૮૪) વિત્રમાં કુનૂત રૂકૂઅથી પહેલાં છે, રૂકૂઅ પછી કુનૂતથી અહીં કુનૂતે નાઝિલા મુરાદ છે.

તમે રૂકૂઅ પછી પઢવાનો હુકમ આપ્યો છે. અનસે કહ્યું : તે જૂઠું બોલ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ માત્ર એક મહીના સુધી રૂકૂઅ પછી પઢી હતી અને કારણ એ હતું કે, હુઝૂરે લગભગ સિત્તેર કારીઓને મુશ્રિકોની એક કોમ તરફ મોકલ્યા હતા. તે કોમની અને રસૂલુલ્લાહ (સલ.)ની વચ્ચે પરસ્પર કરાર થયેલા હતા, પરંતુ મુશ્રિકોએ વચનભંગ કર્યો. એટલે હુઝૂરે એક મહીના સુધી દુઆએ કુનૂત પઢી અને મુશ્રિકો માટે બદ્દુઆ કરતા રહ્યા.

(૨૦૪/૧૦૮૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક મહીના સુધી કુનૂત પઢીને રઅલ અને ઝકવાન કબીલાઓ માટે બદ્દુઆ કરતા રહ્યા.

(૨૦૫/૧૦૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ના સમયમાં દુઆએ કુનૂત ફજ્ર અને મગરિબની નમાઝોમાં પઢવામાં આવતી હતી.



બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ ઇસ્તિસ્કા ★

## (વરસાદ માંગવો)

**વરસાદ માટે ખુદા તઆલા પાસે દુઆ માંગવી અને ઇસ્તિસ્કા માટે**

(૨૦૩/૧૦૮૫) કુનૂતે નાઝિલા રૂકૂઅ પછી પઢવામાં આવે છે, તે કુનૂતે નાઝિલાનો ઉલ્લેખ છે. જ્યારે વિત્રમાં કુનૂત રૂકૂઅ પહેલાં પઢવું જોઇએ.

**હુઝૂર (સલ.)નું મેદાનમાં નીકળવું :**

(૨૦૬/૧૦૮૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ ઇબ્ને આસિમ કહે છે કે, હુઝૂર (ઇદગાહમાં) ઇસ્તિસ્કા (ની નમાઝ) માટે ગયા અને (કિબ્લા તરફ મોં કરીને) ચાદર ઉલ્ટાવી (અને બે રકઅત પઢી).

**રસૂલુલ્લાહ (સલ.)નું (કુરેશના કાફિરો માટે) બદ્દુઆ કરવું અને કહેવું કે, અય અલ્લાહ ! એમના માટે વરસોને યૂસુફ (અલૈ.)ના દુકાળના વરસોની જેમ બિલકુલ સૂકાં બનાવી દે :**

(૨૦૭/૧૦૮૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) જ્યારે (ફર્ઝ નમાઝની) છેલ્લી રકઅતમાંથી શિર ઉઠાવતા હતા ત્યારે કહેતા હતા : અય અલ્લાહ ! અય્યાશ ઇબ્ને રબીઆને મુક્તિ આપ. અય અલ્લાહ ! સલમહ ઇબ્ને હિશામને મુક્તિ આપ. અય અલ્લાહ ! વલીદ ઇબ્ને વલીદનો છુટકારો કર. અય અલ્લાહ ! લાચાર, અશક્ત અને કમઝોર મુસલમાનોને મુક્તિ આપ. અય અલ્લાહ ! મુદરની કોમ ઉપર તારો સખ્ત અઝાબ મોકલ. અય અલ્લાહ ! તેમને (સાત) વરસ એવા દુકાળમાં સપડાવ જેવો યૂસુફ (અલૈ.)ના સમયમાં દુકાળ પડયો હતો. અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : હે અલ્લાહ ! ગિફાર કબીલાની મગફિરત કર અને



સાલિમ કબીલાને સલામત રાખ. અબૂઝ ઝિનાદ (રાવિ) કહે છે કે, આ બધી દુઆ આપ સવારની નમાઝમાં કરતા હતા.

(૨૦૮/૧૦૯૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જ્યારે કુરેશના કાફિરોએ ઇસ્લામના આમંત્રણને ફગાવી દીધું ત્યારે હુઝૂરે તેમના માટે એવી બદ્દુઆ કરી કે, હે અલ્લાહ! કુરેશના કાફિરોને સાત વરસ સુધી એવા દુકાળમાં સપડાવ જેવો કે, યૂસુફ (અલૈ.)ના સમયમાં સાત વરસ દુકાળ પડયો હતો, જેથી હુઝૂરની બદ્દુઆથી એવો દુકાળ પડયો કે, દરેક વસ્તુને મૂળમાંથી ઉખેડીને ફેંકી દીધી. (ધરતી પર હરિયાળી ન રહી) લોકોએ જાનવરોના ચામડાઓ અને મરેલા જાનવરો સુધ્ધાં ખાધાં. જો કોઇ માણસ આસ્માન તરફ નઝર ઉઠાવીને જોતો હતો તો ભૂખના કારણે તેને આસ્માન પર ધુમાડા દેખાતા હતા. જ્યારે પરિસ્થિતિ આવી કથળી ગઇ ત્યારે નાછુટકે અબૂ સૂફયાને હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : મુહમ્મદ ! તમે લોકોને અલ્લાહની ઇબાદત અને કૌટુંબિક સંબંધો જાળવી રાખવાનો હુકમ આપો છો, પરંતુ અત્યારે તમારી કોમ બરબાદ થઇ ગઇ. તમે ખુદા પાસે એમના માટે દુઆ માંગો (હુઝૂરે દયા અને રહમ દાખવીને દુઆ કરી અને વરસાદ પડયો, જેથી દુકાળની મુસીબત દૂર થઇ.) આ હદીસ બયાન કર્યા પછી હઝરત ઇબ્ને મસઊદ (રદિ.)એ આ આયત પઢી : **યવ્મ તબ્તી સ્સમાઉ બિદુખાનિન મુબીન ઇન્નકુમ આઇદૂન યવ્મ નબ્તિશુલ બત્શતલ કુબ્રા** હઝરત અબ્દુલ્લાહે આ આયતની તફસીર એવી રીતે બયાન કરી કે ઉપરોક્ત આયતમાં **અલ્બત્શ તુલ કુબ્રા.** (સૌથી મોટી પકડ)થી બદરની લડાઇ મુરાદ છે. (જ્યારે કે કુરેશોના કાફિરોને કત્લ કરીને બદરના કુવામાં ફેંકી દેવામાં આવ્યા.) ધુમાડાના અઝાબથી દુકાળ મુરાદ છે અને **'લિઝામ'** (જે સૂરએ ફુરકાનમાં આવેલ છે)થી મુરાદ બદરની લડાઇના દિવસે કુરેશના કાફિરોનુ કેદ પકડાવું. હા, સૂરએ રૂમની ભવિષ્યવાણીથી ફત્હે મક્કા મુરાદ છે. આ બધી ઘટનાઓ બની ગઇ છે.

**જો દુકાળ પડે તો લોકો ઇમામ પાસે ઇસ્તિસ્કાની (દુઆ કરવાની) માંગણી કરી શકે છે :**

(૨૦૯/૧૦૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને દીનાર કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (ઇસ્તિસ્કાની દુઆ કરતી વખતે) અબૂ તાલિબનો આ શેઅર પઢતા હતા. આ શેઅર અબૂ તાલિબે રસૂલુલ્લાહ (સલ.) માટે કહ્યો હતો.

**વ અબ્યદુ યુસ્તસ્કલ ગમામુ બિવજ્હિહિ સિમાલુલ યતામા ઇસ્મતુન લિલ અરામિલિ**

કિવા હુઝૂરે અકદસ (સલ.) રોશન ચહેરાવાળા, યતીમોનું આશ્રયસ્થાન અને વિધવા સ્ત્રીઓને તકલીફથી બચાવનારા છે. આપના મુબારક

ચહેરાના વસીલાથી ખુદા તઆલા પાસે પાણીની દુઆ કરવામાં આવે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર મિમ્બર ઉપર હોય ત્યારે ઘણી વાર મને આ શેઅર યાદ આવતો હતો અને મેં જોયું છે કે, આપ મિમ્બર ઉપરથી ઉતરવા ન પામતા હતા કે વરસાદ પડવા માંડતો હતો અને મદીનાના બધાં નાળાંઓ વહેતાં થઈ જતાં હતાં.

(૨૧૦/૧૦૯૨) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ના સમયમાં જ્યારે દુકાળ પડતો હતો ત્યારે હઝરત અબ્બાસ ઈબ્ને અબ્દુલ મુત્તલિબના વસીલાથી વરસાદની દુઆ માંગતા અને કહેતા : પહેલા તો અમે નબીએ અકરમ (સલ.)નો વસીલો પકડતા હતા અને તું અમારા ઉપર રહમતનો વરસાદ વરસાવતો હતો. હવે અમે અમારા નબીના કાકાના વસીલાથી તારી પાસે પાણીની દુઆ કરીએ છીએ. તું અમારા ઉપર વરસાદ વરસાવ. રાવી કહે છે કે, આ દુઆથી ખુદા તઆલા વરસાદ મોકલતો હતો.

**ઇસ્તિસ્કાની દુઆ કરતી વખતે ચાદર ઉલ્ટાવાનું બયાન :**

(૨૧૧/૧૦૯૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ વરસાદ માટે દુઆ કરી હતી અને મુબારક ચાદર ઉલટાવી હતી.

(૨૧૨/૧૦૯૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ઈદગાહે જઈને કિબ્લા તરફ મોં કરીને મુબારક ચાદર ઉલટાવી હતી અને બે રકઅત નમાઝ પઢી હતી.

**જ્યારે લોકો શરીઅતે મના કરેલા કામો કરવા લાગે છે ત્યારે અલ્લાહ તઆલા અઝાબ રૂપે તેમને દુકાળમાં સપડાવે છે.**

**જામિઅ મસ્જિદમાં ઇસ્તિસ્કાની દુઆ કરવી જાઇઝ છે :**

(૨૧૩/૧૦૯૫) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) જુમ્આના દિવસે એક માણસ મસ્જિદમાં મિમ્બરની સામેના દરવાજામાંથી દાખલ થયો. હુઝૂર (સલ.) તે વખતે મિમ્બર પર ઉભા રહીને ખુત્બો પઢી રહ્યા હતા. નવાંગતુક પણ હુઝૂરની તરફ મોં કરીને ઉભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે, યા રસૂલલ્લાહ ! જાનવરો બરબાદ થઈ ગયાં અને (ઊંટો મરી જવાના કારણે) રસ્તા બંધ થઈ ગયા. તમે દુઆ કરો કે, ખુદા તઆલા વરસાદ મોકલે. હુઝૂરે અકરમ (સલ.)એ તરત હાથ ઉઠાવીને દુઆ કરી અને કહ્યું : અય અલ્લાહ ! અમારા ઉપર વરસાદ મોકલ. અય અલ્લાહ અમારા ઉપર વરસાદ મોકલ. અય અલ્લાહ ! અમારા ઉપર વરસાદ મોકલ. હઝરત અનસ કહે છે કે, તે વખતે આસ્માન પર ન તો કોઈ વાદળનો ટુકડો અમને દેખાતો હતો અને ન કોઈ વાદળીયું હવામાન વગેરે અને ન અમારી અને સલઅ પહાડની વચ્ચે કોઈ





મકાન અને ઝાડ અવરોધરૂપ હતું, પરંતુ ખુદાની કસમ ! જેવી હુઝૂરે દુઆ કરી કે તરત સલઅ પહાડની પાછળથી ઢાલના જેમ ગોળ વાદળનો ટુકડો નીકળ્યો અને આસ્માનની વચ્ચે પહોંચીને ચારે બાજુએ ફેલાઈ ગયો. વરસાદ પડવા લાગ્યો અને બરાબર એક સપ્તાહ સુધી સૂર્ય દેખાયો નહીં. આગલી જુમ્આએ જ્યારે કે રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર ઉપર ઉભા થઈને ખુત્બો પઢી રહ્યા હતા, ફરી એક માણસ તે જ દરવાજેથી મસ્જિદમાં દાખલ થયો અને રસૂલલ્લાહ (સલ.) સામે ઉભો થઈને કહેવા લાગ્યો : યા રસૂલલ્લાહ ! જાનવરો બરબાદ થઈ ગયાં અને (પુષ્કળ વરસાદના કારણે) રસ્તા બંધ થઈ ગયા. તમે ખુદા તઆલા પાસે વરસાદ બંધ પડવાની દુઆ માંગો. હુઝૂર (સલ.)એ હાથ ઉઠાવીને કહ્યું : અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસાદ પડે. અમારા ઉપર ન પડે. અય અલ્લાહ ! ટેકરીઓ પર, ડુંગરો પર, પહાડો પર અને ફક્ત ઝાડો ઉગવાની જગ્યાઓ પર પાણી વરસાવ. હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂરનું આમ કહેવું હતું કે વાદળ ખુલી ગયું અને અમે તડકામાં હરવા ફરવા લાગ્યા. શુરૈક (રાવી) કહે છે : મેં હઝરત અનસને પૂછ્યું કે, એ માણસ શું તે જ પહેલો માણસ હતો ? તેમણે જવાબ આપ્યો : મને એની ખબર નથી.

**જુમ્આના ખુત્બામાં ઇસ્તિસ્કાની દુઆ કરવી જાઇઝ છે અને દુઆ કરતી વખતે કિબ્લા તરફ મોં કરવું ઝરૂરી નથી :**

(૨૧૪/૧૦૯૬) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, જુમ્આના દિવસે હુઝૂરે અકદસ (સલ.) મિમ્બર પર ઉભા રહીને ખુત્બો પઢી રહ્યા હતા કે એવામાં એક માણસ 'દારૂલ કઝા'ની નજીકના દરવાજામાંથી મસ્જિદમાં આવ્યો અને આવતાં જ હુઝૂરની સામે ઉભો રહીને કહેવા લાગ્યો કે યા રસૂલલ્લાહ ! બધા જાનવરો હલાક થઈ ગયા અને રસ્તા બંધ થઈ ગયા. તમે ખુદા તઆલા પાસે વરસાદ પડવાની દુઆ માંગો. હુઝૂરે આ સાંભળતાં જ તરત હાથ ઉઠાવીને કહ્યું : અય અલ્લાહ ! વરસાદ મોકલ. અય અલ્લાહ ! વરસાદ મોકલ. અય અલ્લાહ ! વરસાદ મોકલ. હઝરત અનસ (રદિ.)નું બયાન છે કે, તે વખતે આસ્માન પર કંઈ વાદળ વગેરે ન હતું અને અમારી અને સલઅ પહાડની વચ્ચે કોઈ ઈમારત પણ અવરોધરૂપ ન હતી. એટલે પહાડ સામે દેખાતો હતો. અમે જોઈ રહ્યા હતા કે જ્યારે હુઝૂરે દુઆ માટે હાથ ઉઠાવ્યા કે તરત સલઅ પહાડની પાછળથી ઢાલની જેમ ગોળ વાદળનો એક ટુકડો નીકળ્યો અને આસ્માનની વચ્ચે જઈને ફેલાઈ ગયો. વરસાદ પડવા લાગ્યો અને ખુદાની કસમ ! એક સપ્તાહ સુધી અમને સૂર્ય ન દેખાયો. આગલી જુમ્આના જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મિમ્બર ઉપર ખુત્બો પઢવા ઉભા થયા ત્યારે તે જ દરવાજેથી

એક માણસ મસ્જિદમાં દાખલ થયો અને હુઝૂરની સામે ઉભા રહીને કહ્યું : યા રસૂલલ્લાહ ! બધા જાનવરો હલાક થઇ ગયા અને રસ્તા બંધ થઇ ગયા. તમે ખુદા તઆલા પાસે વરસાદ બંધ પડવાની દુઆ માંગો. હુઝૂર (સલ.)એ હાથ ઉઠાવીને કહ્યું : અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસે. અમારા ઉપર વરસાદ ન પડે. અય અલ્લાહ ! ટેકરીઓ પર, પહાડો ઉપર, પહાડી નાળાંઓમાં અને ઝાડો ઉગવાની જગ્યાઓમાં વરસાદ વરસાવ. (અમારા ઉપર ન વરસાવ) હુઝૂરનું આ પ્રમાણે કહેવું હતું કે વાદળ ખુલી ગયું અને અમે લોકો તડકામાં હરવા ફરવા લાગ્યા. શરીક કહે છે : મેં હઝરત અનસને પૂછયું કે, શું બીજી વખતે તે જ પહેલો માણસ આવ્યો હતો ? તેમણે કહ્યું : મને એની ખબર નથી.

**મિમ્બર પર ઉભા રહીને વરસાદની દુઆ માંગવી :**

(૨૧૫/૧૦૯૭) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જુમ્આના દિવસે હુઝૂર ખુત્બો પઢી રહ્યા હતા. એવામાં એક માણસે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! વરસાદ પડતો નથી. તમે ખુદા તઆલા પાસે વરસાદની દુઆ માંગો. આ સાંભળીને હુઝૂરે દુઆ માંગી, તરત વરસાદ પડવા લાગ્યો કે અમે અમારા ઘેર પણ પહોંચી શકયા નહીં અને બરાબર આગામી જુમ્આ સુધી પડતો રહ્યો. છેવટે ફરી કોઇ માણસે ઉભા થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! ખુદા તઆલા પાસે દુઆ માંગો કે વરસાદ અટકી જાય. આપે દુઆ કરી : અય અલ્લાહ ! અમારા ઉપર વરસાદ ન પડે. અમારી આજુબાજુમાં પડે. હુઝૂરનું આમ કહેવું હતું કે તરત વાદળ ખુલીને જમણી-ડાબી બાજુએ વિખેરાય ગયું અને વરસાદ બંધ થઇ ગયો. ચારે બાજુએ વરસાદ પડતો હતો, પરંતુ મદીના ઉપર ન પડતો હતો.

**અમુકની દ્દષ્ટિએ વરસાદ માંગવા માટે માત્ર જુમ્આની નમાઝ પૂરતી છે :**

(૨૧૬/૧૦૯૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક માણસે હાજર થઇને કહ્યું કે બધા જાનવરો હલાક થઇ ગયા અને રસ્તા બંધ થઇ ગયા. હુઝૂર (સલ.)એ વરસાદની દુઆ માંગી અને એક જુમ્આથી બીજી જુમ્આ સુધી બરાબર વરસાદ પડતો રહ્યો. (બીજી જુમ્આના) ફરી તે જ માણસે હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મકાનો પડી ગયાં. રસ્તા બંધ થઇ ગયા અને જાનવરો હલાક થઇ ગયાં. આપે ઉભા થઇને દુઆ માંગી : અય અલ્લાહ ! ટેકરીઓ પર, ડુંગરો પર, નાળાઓમાં અને ઝાડોના ઉગવાની જગ્યાઓ પર પાણી વરસાવ. તરત મદીનાના અવકાશમાંથી વાદળ ફેલાઇ ગયું, જેવી રીતે કપડું ફાટી જાય છે (અને વરસાદ બંધ પડી ગયો).

**પુષ્કળ વરસાદના કારણે જો રસ્તા બંધ થઇ જાય તો વરસાદ બંધ થવાની દુઆ માંગવી જાઇઝ છે :**



(૨૧૭/૧૦૯૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! જાનવરો હલાક થઇ ગયાં અને રસ્તા બંધ થઇ ગયા. આપ ખુદા પાસે (વરસાદ માટે) દુઆ માંગો. હુઝૂરે દુઆ માંગી. જેના કારણે એક સપ્તાહ સુધી વરસાદ પડતો રહ્યો. છેવટે ફરી એક માણસે હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મકાનો પડી ગયાં. રસ્તા બંધ થઇ ગયા અને જાનવરો હલાક થઇ ગયાં. હુઝૂરે દુઆ માંગી : અય અલ્લાહ ! પહાડોના શિખરો પર, ટેકરીઓ પર, નાળાંઓમાં અને ઝાડો ઉગવાની જગ્યાઓ પર વરસાદ વરસાવ, (મદીના પર ન વરસાવ) તરત મદીના પરથી કપડાની જેમ વાદળ ફાટી ગયું.

**એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જુમ્આના દિવસે ઈસ્તિસ્કાની દુઆ કરતી વખતે મુબારક ચાદર ઉલટાવી ન હતી.**

(૨૧૮/૧૧૦૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને માલના બરબાદ થવાની અને બાળબચ્ચાંની તકલીફની ફરિયાદ કરી. આપે ખુદા તઆલા પાસે વરસાદ માટે દુઆ માંગી, પરંતુ આ રિવાયતમાં હઝરત અનસે એવું બયાન કર્યું નથી કે હુઝૂરે પોતાનું મોં કિબ્લા તરફ કર્યું હતું અથવા મુબારક ચાદર ઉલટાવીને ઓઢી હતી.

**જો લોકો ઈસ્તિસ્કાની દુઆ માટે ઈમામ પાસે માંગણી કરે તો ઈમામ ઈન્કાર ન કરે :**

(૨૧૯/૧૧૦૧) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક માણસે હુઝૂરની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! જાનવરો હલાક થઇ ગયાં અને રસ્તા બંધ ગયા. આપ ખુદા તઆલા પાસે (વરસાદ માટે) દુઆ માંગો. હુઝૂરે દુઆ માંગી અને એક સપ્તાહ સુધી બરાબર વરસાદ પડતો રહ્યો. ફરી એક માણસે સેવામાં હાજર થઇને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! મકાનો પડી ગયાં, રસ્તા બંધ થઇ ગયા અને જાનવરો હલાક થઇ ગયાં. આપે દુઆ કરી : અય અલ્લાહ ! પહાડોના શિખરો પર, ટેકરીઓ પર, ખીણોમાં અને ઝાડોના ઉગવાની જગ્યા ઉપર વરસાદ વરસાવ. હુઝૂરની દુઆથી તરત કપડાંની જેમ વાદળ ફાટી ગયું.

**જો મુશ્રિક લોકો મુસલમાનોને વરસાદ માટે દુઆ માંગવાનું કહે તો મુસલમાનોએ ઈન્કાર ન કરવો જોઈએ :**

(૨૨૦/૧૧૦૨) મસ્રૂક કહે છે કે, (એક વાર) હું હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.)ની સેવામાં હાજર થયો.

તેમણે કહ્યું કે, જ્યારે કુરેશીઓ મુસલમાન બનવાથી પાછળ હઠી ગયા ત્યારે હુઝૂરે તેમના માટે બદદુઆ કરી. કુરેશીઓ એવા દુકાળમાં સપડાયા કે મરવા લાગ્યા અને મરેલાં જાનવરો અને હાડકાંઓ ખાવા લાગ્યા. છેવટે અબૂ સુફયાને સેવામાં હાજર થઈને કહ્યું : મુહમ્મદ ! તમે કૌટુંબિક સંબંધો જાળવી રાખવાનો હુકમ આપો છો અને તમારી કોમ મરી રહી છે. એટલે તમે ખુદા પાસે (વરસાદની) દુઆ માંગો. હુઝૂરે આ આયત પઢી : **ફરતકિબ યવ્મ તઅ્તી સ્સમાઉ બિદુખાનિમ્ મૂબીન** (પછી હુઝૂરે દુઆ કરી અને દુકાળ દૂર થઈ ગયો) પરંતુ કુરેશીઓએ ફરી નાફરમાની કરવાનું શરૂ કરી દીધું તો ખુદા તઆલાએ બદરની લડાઈના દિવસે તેમને ભારે શિક્ષા કરી. (કુરેશના આગેવાનોને બદરની લડાઈમાં કત્લ કરીને બદરના કુવામાં ફેંકી દેવામાં આવ્યા) **અલ્બત્શતુલ કુબ્રાથી** બદરનો બનાવ જ મુરાદ છે. ઈમામ બુખારી કહે છે કે, ઉપરોક્ત રિવાયતમાં મનસૂરની રિવાયતથી બીજો એટલો વધારો છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની દુઆથી વરસાદ થયો અને સાત દિવસ સુધી વાદળ છવાયેલું રહ્યું. જ્યારે લોકોએ પુષ્કળ વરસાદ પડવાની ફરિયાદ કરી ત્યારે હુઝૂરે દુઆ કરી : અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસાદ પડે. અમારા પર ન પડે. તરત આપના ઉપરથી વાદળ હઠી ગયું અને આજુબાજુના લોકો પર વરસાદ પડતો રહ્યો.

**જો વરસાદ પુષ્કળ હોય તો એવી દુઆ માંગવી જાઈઝ છે કે, અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસાદ પડે, અમારા પર ન પડે !**

(૨૨૧/૧૧૦૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જુમ્આના દિવસે હુઝૂર ખુત્બો પઢી રહ્યા હતા કે લોકો ઉભા થઈને બુમો પાડવા લાગ્યા અને કહેવા લાગ્યા કે યા રસૂલલ્લાહ ! વરસાદ પડતો નથી. ઝાડો સૂકાઈને લાલ થઈ ગયા અને જાનવરો તબાહ થઈ ગયાં. આપ ખુદા તઆલા પાસે દુઆ કરો કે, પાણી વરસે. આ સાંભળીને આપે બે વાર કહ્યું કે, અય અલ્લાહ ! પાણી વરસાવ. ખુદાની કસમ ! તે વખતે આસ્માન પર વાદળનો કોઈ ટુકડો અમને દેખાતો ન હતો, પરંતુ હુઝૂરની દુઆથી વાદળ નીકળ્યું અને વરસાદ પડવા લાગ્યો. હુઝૂરે મિમ્બર પરથી ઉતરીને નમાઝ પઢી. વરસાદ બરાબર આગામી જુમ્આ સુધી પડતો રહ્યો. બીજી જુમ્આના જ્યારે હુઝૂર (સલ.) મિમ્બર પર ખુત્બો પઢવા ઉભા થયા ત્યારે લોકોએ ફરી જોરજોરથી બોલવાનું શરૂ કર્યું, યા રસૂલલ્લાહ ! મકાનો પડી ગયાં અને રસ્તા બંધ થઈ ગયા. આપ ખુદા તઆલા પાસે વરસાદ બંધ થવાની દુઆ માંગો. હુઝૂર આ સાંભળીને હસ્યા અને કહ્યું : અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસાદ પડે અને અમારા ઉપર ન પડે.' તરત મદીનાના અવકાશમાંથી વાદળ હઠી ગયું આજુબાજુ તો વરસાદ પડી રહ્યો હતો, પરંતુ મદીના ઉપર પડતો ન હતો અને મદીના ઉપરથી તાજની જેમ સાફ-સ્વચ્છ દેખાતું હતું.



**ઉભા થઈને વરસાદ માટે દુઆ માંગવી :**

(૨૨૨/૧૧૦૪) અબૂ ઈસ્હાક કહે છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને યઝીદ અનસારી, બરા ઈબ્ને આઝિબ અને ઝેદ ઈબ્ને અકરમ (રદિ.) સાથે વરસાદની દુઆ માંગવા માટે શહેરની બહાર નીકળ્યા. પહેલાં મિમ્બરથી અલગ ઉભા રહીને વરસાદ માટે દુઆ માંગી. પછી 'જહરી કિર્અત' સાથે બે રકઅત પઢી, પરંતુ અઝાન અને ઈકામત ન કહી. અબૂ ઈસ્હાક કહે છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને યઝીદે રસૂલુલ્લાહ (સલ.)ને જોયા હતા. (કિંવા અબ્દુલ્લાહ સહાબી હતા.)

(૨૨૩/૧૧૦૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ સહાબીનું બયાન છે કે, નબી (સલ.) લોકો માટે વરસાદની દુઆ માંગવા માટે શહેરની બહાર નીકળ્યા. પ્રથમ ઉભા થઈને ખુદા તઆલા પાસે દુઆ માંગી. પછી કિબ્લા તરફ મોં કરીને ચાદરને ઉલટાવી. તરત વરસાદ પડવા લાગ્યો.

**ઇસ્તિસ્કાની નમાઝમાં ઉંચા સાદે કિર્અત પઢવી :**

(૨૨૪/૧૧૦૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઈસ્તિસ્કાની નમાઝ માટે શહેરની બહાર નીકળ્યા. પહેલાં કિબ્લા તરફ મોં કરીને દુઆ કરતા રહ્યા, પછી ચાદર ઉલટાવીને 'જહરી કિર્અત'થી બે રકઅત નમાઝ પઢી.

**રસૂલુલ્લાહ (સલ.)એ મુબારક પીઠ લોકો તરફ કેવી રીતે ફેરવી હતી ?**

(૨૨૫/૧૧૦૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ ઈબ્ને આસિમ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જે દિવસે ઈસ્તિસ્કાની નમાઝ માટે શહેરની બહાર નીકળ્યા હતા ત્યારે હું જોઈ રહ્યો હતો. પહેલાં લોકો તરફ પીઠ ફેરવીને કિબ્લા તરફ મોં કરીને દુઆ માંગતા રહ્યા, પછી ચાદર ઉલટાવીને જહરી કિર્અતથી બે રકઅત નમાઝ પઢી.

**ઈસ્તિસ્કાની નમાઝની બે રકઅતો છે :**

(૨૨૬/૧૧૦૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ ઈબ્ને આસિમ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ઈસ્તિસ્કાની નમાઝની બે રકઅતો પઢી અને ચાદર ઉલટાવીને ઓઢી.

**ઇદગાહમાં જઇ ઇસ્તિસ્કાની નમાઝ પઢવી :**

(૨૨૭/૧૧૦૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઈદગાહમાં ઈસ્તિસ્કાની નમાઝ પઢવા માટે ગયા. કિબ્લા તરફ મોં કરીને આપે બે રકઅત પઢી અને મુબારક ચાદર ઉલટાવીને ઓઢી. ઉલટાવીને ચાદર ઓઢવાની વિગત મસઊદીએ (અબ્દુર્રહમાન ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને ઉત્બા ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદે) એવી રીતે આપી છે કે, હુઝૂરે ચાદરનો જમણો છેડો ડાબા ખભા ઉપર નાખ્યો હતો અને ડાબો છેડો જમણા ખભા ઉપર નાખ્યો હતો.

**ઇસ્તિસ્કાની દુઆ કરતી વખતે કિબ્લા તરફ મોં કરવું :**

(૨૨૮/૧૧૧૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) (ઈસ્તિસ્કાની) નમાઝ પઢવા ઈદગાહ ગયા. જ્યારે હુઝૂરે દુઆ કરવાનો ઈરાદો કર્યો અથવા દુઆ કરતી વખતે કિબ્લા તરફ મોં કરી લીધું અને ચાદર ઉલટાવી.

**ઇસ્તિસ્કાની દુઆ કરતી વખતે લોકોનું ઈમામની સાથે મળીને હાથ ઉઠાવીને દુઆ કરવું :**

(૨૨૯/૧૧૧૧) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક આદિવાસી અરબ જુમ્આના દિવસે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! જાનવરો હલાક થઈ ગયાં. બાળકો તબાહ થઈ ગયાં અને બધા લોકો મરવા લાગ્યા. આપે દુઆ માટે હાથ ઉઠાવ્યા અને લોકોએ પણ દુઆ માટે હાથ ઉઠાવ્યા. પરિણામ એ આવ્યું કે, અમે મસ્જિદમાંથી નીકળવા પણ પામ્યા ન હતા કે પાણી પડવા લાગ્યું અને બીજી જુમ્આ સુધી સતત પડતું રહ્યું. છેવટે તે જ માણસ ફરી આવ્યો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મુસાફિરોને તકલીફ પડવા લાગી અને રસ્તા (પુષ્કળ વરસાદના કારણે) બંધ થઈ ગયા. શુરીકની રિવાયતમાં એટલું વધુ છે કે, હઝરત અનસ (રદિ.)એ કહ્યું : હુઝૂરે એટલા હાથ ઉઠાવ્યા હતા કે આપની બગલોની સફેદી અમને દેખાતી હતી.

**ઇસ્તિસ્કાની દુઆ માટે ઈમામનું હાથ ઉઠાવવું :**

(૨૩૦/૧૧૧૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઈસ્તિસ્કાની દુઆ સિવાય બીજી કોઈ દુઆ માટે હુઝૂર (સલ.) હાથ ઉઠાવતા ન હતા અને ઈસ્તિસ્કાની દુઆ માટે એટલા હાથ ઉઠાવતા હતા કે બગલોની સફેદી દેખાતી હતી.

**વરસાદ વખતે કઈ દુઆ પઢવામાં આવે ?**

(૨૩૧/૧૧૧૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) વરસાદ જોઈને આ દુઆ કરતા : **અલ્લાહુમ્મ સય્યિબન નાફિઅન** અય અલ્લાહ ! ભલાઈનો વરસાદ વરસાવ. ઈબ્ને અબ્બાસ કહે છે કે, સય્યિબનો અર્થ વરસાદ થાય છે.



**અમુક લોકો કહે છે કે, દાઢી પર વરસાદના છાંટા ટપકાવવા માટે ઇરાદાપૂર્વક વરસાદમાં ઉભું રહેવું જોઇએ :**

(૨૩૨/૧૧૧૪) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં દુકાળ પડયો, જેથી જુમ્આના દિવસે જ્યારે હુઝૂરે અકદસ (સલ.) મિમ્બર પર ઉભા રહીને ખુત્બો પઢી રહ્યા હતા કે એક આદિવાસી માણસે ઉભા થઈને કહ્યું : યા રસૂલલ્લાહ ! માલ બરબાદ થઈ ગયો અને બાળકો ભૂખે મરવા લાગ્યા. તમે ખુદા તઆલા પાસે વરસાદ માટે દુઆ માંગો. આપે દુઆ માટે ઉપર હાથ ઉઠાવ્યા. તે વખતે આસ્માન પર વાદળનો કોઈ ટુકડો ન હતો, પરંતુ હુઝૂરે દુઆ કરતાં જ પહાડોના જેમ વાદળ આવ્યું અને હુઝૂર મિમ્બર પરથી ઉતરવા પામ્યા ન હતા કે આપની મુબારક દાઢી વરસાદથી ભીંજાઈ ગઈ. હઝરત અનસ કહે છે કે, તે દિવસથી લઈને આગામી જુમ્આ સુધી બરાબર વરસાદ પડતો રહ્યો. છેવટે તે જ આદિવાસી અથવા કોઈ બીજો માણસ ઉભો થઈને કહેવા લાગ્યો કે યા રસૂલલ્લાહ ! મકાનો પડી ગયાં અને બધો માલ ડુબી ગયો. તમે ખુદા પાસે દુઆ માંગો. હુઝૂરે મુબારક હાથ ઉઠાવીને દુઆ કરી : અય અલ્લાહ ! અમારી આજુબાજુ વરસાદ વરસાવ, અમારા ઉપર ન વરસાવ. રાવી કહે છે : આ પ્રમાણે કહીને હુઝૂર જે બાજુ હાથથી ઈશારો કરતા હતા તે બાજુનું વાદળ ખુલી જતું હતું. તે દિવસોમાં એટલો વરસાદ પડયો કે મદીના હોઝ જેવું બની ગયું અને કનાત નામે નાળું એક મહીના સુધી વહેતું રહ્યું. જે માણસ તે સમયે મદીના આવતો હતો તે સોંઘવારીની વાત કરતો હતો.

**જ્યારે પવન ફુંકાય ત્યારે શું પઢવું જોઇએ ?**

(૨૩૩/૧૧૧૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે ભારે પવન ફુંકાતો હતો ત્યારે હુઝૂર (સલ.)ના મુબારક ચહેરા ઉપર ભયની અસર દેખાતી હતી.

**હુઝૂરે ફરમાવ્યું : પૂર્વની હવાથી મારી મદદ કરવામાં આવી છે :**

(૨૩૪/૧૧૧૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ)એ ફરમાવ્યું : પૂર્વની હવાથી મારી મદદ કરવામાં આવી અને પશ્ચિમની હવાથી 'આદ' નામે કોમને હલાક કરવામાં આવી હતી. કિંવા ખન્દકની લડાઈના દિવસે પૂર્વની હવાના કારણે કાફિરોના લશ્કરને ભારે મુશ્કેલીઓ વેઠવી પડી.

**ધરતીકંપ અને કિયામતની અમુક નિશાનીઓનું બયાન :**

(૨૩૫/૧૧૧૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.)એ કહ્યું કે, નબી (સલ.)નું ફરમાન છે કે, કિયામત ત્યારે આવશે જ્યારે કે

ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે. ધરતીકંપો વધારે થશે. સમય જલદી જલદી (બરકત વગર) પસાર થવા માંડશે. ફિત્નાઓ જાગશે. રમખાણો વધી જશે. કિંવા ખૂનામરકીનું પ્રમાણ વધી જશે અને માલ એટલો વધી જશે કે વહેતો ફરશે.

(૨૩૬/૧૧૧૮) હઝરત નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું હતું : અય અલ્લાહ ! અમારા માટે સીરિયા અને યમનમાં બરકત આપ. લોકોએ કહ્યું : અને નજદમાં પણ. તેમણે ફરી કહ્યું : અય અલ્લાહ ! અમારા માટે સીરિયા અને યમનમાં બરકત આપ. લોકોએ બીજીવાર કહ્યું : અને નજદ દેશમાં પણ. તેમણે કહ્યું : ત્યાં ધરતીકંપો અને ફિત્નાઓ જાગશે અને ત્યાંથી જ શયતાનની ટોળકી નીકળશે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'વ તજઅલુન રિઝ્કકુમ અન્નકુમ તુકઝ્ઝિબુન' કિંવા જૂઠું બોલવાને તમે તમારો હિસ્સો બનાવી લીધો છે. ઇબ્ને અબ્બાસ કહે છે : ઉપરોક્ત આયતમાં 'રિઝક' થી મુરાદ શુક્ર છે :**

(૨૩૭/૧૧૧૯) હઝરત ઝેદ ઈબ્ને ખાલિદ જુહની કહે છે કે, એકવાર રાત્રે વરસાદ પડયો. સવારે હુદયબિય્યામાં હુઝૂર (સલ.)એ અમને ફજ્રની નમાઝ પઢાવી. નમાઝથી પરવારીને લોકો તરફ જોઈને કહ્યું : તમે જાણો છો કે, તમારા પાલનહારે શું ફરમાવ્યું છે ? સહાબાએ કહ્યું : ખુદા અને તેના રસૂલ સારી રીતે જાણે છે. આપે ફરમાવ્યું : (ખુદા તઆલા ફરમાવે છે :) મારા બંદાઓમાંથી અમુકે, ઈમાનની હાલતમાં સવાર કરી અને અમુકે કુફ્રની હાલતમાં. જે માણસે એમ કહ્યું કે, અમારા ઉપર ખુદાની મહેરબાની અને રહમના કારણે વરસાદ પડયો છે, તેણે ગ્રહોની અસરનો ઈન્કાર કર્યો અને મારા (પાલનહાર અને અસરકારક હોવા) પર ઈમાન લાવ્યો અને જે માણસે એમ કહ્યું કે, અમારા ઉપર ફલાણા ફલાણા ગ્રહોના કારણે વરસાદ પડયો, તેણે મારો ઈન્કાર અને ગ્રહો (ની અસરકારકતા)નો ઈકરાર કર્યો.

**ખુદા તઆલા સિવાય કોઇને ખબર નથી કે વરસાદ ક્યારે પડશે. હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, પાંચ વસ્તુઓને ખુદા સિવાય કોઇ જાણતું નથી. (તે પાંચમાંથી એક વરસાદ છે) :**

(૨૩૮/૧૧૨૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ગેબની ચાવીઓ પાંચ છે જેને ખુદા સિવાય કોઈ જાણતું નથી : ૧. કોઈ જાણતું નથી કે આવતી કાલે શું થશે. ૨. કોઈ જાણતું નથી કે સ્ત્રીના ગર્ભાશયમાં શું છે (છોકરો કે છોકરી ?). ૩. કોઈ માણસ જાણતો નથી કે આવતી કાલે તે શું કરશે. ૪. કોઈને ખબર નથી કે તેનું મૃત્યુ કઈ જગ્યાએ થશે. ૫. કોઈ જાણતું નથી કે વરસાદ ક્યારે પડશે.





### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ કુસૂફ (સૂર્યગ્રહણ) ★

### સૂર્યગ્રહણની નમાઝ

(૨૩૯/૧૧૨૧) અબૂબક્ર (રદિ.) કહે છે કે : અમે હુઝૂર (સલ.)ની પાસે બેઠા હતા કે સૂર્યગ્રહણ થયું. હુઝૂર તરત ઉઠીને ચાદર ખેંચતા મસ્જિદમાં ગયા. અમે પણ આપની પાછળ મસ્જિદમાં ગયા. આપે અમને બે રકઅતો પઢાવી. જ્યારે સૂર્ય ગ્રહણમાંથી નીકળી ગયો ત્યારે આપે ફરમાવ્યું : ચંદ્ર અને સૂર્યગ્રહણ કોઈની મોતના કારણે થતું નથી. જ્યારે તમે (સૂર્ય) ગ્રહણ જુઓ ત્યારે દુઆ કરો અને નમાઝ પઢો. અહીં સુધી કે ગ્રહણ હટી જાય.

(૨૪૦/૧૧૨૨) હઝરત અબૂ મસઉદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ કોઈની મોતના કારણે થતું નથી, બલકે ખુદાની કુદરતની નિશાનીઓમાંની આ બે નિશાનીઓ છે, જે ખુદા પોતાના બંદાઓને દેખાડે છે. એટલે જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે ઉઠો અને નમાઝ પઢો.

(૨૪૧/૧૧૨૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ કોઈના મરવા કે જીવવાથી થતું નથી, બલકે ખુદાની કુદરતની નિશાનીઓ પૈકીની આ બે નિશાનીઓ છે, જેથી જ્યારે તમે ગ્રહણ થતું જુઓ ત્યારે નમાઝ પઢો.

(૨૪૨/૧૧૨૪) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, પયગમ્બર (સલ.)ના સમયમાં જે દિવસે હઝરત ઈબ્રાહીમ (હુઝૂરના ફરઝંદ)નું અવસાન થયું તે દિવસે સૂર્યગ્રહણ થયું. લોકો કહેવા લાગ્યા કે, હઝરત ઈબ્રાહીમના અવસાનના કારણે સૂર્યગ્રહણ થયું છે. તે પરથી હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કોઈના મરવા-જીવવાથી ચંદ્ર-સૂર્યગ્રહણ થતું નથી, જ્યારે તમે લોકો ગ્રહણ જુઓ ત્યારે નમાઝ પઢો અને ખુદા પાસે દુઆ માંગો.

### સૂર્યગ્રહણ વખતે ખયરાત કરવી :

(૨૪૩/૧૧૨૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ના સમયમાં એકવાર સૂર્યગ્રહણ થયું. હુઝૂરે લોકોને બે રકઅત પઢાવી. પહેલી રકઅત માટે ઉભા થયા ત્યારે ઘણો લાંબો કિયામ કર્યો, પછી રૂકૂઅ માટે ગયા. ત્યારે ઘણો લાંબો રૂકૂઅ કર્યો. રૂકૂઅ પછી ઘણીવાર સુધી ઉભા રહ્યા; પરંતુ પહેલા કિયામથી આ કિયામ કંઈક ટૂંકો હતો, પછી બીજીવાર રૂકૂઅ કર્યો, પરંતુ આ રૂકૂઅ પહેલા રૂકૂઅ કરતાં કંઈક નાનો હતો. તે પછી હુઝૂરે એક લાંબો સજદો કર્યો, પછી બીજી રકઅતમાં પણ એ પ્રમાણે કર્યું. નમાઝથી પરવાર્યા ત્યારે સૂર્ય ગ્રહણમાંથી નીકળી ગયો હતો. આપે ખુત્બો પઢયો. પહેલા ખુદા તઆલાના

વખાણ કર્યા, પછી ફરમાવ્યું : ચંદ્ર અને સૂર્ય ખુદાની કુદરતની નિશાનીઓમાંથી બે નિશાનીઓ છે. કોઈના મરવા-જીવવાથી એ ગ્રહણમાં આવતા નથી. જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે ખુદા પાસે દુઆ માંગો. અલ્લાહની મહત્તા વર્ણવો. નમાઝ પઢો અને ખયરાત કરો. તે પછી હુઝૂરે ફરમાવ્યું : અય ઉમ્મતે મુહમ્મદી ! કોઈ માણસને અલ્લાહથી વધીને એ વાતથી શરમ આવતી નથી કે તેનો બંદો કે બંદી વ્યભિચાર કરે. અય ઉમ્મતે મુહમ્મદી ! ખુદાની કસમ, જે કંઈ હું જાણું છું, જો તમને તેની ખબર હોત તો ઓછું હસત અને વધારે રડત.

**ગ્રહણની નમાઝ માટે 'અસ્સલાતુ જામિઅતુન' કહીને અઝાન દેવી :**

(૨૪૪/૧૧૨૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં એક વાર સૂર્યગ્રહણ થયું ત્યારે હુઝૂરે જાહેરાત કરનારને હુકમ આપ્યો કે, **'અસ્સલાતુ જામિઅતુન'** કહીને જાહેરાત કરે.

**ગ્રહણની નમાઝમાં ઇમામનું ખુત્બો પઢવું :**

(૨૪૫/૧૧૨૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) અને તેમની બહેન અસ્મા કહે છે કે, હુઝૂર (સલ.)એ સૂર્યગ્રહણ વખતે ખુત્બો પઢયો.

(૨૪૬/૧૧૨૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની મુબારક ઝિંદગીમાં સૂર્યગ્રહણ થયું. આપ મસ્જિદમાં ગયા અને નમાઝ માટે ઉભા થઇ ગયા. લોકોએ આપની પાછળ સફો બાંધી. આપે પહેલાં તકબીરે તહરીમા કહી અને એક લાંબી કિર્અત પઢી. પછી તકબીર કહીને એક લાંબો રૂકૂઅ કર્યો. પછી 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહી મોડે સુધી ઉભા રહ્યા. સજદામાં ગયા નહીં, બલકે એક લાંબી કિર્અત પઢી; પરંતુ આ કિર્અત પહેલી કિર્અતથી ટૂંકી હતી. તે પછી તકબીર કહીને રૂકૂઅમાં ગયા. આ રૂકૂઅ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. તે પછી 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' 'રબ્બના વ લકલ હમ્દુ' કહીને સજદામાં ગયા. પછી બીજી રકઅતમાં પણ એ જ પ્રમાણે કર્યું અને ચાર સજદાઓમાં ચાર રકઅતો પૂરી કરી. નમાઝથી પરવારતા પહેલાં સૂર્ય સાફ દેખાવા લાગ્યો. નમાઝ પછી ખુદા તઆલાના વખાણ કર્યા પછી ફરમાવ્યું : ચંદ્ર અને સૂર્ય કુદરતની નિશાનીઓમાંથી બે નિશાનીઓ છે. કોઇના મૃત્યુ કે જીવનથી એમને ગ્રહણ થતું નથી. જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે ગભરાઇને નમાઝ માટે જાઓ. અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ પણ ઉરવાની રિવાયતના જેમ આ હદીસ રિવાયત કરી છે. કસીર ઈબ્ને અબ્બાસ કહે છે : મેં હઝરત





ઉરવાને કહ્યું કે, તમારા ભાઇએ (અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબેર) બે રકઅતો પઢી હતી. ઉરવાએ કહ્યું : જી હા, પરંતુ ભૂલથી તેમણે સુન્નત વિરુદ્ધ કર્યું.

**શું સૂર્યગ્રહણ થવાને 'કુસૂફ' કહે છે કે 'ખુસૂફ' ? ખુદા તઆલા કહે છે : 'વ ખસફલ કમરૂ' કિંવા કિયામતમાં ચંદ્રગ્રહણ થશે. (ચંદ્ર માટે 'ખુસૂફ' શબ્દ વાપરવામાં આવ્યો છે, એટલે સૂર્ય માટે 'કુસૂફ' વાપરવો જોઇએ) :**

(૨૪૭/૧૧૨૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે : જે દિવસે સૂર્યગ્રહણ થયું ત્યારે હુઝૂર (સલ.)એ ઉભા થઇને પહેલાં તકબીર (તહરીમાની) કહી, પછી લાંબી કિર્અત પઢીને એક લાંબો રૂકૂઅ કર્યો. રૂકૂઅ કર્યા પછી શિર ઉઠાવીને **'સમિઅલ્લાહુ લિમન હમિદહ'** કહ્યું અને મૂળ હાલતમાં ઘણીવાર સુધી ઉભા રહ્યા અને એક લાંબી કિર્અત પઢી, પરંતુ આ કિર્અત પહેલી કિર્અતથી ટૂંકી હતી. તે પછી ફરી રૂકૂઅ કર્યો, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. તે પછી સજદામાં ગયા અને લાંબો સજદો કર્યો. પછી બીજી રકઅતમાં પણ તે જ અમલ કર્યો જે પહેલી રકઅતમાં કર્યો હતો. છેલ્લે સલામ ફેરવી. સલામ ફેરવતી વખતે સૂર્ય ગ્રહણમાંથી નીકળી ચુકયો હતો. સલામ ફેરવ્યા પછી હુઝૂરે લોકોને ખુત્બો સંભળાવ્યો અને ચંદ્ર અને સૂર્યના ગ્રહણ વિષે કહ્યું કે આ બંને ખુદાની કુદરતની નિશાનીઓમાંથી બે નિશાનીઓ છે. કોઇના મરવા-જીવવાથી એમને ગ્રહણ થતું નથી. જ્યારે તમે ગ્રહણ થતું જુઓ ત્યારે ગભરાઇને નમાઝ માટે જાઓ.

**(ચંદ્ર અને સૂર્યના) ગ્રહણ થવાથી ખુદા તઆલા બંદાઓને ડરાવે છે :**

(૨૪૮/૧૧૩૦) હઝરત અબૂબક્ર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ચંદ્ર અને સૂર્ય ખુદાની કુદરતની બે નિશાનીઓ છે. કોઇના મરવાથી એમને ગ્રહણ થતું નથી, બલકે એમના ગ્રહણથી ખુદા તઆલા પોતાના બંદાઓને ડરાવવા માંગે છે.

**ગ્રહણ વખતે કબ્રના અઝાબથી પનાહ માંગવી જોઇએ :**

(૨૪૯/૧૧૩૧) અમરા બિન્તે અબ્દુર્રહમાન (રદિ.) કહે છે કે, એક યહૂદણ ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) પાસે કંઇક માંગવા આવી અને કહ્યું કે, ખુદા આપને કબ્રના અઝાબથી બચાવે. ઉમ્મુલ મુઅમિનીને હુઝૂર (સલ.)ને પૂછયું કે, શું લોકોને કબ્રમાં અઝાબ થશે ? હુઝૂરે ફરમાવ્યું : કબ્રના અઝાબથી ખુદાની પનાહ. તે પછી

(૨૪૭/૧૧૨૯) એ રસૂલુલ્લાહ (સલ.) માટે ખાસ હતું. આપણને ગ્રહણની નમાઝમાં એક રકઅતમાં એક જ રૂકૂઅ કરવાનો હુકમ છે.

રસુલુલ્લાહ (સલ.) એક દિવસ સવારમાં સવાર થઈને બહાર નીકળ્યા અને જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે આપ 'ચાશ્ત'ના સમયે પાછા આવ્યા અને પવિત્ર પત્નીઓના કમરાઓ પાસેથી પસાર થઈને (ગ્રહણની) નમાઝ પઢાવવા ઉભા થઇ ગયા. લોકો પણ આપની પાછળ નમાઝ પઢવા ઉભા થઇ ગયા. આપે લાંબા કિયામ પછી ઘણો લાંબો રૂકૂઅ કર્યો, રૂકૂઅ પછી લાંબો કિયામ કર્યો, પરંતુ આ કિયામ પહેલા કિયામ કરતાં ટૂંકો હતો. કિયામ પછી ફરી બીજી વાર રૂકૂઅ કર્યો, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. બીજા રૂકૂઅ પછી સીધા ઉભા થઈને સજદામાં ગયા. સજદા પછી ઉભા થઈ ગયા અને મોડે સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પહેલી રકઅતના (બીજા) કિયામ કરતાં ટૂંકો હતો. પછી લાંબો રૂકૂઅ કર્યો, પરંતુ પહેલી રકઅતના (બીજા) રૂકૂઅ કરતાં ટૂંકો. પછી ઉઠીને મોડે સુધી ઉભા રહ્યા, પરંતુ (બીજી રકઅતના) પહેલા કિયામથી ટૂંકો, પછી રૂકૂઅમાં ગયા અને મોડે સુધી રૂકૂઅમાં રહ્યા, પરંતુ (બીજી રકઅતના) પહેલા રૂકૂઅથી ટૂંકો. તે પછી સીધા ઉભા થઈને સજદામાં ગયા. નમાઝથી પરવારીને જે કંઇ ખુદાનો હુકમ હતો તે સંભળાવ્યો અને લોકોને કબ્રના અઝાબથી પનાહ માંગવાનો હુકમ આપ્યો.

**સૂર્યગ્રહણની નમાઝમાં લાંબો સજદો કરવાનું બયાન :**

(૨૫૦/૧૧૩૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ના સમયમાં જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે ખબર કરવામાં આવી : **અસ્સલાતુ જામિઅતુન.** હુઝૂરે સૂર્યગ્રહણની નમાઝની પહેલી રકઅતમાં પણ બે રૂકૂઅ કર્યા. ફરી ઉભા થયા અને એક રકઅતમાં બે રૂકૂઅ કર્યા. જ્યારે આપ તશહ્હુદ પઢવા બેઠા ત્યારે સૂર્ય ગ્રહણમાંથી નીકળી ચુકયો હતો. હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મેં આપની સૂર્ય ગ્રહણની નમાઝના સજદાથી લાંબો સજદો કદી જોયો નથી.

**સૂર્યગ્રહણની નમાઝ જમાઅત સાથે પઢવી જોઇએ :**

(૨૫૧/૧૧૩૩) ઇબ્ને અબ્બાસ (રદિ.)એ લોકોની સાથે ઝમઝમના ચોતરા પર સૂર્યગ્રહણની નમાઝ પઢી.

(૨૫૨/૧૧૩૪) અલી ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસે લોકોને સૂર્યગ્રહણની નમાઝ જમાઅત સાથે પઢાવી.

(૨૫૩/૧૧૩૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે, હુઝૂર (સલ.)ના સમયમાં જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે આપે એવી રીતે સૂર્યગ્રહણની નમાઝ પઢાવી કે, પહેલાં એટલીવાર સુધી કિયામ કર્યો જેટલીવારમાં સૂરએ બકરહ પઢી શકાય છે, પછી એક લાંબો રૂકૂઅ કરીને શિર ઉઠાવીને ઉભા થયા અને મોડે



સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પહેલા કિયામથી ટૂંકો હતો, પછી રૂકૂઅમાં ગયા અને મોડે સુધી રૂકૂઅમાં રહ્યા, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. તે પછી સજદો કર્યો. સજદામાંથી ઉઠીને ફરી મોડે સુધી કિયામ કર્યો, પરંતુ આ કિયામ પહેલા કિયામથી ટૂંકો હતો. કિયામ પછી રૂકૂઅ કર્યો. મોડે સુધી રૂકૂઅમાં રહ્યા, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. પછી શિર ઉઠાવીને મોડે સુધી ઉભા રહ્યા, પરંતુ પહેલા કિયામથી ઓછા. તે પછી ફરી રૂકૂઅમાં ગયા અને મોડે સુધી રૂકૂઅમાં રહ્યા, પરંતુ પહેલા રૂકૂઅ કરતાં ઓછા. છેલ્લે સજદો કર્યો. જ્યારે નમાઝમાંથી પરવાર્યા ત્યારે સૂર્ય સાફ (ગ્રહણમુક્ત) થઈ ગયો હતો. નમાઝ પછી ફરમાવ્યું કે હકીકતમાં ચંદ્ર અને સૂર્યનું ગ્રહણ થવું અલ્લાહની કુદરતની નિશાનીઓમાંની એક નિશાની છે. કોઈની મોત કે ઝિંદગીથી એ ગ્રહણ થતું નથી. એટલે ગ્રહણ વખતે તમે લોકો ખુદાને યાદ કરો. સહાબા (રદિ.)એ કહ્યું કે શું વાત છે કે, અમે આપને આ જગ્યા પર હાથ લંબાવીને કંઇક લેતા જોયા. તે પછી જોયું કે આપ કંઇક પાછળ હઠયા. ફરમાવ્યું : મેં હમણાં જન્નત જોઇ હતી. તો તેમાંથી દ્રાક્ષનો એક લૂમ લેવાની ઇચ્છા થઇ હતી. જો હું તેને લઇ લેત તો કિયામત સુધી તમે તેને ખાયા કરત (અને તે ખલાસ ન થાત). તે પછી મેં દોઝખ જોઇ તો ઘણું જ ભયંકર દ્રશ્ય જોયું. તેમાં મોટો ભાગ ઓરતોનો હતો. (હું આ જોઇને પાછળ હઠયો) સહાબાએ પૂછયું : ત્યાં ઓરતો કેમ વધારે હતી ? ફરમાવ્યું કે, નાશુક્રી કરવાના કારણે. પૂછવામાં આવ્યું : શું તેઓ ખુદાની નાશુક્રી કરે છે ? ફરમાવ્યું : નહીં, બલકે પતિની નાશુક્રી કરે છે. જો કોઇ ઓરત પર તમે આખી ઝિંદગી ઉપકાર કરો, પરંતુ કદી એક વાત તેની મરજી વિરૂદ્ધ થઈ જાય તો કહે છે કે, મને તમારા તરફથી કયારે ય સુખ મળ્યું નહી.

**સૂર્ય ગ્રહણની નમાઝમાં પુરૂષો સાથે સ્ત્રીઓનું શામિલ થવું :**

(૨૫૪/૧૧૩૬) હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર (રદિ.) કહે છે કે, સૂર્યગ્રહણ વખતે હું ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) પાસે ગઇ. લોકો ઉભા રહીને નમાઝ પઢી રહ્યા હતા. આઇશા (રદિ.) પણ નમાઝમાં મશગૂલ હતાં. મેં કહ્યું કે, આજે લોકોને આ શું થઈ ગયું છે ? (નમાઝ કેમ પઢે છે ?) આઇશા (રદિ.)એ હાથથી આસ્માન તરફ ઇશારો કરીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! મેં કહ્યું, શું (આસ્માન પર) કોઇ નવી વસ્તુ જાહેર થઇ છે ? તેમણે ઇશારાથી કહ્યું કે, હા. હું ત્યાંથી ઉઠી, પરંતુ મને ચક્કર આવ્યા. જ્યારે ચક્કર ઓછા થયા ત્યારે મેં મારા માથા પર પાણી નાખવાનું શરૂ કર્યું. એવામાં રસૂલુલ્લાહ (સલ.) પણ નમાઝમાંથી પરવાર્યા (અને ખુત્બો પઢવા ઉભા થઇ ગયા.) આપે પ્રથમ ખુદાના વખાણ કર્યા,

પછી ફરમાવ્યું : મેં જે કંઇ પહેલાં જોયું ન હતું તે (આજે) આ જગ્યાએ જોઇ લીધું. અહીં સુધી કે જન્નત અને દોઝખ પણ જોઇ લીધી. મારી પાસે વહી આવી છે કે, દજ્જાલના ફિત્ના જેવી કબ્રમાં તમારા લોકોની કસોટી કરવામાં આવશે. દરેક માણસને કબ્રમાં ફરિશ્તા આવીને પૂછશે કે, આ માણસ વિષે તમે શું જાણો છો ? ઇમાનદાર માણસ તો કહી દેશે કે, એ મુહમ્મદ રસૂલુલ્લાહ છે. અમારી પાસે ખુલ્લી નિશાનીઓ અને સૂચનાઓ લઇને આવ્યા હતા. અમે તેમની વાતને માની અને તેમના ઉપર ઇમાન લાવ્યા. આપનું અનુકરણ કર્યું. આ સાંભળીને તે માણસને કહી દેવામાં આવશે : આરામથી સૂઇ જાઓ, અમે તો પહેલેથી જ જાણતા હતા કે તમે ઇમાનદાર છો. હા, જે માણસ મુનાફિક હશે અથવા પોતાના ઇમાનમાં શંકા સેવતો હશે તે ફરિશ્તાઓને જવાબ આપશે કે, મને બીજી તો કંઇ ખબર નથી; મેં લોકોને જે કંઇ કહેતા સાંભળ્યા હતા તે જ કહ્યું હતું.

## સૂર્યગ્રહણ વખતે ગુલામ આઝાદ કરવાનું બયાન :

(૨૫૫/૧૧૩૭) હઝરત અસ્મા કહે છે કે, સૂર્યગ્રહણ વખતે રસૂલુલ્લાહ (સલ.)એ ગુલામ આઝાદ કરવાનો હુકમ આપ્યો છે.

## સૂર્યગ્રહણની નમાઝ મસ્જિદમાં પઢવાનું બયાન :

(૨૫૬/૧૧૩૮) હઝરત અમરા બિન્તે અબ્દુર્રહમાન (રદિ.) કહે છે કે, એક યહૂદણ કંઇક માંગવા માટે હઝરત આઇશા (રદિ.) પાસે આવી અને (દુઆ રૂપે) કહેવા લાગી કે ખુદા તઆલા તમને કબ્રના અઝાબથી બચાવે. હઝરત આઇશાએ રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું કે, શું લોકોને કબ્રોમાં અઝાબ થશે ? આપે ફરમાવ્યું : કબ્રના અઝાબથી ખુદાની પનાહ. તે પછી એક દિવસ હુઝૂર સવારના પહોરમાં સવાર થઇને (કોઇક સ્થળે) ગયા, પરંતુ જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે ચાશ્ત વખતે આપ પાછા આવ્યા અને પવિત્ર પત્નીઓના કમરાઓ પાસેથી પસાર થઇને (મસ્જિદમાં જઇને નમાઝ માટે) ઉભા થઇ ગયા. લોકો પણ આપની પાછળ ઉભા થઇ ગયા. આપે એક લાંબા કિયામ પછી રૂકૂઅ કર્યો અને ઘણી વાર સુધી રૂકૂઅમાં રહ્યા, પછી શિર ઉઠાવીને મોડે સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પહેલા કિયામથી ટૂંકો હતો. કિયામ પછી બીજીવાર રૂકૂઅમાં ગયા અને મોડે સુધી રૂકૂઅમાં રહ્યા, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. તે પછી શિર ઉઠાવીને સજદામાં ગયા અને મોડે સુધી સજદામાં રહ્યા. પછી ફરી ઉભા થયા, મોડે સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પણ પહેલા કિયામથી ટૂંકો હતો, તે પછી એક લાંબો રૂકૂઅ કર્યો જે પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. રૂકૂઅ પછી ઉભા થઇ ગયા અને મોડે સુધી ઉભા રહ્યા, પરંતુ આ કિયામ પહેલા કિયામથી ટૂંકો હતો. પછી





એક લાંબો રૂકૂઅ કર્યો, પરંતુ આ રૂકૂઅ પણ પહેલા રૂકૂઅથી ટૂંકો હતો. છેલ્લે સજદામાં ગયા, પરંતુ આ સજદો પણ પહેલી (રકઅતના) સજદાથી ટૂંકો હતો. નમાઝથી પરવાર્યા પછી જે કંઇ ખુદાનો હુકમ હતો તે આપે જણાવ્યો અને લોકોને કબ્રના અઝાબથી પનાહ માંગવાનો હુકમ આપ્યો.

## કોઇની મોત કે ઝિંદગીના કારણે સૂર્યગ્રહણ થતું નથી :

(૨૫૭/૧૧૩૯) હઝરત અબૂ મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે ચંદ્ર-સૂર્યને કોઇના મરવા-જીવવાથી ગ્રહણ થતું નથી, બલ્કે એમનું ગ્રહણ થવું ખુદાની કુદરતની નિશાનીઓમાંની બે નિશાનીઓ છે. એટલે જે વખતે તમે લોકો ગ્રહણ થતું જુઓ તે વખતે નમાઝ પઢો.

(૨૫૮/૧૧૪૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં (એકવાર) સૂર્યગ્રહણ થયું. હુઝૂરે ઉભા થઇને તરત લોકોને નમાઝ પઢાવી. લાંબી કિર્અત પછી એક લાંબો રૂકૂઅ કર્યો, પછી શિર ઉઠાવીને (ઉભા થઇને) એક લાંબી કિર્અત પઢી, પરંતુ પહેલી કિર્અતથી ટૂંકી. તે પછી એક લાંબો રૂકૂઅ કર્યો, પરંતુ પહેલા રૂકૂઅથી ટૂંકો, પછી શિર ઉઠાવીને સજદામાં ગયા અને બે સજદા કરીને ફરી ઉભા થઇ ગયા અને બીજી રકઅતમાં પણ પહેલી રકઅતની જેમ (બધા અમલો) કર્યા. નમાઝ પછી (ખુત્બા માટે) ઉભા થઇને ફરમાવ્યું કે, ચંદ્ર-સૂર્યને કોઇના મરવા-જીવવાથી ગ્રહણ થતું નથી, બલ્કે ખુદાની કુદરતની નિશાનીઓમાંની આ બે નિશાનીઓ છે. જે ખુદા તઆલા પોતાના બંદાઓને દેખાડે છે, જેથી તમે જ્યારે ગ્રહણ થતું જુઓ ત્યારે ગભરાઇને નમાઝ પઢો.

## સૂર્યગ્રહણ વખતે અલ્લાહની યાદ કરવી :

(૨૫૯/૧૧૪૧) હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે : જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે રસૂલુલ્લાહ (સલ.) ગભરાઇને ઉઠ્યા. આપને ભય લાગ્યો કે કંઇ કિયામત ન આવી ગઇ હોય. તરત આપ મસ્જિદમાં ગયા અને એટલા લાંબા કિયામ, રૂકૂઅ અને સજદા સાથે નમાઝ પઢી કે એ પહેલાં મેં કદી હુઝૂરને આમ જોયા નથી. નમાઝ પછી ફરમાવ્યું : ખુદા તઆલાની કુદરતની એ નિશાનીઓ હતી, જે ખુદા તઆલા મોકલે છે. એ કોઇના મરવા-જીવવાથી થતી નથી, બલકે ખુદા તઆલા પોતાના બંદાઓને એ દેખાડીને (પોતાના પ્રકોપથી) ડરાવે છે, જેથી તમારે જોઇએ કે જો કોઇ નિશાની જુઓ તો ગભરાઇને ખુદાની યાદ માટે જાઓ અને તેની જ પાસે દુઆ અને ઇસ્તિગફાર કરો.

## સૂર્યગ્રહણ વખતે દુઆ કરવાનું બયાન :

(૨૬૦/૧૧૪૨) હઝરત અબૂ મૂસા

અને હઝરત આઇશા (રદિ.)એ સૂર્યગ્રહણ વખતે દુઆ કરવાની હદીસ નબી (સલ.)થી નકલ કરી છે.

(૨૬૧/૧૧૪૩) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા કહે છે : જે દિવસે હઝરત ઇબ્રાહીમ (હુઝૂરના ફરઝંદ)ની વફાત થઇ તે દિવસે સૂર્યગ્રહણ થયું હતું. લોકોને લાગ્યું કે, હઝરત ઇબ્રાહીમની વફાતના કારણે સૂર્યગ્રહણ થયું છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ચંદ્ર-સૂર્યનું ગ્રહણ થવું અલ્લાહની એક નિશાની છે, કોઇના મરવા-જીવવાથી એમને ગ્રહણ થતું નથી, જેથી જ્યારે તમે ગ્રહણ થતું જુઓ ત્યારે ખુદા પાસે દુઆ માંગો, નમાઝ પઢો અને ત્યાં સુધી એમાં મશગૂલ રહો કે ગ્રહણ ખત્મ થઇ જાય.

**સૂર્યગ્રહણની નમાઝના ખુત્બામાં ઇમામનું 'અમ્મા બઅદ' શબ્દ બોલવું :**

(૨૬૨/૧૧૪૪) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) નમાઝથી પરવાર્યા ત્યારે સૂર્ય સ્પષ્ટ થઇ ગયો હતો. આપે ખુત્બો પઢયો. પ્રથમ ખુદા તઆલાના વખાણ કર્યા, પછી કહ્યું : અમ્મા બઅદ.

**ચંદ્રગ્રહણની નમાઝ :**

(૨૬૩/૧૧૪૫) હઝરત અબૂબક્રા કહે છે કે, હુઝૂર (સલ.)ના સમયમાં જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે આપે બે રકઅત પઢી.

(૨૬૪/૧૧૪૬) હઝરત અબૂબક્રા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે હુઝૂર (ગભરાઇને ઉઠયા અને) ચાદર ઘસેડતા મસ્જિદમાં ગયા. પાછળથી બીજા માણસો પણ જઇ પહોંચ્યા. આપે બે રકઅતો પઢાવી. જ્યારે સૂર્ય ગ્રહણમાંથી નીકળી ગયો ત્યારે આપે ફરમાવ્યું : ચંદ્ર અને સૂર્ય ખુદા તઆલાની નિશાનીઓમાંની બે નિશાનીઓ છે. કોઇની મોત અથવા ઝિંદગીના કારણે એમને ગ્રહણ થતું નથી. જ્યારે તમે એમને ગ્રહણવાળા જુઓ ત્યારે નમાઝો પઢો અને દુઆઓ માંગો. અહીં સુધી કે ગ્રહણ નીકળી જાય. હુઝૂરે આ એટલા માટે ફરમાવ્યું હતું કે, આપના ફરઝંદ હઝરત ઇબ્રાહીમની તે જ દિવસે વફાત થઇ હતી અને લોકો માનતા હતા કે, હઝરત ઇબ્રાહીમની વફાત સૂર્યગ્રહણ થવાનું કારણ છે.

**જો (સૂર્યગ્રહણની નમાઝમાં) ઇમામ પહેલી રકઅતમાં લાંબો કિયામ કરે તો તે વખતે (ગરમીની તકલીફના કારણે) ઓરતોનું પોતાના માથા ઉપર પાણી નાખવું જાઇઝ છે.**

**સૂર્યગ્રહણની નમાઝમાં પહેલી રકઅત બીજી રકઅતથી લાંબી હોવી જોઇએ :**

(૨૬૫/૧૧૪૭) હઝરત આઇશા



(રદિ.) કહે છે કે, સૂર્યગ્રહણ વખતે રસૂલુલ્લાહ (સલ.)એ બે રકઅતોમાં ચાર રૂકૂઅ કર્યા અને પહેલી રકઅત ઘણી લાંબી હતી.

**સૂર્યગ્રહણની નમાઝમાં મોટા અવાજે કિર્અત પઢવી :**

(૨૬૬/૧૧૪૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, સૂર્યગ્રહણની નમાઝમાં રસૂલુલ્લાહ (સલ.)એ મોટા અવાજે કિર્અત પઢી હતી અને કિર્અતથી પરવારીને તકબીર કહીને રૂકૂઅમાં ગયા હતા અને હુઝૂરનો નિયમ હતો કે સૂર્યગ્રહણની નમાઝમાં રૂકૂઅમાંથી શિર ઉઠાવ્યા પછી 'સમિઅલ્લાહુ લિમન હમિદહ, રબ્બના વ લકલ હમ્દુ' કહીને બીજી વાર કિર્અત પઢતા હતા અને બે રકઅતોમાં ચાર રૂકૂઅ અને ચાર સજદા કરતા હતા.

(૨૬૭/૧૧૪૯) હઝરત ઉરવા કહે છે : ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જ્યારે સૂર્યગ્રહણ થયું ત્યારે હુઝૂરે એક 'મુનાદી' (જાહેરાત કરનાર, ખબર કરનાર)ને મોકલ્યો કે 'અસ્સલાતુ જામિઅતુન' કહીને ખબર આપે. તે પછી હુઝૂરે આગળ વધીને ચાર રૂકૂઅ અને ચાર સજદાઓ સાથે બે રકઅતો પઢાવી.

✪

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કુર્આનમાં સજદાઓનું બયાન અને સજદએ તિલાવતના સુન્નત હોવાની રીત :**

(૨૬૮/૧૧૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મક્કામાં (એક વાર નમાઝમાં) 'વ ન્નજમિ' સૂરત પઢી અને સજદો કર્યો. બીજા લોકોએ પણ સજદો કર્યો. હા, એક વૃદ્ધ માણસે સજદો કર્યો નહીં, બલકે એક મુઠ્ઠી કાંકરીઓ અથવા માટી ઉઠાવીને પેશાની સાથે લગાડી અને કહેવા લાગ્યો : મારા માટે આટલું જ બસ છે. હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : છેલ્લે મેં તેને જોયો કે કુફ્રની હાલતમાં કત્લ થયો.

**સૂરએ 'સાદ'માં સજદાનું બયાન :**

(૨૬૯/૧૧૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, સૂરએ સાદનો સજદો તાકીદી સજદામાંથી નથી, પરંતુ મેં આ સૂરતમાં રસૂલુલ્લાહ (સલ.)ને સજદો કરતાં જોયા છે.

**સૂરએ 'નજમ'માં સજદો કરવાનું બયાન :**

(૨૭૦/૧૧૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, એક વાર

(૨૬૯/૧૧૫૧) જો કે એમાં સજદાનો હુકમ નથી, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ સજદો કર્યો, એટલે આપણે પણ સજદો કરવો જોઇએ.

બીજું એટલું વધુ બયાન કર્યું કે, ખુદા તઆલાએ સજદો કરવાનું ફર્ઝ કર્યું નથી. અમે ઈચ્છીએ તો સજદો કરીએ, ન ઈચ્છીએ તો ન કરીએ.

**જો નમાઝમાં સજદાની આયત પઢે અને નમાઝમાં જ સજદો કરે તો જાઇઝ છે :**

(૨૮૬/૧૧૬૮) હઝરત અબૂ રાફિઅ કહે છે કે, (એક વાર) મેં હઝરત અબૂ હુરૈરા (રદિ.) સાથે ઈશાની નમાઝ પઢી. તેમણે સૂરએ 'ઈઝસ્સમાઉન શક્કત' પઢી અને સજદો કર્યો. મેં કહ્યું કે, આ શું વાત છે ? કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ મેં સજદો કર્યો છે અને ત્યાં સુધી સજદો કરતો રહીશ જ્યાં સુધી કે હુઝૂરને મળું. (કિંવા કિયામત સુધી.)

**જે માણસને પુષ્કળ ભીડના કારણે સજદો કરવાની જગ્યા ન મળે તો શું હુકમ છે ? :**

(૨૮૭/૧૧૬૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સજદાવાળી સૂરત પઢીને પોતે પણ સજદો કરતા હતા અને અમે પણ સજદો કરતા હતા. અહીં સુધી કે પુષ્કળ ભીડના કારણે પેશાની મૂકવાની જગ્યા કોઈને મળતી ન હતી.



બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ નમાઝ કસર કરવી ★

**નમાઝમાં કસર કરવાની વિગત અને એ વાતનું બયાન કે કેટલા દિવસ સુધીના રોકાણમાં મુસાફિર કસર કરી શકે છે ? :**

(૨૮૮/૧૧૭૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (એક જગ્યાએ) હુઝૂર (સલ.) ૧૯ દિવસ રોકાયા અને કસર કરતા રહ્યા, જેથી અમે પણ ૧૯ દિવસના પ્રવાસમાં કસર કરીએ છીએ અને એનાથી વધારે રોકાણમાં નમાઝ પૂરી પઢીએ છીએ.

(૨૮૯/૧૧૭૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે મદીનાથી નીકળીને મક્કા ગયા. આપ પાછા ફરતી વખતે મદીના પહોંચતા સુધી બરાબર બે રકઅત પઢતા હતા. હઝરત અનસે એક સવાલના જવાબમાં કહ્યું કે, હુઝૂર મક્કામાં દસ દિવસ રહ્યા હતા.

**'મિના'માં નમાઝ પઢવાનું બયાન :**

(૨૯૦/૧૧૭૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં

(૨૮૮/૧૧૭૦) ફત્હે મક્કાનો પ્રસંગ છે, યુદ્ધના કારણે નક્કી ન હતું કે, ક્યાં સુધી પડાવ રહેશે, એટલે મુસાફિર હતા.



રસૂલુલ્લાહ (સલ.)ની સાથે, હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.)ની સાથે અને હઝરત ઉસ્માન (રદિ.) સાથે તેમની ખિલાફતના શરૂઆતના સમયમાં મિનામાં બે રકઅત પઢી. તે પછી હઝરત ઉસ્માને પૂરી પઢવાનું શરૂ કર્યું.

(૨૯૧/૧૧૭૩) હઝરત હારિસા ઈબ્ને વહબ (રદિ.) કહે છે કે, અમને રસૂલુલ્લાહ (સલ.)એ મિનામાં બે રકઅત પઢાવી. જો કે તે સમયે હુઝૂરને બધા સમય કરતાં વધારે સલામતી હતી. (કિંવા કોઈ પ્રકારનો ભય ન હતો, ન કોઈ પ્રકારની ઉતાવળ હતી.)

(૨૯૨/૧૧૭૪) હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઝેદ કહે છે કે, અમને ઉસ્માન ઈબ્ને અફ્ફાન (રદિ.)એ મિનામાં ચાર રકઅત પઢાવી. આ વાત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ને કહેવામાં આવી ત્યારે તેઓ 'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન' પઢયા અને કહ્યું કે, મેં તો રસૂલુલ્લાહ (સલ.) સાથે પણ મિનામાં બે રકઅત પઢી. હઝરત અબૂબક્ર (રદિ.) સાથે પણ મિનામાં બે રકઅત પઢી. હઝરત ઉમર (રદિ.) સાથે પણ મિનામાં બે જ રકઅત પઢી, અને એ વાતની મને તમન્ના છે કે, આ ચાર રકઅતોમાંથી બે જ રકઅતો કબૂલ થાય.

(૨૯૦/૧૧૭૨) હજ્જતુલ વદાઅમાં મુસાફિર હતા.

**હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)એ કેટલા દિવસ રોકાણ કર્યું હતું ? :**

(૨૯૩/૧૧૭૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઝીલહજ્જની ચોથી તારીખે હુઝૂર (સલ.) સહાબા સાથે લબ્બૈક કહેતા (મક્કામાં) આવ્યા અને સહાબાને હુકમ આપ્યો કે જેમની પાસે કુરબાની ન હોય તે હજ્જને ઉમરામાં ફેરવી નાખે.

**કેટલા અંતરે નમાઝને કસર કરવી જાઇઝ છે ? :**

(૨૯૪/૧૧૭૬) રસૂલુલ્લાહ (સલ.)એ એક રાત-દિવસના અંતરને સફર કહી છે.

(૨૯૫/૧૧૭૭) હઝરત ઈબ્ને ઉમર અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ચાર 'બરીદ'ના અંતરે કસર પણ કરતા હતા અને રોઝો પણ રાખતા ન હતા. ચાર 'બરીદ' ૪૮ માઈલ થાય છે.

(૨૯૬/૧૧૭૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઈ ઓરત મહરમ વગર ત્રણ દિવસની સફર ન કરે.

(૨૯૭/૧૧૭૯) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી બીજી રિવાયતના સિલસિલાથી પણ આ જ હદીસ રિવાયત કરવામાં આવી છે.

(૨૯૮/૧૧૮૦) હઝરત અબૂ હુરૈરા

(રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ ઉપર ઈમાન હોય તેના માટે જાઈઝ નથી કે મહરમ વગર એક રાત દિવસની સફર કરે.

**જ્યારે (સફરનો ઇરાદો કરીને) ઘેરથી નીકળે ત્યારે ચાર રકઅત નમાઝને બે રકઅત પઢે :**

(૨૯૯/૧૧૮૧) હઝરત અલી ઈબ્ને અબી તાલિબ (રદિ.)એ જ્યારે કુફાની (વસતિની) બહાર નીકળી ગયા ત્યારે નમાઝ કસર કરીને પઢી. જો કે કુફાના મકાનો દેખાતાં હતાં. જ્યારે આપ સફરથી પાછા આવ્યા ત્યારે કોઈએ કહ્યું : કુફા, આ સામે છે. (શું હજુ પણ તમે નમાઝ કસર કરશો ?) કહ્યું : જ્યાં સુધી અમે કુફામાં દાખલ થઈ જઈએ નહીં (નમાઝ કસર કરતા રહીશું).

(૩૦૦/૧૧૮૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, મે રસુલુલ્લાહ (સલ.) સાથે મદીનામાં ઝુહરની ચાર રકઅત પઢી, પછી ઝૂલહુલય્ફા પહોંચીને અસરની બે રકઅત પઢી. (ઝુલહુલય્ફા મદીનાથી ૬ માઈલના અંતરે છે.)

(૩૦૧/૧૧૮૩) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, નમાઝની પહેલાં બે રકઅતો જ ફર્ઝ થઈ હતી, જેથી સફરની નમાઝ તો પૂર્વવત કાયમ રહી અને હઝર (સ્થાનિક)ની નમાઝને સંપૂર્ણ કરી દેવામાં આવી. ઝુહરી કહે છે : મે ઉરવાને પૂછ્યું : પછી હઝરત આઈશા (સફરમાં) ચાર રકઅત શા માટે પઢે છે ? ઉરવાએ કહ્યું : હઝરત આઈશા (રદિ.)નો આ મસ્અલામાં તે જ અકીદો છે જે હઝરત ઉસ્માન ઈબ્ને અફ્ફાન (રદિ.)નો છે. (કિંવા હઝરત ઉસ્માનની નજરે જેવી રીતે સફરમાં કસર અને પૂરી બંને જાઇઝ હતી તેવી જ રીતે હઝરત આઈશાની નઝરે પણ બંને બાબતો જાઇઝ હતી).

**મુસાફિર મગરિબની નમાઝમાં કસર કરે નહીં, ઘરની જેમ સફરમાં પણ ત્રણ રકઅતો જ પઢે :**

(૩૦૨/૧૧૮૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ને જોયા કે જ્યારે આપને સફરમાં જલદી જવાનું હોતું ત્યારે મગરિબની નમાઝમાં મોડું કરતા હતા અને તેને ઈશાની નમાઝ સાથે મેળવીને પઢતા હતા. સાલિમ કહે છે કે, જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને સફરની ઉતાવળ રહેતી ત્યારે તેઓ પણ એમ જ કરતા હતા.

(૩૦૩/૧૧૮૫) સાલિમ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) મુઝદલિફામાં મગરિબ અને ઈશાની નમાઝો ભેગી કરીને પઢતા હતા, મગરિબની નમાઝમાં વિલંબ કરતા હતા, જેથી (એક વાર) હઝરત અબ્દુલ્લાહને એમના પત્ની



સફિય્યા બિન્તે અબી ઉબૈદના બીમાર હોવાની ખબર મળી ત્યારે મેં કહ્યું : નમાઝનો વખત થઈ ગયો છે. (નમાઝ પઢી લો) કહ્યું : ચાલો. થોડીવાર પછી મેં ફરીથી કહ્યું કે, નમાઝનો વખત જઈ રહ્યો છે. કહ્યું : ચાલ્યા કરો. જ્યારે બે ત્રણ માઈલ કાપ્યા ત્યારે સવારી પરથી ઉતરીને નમાઝ પઢી. ત્યાર પછી કહ્યું : મેં જોયું છે કે, જ્યારે હુઝૂર (સલ.)ને સફરની ઉતાવળ રહેતી હતી ત્યારે આ જ પ્રમાણે કરતા હતા. (કિંવા મગરિબની નમાઝ વિલંબાવીને ઈશાની સાથે મેળવીને પઢતા હતા) હઝરત અબ્દુલ્લાહ કહે છે : મેં જોયું કે હુઝૂરને જ્યારે જવાની ઉતાવળ રહેતી હતી ત્યારે સાંજની તકબીર કહીને મગરિબની ત્રણ રકઅતો પઢતા હતા. પછી સલામ ફેરવતા અને ઈશા પછી નફિલ નમાઝ ન પઢતા અને પાછલી રાતે ઉઠતા હતા.

**નફિલ નમાઝ સવારી ઉપર પઢવી જાઇઝ છે, ભલેને સવારીનું મોં ગમે તે બાજુ હોય :**

(૩૦૪/૧૧૮૬) હઝરત આમિર ઈબ્ને રબીઆ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સવારી ઉપર નફિલ નમાઝ પઢતા હતા, ભલેને સવારીનું મોં ગમે તે બાજુ હોય.

(૩૦૪/૧૧૮૬) નફિલ નમાઝ સવારી પર સવારીની દિશામાં જાઇઝ છે, કિબ્લાની દિશા જરૂરી નથી.

(૩૦૫/૧૧૮૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સવારી ઉપર નફિલ નમાઝ પઢતા રહેતા હતા અને સવારીનું મોં કિબ્લા તરફ ન રહેતું હતું.

(૩૦૬/૧૧૮૮) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) સવારી ઉપર (નફિલ નમાઝ) પઢતા હતા અને વિત્ર પણ એના ઉપર જ પઢતા હતા અને બયાન કરતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.) પણ આમ જ કરતા હતા.

**સવારી પર ઇશારાથી નમાઝ પઢવી :**

(૩૦૭/૧૧૮૯) હઝરત ઈબ્ને દીનાર (રદિ.) કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) સફરમાં સવારી પર (નફિલ નમાઝ) પઢતા હતા, ભલેને સવારીનું મોં ગમે તે બાજુ રહેતું. (રૂકૂઅ અને સજદો) ઈશારાથી કરતા હતા.

**ફર્ઝ નમાઝ માટે સવારી પરથી ઉતરી જવું જોઇએ :**

(૩૦૮/૧૧૯૦) હઝરત આમિર ઈબ્ને રબીઆ કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને જોયા કે, જે બાજુ પણ મોં હોય, આપ સવારી ઉપર નફિલ નમાઝ પઢતા હતા અને (રૂકૂઅ અને સજદા માટે) શિરથી ઈશારો કરતા હતા, પરંતુ ફર્ઝ નમાઝમાં આમ કરતા ન હતા.

(૩૦૯/૧૧૯૧) સાલિમ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) સફરની હાલતમાં રાતથી સવારી ઉપર નમાઝ પઢતા હતા અને એની પરવા કરતા ન હતા કે મારું મોં કઈ બાજુએ છે અને કહેતા હતા કે રસૂલુલ્લાહ (સલ.) સવારી ઉપર નફિલ નમાઝ પઢતા હતા અને વિત્ર પણ સવારી ઉપર જ પઢતા હતા, ભલેને આપનું મોં ગમે તે બાજુએ રહેતું. હા, સવારી ઉપર ફર્ઝ નમાઝ પઢતા ન હતા.

(૩૧૦/૧૧૯૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સવારી ઉપર પૂર્વ તરફ જતાં નમાઝ પઢતા હતા, પરંતુ જ્યારે ફર્ઝ નમાઝ પઢતા ત્યારે ઉતરીને કિબ્લા તરફ મોં કરીને (નમાઝ) પઢતા હતા.

✪ ભાગ-૪ સમાપ્ત ✪

# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ-૫

# બુખારી શરીફ

## ભાગ-૫

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ગધેડા ઉપર સવાર થવાની હાલતમાં નફિલ નમાઝ પઢવાનું બયાન**

(૧/૧૧૯૩) અનસ ઇબ્ને સીરીન કહે છે કે, જ્યારે હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) સીરિયાથી પાછા ફરતા (બસરા) આવ્યા ત્યારે અમે તેમના સ્વાગત માટે ગયા. 'અય્નુત્તમર' સ્થળે તેમનો ભેટો થયો. મેં જોયું કે તેઓ ગધેડા પર સવાર છે અને નમાઝ પઢી રહ્યા છે, મોં કિબ્લાની ડાબી બાજુએ છે. મેં કહ્યું કે, તમે કિબ્લો છોડીને બીજી બાજુ મોં કરીને નમાઝ પઢો છો ! તેમણે કહ્યું કે, જો હું હુઝૂરે અકરમ (સલ.)ને આ પ્રમાણે નમાઝ પઢતા ન જુઅત તો હું પણ આ પ્રમાણે ન પઢત.

**સફરમાં ફર્ઝો પહેલાં અને પછી નફિલો (સુન્નતો વગેરે) ન પઢવાનું બયાન**

(૨/૧૧૯૪) હફસ ઇબ્ને આસિમ કહે છે કે, મેં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)ને સફરમાં નફિલ નમાઝ પઢવાનો હુકમ પૂછ્યો. કહ્યું : હું મુદ્દત સુધી હુઝૂર (સલ.)ની પાસે રહ્યો છું, પરંતુ કદી હુઝૂરને સફરમાં નફિલ પઢતાં જોયા નથી. ખુદા તઆલાએ ફરમાવ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)નું અનુકરણ કરવું તમારા માટે (મુક્તિનો) શ્રેષ્ઠ માર્ગ છે. એટલે અમારે પણ સફરમાં નફિલો પઢવી જોઇએ નહી.

(૩/૧૧૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હું મુદ્દત સુધી હુઝૂર (સલ.)ની સેવામાં રહ્યો, પરંતુ કદી આપ સફરમાં બે રકઅતથી વધારે પઢતા ન હતા. હઝરત અબૂબક્ર, ઉમર અને ઉસ્માન (રદિ.)ની સાથે પણ હું રહયો. આ સજ્જનો પણ એમ જ કરતા હતા.

**સફરમાં ફર્ઝ નમાઝ પહેલાં અને પછી નફિલો ન પઢે, બીજા વખતમાં નફિલો પઢવી જાઇઝ છે. રસૂલુલ્લાહ (સલ.)એ સફરમાં ફજની બે સુન્નતો પઢી હતી**

(૪/૧૧૯૬) ઇબ્ને અબી લયલા કહે

.............................

(૨/૧૧૯૪) સફર ચાલુ હોય તો એ પ્રમાણે જ કરવું જોઇએ, પરંતુ જ્યારે સફર પૂરી કરી સ્થળ પર પહોંચી જાય અથવા ચાલુ સફરમાં શાંતિથી નમાઝ પઢવાની તક મળે તો સુન્નતો પઢી લેવી જોઇએ.

છે કે, હઝરત ઉમ્મે હાની સિવાય અમને બીજા કોઇએ હુઝૂર (સલ.)ની ચાશ્તની નમાઝ પઢવાની વાત કરી નથી. ઉમ્મે હાની (રદિ.)એ કહ્યું હતું કે, મક્કાના વિજયના દિવસે હુઝૂરે મારા મકાનમાં ગુસ્લ કરીને આઠ રકઅત પઢી હતી અને એટલી ટૂંકી પઢી હતી કે એનાથી વધારે ટૂંકી નમાઝ પઢતા મેં આપને કદી જોયા નથી. હા, રૂકૂઅ અને સજદો બરાબર સંપૂર્ણપણે કર્યો હતો.

(૫/૧૧૯૭) હઝરત આમિર ઇબ્ને રબીઆ (રદિ.) કહે છે કે, (એક વાર) સફરમાં રાત્રિના સમયે હુઝૂર (સલ.)એ સવારી ઉપર નફિલ નમાઝ (તહજ્જુદ) પઢી હતી અને જે બાજુએ સવારીનું મોં રહેતું હતું તે જ બાજુએ આપ મોં કરતા હતા.

(૬/૧૧૯૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સફરમાં સવારી પર નફિલ પઢતા હતા અને જે બાજુએ આપનું મોં રહેતું હતું તે બાજુએ રૂકૂઅ અને સજદા માટે શિરથી ઇશારો કરતા હતા. (રૂકૂઅ અને સજદો કરતા ન હતા.) ઇબ્ને ઉમર પણ આમ જ કરતા હતા.

**સફરમાં મગરિબ અને ઇશાની નમાઝોને ભેગી કરીને પઢવાનું બયાન**

(૭/૧૧૯૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને જ્યારે જવાની ઘણી ઉતાવળ રહેતી ત્યારે સફરમાં મગરિબ અને ઇશાની નમાઝો ભેગી કરીને પઢતા હતા.

(૮/૧૨૦૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે સફરમાં હોય ત્યારે ઝુહર-અસ્ર અને મગરિબ-ઇશાની નમાઝો ભેગી કરીને પઢતા હતા.

(૯/૧૨૦૧) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, સફરમાં હુઝૂર (સલ.) મગરિબ અને ઇશાની નમાઝો ભેગી કરીને પઢતા હતા.

**જો મગરિબ અને ઇશાની નમાઝો ભેગી કરીને પઢે તો શું અઝાન અને ઇકામત બંને કહે અથવા માત્ર ઇકામત પૂરતી છે ?**

(૧૦/૧૨૦૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં જોયું કે,

(૬/૧૧૯૮) માણસ સવારી (ઘોડો, ખચ્ચર વગેરે) ઉપર સવાર હોવાની હાલતમાં જ્યારે કે સવારી ચાલી રહી હોય ત્યારે નફિલ નમાઝ પઢી શકે છે. જો તે જાનવરની પીઠ પર હોય અને રૂકૂઅ, સજદો શક્ય ન હોય તો ઇશારાથી પઢવી જોઇએ છે. કિબ્લા તરફ મોં હોવું પણ જરૂરી નથી. જો સવારી એવી હોય કે જેમાં રૂકૂઅ અને સજદો શક્ય હોય, જેમ કે ટ્રેન વગેરે તો જગ્યા મળતી હોય તો રૂકૂઅ, સજદા સાથે નફિલ નમાઝ પઢે, નહીં તો ઇશારાથી પઢવાની રજા છે. એ જ પ્રમાણે જો સરળતાથી કિબ્લા તરફ મોં થઇ શકતું હોય તો કરે, નહીં તો નફિલમાં એ જરૂરી નથી.



હુઝૂર (સલ.)ને જ્યારે સફરમાં જવાની ઉતાવળ રહેતી ત્યારે મગરિબની નમાઝમાં અહીં સુધી વિલંબ કરતા કે તેને ઇશાની નમાઝ સાથે મેળવીને પઢતા હતા. હઝરત સાલિમનું બયાન છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) પણ સફરમાં આ પ્રમાણે કરતા હતા. જો જવાની ઉતાવળ હોય તો મગરિબ અને ઇશા ભેગી કરીને પઢતા હતા. પ્રથમ ઇકામત કહીને મગરિબની નમાઝની ત્રણ રકઅતો પઢતા હતા, પછી ઇકામત કહીને ઇશાની બે રકઅતો પઢતા હતા. બે રકઅત પઢીને સલામ ફેરવતા હતા. મગરિબ અને ઇશાની વચ્ચે બીજી કોઇ નફિલ પઢતા ન હતા અને ઇશા પછી કોઇ નમાઝ પઢતા ન હતા. પછી અડધી રાતથી (તહજ્જુદ માટે) ઉઠતા હતા.

(૧૧/૧૨૦૩) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) આ બંને નમાઝો (કિંવા મગરિબ અને ઇશા)ને સફરમાં ભેગી કરીને પઢતા હતા.

**જો સૂર્ય ઢળતા પહેલાં સફર કરવી હોય તો ઝુહરની નમાઝમાં અસ્રના વખત સુધી વિલંબ કરવો જોઇએ છે. હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ આ મતલબની હદીસ મરફૂઅ બયાન કરી છે**

(૧૨/૧૨૦૪) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જો સૂર્ય ઢળતા પહેલાં હુઝૂર (સલ.) સફરમાં જતા તો ઝુહરની નમાઝમાં અસ્રના સમય સુધી વિલંબ કરતા હતા. અસ્ર વખતે બંનેને ભેગી કરીને પઢતા હતા, પરંતુ જો (સફરમાં પહેલાં) સૂર્ય ઢળી પડતો તો ઝુહરની નમાઝ પઢીને સવાર થતા હતા.

**જો મુસાફિર સૂર્ય ઢળ્યા પછી સફરમાં જાય તો ઝુહર પઢીને સવાર થાય**

(૧૩/૧૨૦૫) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જો સૂર્ય ઢળતાં પહેલાં હુઝૂર (સલ.) સફરમાં જતા તો ઝુહરની નમાઝ અસ્રના વખત સુધી વિલંબાવતા હતા. અસ્ર વખતે સવારી પરથી ઉતરીને બંને નમાઝોને ભેગી કરીને પઢતા હતા. હા, જો સફરમાં જતાં પહેલાં સૂર્ય ઢળી પડતો તો ઝુહરની નમાઝ પઢીને સવાર થતા હતા.

**બેસીને નમાઝ પઢવાનું બયાન**

(૧૪/૧૨૦૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે બીમાર હતા ત્યારે આપે પોતાના મકાનમાં બેસીને નમાઝ પઢી હતી. બાકીના બીજા બધા માણસો આપની પાછળ ઉભા રહીને નમાઝ પઢતા હતા. આપે તેમને ઇશારાથી બેસવાની સૂચના આપી અને નમાઝથી પરવારીને ફરમાવ્યું કે, ઇમામ માત્ર એટલા માટે મુકર્રર થયો છે કે, તેનું અનુકરણ

કરવામાં આવે. એટલે જો ઇમામ રૂકૂઅ કરે તો તમે પણ રૂકૂઅ કરો અને જ્યારે ઇમામ શિર ઉઠાવે ત્યારે તમે પણ શિર ઉઠાવો.

(૧૫/૧૨૦૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.) ઘોડા ઉપરથી પડી ગયા અને આપના જમણા પડખામાં ઉઝરડો પડયો. અમે ખબર લેવા માટે સેવામાં હાજર થયા. એવામાં નમાઝનો વખત થઇ ગયો તો આપે બેસીને નમાઝ પઢાવી. અમે પણ બેસીને પઢી. (નમાઝથી પરવારીને) હુઝૂરે ફરમાવ્યું કે, ઇમામ માત્ર એટલા માટે મુકર્રર થયો છે કે, તેનું અનુકરણ કરવામાં આવે. એટલે જ્યારે તે તકબીર કહે ત્યારે તમે પણ તકબીર કહો. તે રૂકૂઅ કરે તો તમે પણ રૂકૂઅ કરો. તે શિર ઉઠાવે તો તમે પણ શિર ઉઠાવો અને જ્યારે ઇમામ 'સમિઅલ્લાહુ લિમન હમિદહ' કહે ત્યારે તમે 'અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દુ' કહો.

(૧૬/૧૨૦૮) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન (રદિ.) (હરસ-મસાની બીમારીમાં સપડાયેલા હતા) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને બેસીને નમાઝ પઢવાનો હુકમ પૂછ્યો. આપે ફરમાવ્યું : જો ઉભા રહીને કોઈ નમાઝ પઢે તો સારું છે અને જો બેસીને પઢશે તો ઉભા રહીને નમાઝ પઢનારા કરતાં અડધો સવાબ મળશે અને જે સૂઈને પઢશે તેને બેસીને પઢનારા કરતાં અડધો સવાબ મળશે.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૪/૧૨૦૬) આ હદીસ મન્સૂખ છે. જવલેણ બીમારીમાં હુઝૂર (સલ.)એ બેસીને નમાઝ પઢાવી હતી અને સહાબા (રદિ.)એ ઉભા રહીને નમાઝ પઢી હતી. એટલે જો ઇમામ બીમારીના કારણે ફર્ઝ નમાઝ બેસીને પઢાવે તો મુકતદીઓ માટે ઉભા રહેવું જરૂરી છે.

**બેસીને (કોઇ ઉઝરના કારણે) ઇશારાથી નમાઝ પઢવાનું બયાન**

(૧૭/૧૨૦૯) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન (એમને હરસ-મસાની બીમારી હતી) કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને બેસીને નમાઝ પઢવાનો હુકમ પૂછયો. આપે ફરમાવ્યું : જો ઉભા રહીને નમાઝ પઢનાર સારો છે અને બેસીને (ઇશારાથી) નમાઝ પઢનારને ઉભા રહેનાર કરતાં અડધો સવાબ છે અને સૂઇને નમાઝ પઢનારને બેસીને નમાઝ પઢનાર કરતાં અડધો સવાબ છે.

**જો કોઇ માણસ બેસીને નમાઝ પઢી શકતો ન હોય તો સૂઇને પઢી શકે છે**

(૧૮/૧૨૧૦) અતા કહે છે કે, જો કોઈનામાં કિબ્લા તરફ મોં કરવાની શક્તિ ન હોય તો જે બાજુ મોં હોય તે બાજુ નમાઝ પઢવી જાઇઝ છે.

(૧૯/૧૨૧૧) હઝરત ઈમ્રાન ઇબ્ને હુસેનને હરસ-મસાની બીમારી હતી. તેઓ કહે છે કે, મેં હુઝૂર (સલ.)ને નમાઝનો હુકમ પૂછયો. ફરમાવ્યું : ઉભા રહીને નમાઝ પઢો. જો શક્તિ ન હોય તો બેસીને પઢો. એટલી પણ શક્તિ ન હોય તો પડખા પર સૂઇને પઢો.

**જો કોઇ માણસ કોઇ મજબૂરીના કારણે બેસીને નમાઝ પઢી રહ્યો હોય અને નમાઝ દરમ્યાન મજબૂરી દૂર થઇ જાય અથવા બીમારીમાં કંઇક રાહત માલૂમ પડે તો બાકીની નમાઝ ઉભા રહીને પઢે**

(૨૦/૧૨૧૨) હઝરત બસરીનું કથન છે કે, આવી હાલતમાં ઇચ્છે તો બે રકઅત બેસીને અને બે રકઅત ઉભા રહીને પઢી શકે છે.

(૨૧/૧૨૧૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદીકા (રદિ.) કહે છે કે, મેં કદી હુઝૂર (સલ.)ને બેસીને રાતની નમાઝ પઢતા જોયા નથી. હા, જ્યારે આપ મોટી ઉમરે પહોંચ્યા ત્યારે કિર્અત બેસીને પઢતા હતા. જ્યારે રૂકૂઅનો ઈરાદો કરતા ત્યારે ઉભા થઈ જતા અને ૩૦ થી ૪૦ આયતો પઢતા હતા.

(૨૨/૧૨૧૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદીકા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે બેસીને નમાઝ પઢતા હતા ત્યારે બેસીને જ કિર્અત પઢતા હતા અને જ્યારે લગભગ ૩૦ થી ૪૦ આયતો જેટલું પઢવાનું બાકી રહી જતું ત્યારે ઉભા થઇ જતા અને ઉભા રહીને બાકીની કિર્અત પઢતા, પછી રૂકૂઅ અને સજદો કરતા અને બીજી રકઅતમાં પણ એ જ પ્રમાણે કરતા હતા. નમાઝથી પરવારીને જો મને જાગૃત જોતા તો મારી સાથે વાતચીત કરતા, નહીં તો પોતે પણ સૂઈ જતા.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

## ★ તહજ્જુદ ★

**રાત્રે તહજ્જુદની નમાઝ પઢવાનું બયાન :**

**ખુદા તઆલા ફરમાવે છે : મિનલ લય્‌લિ ફતહજ્જદ બિહિ નાફિલતલ્લક.**

(૨૩/૧૨૧૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે રાત્રે તહજ્જુદની નમાઝ પઢવા ઉઠતા ત્યારે આ દુઆ પઢતા હતા : **અલ્લાહુમ્મ લકલ હમ્દુ અન્ત કય્યિમુ સ્સમાવાતિ વલ અરદિ વ મન ફીહિન્ન વ લકલ હમ્દુ અન્ત નૂરૂ સ્સમાવાતિ વલ અરદિ વ મન ફીહિન્ન વ લકલ હમ્દુ અન્ત મલિકુ સ્સમાવાતિ વલ અરદિ વ મન ફીહિન્ન વ લકલ હમ્દુ અન્તલ હક્કુ વ વઅ્દુકલ હક્કુ વ લિકાઉક હક્કુન વ કવ્લુક હક્કુન વલ જન્નતુ હક્કુન વ ન્નારૂ હક્કુન વ ન્નબિય્યૂન હક્કુન વ મુહમ્મદુન**

**હક્કુન વ સ્સાઅતુ હક્કુન અલ્લાહુમ્મ લક અસ્લમ્તુ વ બિક આમન્તુ વ અલય્ક તવક્કલતુ વ ઈલય્ક અનબ્તુ વ બિક ખાસમ્તુ વ ઈલય્ક હાકમ્તુ ફગ્ફિરલી મા કદ્દમ્તુ વ મા અખ્ખરતુ વ મા અસ્સરતુ વ મા અઅ્લન્તુ અન્તલ મુકદ્દિમુ વ અન્તલ મુઅખ્ખિરૂ લા ઈલાહ ઈલ્લા અન્ત** અય અલ્લાહ ! દરેક પ્રકારના વખાણ તારા જ લાયક છે. આસ્માનો, જમીનો અને તેમાંની વસ્તુઓનો કાયમ કરનાર તું જ છે. દરેક પ્રકારની પ્રશંસા તને જ શોભે છે. આસ્માનો, જમીનો અને તેમાં જે વસ્તુઓ મોજુદ છે, તેની રોનક તું જ છે. દરેક પ્રકારની પ્રશંસા તારા જ લાયક છે. આસ્માનો, જમીનો અને તેમાં જે વસ્તુઓ મોજુદ છે તેનો માલિક તું જ છે. દરેક પ્રકારના વખાણ તને જ શોભે છે. તારૂં અસ્તિત્વ અનંત છે. તારો વાયદો સાચો છે. તારી મુલાકાત પણ નિશ્ચિત છે. જન્નત નક્કી છે. દોઝખ નક્કી છે. બધા નબીઓ સાચા છે. મુહમ્મદ સાચા છે. કિયામત પણ નક્કી છે. અય અલ્લાહ ! હું તારો તાબેદાર છું. તારા ઉપર મારૂં ઈમાન છે. તારા જ ઉપર મારો ભરોસો છે. તારા જ તરફ મારે આવવાનું છે. તારી જ મદદથી હું (દુશ્મનો સાથે) ઝઘડું છું. તારા જ તરફ ચુકાદા માટે આવું છું. (અય અલ્લાહ !) મારા આગલા, પાછલા, જાહેર અને છુપા ગુનાહો માફ કરી દે. કારણ કે, તું જેને ઈચ્છે છે તેને આગળ વધારે છે અને જેને ઈચ્છે છે તેને પાછળ ધકેલી દે છે. તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. એક રિવાયતમાં બીજું એટલું વધારે છે કે, હુઝૂર એના પછી પઢતા હતા : **લા હવ્લ વ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ** ઉંવા (ગુનાહથી રોકવાની) શક્તિ અને (ઈબાદતની) શક્તિ અલ્લાહ સિવાય બીજા કોઈમાં નથી.

## રાતની નમાઝની ફઝીલત

(૨૪/૧૨૧૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)ની ઝિંદગીમાં એવો નિયમ હતો કે જ્યારે કોઈ માણસ સ્વપ્ન જોતો ત્યારે આપની સેવામાં હાજર થઈને તેને બયાન કરતો હતો. મને પણ એની તમન્ના થઈ કે કોઈ સ્વપ્ન જોઉં તો હુઝૂર પાસે જઈને કહું. તે સમયે હું યુવાન હતો. મસ્જિદમાં સૂતો હતો. (એક રાત્રે) મેં સ્વપ્ન જોયું કે, બે ફરિશ્તાઓ મને પકડીને દોઝખ તરફ લઈ ગયા. શું જોઉં છું કે, દોઝખની આજુબાજુ કુવાની જેમ પાળ બનેલી છે અને તેની આ બાજુ અને તે બાજુ બે દીવાલો છે. મારા ઓળખીતા માણસોમાંથી ઘણા માણસો તેની અંદર છે. મેં કહ્યું : દોઝખથી ખુદાની પનાહ, એવામાં બીજા એક ફરિશ્તાએ મને આવીને કહ્યું કે તારે ગભરાવું ન જોઈએ. (જ્યારે હું જાગ્યો ત્યારે) આ સ્વપ્ન મેં



મારી બહેન હફસાને કહ્યું અને ઉમ્મુલ મુઅમિનીને હુઝૂરને કહ્યું. આપે ફરમાવ્યું : અબ્દુલ્લાહ માણસ તો સારો છે, જો રાત્રે તહજ્જુદની નમાઝ પણ પઢતો હોય. તે દિવસથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રાત્રે ઘણું ઓછું સૂતા હતા.

## રાત્રિની નમાઝમાં મુસ્તહબ છે કે, લાંબો સજદો કરે

(૨૫/૧૨૧૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (તહજ્જુદની) અગિયાર રકઅતો પઢતા હતા અને આપની પૂરી નમાઝ આ જ હતી. સજદો એટલો (લાંબો) કરતા હતા જેટલીવારમાં તમારામાંથી કોઈ માણસ પચાસ આયતો પઢે છે. એટલીવાર સુધી આપ શિર ઉઠાવતા ન હતા અને ફજની નમાઝ પહેલાં બે રકઅતો પઢીને જમણા પડખા પર સૂઈ જતા હતા. અહીં સુધી કે મુઅઝ્ઝિન (ફજની) નમાઝની ખબર આપવા હાજર થતો હતો.

## બીમાર માટે તહજ્જુદની નમાઝ છોડી દેવી જાઇઝ છે

(૨૬/૧૨૧૮) હઝરત જુન્દુબ કહે છે કે, (એક વાર) હુઝૂર (સલ.)ની તબીઅત કંઈક અસ્વસ્થ થઈ અને આપ એક બે રાતો તહજ્જુદ માટે ઉઠયા નહીં.

(૨૭/૧૨૧૯) હઝરત જુન્દુબ કહે છે કે, કેટલાક દિવસો સુધી હુઝૂર (સલ.) પાસે વહી આવી નહીં. એ પરથી એક કુરૈશી ઓરત (અબૂ લહબની પત્ની) કહેવા લાગી કે, એમના શયતાને (સંદેશ પહોંચાડવામાં) મોડું કર્યું છે. તે વખતે આ સૂરત ઉતરી : **વદ્દુહા વ લ્લયલિ ઈઝા સજા મા વદ્દઅક રબ્બુક વમા કલા.**

## રસૂલુલ્લાહ (સલ.)નું લોકોને તહજ્જુદની નમાઝ અને નફિલો માટે પ્રોત્સાહન આપવું :

(૨૮/૧૨૨૦) રસૂલુલ્લાહ (સલ.) એક રાત્રે રાત્રિની નમાઝનું પ્રોત્સાહન આપવા હઝરત અલી અને હઝરત ફાતિમા (રદિ.) પાસે ગયા.

(૨૯/૧૨૨૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.) કહે છે, એક રાત્રે હુઝૂર (સલ.)એ જાગીને ફરમાવ્યું : સુબ્હાનલ્લાહ, આજ રાત્રે કેટલા બધા રહમતના ખજાના અને ફિત્નાઓ ઉતરી રહ્યા છે. કોઈ છે, જે આ કમરાઓવાળી ઓરતોને જગાડે. દુનિયામાં પોષાક પહેરનારી ઘણી ઓરતો કિયામતના દિવસે નગ્ન હશે. (આબરૂદાર બેઆબરૂ બનશે.)

(૩૦/૧૨૨૨) હઝરત અલી મુરતઝા કહે છે કે, એક રાત્રે નામદાર હુઝૂર (સલ.) મારી અને પોતાની પુત્રી ફાતિમા (રદિ.) પાસે આવ્યા અને પૂછ્યું : શું તમે બંને (રાત્રિની) નમાઝ પઢતાં નથી ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારી રૂહો

અલ્લાહ તઆલાના કબજામાં છે. તે જ જ્યારે અમને ઉઠાડવા માંગે છે ત્યારે અમે ઉઠીએ છીએ. આપે આ સાંભળીને મને તો કંઇ કહ્યું નહીં અને પાછા ચાલ્યા ગયા, પરંતુ મોં ફેરવીને જઇ રહ્યા હતા. મેં સાંભળ્યું : આપે જાંઘ પર હાથ મારીને કહ્યું હતું : માણસ પણ કેટલો ઝઘડાળુ છે.

(૩૧/૧૨૨૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને અમુક અમલો દિલથી પસંદ હતા, પરંતુ એ ભયે કરતા ન હતા કે, લોકો પણ એમ જ કરશે. પછી તેમના ઉપર ફર્ઝ થઇ જવાનો ભય છે. હુઝૂરે કદી ચાશ્તની નમાઝ પઢી નથી, પરંતુ હું પઢું છું.

(૩૨/૧૨૨૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, એક રાત્રે હુઝૂર (સલ.)એ મસ્જિદમાં (તરાવીહની) નમાઝ પઢી. બીજા લોકોએ પણ આપની પાછળ પઢી. જ્યારે બીજી રાત્રે હુઝૂરે પઢી ત્યારે ઘણા લોકો ભેગા થયા, પરંતુ ત્રીજા અથવા ચોથા દિવસે જ્યારે લોકો ભેગા થયા ત્યારે હુઝૂર (સલ.) બહાર નીકળ્યા નહીં અને સવારે ફરમાવ્યું : તમે લોકોએ (રાત્રે) જે કંઇ કર્યું તેની મને ખબર છે, પરંતુ હું માત્ર એટલા માટે બહાર નીકળ્યો નહીં કે કંઇ તમારા ઉપર આ નમાઝ ફર્ઝ ન થઇ જાય. આ બનાવ રમઝાનનો છે.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૩૦/ ૧૨૨૨) સારાંશ કે, થોડી વાર પછી ઉઠીશું.

## હુઝૂરે અકરમ (સલ.) રાત્રે નમાઝમાં એટલીવાર ઉભા રહેતા હતા કે આપના પગે સોજો થઇ જતો હતો

(૩૩/૧૨૨૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આપના પગ ફાટી ગયા હતા. ઇમામ બુખારી કહે છે કે, આયત **હલ તરા મિન ફુતૂરિન**માં 'ફુતૂરિન'થી મુરાદ ફાટવું છે. જેવી રીતે કે આયત **ઇઝસ્સમાઉન ફતરત્ તૂ**માં 'ઇન્ફતરતુ'નો અર્થ ઇન્શક્કત્ છે.

(૩૪/૧૨૨૬) હઝરત મુગીરા કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) નમાઝમાં એટલીવાર ઉભા રહેતા હતા કે આપના પગ સૂજી જતા હતા. જ્યારે એ અંગે આપને પૂછવામાં આવતું ત્યારે કહેતા : શું હું ખુદા તઆલાનો શુક્રગુઝાર બંદો ન બનું ?

## સહરી વખતે સૂવું

(૩૫/૧૨૨૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર (રદિ.) કહે છે કે, હુઝૂરે અકદસ (સલ.)એ મને કહ્યું : ખુદા તઆલાને સૌથી વધુ પ્યારી નમાઝ દાઉદ (અલૈ.)ની આવી નમાઝ છે અને રોઝા પણ સૌથી વધુ સારા દાઉદ (અલૈ.)ના આવા રોઝા છે. હઝરત દાઉદ (અલૈ.) અડધી રાત સુધી સૂતા હતા અને એક તૃત્યાંશ રાત તહજ્જુદની નમાઝ પઢતા હતા અને જ્યારે રાતનો છઠ્ઠો ભાગ બાકી રહેતો ત્યારે ફરી સૂઇ જતા હતા.



એક દિવસ રોઝો રાખતા હતા અને એક દિવસ ન રાખતા હતા.

(૩૬/૧૨૨૮) મસ્રૂક કહે છે કે મેં હઝરત આઇશા (રદિ.)ને પૂછ્યું : હુઝૂર (સલ.)ને સૌથી વધુ પ્યારો કયો અમલ હતો ? આપે કહ્યું : જે અમલ માણસ હંમેશા કરતો રહે, કદી છોડે નહીં. મેં પૂછ્યું : હુઝૂર તહજ્જુદની નમાઝ માટે કયા સમયે ઉઠતા હતા ? કહ્યું : જે સમયે (રાત્રે બોલનારા) જાનવરનો અવાજ સાંભળી લેતા હતા.

(૩૭/૧૨૨૯) હઝરત અશ્અસ કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે રાત્રે જાનવરનો અવાજ સાંભળતા હતા ત્યારે ઉઠીને નમાઝ પઢતા હતા.

(૩૮/૧૨૩૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, કદી એવું બન્યું નથી કે હુઝૂર (સલ.) મારે ત્યાં હોય અને પાછલી રાતે સૂતા ન હોય. (કિંવા તહજ્જુદની નમાઝ પઢીને સૂઇ જતા હતા.)

## જે માણસ સહરી ખાય તો સુન્નત છે કે સવારની નમાઝ સુધી તે ન સૂએ

(૩૯/૧૨૩૧) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, (એક વાર) હુઝૂરે અકરમ (સલ.) અને ઝેદ ઇબ્ને સાબિત (રદિ.)એ સહરી ખાધી. સહરીથી પરવારીને બંને (ફજ્રની) નમાઝ માટે ઉભા થઇ ગયા. હઝરત કતાદા (રદિ.) કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને પૂછ્યું કે, સહરી ખાવા અને નમાઝ પઢવાની વચ્ચે કેટલું અંતર હતું ? તેમણે કહ્યું : જેટલીવારમાં કોઇ માણસ પચાસ આયતો પઢી લે છે.

## રાત્રિની નમાઝમાં લાંબો કિયામ કરવો

(૪૦/૧૨૩૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, એક રાત્રે હું રસુલુલ્લાહ (સલ.)ની સાથે નમાઝ પઢયો, આપે એટલીવાર સુધી કિયામ કર્યો કે મેં અયોગ્ય ઇરાદો કર્યો. અબૂ વાઇલ કહે છે કે, અમે પૂછ્યું કે, તમે શું ઇરાદો કર્યો ? હઝરત અબ્દુલ્લાહે કહ્યું કે, મેં બેસી જવાનો ઇરાદો કર્યો અને રસૂલુલ્લાહ (સલ.)ને એકલા ઉભા છોડી દેવાનો ઇરાદો કર્યો.

(૪૧/૧૨૩૩) હઝરત હુઝયફા (રદિ.) કહે છે કે, નબીએ કરીમ (સલ.) જ્યારે રાત્રે તહજ્જુદ પઢવા માટે ઉભા થતા ત્યારે મિસ્વાક કરતા હતા.

## તહજ્જુદની નમાઝની રીત અને રસૂલુલ્લાહ (સલ.)ના તહજ્જુદ પઢવાની હાલત

(૪૨/૧૨૩૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક માણસે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! રાતની નમાઝ કેવી રીતની હોવી જોઇએ ? ફરમાવ્યું :

બબ્બે રકઅત, અને જ્યારે સવાર થઈ જવાનો ભય હોય ત્યારે એક રકઅત પઢીને બધી રકઅતોને એકી બનાવી લો.

(૪૩/૧૨૩૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, (રાત્રે) હુઝૂર (સલ.)ની નમાઝની કુલ રકઅતોની સંખ્યા તેર થતી હતી.

(૪૪/૧૨૩૬) મસરૂક કહે છે કે, મેં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)ને પૂછ્યું કે, હુઝૂર (સલ.) રાત્રે કેટલી રકઅતો પઢતા હતા ? તેમણે કહ્યું : ફજ્રની બે સુન્નતો ઉપરાંત સાત પણ પઢતા હતા, નવ પણ અને અગિયાર પણ.

(૪૫/૧૨૩૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) રાત્રે તેર રકઅતો પઢતા હતા. આ તેરમાં વિત્ર અને ફજ્રની બે સુન્નતો પણ આવી જતી હતી.

**હુઝૂરે અકરમ (સલ.) રાત્રે કેટલું જાગતા હતા અને કેટલું સૂતા હતા અને રાતના કેટલા ભાગનો કિયામ મન્સૂખ થઇ ગયો ? આયત 'યા અય્યુહલ મુઝ્ઝમ્મિલુ કુમિ લ્લય્લ ઇલ્લા કલીલન નિસ્ફહુ ચી સબ્હન તવીલન' સુધીની તફસીર અને આયત 'અલિમ અલ્લનતૂહસૂહુ ફતાબ અલય્કુમ થી વસ્તગફિરૂ લ્લાહ ઇન્ન લ્લાહ ગફુરૂ રંહીમ'ની સ્પષ્ટતા**

(૪૬/૧૨૩૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, આયત **ઈન્ન નાશિઅત લ્લયલિ હિય અશદ્દુ વત્અન**માં 'નિશાઅ'નો અર્થ હબસી ભાષામાં ઉભા થવાનો છે અને 'વત્અન'નો અર્થ એ છે કે, દિલ અને દિમાગ કુર્આનને અનુરૂપ બની જાય. આયત **લિયુવાતિઊ ઈદ્દતમા હર્રમલ્લાહુ**માં 'લિયુવાતિઊ'નો અર્થ 'લિયુવાફિકૂ' છે.

(૪૭/૧૨૩૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે : મહીનામાં (કદી) હુઝૂરે અકદસ (સલ.) એટલા રોઝા રાખતા અને છોડતા ચાલ્યા જતા હતા કે, અમને લાગતું હતું, હુઝૂર (સલ.) હવે રોઝા નહીં રાખે. પછી રોઝા રાખવાનું શરૂ કરી દેતા હતા ત્યારે એટલા રાખતા હતા કે અમને વિચાર આવતો હતો કે કદાચ હવે છોડશે નહીં અને રાત્રે જો કોઈ હુઝૂર (સલ.)ને નમાઝમાં જોવા માંગતો તો જોઈ શકતો હતો. એવી જ રીતે જો સૂતેલા જોવા માંગતો તો સૂતેલા પણ જોઈ શકતો હતો.

**જો કોઇ રાત્રે નમાઝ ન પઢે તો શયતાન તેના માથાની ચોટલી પર ત્રણ ગાંઠો મારી દે છે**

(૪૮/૧૨૪૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો કોઈ રાત્રે સૂઈ રહે (નમાઝ ન પઢે) તો શયતાન તેના માથાની



ચોટલીમાં ત્રણ ગાંઠો મારી દે છે અને દરેક ગાંઠ મારતી વખતે એમ કહે છે (કિંવા તેના દિલમાં નાખે છે) કે હજુ ઘણી રાત બાકી છે, સૂઈ રહે. હવે જ્યારે આ માણસ જાગીને ખુદાની યાદ કરે છે ત્યારે પહેલી ગાંઠ છુટી જાય છે, પછી વુઝૂ કરે છે ત્યારે બીજી ગાંઠ છુટી જાય છે. તે પછી નમાઝ પઢે છે ત્યારે ત્રીજી ગાંઠ પણ છુટી જાય છે અને સવારે ચુસ્ત અને ખુશ થઈને ઉઠે છે અને જો સૂઈ રહે છે તો સવારે સુસ્ત અને પરેશાન ઉઠે છે.

(૪૯/૧૨૪૧) હઝરત સમુરા ઈબ્ને જુન્દુબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ પોતાના સ્વપ્નનો અર્થ (ખ્વાબની તઅબીર) સમજાવતાં ફરમાવ્યું હતું કે, જે માણસનું માથું પત્થરોથી કચડી નાખવામાં આવે છે તે માણસ કુર્આન છોડનાર છે, જે કુર્આન શીખીને છોડી દે છે અને ફર્ઝ નમાઝ પઢયા વગર સૂઈ રહે છે.

**જો કોઇ માણસ સૂઇ જાય અને ઇશા અથવા ફજ્રની નમાઝ ન પઢે તો શયતાન તેના કાનમાં પેશાબ કરે છે**

(૫૦/૧૨૪૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : એક માણસ વિષે હુઝૂર (સલ.) સામે ચર્ચા નીકળી કે તે સવાર સુધી બરાબર સૂઈ રહે છે, નમાઝ માટે ઉઠતો નથી. આપે ફરમાવ્યું : શયતાન તેના કાનમાં પેશાબ કરી દે છે.

**પાછલી રાતે દુઆ માંગવા અને નમાઝ પઢવાનું બયાન. ખુદા તઆલા ફરમાવે છે : 'કાનૂ કલીલમ મિન લ્લયલિ મા યહ્જઊન' કિંવા મુઅમિન માણસ રાત્રે થોડું સૂએ છે**

(૫૧/૧૨૪૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ખુદાવંદે કુદ્દુસ દર રાતે જ્યારે કે રાતનો છેલ્લો ત્રીજો ભાગ બાકી રહે છે ત્યારે દુનિયાના આસ્માન ઉપર આવે છે અને કહે છે : કોઈ છે જે મારી પાસે દુઆ માંગે અને હું તેની દુઆ કબૂલ કરું. કોઈ છે જે મારી પાસે કંઈ માંગે અને હું તેને આપું. કોઈ છે જે મારી પાસે ગુનાહોની માફી માંગે અને હું તેને માફ કરી દઉં.

**જો કોઇ માણસ વહેલી રાત્રે સૂઇ જાય અને પાછલી રાત્રે જાગીને ઇબાદતમાં મશગૂલ થાય તો અફઝલ છે**

(૫૨/૧૨૪૪) હઝરત સલમાન ફારસી (રદિ.)એ અબૂ દરદાને કહ્યું હતું કે, શરૂ રાતમાં સૂઈ રહો. જ્યારે પાછલી રાત થાય ત્યારે ઉઠો. રસૂલુલ્લાહ (સલ.)એ આ સાંભળીને હઝરત સલમાન (રદિ.)નું સમર્થન કર્યું.

(૫૩/૧૨૪૫) હઝરત અસ્વદ કહે છે : મેં ઉમ્મુલ મુઅમિનીન આઈશા સિદ્દીકા (રદિ.)ને હુઝૂર (સલ.)ની રાતની નમાઝની હાલત પૂછી. તેમણે કહ્યું : હુઝૂર

શરૂ રાતમાં સૂઈ જતા હતા અને પાછલી રાતે ઉઠતા હતા. નમાઝ પઢતા હતા, પછી બિસ્તરા પર પાછા જઈને સૂઈ જતા હતા. પછી જ્યારે (સવારમાં) મુઅઝ્ઝિન અઝાન આપતો હતો ત્યારે તરત ઉઠી જતા હતા. જો જરૂર પડતી તો ગુસલ કરતા હતા. નહીં તો વુઝૂ કરીને બહાર નીકળી જતા હતા.

## રમઝાન વગેરેમાં રાત્રે હુઝૂર (સલ.)ની નમાઝ પઢવાનું બયાન

(૫૪/૧૨૪૬) હઝરત અબૂ સલમા (રદિ.) કહે છે : મેં હઝરત આઈશા (રદિ.)ને હુઝૂર (સલ.)ની નમાઝની સંખ્યા પૂછી. તેમણે કહ્યું : હુઝૂરે અકદસ (સલ.) અગિયાર રકઅતથી વધારે પઢતા ન હતા, ભલે રમઝાન હોય કે ન હોય. ચાર રકઅત તો એવી પઢતાં હતા કે તમે તેની ખૂબી અને શ્રેષ્ઠતા પૂછો જ નહીં. તે પછી ચાર રકઅત પઢતા હતા. તેની ખૂબી અને લંબાઈ પણ પૂછવા લાયક નથી. (જોવાથી સંબંધ ધરાવતી હતી) પછી છેલ્લે ત્રણ રકઅતો પઢતા હતા. (એક દિવસ) મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આપ વિત્ર પઢતા પહેલાં સૂઈ જાવ છો ? આપે કહ્યું : આઈશા, મારી આંખો સૂએ છે, દિલ સૂતું નથી.

(૫૫/૧૨૪૭) હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે : મેં કદી હુઝૂર (સલ.)ને રાતની નમાઝમાં બેસીને કિર્અત પઢતા જોયા નથી. હા, જ્યારે આપની ઉંમર વધી ગઈ ત્યારે બેસીને કિર્અત પઢતા હતા, પરંતુ સૂરતનો કંઈક ભાગ કિંવા ત્રીસથી ચાળીસ આયતો બાકી રહી જતી હતી ત્યારે ઉભા થઈને કિર્અત પૂરી કરતા હતા. પછી રૂકૂઅમાં જતા હતા.

## રાતદિવસ વુઝૂ સાથે રહેવું અને દરેક વુઝૂ પછી નમાઝ પઢવાની ફઝીલત

(૫૬/૧૨૪૮) હઝરત અબૂ હુરૈરહ (રદિ.) કહે છે કે : (એક દિવસ ફજની નમાઝ વખતે) નામદાર હુઝૂર (સલ.)એ બિલાલને પૂછ્યું : બિલાલ, મને તે કામ બતાવો જે તમે ઈસ્લામમમાં સૌથી વધુ લાભની આશાએ કર્યું હોય. કારણ કે, મેં તમારા બંને જોડાઓનો અવાજ જન્નતમાં મારી આગળ સાંભળ્યો છે. બિલાલે કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં ઈસ્લામમાં મારી નઝરે એનાથી વધુ લાભદાયક કોઈ અમલ કર્યો નથી કે જ્યારે હું રાત દિવસમાં કોઈ વખત વુઝૂ કરું છું ત્યારે તે પછીની જેટલી નમાઝો મારી કિસ્મતમાં હોય છે તેટલી જરૂર પઢું છું.

## ઇબાદતમાં સખ્તી કરવી મકરૂહ છે

(૫૭/૧૨૪૯) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે : એક દિવસ હુઝૂર (સલ.) મસ્જિદમાં આવ્યા અને આવીને જોયું કે, બંને થાંભલાઓની વચ્ચે એક દોરડી લટકી રહી છે. ફરમાવ્યું : આ



દોરડી કેવી ? સહાબાએ કહ્યું કે, એ ઝૈનબની દોરડી છે. કારણ કે, તે તહજ્જુદની નમાઝમાં કંઈક સુસ્ત થઈ જાય છે ત્યારે તે દોરડીને પકડી લે છે. ફરમાવ્યું : એવું નહીં થવું જોઈએ. એને છોડી નાંખો. જ્યાં સુધી માણસ ચુસ્ત અને આનંદિત રહે નમાઝ પઢે, જ્યારે શરીરમાં સુસ્તી આવી જાય ત્યારે બેસી જાય.

(૫૮/૧૨૫૦) હઝરત આઈશા (રદિ.) કહે છે : બની અસદમાંની એક ઓરત મારી પાસે બેઠી હતી. એવામાં હુઝૂર (સલ.) આવ્યા અને પૂછ્યું : આ કોણ ઓરત છે ? મેં કહ્યું : ફલાણી ઓરત છે, જે આખી રાત સૂતી નથી અને એની નમાઝ મશહૂર છે. ફરમાવ્યું : આ વખાણ રહેવા દો. તમારા માટે એવા અમલો ઝરૂરી ઠેરવો જેને અદા કરવાની તમારામાં શક્તિ હોય. કારણ કે, ખુદા તઆલા (સવાબ આપવાથી) થાકતો નથી, તમે (ઈબાદત કરવાથી) થાકી જશો.

## જે માણસ હંમેશા રાત્રે ઇબાદત કરતો હોય તેના માટે રાતની ઇબાદતને બિલકુલ છોડી દેવું મકરૂહ છે

(૫૯/૧૨૫૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે : મને હુઝૂર (સલ.)એ કહ્યું : અબ્દુલ્લાહ, તમે ફલાણા માણસ જેવા ન બની જશો કે તે રાત્રે ઉઠવા કરતો હતો, પરંતુ પછી તેણે રાત્રે ઉઠવાનું (તહજ્જુદની નમાઝ પઢવાનું) છોડી દીધું.

(૬૦/૧૨૫૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) કહે છે : મને હુઝૂર (સલ.)એ કહ્યું : મને ખબર ન પડી કે તમે આખી રાત ઈબાદત કરો છો અને હંમેશા રોઝા રાખો છો. મેં કહ્યું : જી હા, એવું કરું તો છું. ફરમાવ્યું : તારી બંને આંખો અંદર ઘુસી જશે, નઝર ઓછી થઈ જશે અને શરીરમાં સુસ્તી અને કમઝોરી આવી જશે. તમારા શરીરનો પણ તમારા ઉપર હક્ક છે અને પત્નીનો પણ હક્ક છે. માટે કદી રોઝા રાખો, કદી ન રાખો અને (થોડી રાત) નમાઝ પઢો (અને થોડી રાત) સૂઈ જાઓ.

## જે માણસ ઉંઘમાંથી જાગીને નમાઝ પઢે તેના માટે ભારે સવાબ છે

(૬૧/૧૨૫૩) હઝરત ઉબાદા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ઉંઘમાંથી જાગીને આ દુઆ પઢશે અને તે પઢયા પછી મગફિરત માંગશે અથવા બીજી કોઈ દુઆ કરશે તો તેની દુઆ કબૂલ થશે અને જો વુઝૂ કરીને તહજ્જુદની નમાઝ પઢશે તો નમાઝ પણ કબૂલ થશે. **લા ઇલાહ ઈલ્લ લ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિશયઈન કદીર. અલહમ્દુ લિલ્લાહિ વ સુબ્હાન લ્લાહિ વ લ્લાહુ અકબર. વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા**

**બિલ્લાહિ.** અલ્લાહ તઆલા સિવાય બીજો કોઈ ઈબાદત (પુજવા)ના લાયક નથી. તે એકલો છે. તેનો કોઈ ભાગીદાર નથી. તેનો જ આખો દેશ છે. દરેક પ્રકારના વખાણ તેના જ લાયક છે અને તે જ બધું કરી શકે છે. બધી ખૂબીઓ અલ્લાહમાં જ છે. તે બધી ખામીઓથી દૂર છે. સૌથી મોટો છે. (ગુનાહથી બચવાની) શક્તિ અને (ઈબાદતની) શક્તિ માત્ર તેની જ મદદના કારણે છે.

(૬૨/૧૨૫૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કિસ્સા દરમ્યાન બયાન કરી રહ્યા હતા કે, તમારા ભાઈ અબ્દુલ્લાહ ઈબ્ને રવાહાએ અશ્લીલ અને જૂઠું કહ્યું નથી, (બલકે હુઝૂર માટે આ શેઅરો સાચા કહ્યા છે. ઈબ્ને રવાહા કહે છે :

**વ ફીના રસૂલુલ્લાહિ યત્લૂ કિતાબહુ ઈઝ ન્શકક મઅરૂફુમ મિનલ ફજિ સાતિઉ અરાનલ હુદા બઅદલ અમા ફકુલૂબુના બિહિ મૂકિનાતુન અન્નિ મા કાલ વાકિઉ યબીતુ યુજાફી જંબહુ અન ફિરાશિહિ ઈઝ સ્તસ્કલત બિલ મુશ્રિકીનલ મદાજિઉ**

અર્થાત : અમારામાં ખુદાના રસૂલ છે, જે સવારનો ઝગમગતો પ્રકાશ નીકળતી વખતે અલ્લાહની કિતાબ પઢે છે. તેમણે અમને અમારા ગુમરાહ થઇ ગયા પછી સીધો રસ્તો દેખાડયો એટલે અમારા દિલો તેમની વાત પર વિશ્વાસ ધરાવે છે કે, જે કંઇ તેમણે કહ્યું તે થઈને રહેશે. મુશ્રિકોના બિસ્તરા તેમના ભારથી દબાયેલા રહે છે અને આપ રાત્રે પોતાના પડખાને (અલ્લાહની ઈબાદતમાં) બિસ્તરાથી દૂર રાખે છે.

(૬૩/૧૨૫૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ના સમયમાં સ્વપ્નમાં જોયું કે, મારા હાથમાં રેશમી કપડાનો એક ટુકડો છે અને જન્નતમાં જે જગ્યાએ હું જવા માંગું છું ત્યાં તે ટુકડો મને ઉડાવીને લઈ જાય છે. તે પછી મેં જોયું કે બે ફરિશ્તાઓ આવીને મને દોઝખ તરફ લઈ જવા લાગ્યા. એવામાં બીજો એક ફરિશ્તો એ બંનેને મળ્યો અને મને કહેવા લાગ્યો કે, ગભરા નહીં. પછી તે ફરિશ્તાઓને કહ્યું કે એને છોડી દો. (મારી બહેન) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.)એ મારું સ્વપ્ન હુઝૂર સામે બયાન કર્યું. આપે ફરમાવ્યું : અબ્દુલ્લાહ માણસ તો સારો છે, જો રાત્રે તહજ્જુદની નમાઝ પણ પઢતો હોય, જેથી તે દિવસથી અબ્દુલ્લાહ તહજ્જુદની નમાઝ પઢતા હતા અને રાત્રે ઓછું સૂતા હતા. સહાબા હુઝૂર સામે પોતપોતાના સ્વપ્નો બયાન કરતા હતા કે, રમઝાનના છેલ્લા દાયકાની સાતમી તારીખ (૨૭)ના લયલતુલ કદ્ર છે. એ પરથી હુઝૂરે ફરમાવ્યું : હું જોઉં છું કે, તમારા બધાનો મત છેલ્લા દાયકા અંગે એકબીજાને મળતો આવે છે. એટલે જે



માણસને લયલતુલ કદ્ર શોધવી હોય તે છેલ્લા દાયકામાં શોધે.

### ફજની બંને સુન્નતો હમેશાં પાબંદીથી પઢવાનું બયાન

(૬૪/૧૨૫૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ઈશાની નમાઝ પઢી. પછી (કંઈક સૂતા પછી) આઠ રકઅત પઢી. તે પછી બે રકઅત બેસીને પઢી અને બે રકઅત (ફજની અઝાન અને ઈકામતની વચ્ચે) પઢી અને કદી તેમને છોડી નહીં.

### ફજની બે સુન્નતો પઢયા પછી જમણા પડખા પર સૂવાનું બયાન

(૬૫/૧૨૫૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) ફજની બે સુન્નતો પઢીને જમણા પડખા પર સૂઈ જતા હતા.

### ફજની સુન્નતો પછી વાતચીત કરવી અને સૂવું જાઇઝ છે

(૬૬/૧૨૫૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) જ્યારે નમાઝ પઢી રહેતા અને હું જાગતી હોય તો મારી સાથે વાતો કરતા હતા, નહીં તો સૂઈ જતા હતા. અહીં સુધી કે આપને (ફજની) નમાઝ તૈયાર હોવાની ખબર આપવામાં આવતી હતી.

### નફિલ નમાઝની બબ્બે રકઅતો કરીને પઢવાનું બયાન

**ઇમામ બુખારી કહે છે કે, અમ્માર, અબૂઝર, અનસ, જાબિર, ઇબ્ને ઝેદ, ઇકરિમા અને ઝુહરીનો આ જ મત છે.**

(૬૭/૧૨૫૯) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) જેવી રીતે અમને કુર્આનની સૂરતોની તઅલીમ આપતા હતા તેવી જ રીતે દરેક કામમાં ઈસ્તિખારો કરવાની તઅલીમ આપતા હતા. હુઝૂર ફરમાવતા હતા કે, તમારામાંથી જો કોઈ માણસ કોઈ કામનો ઈરાદો કરે તો બે રકઅત પઢીને આ દુઆ માંગે અને પોતાની ઝરૂરત બયાન કરે. **અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરૂક બિઈલ્મિક વ અસ્તકદિરૂક બિકુદરતિક વ અસ્અલુક મિન ફદલિકલ અઝીમ ફઈન્નક તકદિરૂ વ લાઅકદિરૂ વ તઅલમુ વ લાઅઅલમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબિ અલ્લાહુમ્મ ઈન કુન્ત તઅલમુ ઈન્ન હાઝલ અમ્ર ખય્રૂ લ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અજરી ફઅકદિરહુ લી વ યસ્સિરહુ લી સુમ્મ બારિક લી ફીહિ વ ઈન કુન્ત તઅલમુ અન્ન હાઝલ અમ્ર શર્રૂ લ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફઅસ્રિફહુ અન્ની વ અસ્રિફની અન્હુ વ અકદિર લિયલ ખય્ર હય્સુ કાન સુમ્મ અરદિની બિહિ.** અર્થાત : અય

અલ્લાહ ! હું તારી પાસે ભલાઈ માંગું છું. તારા ઈલ્મના પ્રતાપે શકિત ઈચ્છું છું. તારી શકિતના કારણે અને તારી મોટી મહેરબાનીના કારણે સવાલ કરું છું. કારણ કે, તું શકિતવાળો છે. હું શકિતવાળો નથી. તું જાણે છે. હું અજાણ છું. તું બધી છુપી વસ્તુઓથી માહિતગાર છે. અય અલ્લાહ ! જો તારી જાણ મુજબ આ કામ મારા માટે દીન, દુનિયા અને પરિણામની દષ્ટિએ સારું છે તો એને મારા માટે નક્કી કરી દે અને સરળ બનાવી દે. મારા માટે એમાં બરકત આપ અને જો તારી જાણ મુજબ આ કામ મારા માટે દીન, દુનિયા અને પરિણામની દષ્ટિએ ખરાબ છે તો એને મારાથી દૂર રાખ અને મને એનાથી વિમુખ રાખ. પછી જ્યાં મારા માટે ભલાઈ હોય તેનાથી મને ખુશ કરી દે અને તેનો મારા માટે હુકમ કરી દે.

(૬૮/૧૨૬૦) હઝરત અબૂ કતાદા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમારામાંથી કોઈ માણસ મસ્જિદમાં જાય તો બેસતા પહેલાં બે રકઅતો (તહિય્યતુલ મસ્જિદની) પઢી લે.

(૬૯/૧૨૬૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ અમને બે રકઅતો પઢાવી હતી.

(૭૦/૧૨૬૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની સાથે ઝુહર પહેલાં બે રકઅતો, ઝુહર પછી બે રકઅતો, જુમ્આ પછી બે રકઅતો, મગરિબ પછી બે રકઅતો અને ઈશા પછી બે રકઅતો પઢી છે.

(૭૧/૧૨૬૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જો કોઈ માણસ એવા વખતે મસ્જિદમાં આવે કે ઈમામ ખુત્બો પઢી રહ્યો હોય અથવા પઢવા જઈ રહ્યો હોય ત્યારે બે રકઅત પઢી લે.

(૭૨/૧૨૬૪) મુજાહિદ કહે છે કે, એક માણસે આવીને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને કહ્યું : જુઓ, હુઝૂરે અકરમ (સલ.) કઅબાની અંદર ગયા છે. આ સાંભળીને ઈબ્ને ઉમર કઅબા તરફ ગયા. શું જુએ છે કે, હુઝૂર કઅબાની બહાર નીકળી ગયા છે અને બિલાલ (રદિ.) કઅબાના દરવાજામાં ઉભા છે. ઈબ્ને ઉમરે બિલાલને પૂછયું : શું હુઝૂરે કઅબાની અંદર નમાઝ પઢી છે ? બિલાલે કહ્યું : જી હા. ઈબ્ને ઉમરે પૂછયું : કઈ જગ્યાએ ? બિલાલે કહ્યું : બંને થાંભલાઓની વચ્ચે. તે પછી રસૂલુલ્લાહ (સલ.)એ કઅબાની બહાર બે રકઅત પઢી.

(૭૩/૧૨૬૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ સૂચના આપી હતી કે, ચાશ્તની બે રકઅત કદી છોડશો નહીં.

(૭૪/૧૨૬૬) ઈતબાન ઈબ્ને માલિક કહે છે કે, દિવસ ચઢતાં હુઝૂરે



અકરમ (સલ.), હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) સાથે મારા ઘેર આવ્યા, (આવતાંની સાથે જ નમાઝ માટે ઉભા થઈ ગયા) અમે આપની પાછળ સફ બાંધી અને આપે અમને બે રકઅત પઢાવી.

**ફજની સુન્નતો પછી વાતચીત કરવાનું બયાન**

(૭૫/૧૨૬૭) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ફજની સુન્નતો પઢી રહેતા અને હું જાગતી હોય તો મારી સાથે વાતચીત કરતા હતા, નહીંતર પોતે પણ સૂઈ જતા હતા.

**ફજની સુન્નતો ઉપર કાયમ રહેવાનું અને તેના નફિલ હોવાનું બયાન**

(૭૬/૧૨૬૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફજની સુન્નતોથી વધારે બીજી કોઈ નફિલ નમાઝની પાબંદી કરતા ન હતા.

**ફજની સુન્નતોમાં કિર્અત પઢવાનું બયાન**

(૭૭/૧૨૬૯) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રાત્રે હુઝૂર (સલ.) તેર રકઅતો પઢતા હતા. પછી જ્યારે ફજની અઝાન સાંભળતા હતા ત્યારે ટૂંકી બે રકઅતો પઢતા હતા.

(૭૮/૧૨૭૦) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ફજની નમાઝ પહેલાં બે રકઅતો એટલી ટૂંકી પઢતા હતા કે, મને વિચાર આવતો હતો કે જાણે આપે સૂરએ અલહમ્દુ પણ પઢી કે નહીં.

**ફર્ઝ નમાઝ પછી નફિલ (સુન્નતે મુઅકકદા) પઢવાનું બયાન**

(૭૯/૧૨૭૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની સાથે ઝુહર પહેલાં બે રકઅતો, ઝુહરની નમાઝ પછી બે રકઅતો, મગરિબની નમાઝ પછી બે રકઅતો, ઈશાની નમાઝ પછી બે રકઅતો અને જુમ્આ પછી બે રકઅતો પઢી. મગરિબ અને ઈશાની સુન્નતો તો મેં આપના ઘરમાં જ પઢી.

(૮૦/૧૨૭૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) સુબ્હે સાદિક થઈ ગયા પછી ટૂંકી બે રકઅતો પઢતા હતા. ઈબ્ને ઉમર કહે છે કે, હુઝૂરે આ સુન્નતો મારી હાજરીમાં પઢી નથી. (માત્ર હઝરત હફસાનું બયાન છે.)

**ફર્ઝો પછી (કદી કદી) સુન્નતો ન પઢવાનું બયાન**

(૮૧/૧૨૭૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.) સાથે આઠ રકઅતો અને સાત રકઅતો અલગ અલગ ભેગી કરીને પઢી છે. (કિંવા ઝુહર

અને અસ્રની આઠ રકઅતો એક જગ્યાએ ભેગી કરીને અને મગરિબ અને ઈશાની સાત રકઅતો એક જગ્યાએ ભેગી કરીને.) અમ્ર કહે છે : મેં હઝરત જાબિરને કહ્યું કે, કદાચ હુઝૂરે ઝુહરમાં મોડું અને અસ્રમાં જલદી કરીને બંનેને મેળવી લીધી હશે. એવી જ રીતે મગરિબમાં મોડું અને ઈશામાં જલદી કરીને બંનેને ભેગી કરી લીધી હશે. જાબિરે કહ્યું : મારું પણ એમ જ માનવું છે.

**સફરમાં ચાશ્તની નમાઝ પઢવાનું બયાન**

(૮૨/૧૨૭૪) મુવર્રિક કહે છે કે, મેં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને પૂછ્યું : શું તમે ચાશ્તની નમાઝ પઢો છો ? તેમણે કહ્યું : નહીં. મેં કહ્યું : શું હઝરત ઉમર પઢતા હતા ? કહ્યું : નહીં. મેં કહ્યું : શું હઝરત અબૂબક્ર પઢતા હતા ? કહ્યું : નહીં. મેં પૂછ્યું : શું રસૂલુલ્લાહ (સલ.) પઢતા હતા ? કહ્યું : મારા ખ્યાલ મુજબ હુઝૂર પણ પઢતા ન હતા.

(૮૩/૧૨૭૫) ઈબ્ને અબી લયલા કહે છે : હઝરત ઉમ્મે હાની સિવાય અમને કોઈએ બયાન કર્યું નથી કે, હુઝૂર (સલ.)ને કોઈએ ચાશ્તની નમાઝ પઢતા જોયા છે. માત્ર ઉમ્મે હાની કહેતાં હતાં કે, મક્કાના વિજયના દિવસે હુઝૂર મારા ઘરમાં આવ્યા અને ગુસ્લ કરીને આઠ રકઅતો પઢી અને એટલી ટૂંકી પઢી કે, મેં કદી આપને આટલી ટૂંકી નમાઝ પઢતા જોયા નથી. હા, રૂકૂઅ અને સજદો આપે સંપૂર્ણપણે કર્યા હતા.

**ચાશ્તની નમાઝ જાઇઝ છે, વાજિબ નથી**

(૮૪/૧૨૭૬) હઝરત આઈશા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ને ચાશ્તની નમાઝ પઢતા જોયા નથી, પરંતુ હું પઢું છું.

**ઘર પર ચાશ્તની નમાઝ પઢવાનું બયાન**

(૮૫/૧૨૭૭) હઝરત ઈતબાને આ રિવાયત મરફૂઅ બયાન કરી છે.

(૮૬/૧૨૭૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મને મારા પ્યારા દોસ્તે નસીહત કરી હતી કે, ત્રણ વાતોને મરતાંની ઘડી સુધી ન છોડશો. દરેક મહીનામાં ત્રણ દિવસના રોઝા, ચાશ્તની નમાઝ અને સૂતા પહેલાં વિત્ર પઢી લેવી.

(૮૭/૧૨૭૯) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક અન્સારી ખૂબ જાડા હતા, જેથી તેમણે હુઝૂર (સલ.)ની સેવામાં વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! હું હુઝૂરની સાથે નમાઝમાં શામિલ થઈ શકતો નથી. (હુઝૂર મારા ઘેર આવીને કોઈક સ્થળે નમાઝ પઢે, જેથી હું તેને મારા માટે નમાઝની જગ્યા મુકર્રર કરી લઉં.) તે અન્સારીએ હુઝૂરને દઅવત આપી અને આપના માટે ખાવાનું બનાવ્યું. (આપ ગયા) અન્સારી આપના



માટે પાણી છાંટીને (નરમ કરીને) એક ચટાઈ લાવ્યા. આપે તેના પર બે રકઅતો પઢી. એક માણસે હઝરત અનસને પૂછ્યું કે શું હુઝૂર ચાશ્તની નમાઝ પઢતા હતા ? હઝરત અનસે કહ્યું : તે દિવસ સિવાય મેં કદી આપને ચાશ્તની નમાઝ પઢતા જોયા નથી.

**ઝુહરની નમાઝ પહેલાં બે સુન્નતો પઢવાનું બયાન**

(૮૮/૧૨૮૦) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : મને હુઝૂર (સલ.)નું દસ રકઅતો પઢવાનું યાદ છે. ઝુહર પહેલાં બે રકઅતો અને ઝુહર પછી બે રકઅતો. મગરિબ પછી હુઝૂરના જ મકાનમાં બે રકઅતો. ઈશા પછી પણ હુઝૂરના જ મકાનમાં બે રકઅતો અને ફજની નમાઝ પહેલાં બે રકઅતો. ફજ પહેલાં જ્યારે હુઝૂર સુન્નતો પઢતા હતા ત્યારે એવો વખત રહેતો હતો કે કોઈ આપની પાસે જતું ન હતું. પરંતુ હફસા (રદિ.)એ મને કહ્યું છે કે, જ્યારે મુઅઝઝિન અઝાન આપી દેતો અને સુબ્હે સાદિક થઈ જતી ત્યારે હુઝૂર બે રકઅતો પઢતા હતા.

(૮૯/૧૨૮૧) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.) ચાર રકઅતો ઝુહર પહેલાં અને બે રકઅતો ફજ પહેલાં કદી છોડતા ન હતા.

**મગરિબની નમાઝ પહેલાં નફિલ પઢવાનું બયાન :**

(૯૦/૧૨૮૨) હઝરત અબ્દુલ્લાહ મુઝની કહે છે : (એક દિવસ) હુઝૂર (સલ.)એ ત્રણવાર ફરમાવ્યું : મગરિબ પહેલાં નમાઝ પઢો. ત્રીજી વખતે કહ્યું : મગરિબ પહેલાં જે માણસ ઈચ્છે તે નમાઝ પઢી શકે છે. હુઝૂરે આ એટલા માટે ફરમાવ્યું કે લોકો આ નમાઝને સુન્નત ન સમજી બેસે.

(૯૧/૧૨૮૩) મુરસિદ ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે : મેં ઉકબા ઈબ્ને આમિર (રદિ.)ને કહ્યું કે, હું તમને અબૂ તમીમની એક વિચિત્ર વાત સંભળાવું છું. અબૂ તમીમ મગરિબની નમાઝ પહેલાં બે રકઅતો પઢે છે. ઉકબાએ કહ્યું : અમે પણ રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં આમ જ કરતા હતા. મેં કહ્યું : તો હવે કઈ વસ્તુ રોકે છે ? કહ્યું : કામધંધો.

**નફિલોને જમાઅત સાથે પઢવું જાઇઝ છે**

(૯૨/૧૨૮૪) હઝરત અનસ અને હઝરત આઈશા (રદિ.)એ આ રિવાયત મરફૂઅ બયાન કરી છે.

(૯૨/૧૨૮૪) કોઈ નફિલ નમાઝ પઢતો હોય અને અમુક માણસો તેની પાછળ નમાઝની નિય્યત કરી ઉભા થઈ જાય તો જાઈઝ છે. તરાવીહની નમાઝ સિવાય નફિલ નમાઝની જમાઅત માટે લોકોને એકત્ર કરવા મકરૂહ છે.

(૯૩/૧૨૮૫) હઝરત મહમૂદ ઈબ્ને રબીઅ કહે છે કે, મેં ઈતબાન ઈબ્ને માલિક અન્સારી બદરી (રદિ.) પાસેથી સાંભળ્યું છે કે, તેઓ કહેતા હતા કે, હું મારી કોમ ડિવા બની સાલિમની ઈમામત કરતો હતો. મારી અને તેમની વચ્ચે એક નાળું હતું. એટલે વરસાદ વખતે મારા માટે નાળા પરથી પસાર થઈને તેમની મસ્જિદમાં જવાનું મુશ્કિલ થઈ જતું હતું. એક દિવસ મેં રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઈને વિનંતી કરી કે, યા રસૂલલ્લાહ ! મને આંખોથી ઓછું દેખાય છે અને મારી અને મારી કોમની વચ્ચે એક નાળું વહે છે. જ્યારે વરસાદ પડે છે ત્યારે મારા માટે નાળા પરથી પસાર થવાનું મુશ્કિલ બની જાય છે. એટલે મારી ઈચ્છા છે કે, હુઝૂર આવીને મારા ઘરમાં કોઈ જગ્યાએ નમાઝ પઢે, જેથી હું તે જગ્યાને મારા માટે નમાઝની જગ્યા મુકર્રર કરી લઉં. આપે ફરમાવ્યું : ઈન્શા અલ્લાહ હું ટૂંક સમયમાં એમ કરીશ, જેથી બીજા દિવસે દિવસ ચઢતાં હુઝૂર અબૂબક્ર (રદિ.) સાથે આવ્યા અને અંદર આવવાની રજા માંગી. મેં રજા આપી. આપ અંદર આવ્યા અને બેસતા પહેલાં પૂછ્યું : તમે મારી પાસે કઈ જગ્યાએ નમાઝ પઢાવવા માંગો છો ? હું જે જગ્યાએ હુઝૂર પાસે નમાઝ પઢાવવા માંગતો હતો તે બાજુએ ઈશારો કરી દીધો. આપે ઉભા થઈને તકબીર કહી. અમે પાછળ સફ બાંધી લીધી. બે રકઅત પઢીને આપે સલામ ફેરવી. અમે પણ સલામ ફેરવી. (પછી આપ જવા લાગ્યા, પરંતુ) મેં તૈયાર થઈ ગયેલું ખાણું ખાવા આપને રોકી લીધા. મહોલ્લાવાળાઓએ જ્યારે હુઝૂરના આગમનના સમાચાર સાંભળ્યા ત્યારે મારા ઘરમાં ભેગા થઈ ગયા અને ભીડ જામી ગઈ. તેમનામાંથી એક માણસે કહ્યું : માલિક દેખાતો નથી, શું કારણ છે ? બીજાએ કહ્યું : તે મુનાફિક છે. તેને અલ્લાહ અને રસૂલ સાથે મુહબ્બત નથી. હુઝૂરે ફરમાવ્યું : આમ ન બોલો. શું તમને ખબર નથી કે તે માત્ર અલ્લાહની ખુશી માટે 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' કહે છે. તે માણસે કહ્યું : અલ્લાહ અને અલ્લાહના રસૂલ સારી રીતે જાણે છે. અલબત્ત, અમે તો તેની વલણ મુનાફિકો તરફ જોઈએ છીએ. આપે ફરમાવ્યું : જે માણસ માત્ર અલ્લાહને ખુશ કરવા માટે 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' કહે છે તેના ઉપર દોઝખની આગ હરામ છે. મહમૂદ ઈબ્ને રબીઅ કહે છે કે, જે જિહાદમાં યઝીદ ઈબ્ને મુઆવિયા સરસેનાપતિ હતો; રોમ પર ચઢાઈ કરવામાં આવી હતી; હઝરત અબૂ અય્યૂબ અન્સારી તેમાં શામિલ હતા; એમાં જ તેમની વફાત થઈ, તે જિહાદમાં મેં હઝરત અબૂ અય્યૂબને આ હદીસની વાત કરી. અબૂ અય્યૂબે એનો ઈન્કાર કર્યો અને કહ્યું : ખુદાની કસમ, મારા ખ્યાલ પ્રમાણે તો હુઝૂરે કદી ફરમાવ્યું નહીં હોય. મને અબૂ અય્યૂબનો આ ઈન્કાર ન ગમ્યો



અને નિશ્ચય કર્યો કે જો ખુદા તઆલા મને જીવંત રાખશે તો હું પાછો જઈને જો ઈતબાન જીવતા હશે તો તેમની મસ્જિદમાં જઈને આ હદીસ વિષે પૂછીશ, જેથી જ્યારે હું જિહાદમાંથી પાછો ફર્યો ત્યારે હું હજ્જ અથવા ઉમરાનો ઈહરામ બાંધીને ચાલી નીકળ્યો. મદીના પહોંચીને બની સાલિમના મહોલ્લામાં ગયો. મેં જોયું કે ઈતબાન ખૂબ જ વૃદ્ધ અને અંધ બની ગયા છે અને પોતાની કોમને નમાઝ પઢાવી રહ્યા છે. જ્યારે તેમણે નમાઝની સલામ ફેરવી ત્યારે મેં સલામ કરી અને મારું નામ-ઠેકાણું બતાવ્યું. તે પછી આ હદીસ વિષે તેમને પૂછ્યું : ઈતબાને મને આ હદીસ ફરી એવી રીતે બયાન કરી કે જેવી રીતે પહેલાં બયાન કરી હતી.

(૯૪/૧૨૮૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, તમારા ઘરોમાં નમાઝ પઢો અને તેમને કબરો ન બનાવો.



### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### મક્કા અને મદીનાની મસ્જિદમાં નમાઝ પઢવાનો સવાબ

(૯૫/૧૨૮૭) કઝઆ કહે છે કે, મેં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) પાસેથી, જેમણે હુઝૂર (સલ.) સાથે બાર જિહાદ કર્યા હતા, ચાર વાતો સાંભળી છે. (આ ચારેય વાતોનું બયાન બયતુલ મુકદ્દસના શીર્ષક હેઠળ આગળ આવશે.)

(૯૬/૧૨૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : માત્ર ત્રણ મસ્જિદો માટે કાઠડો બાંધીને (ડિવા સફર કરીને ઊંટો પર સવાર થઈને) જવું જાઈઝ છે : ૧. કઅબા ૨. મસ્જિદે નબવી ૩. બયતુલ મુકદ્દસ.

(૯૭/૧૨૮૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મારી મસ્જિદમાં એક નમાઝ પઢવી કઅબા સિવાય બીજી મસ્જિદોમાં હઝાર નમાઝો પઢવાથી અફઝલ છે.

### મસ્જિદે કુબાની ફઝીલત

(૯૮/૧૨૯૦) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ચાશ્તની નમાઝ બે દિવસ સિવાય બીજા દિવસોમાં પઢતા ન હતા. એક તે દિવસે જ્યારે કે મક્કામાં દાખલ થતા હતા. તેઓ ચાશ્તના

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૯૬/૧૨૮૮) બીજી મસ્જિદોમાં નમાઝ પઢવા માટે ખાસ સફર કરવામાં સવાબ નથી. પાંચ વખતની નમાઝો પોતાના મહોલ્લાની મસ્જિદમાં પઢવી અફઝલ છે. યોગ્ય કારણ વગર બીજી મસ્જિદમાં નમાઝ પઢવી અયોગ્ય છે. જુમ્આની નમાઝ પોતાના શહેરની જામિઅ (જુમ્આ) મસ્જિદમાં અફઝલ છે. અનેક હદીસોમાં આવ્યું છે કે, બીજી મસ્જિદોની સરખામણીમાં 'મસ્જિદે હરામ' (બયતુલ્લાહ)માં એક નમાઝ પઢવાથી એક લાખ નમાઝનો સવાબ મળે છે, જ્યારે મસ્જિદે નબવીમાં પચાસ હજાર નમાઝનો અને બયતુલ મુકદ્દસમાં પઢવાથી પચ્ચીસ હજાર નમાઝનો સવાબ મળે છે.

સમયે મક્કામાં દાખલ થતા હતા. પ્રથમ કઅબાનો તવાફ કરતા હતા. પછી મકામે ઇબ્રાહીમમાં બે રકઅત પઢતા હતા. બીજું તે દિવસે જ્યારે કે મસ્જિદે કુબા જતા હતા. તેઓ દર અઠવાડિયે મસ્જિદે કુબા જતા હતા. મસ્જિદમાં દાખલ થઇને નમાઝ પઢયા વગર ત્યાંથી નીકળવાને મકરૂહ ગણતા હતા અને કહેતા હતા કે રસુલુલ્લાહ (સલ.) પણ આ મસ્જિદની ઝિયારત (જોવા) માટે પગપાળા અને સવાર બંને રીતે આવતા હતા. ઇબ્ને ઉમર કહેતા હતા કે હું તો માત્ર તે જ કરું છું જે મેં મારા સાથીઓને કરતા જોયા છે. હું કોઇને રોકતો નથી. જે માણસની જ્યારે ઇચ્છા થાય, રાત અને દિવસના દરેક ભાગમાં આ મસ્જિદમાં નમાઝ પઢી શકે છે. હા, સુર્યોદય અને સૂર્યાસ્ત વખતે નમાઝનો ઇરાદો ન કરે.

**દર અઠવાડિયે શનિવારના દિવસે મસ્જિદે કુબામાં જવાનું બયાન**

(૯૯/૧૨૯૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને દીનાર કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.) પગપાળા અને સવાર થઇને બંને રીતે દર અઠવાડિયે શનિવારના દિવસે મસ્જિદે કુબા આવતા હતા, જેથી ઇબ્ને ઉમર (રદિ.) પણ એમ જ કરતા હતા.

**મસ્જિદે કુબા માટે પગપાળા અને સવાર થઇને જવાનું બયાન**

(૧૦૦/૧૨૯૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) દર શનિવારે પગપાળા અથવા સવાર થઇને મસ્જિદે કુબા જતા હતા અને ત્યાં જઇને બે રકઅત નમાઝ પઢતા હતા.

**પાક રોઝા અને મિમ્બર શરીફની વચ્ચેની જગ્યાની ફઝીલતનું બયાન**

(૧૦૧/૧૨૯૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ માઝની (રદિ.) કહે છે કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા ઘર અને મારા મિમ્બરની વચ્ચે જન્નતના બાગોમાંથી એક બાગ છે.

(૧૦૨/૧૨૯૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારા ઘર અને મારા મિમ્બરની વચ્ચે જન્નતની ક્યારીઓમાંની એક ક્યારી છે. મારો મિમ્બર મારા હોજ (હોઝે કૌસર) પર હશે.

**મસ્જિદે અકસાની ફઝીલતનું બયાન**

(૧૦૩/૧૨૯૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ મને ચાર વસ્તુઓનો હુકમ આપ્યો છે. એ ચાર વસ્તુઓ મારા માટે આનંદદાયક અને હર્ષવર્ધક છે : ૧. કોઇ ઓરત પતિ અથવા મહરમના સાથ વગર બે દિવસની સફર ન કરે. ૨. ઇદુલ ફિત્ર અથવા ઇદુદ દુહાના દિવસે રોઝો રાખવામાં ન આવે. ૩. ફજ્રની નમાઝ પછી સૂર્ય ઉગતા પહેલાં



અને અસરની નમાઝ પછી સૂર્ય આથમતા પહેલાં કોઇ નમાઝ જાઇઝ નથી. ૪. ત્રણ મસ્જિદો સિવાય ઊંટોનો કાઠડો બાંધીને જવામાં ન આવે : ૧. કઅબા ૨. મસ્જિદે નબવી ૩. બયતુલ મુકદ્દસ.



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**નમાઝમાં હાથની મદદ લેવી જાઇઝ છે. એ શરતે કે તે કામ નમાઝ અંગે હોય (નિરર્થક ન હોય)**

(૧૦૪/૧૨૯૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે, માણસ માટે નમાઝમાં પોતાના શરીરથી દરેક પ્રકારની મદદ લેવી જાઇઝ છે.

(૧૦૫/૧૨૯૭) અબૂ ઇસ્હાકે નમાઝમાં પોતાની ટોપી ઉતારીને ઝમીન પર મૂકી હતી. પછી ઉચકીને માથા પર મૂકી હતી.

(૧૦૬/૧૨૯૮) હઝરત અલી (રદિ.) પોતાની હથેળી પોતાના ડાબા હાથની કોણી ઉપર મૂકીને નમાઝમાં ઉભા રહેતા હતા, પરંતુ જો શરીર ખંજવાળતા અથવા કપડાં ઠીક કરતા ત્યારે પોતાના હાથની મદદ લેતા હતા.

(૧૦૭/૧૨૯૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક રાત્રે હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો. બિસ્તરાની પહોળાઇમાં તો હું સૂઇ ગયો અને લંબાઇમાં રસૂલુલ્લાહ (સલ.) અને આપના પત્ની સૂઇ ગયાં. લગભગ અડધી રાતે હુઝૂર જાગ્યા. બેસીને બંને હાથો વડે આંખો ચોળી. સૂરએ આલિ ઇમરાનની છેલ્લી દસ આયતો પઢી. એક મશક લટકતી હતી. ઉભા થઇને તેમાંથી સારી રીતે વુઝૂ કર્યું અને નમાઝ પઢવા ઉભા થઇ ગયા. મેં પણ ઉઠીને હુઝૂરની જેમ બધી ક્રિયા કરી અને જઇને હુઝૂરની પાસે (નમાઝના માટે) ઉભો થઇ ગયો. આપે પોતાનો જમણો હાથ મારા માથા પર મૂક્યો અને મારો જમણો કાન આમળવા લાગ્યા. તે વખતે આપે બબ્બે રકઅત કરીને છ વાર બબ્બે રકઅતો પઢી અને છેલ્લે વિત્ર પઢીને સૂઇ ગયા. સવારે જ્યારે મુઅઝ્ઝિન આવ્યો ત્યારે આપે ઉઠીને ટૂંકી બે રકઅતો પઢી અને બહાર જઇ ફજ્રની નમાઝ પઢી.

**નમાઝમાં વાતચીત કરવી મના છે**

(૧૦૮/૧૩૦૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.) નમાઝ પઢતા હતા ત્યારે અમે આપને સલામ કરતા હતા અને આપ (નમાઝમાં જ) સલામનો જવાબ આપતા હતા, પરંતુ જ્યારે અમે લોકો બાદશાહ નજ્જાશી પાસેથી પાછા આવ્યા અને (નમાઝમાં) સલામ કરી તો આપે જવાબ ન આપ્યો અને (નમાઝ પછી) ફરમાવ્યું : નમાઝમાં એક મોટું કામ હોય છે, (જેથી

બીજી કોઈ વાત ન કરવી જોઈએ.)

(૧૦૯/૧૩૦૧) હઝરત ઝેદ ઈબ્ને અરકમ (રદિ.) કહે છે કે, અમે લોકો હુઝૂર (સલ.)ના સમયમાં (શરૂ શરૂમાં) નમાઝમાં વાતો કરતા હતા. જો કોઈને કોઈ કામ પડતું હતું તો તે પોતાના સાથીને નમાઝમાં કહી દેતો હતો, પરંતુ જ્યારે આયત **હાફિઝૂ અલ સ્સલવાતિ વ સ્સલાતિલ વુસ્તા વ કૂમૂ લિલ્લાહિ કાનિતીન** ઉતરી (બધી નમાઝોનું રક્ષણ કરો, વચ્ચેની નમાઝ ઉપર કાયમ રહો અને અલ્લાહ સામે અદબપૂર્વક ઉભા રહો) ત્યારે અમને નમાઝમાં ચુપ રહેવાનો હુકમ આપવામાં આવ્યો.

### નમાઝમાં ઝરૂરત વખતે બીજાઓ માટે 'સુબ્હાનલ્લાહ' અને 'અલ્હમ્દુ લિલ્લાહ' કહેવું જાઈઝ છે

(૧૧૦/૧૩૦૨) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, એકવાર નામદાર હુઝૂર (સલ.) બની અમ્રના કબીલાઓમાં સુલેહ કરાવવા માટે ગયા. જ્યારે નમાઝનો વખત થયો ત્યારે બિલાલ (રદિ.)એ હઝરત અબૂબક્ર (રદિ.)ને જઈને કહ્યું કે, નબી (સલ.) તો ત્યાં રોકાઈ ગયા છે અને નમાઝ તૈયાર છે. શું તમે લોકોને નમાઝ પઢાવશો ? હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : હા, જો તમે લોકો ઈચ્છતા હોય તો પઢાવી દઈશ. જેથી અબૂબક્ર (રદિ.) આગળ વધ્યા અને નમાઝ શરૂ કરી દીધી. એવામાં હુઝૂર (સલ.) પણ આવી પહોંચ્યા અને સફોને ચીરીને પહેલી સફમાં પહોંચીને નમાઝની નિય્યત કરીને ઉભા થઈ ગયા. લોકોએ તાળીઓ પાડવાનું શરૂ કરી દીધું, પરંતુ હઝરત અબૂબક્ર (રદિ.) નમાઝમાં આમ-તેમ જોતા ન હતા. જ્યારે તાળીઓનો અવાજ વધારે થઈ ગયો ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ ફરીને જોયું કે નબી (સલ.) પહેલી સફમાં ઉભા છે. હઝરત અબૂબક્ર (રદિ.)એ પાછળ હઠવાનો ઈરાદો કર્યો, પરંતુ હુઝૂરે ઈશારો કર્યો કે, તમારી જગ્યા ઉપર કાયમ રહો. હઝરત અબૂબક્ર (રદિ.)એ બંને હાથ ઉઠાવીને ખુદાનો શુક્ર અદા કર્યો, પછી પાછળ હઠયા. રસૂલુલ્લાહ (સલ.)એ આગળ વધીને નમાઝ પઢાવી.

### જો કોઈ નમાઝી નમાઝમાં લોકોનું નામ લે અથવા અજાણપણે ગાયબ દોસ્તો ઉપર દુરૂદ અને સલામ મોકલે તો શું હુકમ છે ?

(૧૧૧/૧૩૦૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, અમે નમાઝમાં બેસીને અત્તહિય્યાત પઢતા અને એકબીજાનું નામ લઈને સલામ કહેતા હતા. (જેમ કે જિબ્રઈલ ઉપર સલામ, મીકાઈલ ઉપર સલામ, અબૂબક્ર ઉપર સલામ, ઉમર ઉપર સલામ.) હુઝૂર (સલ.)એ જ્યારે આ સાંભળ્યું ત્યારે ફરમાવ્યું કે એને છોડી દો, અને તેના બદલે



આ અત્તહિય્યાત પઢો : **અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ ત્તય્યિબાતુ અસ્સલામુ અલય્ક અય્યુહ ન્નબિય્યુ વરહમતુ લ્લાહિ વ બરકાતુહુ અસ્સલામુ અલય્ના વ અલા ઈબાદિ લ્લાહિ સ્સાલિહીન અશ્હદુ અલ્લાઈલાહ ઈલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ.** હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે આવું કરશો ત્યારે આસ્માન અને જમીનમાં જેટલા નેક બંદાઓ હશે તે સૌને તમારી સલામ પહોંચી જશે.

### નમાઝમાં ઝરૂરત વખતે ઓરતો માટે તાળી પાડવું જાઈઝ છે

(૧૧૨/૧૩૦૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : (નમાઝમાં) ઓરતોએ તાળી પાડવી જોઈએ અને મરદોએ 'સુબ્હાનલ્લાહ' કહેવું જોઈએ.

(૧૧૩/૧૩૦૫) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, સુબ્હાનલ્લાહ કહેવું મરદો માટે છે અને તાળી પાડવું ઓરતો માટે છે.

### જો કોઈ માણસ નમાઝમાં કોઈ તાત્કાલિક ઝરૂરતના કારણે કદમો પર પાછળ હઠે અથવા આગળ વધે તો જાઈઝ છે

(૧૧૪/૧૩૦૬) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.)એ આ વિષયની હદીસ મરફૂઅ બયાન કરી છે.

(૧૧૫/૧૩૦૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (એક વાર) સોમવારના દિવસે મુસલમાનો નમાઝમાં હતા. હઝરત અબૂબક્ર (રદિ.) નમાઝ પઢાવી રહ્યા હતા. એવામાં અચાનક રસૂલુલ્લાહ (સલ.) હઝરત આઈશા (રદિ.)ના કમરાનો પરદો ઉંચકીને નમાઝીઓને જોવા લાગ્યા. લોકો સફો બનાવીને ઉભા હતા. આપ જોઈને હસ્યા. હઝરત અબૂબક્ર (રદિ.)એ એડીઓ ઉપર પાછળ હઠવાનો ઈરાદો કર્યો અને વિચાર્યું કે, રસૂલુલ્લાહ (સલ.) નમાઝમાં આવવા માંગે છે. મુસલમાનોએ જ્યારે હુઝૂર (સલ.)ને જોયા ત્યારે ભારે ખુશીના કારણે ગાંડાતુર જેવા થઈ ગયા, પરંતુ હુઝૂરે હાથથી ઈશારો કર્યો કે નમાઝ પૂરી કરી લો અને પોતે પરદો છોડીને કમરામાં ચાલ્યા ગયા અને તે જ દિવસે હુઝૂરની વફાત થઈ ગઈ.

### જો માં પોતાના છોકરાને બોલાવે અને છોકરો નમાઝમાં હોય તો શું કરે ?

(૧૧૬/૧૩૦૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ (એક દિવસ) ફરમાવ્યું કે, એક ઓરતે પોતાના છોકરાને બુમ પાડી અને કહ્યું : જુરૈજ ! છોકરો (જુરૈજ) ઈબાદતઘરમાં હતો, ત્યાંથી જ બોલ્યો : અય અલ્લાહ ! મારી માં બોલાવે છે અને હું નમાઝમાં છું. ઓરત આ સાંભળીને પાછી ચાલી ગઈ. બીજા

દિવસે ફરી આવીને બુમ પાડી : જુરૈજ ! છોકરો બોલ્યો : અય અલ્લાહ ! મારી માં મને બુમ પાડે છે અને હું નમાઝમાં છું. ઓરત પાછી ચાલી ગઈ. ત્રીજા દિવસે ફરી આવીને બુમ પાડી : જુરૈજ ! છોકરાએ ફરી તે જ કહ્યું કે, અય અલ્લાહ ! હું નમાઝમાં છું અને મારી માં મને બુમ પાડી રહી છે. માં એ લાચાર થઈને બદદુઆ આપી અને કહ્યું : અય અલ્લાહ ! જ્યાં સુધી એ ખરાબ ચાલચલગતવાળી ઓરતોનું મોં ન જોઈ લે ત્યાં સુધી એને મારતો નહીં. જુરૈજના ઈબાદતઘર પાસે એક બકરીઓ ચરાવનારી ઓરત આવીને થોભતી હતી. સંજોગવશાત તેને એક બાળક થયું. લોકોએ તેને પૂછયું કે, આ બાળક કોના વીર્યથી છે ? ચરાવનારી ઓરતે કહ્યું : જુરૈજના વીર્યથી. જુરૈજ ઈબાદતઘરમાંથી ઉતરીને નીચે આવ્યો હતો અને તેનું જ આ બાળક છે. જુરૈજ (ને જ્યારે આ ખબર પડી ત્યારે) બોલ્યો : તે ઓરત ક્યાં છે, જે બકવાસ કરે છે કે, તેનો છોકરો મારા વીર્યથી છે ? (લોકો જુરૈજને ઓરત પાસે લઈ ગયા) જુરૈજે બાળકને ઉદ્દેશીને કહ્યું : છોકરા તારો બાપ કોણ છે ? છોકરાએ કહ્યું કે, ફલાણો ભરવાડ.

## નમાઝમાં કાંકરીઓને હાથથી સરખી કરવી જાઈઝ છે

(૧૧૭/૧૩૦૯) હઝરત મુઅયકિબ કહે છે કે, એક માણસ નમાઝમાં સજદો કરવા માટે સજદાની માટીને સરખી કરવા લાગ્યો. હુઝૂર (સલ.)એ તેને કહ્યું : જો તને એની મજબુરી જ હોય તો એક વખત કર.

## નમાઝમાં સજદો કરવા માટે ઝમીન પર કપડું પાથરવાનું બયાન

(૧૧૮/૧૩૧૦) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, અમે લોકો સખ્ત ગરમીમાં હુઝૂર (સલ.) સાથે નમાઝ પઢતા હતા. જ્યારે પુષ્કળ ગરમીના કારણે કોઈને ઝમીન ઉપર પેશાની મૂકવાની હિંમત ન થતી ત્યારે તે પોતાનું કપડું પાથરીને તેના ઉપર સજદો કરતો હતો.

## નમાઝમાં કેટલું હલનચલન કરવું જાઈઝ છે ?

(૧૧૯/૧૩૧૧) હઝરત આઈશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) નમાઝ પઢતા રહેતા અને હું આપની સજદો કરવાની જગ્યામાં પગ લંબાવતી હતી. જ્યારે હુઝૂર સજદો કરવા માંગતા ત્યારે મારા પગને નખ મારતા. હું પગ હઠાવી લેતી. પછી જ્યારે આપ ઉભા થઈ જતા ત્યારે ફરી પગ લાંબા કરી લેતી હતી.

(૧૨૦/૧૩૧૨) હઝરત અબૂ હુરૈરા

(૧૧૬/૧૩૦૮) ઈસ્લામી શરીઅતમાં ફર્ઝ નમાઝ દરમ્યાન જવાબ આપવાની કે માં-બાપના બોલાવવાથી નમાઝ તોડવાની રજા નથી. હા, નફિલ નમાઝ હોય અને માં-બાપને ખબર ન હોય કે છોકરો નમાઝ પઢે છે, તેવા સમયે તેઓ બોલાવે તો નફિલ નમાઝ તોડી શકે છે. (દુર્રે મુખ્તાર)



(રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, રાત્રે એક શયતાન મારી પાસે આવી પડયો હતો. નમાઝ તોડાવી નાંખવા માટે તેણે મારા પર હુમલો કર્યો હતો, પરંતુ ખુદા તઆલાએ મને તેના ઉપર વર્ચસ્વ આપ્યું. મેં તેને પકડીને ગળું દબાવ્યું અને ઈરાદો કર્યો કે, મસ્જિદના કોઈ થાંભલા સાથે બાંધી દઉં, જેથી સવારે તમે લોકો પણ જોઈ લો, પરંતુ પછી મને મારા ભાઈ સુલયમાનની દુઆ યાદ આવી ગઈ કે **રબ્બિ હબ લી મુલ્કલ્લાયંબગી લિઅહદિમ્ મિમ બઅદી** : અય અલ્લાહ ! મને એવી હુકૂમત આપ કે મારા પછી કોઈને નસીબ ન થાય. (એટલે મેં તેને છોડી દીધો) ખુદા તઆલાએ તેને ધિક્કારીને કાઢી મૂક્યો.

## જો નમાઝમાં નમાઝીની સવારી છુટી જાય તો શું કરવામાં આવે ?

(૧૨૧/૧૩૧૩) હઝરત કતાદા કહે છે કે, જો નમાઝમાં નમાઝીનું કપડું ચોરાઈ જાય તો નમાઝ છોડીને પીછો પકડવો જાઈઝ છે.

(૧૨૨/૧૩૧૪) હઝરત અઝરક ઈબ્ને કૈસ કહે છે કે, જે ઝમાનામાં અમે ખારજીઓ સામે અહવાઝ શહેરમાં યુદ્ધ ખેલી રહ્યા હતા તે સમયે હું એક દિવસ એક નહેર પાસે ઉભો હતો. હું જોઉં છું કે, એક માણસ સવારીની લગામ પોતાના હાથમાં પકડીને નમાઝ પઢી રહ્યો હતો. નમાઝ દરમ્યાન સવારીએ તેને પોતાના તરફ ખેંચ્યો. તે માણસ ખેંચાતો તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. (શુઅબાના કથન અનુસાર એ નમાઝી અબૂ બરઝા અસ્લમી હતા.) એક ખારજી કહેવા લાગ્યો કે, અય અલ્લાહ ! આ વૃદ્ધ માણસને એના કૃત્યની શિક્ષા આપ (કે સવારી માટે તેણે નમાઝ છોડી દીધી છે.) તે માણસ જ્યારે નમાઝ પઢી ચુક્યો ત્યારે કહેવા લાગ્યો : મેં તમારી વાતચીત સાંભળી. હુઝૂર (સલ.)ની સાથે મેં સાત-આઠ જિહાદો કરી છે અને આપના તરફથી જે સહુલતો (શરીઅતના હુકમોમાં) કરવામાં આવતી હતી તે પણ મેં જોઈ છે. જો હું સવારીને છોડી દેત તો તે ચરવાની જગ્યાએ ચાલી જાત અને મારા માટે મુશ્કેલી ઉભી થાત. એટલે એના બદલે આ કામ મારા માટે આસાન હતું કે હું તેની સાથે સાથે પાછો જાઉં.

(૧૨૩/૧૩૧૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, એક વાર સૂર્યગ્રહણ થયું. હુઝૂર (સલ.) નમાઝ માટે ઉભા થઈ ગયા અને એક લાંબી સૂરત પઢયા પછી ઘણો લાંબો રૂકૂઅ કર્યો. રૂકૂઅમાંથી શિર ઉઠાવીને ફરી બીજી એક સૂરત શરૂ કરી દીધી અને પઢીને ફરી રૂકૂઅ

(૧૨૧/૧૩૧૩) ટ્રેનમાંથી ઉતરીને નમાઝ પઢતો હોય અને નમાઝ દરમ્યાન ટ્રેન ચાલુ થઈ જાય તો નમાઝ તોડવી જાઈઝ છે.

કરીને સજદામાં ગયા. બીજી રકઅતમાં પણ એ જ પ્રમાણે કર્યું. (નમાઝથી પરવારીને) ફરમાવ્યું કે, ચંદ્ર-સૂર્ય અલ્લાહની કુદરતની નિશાનીઓ છે. એટલે જ્યારે તમે ગ્રહણ જુઓ ત્યારે નમાઝો પઢો, જેથી અલ્લાહ તઆલા ગ્રહણ દૂર કરે. (આજે) આ જગ્યાએ મેં તે બધી વસ્તુઓ જોઈ લીધી, જેનો મને વાયદો કરવામાં આવ્યો હતો. જ્યારે તમે લોકોએ મને આગળ વધતો જોયો હતો ત્યારે હું જન્નતની દ્રાક્ષનો એક લુમ લેવા માંગતો હતો અને જ્યારે તમે મને પાછળ હઠતો જોયો હતો ત્યારે મેં દોઝખ જોઈ હતી કે તે પોતે પોતાને ખાઈ રહી છે. મેં તેમાં અમ્ર ઈબ્ને લુહયને પણ જોયો, જેણે સૌથી પહેલાં સાંઢ છોડવાનો રિવાજ શરૂ કર્યો છે.

**નમાઝમાં શું થૂંકવું અને ફુંકવું જાઈઝ છે ?**

(૧૨૪/૧૩૧૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સૂર્યગ્રહણની નમાઝમાં સજદામાં ફુંક મારી હતી.

(૧૨૫/૧૩૧૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મસ્જિદના કિબ્લા તરફની દીવાલ ઉપર થૂંક લાગેલું જોયું ત્યારે આપ મસ્જિદવાળાઓ ઉપર ખૂબ ગુસ્સે થયા અને ફરમાવ્યું કે ખુદા તઆલા તમારી સામે છે, જેથી તમારામાંથી કોઈ માણસ નમાઝમાં ન થૂંકે. ત્યાર પછી હુઝૂરે (મિમ્બર પરથી) ઉતરીને થૂંક લૂછી નાખ્યું. હઝરત ઈબ્ને ઉમર કહે છે કે જો કોઈને થૂંકવું હોય તો ડાબી બાજુએ થૂંકે.

(૧૨૬/૧૩૧૮) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમારામાંથી જ્યારે કોઈ માણસ નમાઝમાં હોય છે ત્યારે તે પોતાના પાલનહાર સાથે વાતચીત કરે છે, જેથી ન જમણી તરફ થૂંકે ન સામે, બલકે (જો થૂંકવું હોય તો) ડાબી બાજુએ પગની નીચે થૂંકે.

**જો અજાણ હોવાના કારણે કોઈ માણસ નમાઝમાં તાળીઓ વગાડે તો તેની નમાઝ તૂટશે નહી**

(૧૨૭/૧૩૧૯) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.)એ આ વિષયની હદીસ મરફૂઅ બયાન કરી છે.

**જો કોઈ નમાઝીને કહેવામાં આવે કે નમાઝના અમુક રૂકનો તમે બીજાઓ કરતાં પહેલાં અદા કરો અથવા કોઈને એમ કહેવામાં આવે કે જ્યાં સુધી બીજા લોકો આ રૂકનો અદા ન કરી લે ત્યાં સુધી તમે તેમની રાહ જુઓ, તેમનાથી પહેલાં આ રૂકનો અદા ન કરો તો કંઈ વાંધો નથી**

(૧૨૮/૧૩૨૦) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, લોકો હુઝૂર (સલ.)ની સાથે નમાઝ પઢતા હતા અને



તેમના તેહબંદ ખુલ્લાં હતાં એટલે તેઓ તેમને ગરદનોમાં બાંધી લેતા હતા. ઓરતોને હુકમ આપવામાં આવ્યો હતો કે જ્યાં સુધી મરદો બરાબર બેસી ન જાય ત્યાં સુધી તમે સજદામાંથી શિર ન ઉઠાવો. (જેથી કોઈ મરદના સતર ઉપર નઝર ન પડી જાય.)

**નમાઝી નમાઝમાં સલામનો જવાબ ન આપે**

(૧૨૯/૧૩૨૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હું હુઝૂર (સલ.)ને પહેલાં સલામ કરતો હતો ત્યારે આપ (નમાઝમાં જ) જવાબ આપી દેતા હતા, પરંતુ જ્યારે અમે (હબશા-ઈથોપિયાથી) પાછા આવ્યા અને મેં આવીને સલામ કરી ત્યારે આપે (નમાઝમાં) સલામનો જવાબ ન આપ્યો અને ફરમાવ્યું : નમાઝ તો ભારે કામ છે.

(૧૩૦/૧૩૨૨) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ મને એક કામ માટે મોકલ્યો. મેં જઈને તે કામ પૂરું કર્યું. પાછા આવીને આપને સલામ કરી, પરંતુ આપે જવાબ આપ્યો નહીં. એનાથી મારા દિલને એવો આઘાત લાગ્યો કે ખુદા જ જાણે છે. દિલમાં મેં કહ્યું કે, કદાચ હુઝૂર (સલ.) મારા ઉપર એ કારણસર ગુસ્સે છે કે, પાછા ફરવામાં મને મોડું થઈ ગયું છે. બીજી વાર મેં ફરી સલામ કરી, પરંતુ આપે ફરી પણ જવાબ આપ્યો નહીં. મને પહેલાં કરતાં પણ વધારે દુઃખ થયું. જ્યારે ત્રીજીવાર મેં સલામ કરી ત્યારે આપે જવાબ આપીને ફરમાવ્યું કે, હું નમાઝ પઢી રહ્યો હતો. સલામનો જવાબ આપવાથી એ જ વસ્તુ રોકતી હતી. તે વખતે આપ કિબ્લા તરફ મોં કરીને સવારી ઉપર જઈ રહ્યા હતા.

**નમાઝમાં કોઈ ઝરૂરત વખતે હાથ ઉઠાવવાનું બયાન**

(૧૩૧/૧૩૨૩) હઝરત સહલ ઈબ્ને સઅદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને ખબર મળી કે બની અમ્રના કબીલાઓમાં, જે કુબાના રહેવાસીઓ હતા, કંઈક અંદરોઅંદર મનદુઃખ થયું છે. આપ થોડાક સાથીઓને સાથે લઈને તેમના વચ્ચે સુલેહ કરાવવા માટે ત્યાં ગયા. ત્યાં આપને થોડુંક મોડું થયું અને નમાઝનો વખત થઈ ગયો. બિલાલ (રદિ.)એ હઝરત અબૂબક્ર (રદિ.) પાસે આવીને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) તો ત્યાં રોકાઈ ગયા છે અને નમાઝનો વખત થઈ ગયો છે. શું તમે લોકોને નમાઝ પઢાવી દેશો ? હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : જો તમારા લોકોની ઈચ્છા હોય તો હું નમાઝ પઢાવી દઈશ. જેથી હઝરત અબૂબક્ર (રદિ.) આગળ વધ્યા અને તકબીર કહી. એવામાં હુઝૂર (સલ.) પણ આવી ગયા અને સફો ચીરીને પહેલી સફમાં જઈને ઉભા થઈ ગયા. લોકો (હુઝૂરને જોઈને હઝરત અબૂબક્રને ખબર કરવા માટે) તાળીઓ વગાડવા લાગ્યા. કારણ કે, અબૂબક્ર (રદિ.) નમાઝમાં આમતેમ

જોતા ન હતા. જ્યારે લોકોએ તાળીઓ વધારે વગાડી ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ મોં ફેરવીને જોયું અને રસૂલુલ્લાહ (સલ.)ને સફમાં ઉભા રહેલા જોયા. (હઝરત અબૂબક્રે પાછળ હઠવા પ્રયાસ કર્યો, પરંતુ) હુઝૂરે ઈશારાથી હુકમ આપ્યો કે, નમાઝ પઢાવતા રહો. અબૂબક્ર (રદિ.)એ હાથ ઉઠાવીને ખુદાનો શુક્ર અદા કર્યો, પછી ઉલટા પગે પાછળ હઠીને સફમાં આવીને ઉભા થઈ ગયા અને રસૂલુલ્લાહ (સલ.)એ આગળ વધીને નમાઝ પઢાવી. નમાઝથી પરવારીને લોકોને સંબોધીને ફરમાવ્યું કે, આ શું વાત છે કે, નમાઝમાં જ્યારે તમને કોઈ ઝરૂરત પડે છે ત્યારે તમે તાળીઓ પાડવા લાગો છો. તાળી પાડવાનું તો ઓરતો માટે યોગ્ય છે. જો કોઈને નમાઝમાં કોઈ ઝરૂરત પડે તો તેણે સુબ્હાનલ્લાહ કહેવું જોઈએ. તે પછી હુઝૂરે હઝરત અબૂબક્ર તરફ ફરીને કહ્યું કે, અબૂબક્ર જ્યારે મેં ઈશારો કરી દીધો હતો ત્યારે તમને નમાઝ પઢાવવાથી કઈ વસ્તુ રોકતી હતી ? હઝરત અબૂબક્રે કહ્યું કે, અબૂ કહાફાના પુત્ર માટે એ યોગ્ય નથી કે રસૂલુલ્લાહની સામે નમાઝ પઢાવે.

**નમાઝમાં કમર ઉપર હાથ મૂકવાનું બયાન**

(૧૩૨/૧૩૨૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નમાઝમાં કમર ઉપર હાથ મૂકવો મના છે.

(૧૩૩/૧૩૨૫) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, કમર પર હાથ મૂકીને નમાઝ પઢવાની હુઝૂર (સલ.)એ મનાઈ ફરમાવી છે.

**નમાઝમાં કોઈ વસ્તુની ચિંતા અથવા વિચાર કરવો**

(૧૩૪/૧૩૨૬) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, હું નમાઝમાં મારું લશ્કર તૈયાર કરું છું (અને વિચારું છું કે તેને કઈ બાજુએ મોકલું.)

(૧૩૫/૧૩૨૭) હઝરત ઉકબા ઈબ્ને હારિસ કહે છે કે, એકવાર મેં હુઝૂર (સલ.) સાથે અસ્રની નમાઝ પઢી. સલામ ફેરવીને આપ તરત ઉઠીને કોઈ પત્નીના ઘરમાં ગયા અને થોડીવાર પછી આવ્યા. લોકોના મોં ઉપર નવાઈના ચિન્હો જોઈને ફરમાવ્યું : નમાઝમાં મને યાદ આવ્યું કે, સોનાનો એક ટુકડો મારી પાસે છે અને સદકામાં આવ્યો છે. મેં યોગ્ય ન સમજ્યું કે, રાત સુધી તે અમારી પાસે રહે. એટલે (મેં તરત જઈને) તેને વહેંચી દેવાનો હુકમ આપ્યો.

(૧૩૬/૧૩૨૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અઝાન દેવામાં આવે છે ત્યારે શયતાન પાદ મારતો પીઠ ફેરવીને નાસે છે, જેથી અઝાનનો અવાજ સાંભળે નહીં. જ્યારે મુઅઝ્ઝિન અઝાન દઈને ચુપ થઈ જાય છે ત્યારે શયતાન ફરી પાછો આવે છે, પરંતુ જ્યારે ઈકામત થાય છે ત્યારે ફરી પાછો પીઠ ફેરવીને ચાલ્યો જાય છે અને ઈકામત પૂરી થઈ ગયા પછી ફરી પાછો આવે છે અને નમાઝીને કહેતો રહે છે કે, ફલાણી વસ્તુને યાદ કર. જો શયતાન તેને યાદ ન અપાવત તો તેને તે વસ્તુ યાદ ન હોત. છેવટે માણસ ભૂલી જાય છે કે, મેં કેટલી નમાઝ પઢી. અબૂ સલમા કહે છે કે, (હુઝૂરે ત્યાર પછી ફરમાવ્યું :) જો કોઈને આવો બનાવ બને તો બેસીને બે સજદા કરે.

(૧૩૪/૧૩૨૬) જિહાદ દીનની સેવા છે અને ફર્ઝ છે. એના વિષે જો નમાઝમાં કંઈ વિચારે તો વાંધો નથી. દુનિયાની વાતોનો વિચાર કરવો ગુનોહ છે. સ્વયંભૂ વિચારો આવે તો તેમાં કંઈ વાંધો નથી. અલ્લાહના વલીઓને આવા વિચારો પણ આવતા નથી.



(૧૩૭/૧૩૨૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, લોકો કહે છે કે, અબૂ હુરૈરા ઘણી હદીસો બયાન કરે છે. (જરા વિચાર કરવો જોઈએ કે) હું એક માણસને મળ્યો અને તેને પૂછ્યું કે રાત્રે ઈશાની નમાઝમાં હુઝૂર (સલ.)એ કઈ કઈ સૂરતો પઢી હતી ? તેણે કહ્યું : મને ખબર નથી. મેં કહ્યું : શું તમે નમાઝમાં મોજૂદ ન હતા ? તેણે કહ્યું કે મોજૂદ હતો. મેં કહ્યું : મને ખબર છે. હુઝૂરે ફલાણી ફલાણી સૂરતો પઢી હતી. (મતલબ કે લોકો હદીસો યાદ રાખતા નથી અને હું યાદ રાખું છું.)



**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**જો નમાઝી ભૂલથી ફરઝોની બે રકઅતો પઢીને અત્તહિય્યાત પઢ્યા વગર ત્રીજી રકઅત માટે ઉભા થઈ જાય તો શું કરે ?**

(૧૩૮/૧૩૩૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બુહયના (રદિ.) કહે છે : એક નમાઝમાં હુઝૂર (સલ.)એ અમને બે રકઅતો પઢાવી અને બે રકઅતો પઢીને બેઠા વગર ઉભા થઈ ગયા. લોકો પણ આપની સાથે ઉભા થઈ ગયા. જ્યારે આપ નમાઝ પૂરી કરી ચુકયા અને અમે રાહ જોતા હતા કે આપ હમણા સલામ ફેરવે છે ત્યારે આપે સલામ ફેરવતા પહેલાં તકબીર કહી અને બેઠા બેઠા સહ્વના બે સજદા કર્યા, પછી સલામ ફેરવી.

(૧૩૯/૧૩૩૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બુહયના (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઝુહરની બે રકઅતો પઢીને ઉભા થઈ ગયા અને વચ્ચે બેઠા નહીં. નમાઝ પૂરી કરી ચુક્યા ત્યારે બે સજદા કરીને સલામ ફેરવી.

**જો કોઈ ભૂલથી ચાર ફર્ઝના બદલે પાંચ પઢી લે તો શું હુકમ છે ?**

(૧૪૦/૧૩૩૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, એક વાર હુઝૂર (સલ.)એ ઝુહરની પાંચ રકઅતો પઢી. પૂછવામાં આવ્યું કે, શું નમાઝમાં કંઈ વધારો થઈ ગયો છે ? ફરમાવ્યું : શું વાત છે ? કહેવામાં આવ્યું કે, હુઝૂરે પાંચ રકઅતો પઢી છે. આપે તરત સલામ ફેરવી દીધા પછી બે સજદા કર્યા અને પછી સલામ ફેરવી.

**જો કોઈ માણસ ત્રણ અથવા ચાર ફર્ઝની બે રકઅતો પઢીને સલામ ફેરવી દે અથવા ચાર ફર્ઝમાં ત્રણ રકઅતો પઢીને સલામ ફેરવી દે તો નમાઝના સાધારણ સજદાની જેમ અથવા તેનાથી કંઇક લાંબા બે સજદા કરે.**

(૧૪૧/૧૩૩૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એકવાર અમને રસૂલુલ્લાહ (સલ.)એ ઝુહર અથવા અસ્રની નમાઝ પઢાવી અને બે જ રકઅત પછી સલામ ફેરવીને ઉભા થઈ ગયા. આ જોઈને હઝરત ઝૂલયદૈને પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! શું નમાઝ ઓછી થઈ ગઈ છે ? હુઝૂરે બીજા સહાબાને પૂછ્યું : શું ઝૂલયદૈનની વાત સાચી છે ? સહાબાએ કહ્યું : જી હા. આપે તરત બીજી બે રકઅતો પઢી અને બે સજદા કર્યા.

(૧૪૨/૧૩૩૪) હઝરત સઅદ (રદિ.) કહે છે કે, ઉરવા ઇબ્ને ઝુબેરે એકવાર મગરિબની નમાઝમાં બે રકઅત પઢીને સલામ ફેરવી દીધી અને વાતચીત પણ કરી, પરંતુ પછી બાકીની નમાઝ પઢીને બે સજદા કર્યા અને ફરમાવ્યું કે રસૂલુલ્લાહ (સલ.)એ પણ આમ જ કર્યું હતું.

**સજદએ સહ્વ પછી અત્તહિય્યાત ન પઢવાનું બયાન**

(૧૪૩/૧૩૩૫) હઝરત અનસ અને હસન બસરીએ સજદએ સહવ પછી સલામ ફેરવી અને તશહહુદ પઢયા નહીં.

(૧૪૪/૧૩૩૬) હઝરત કતાદા પણ સજદએ સહવ પછી અત્તહિય્યાત પઢતા ન હતા.

(૧૪૫/૧૩૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એકવાર બે રકઅત પઢીને હુઝૂર (સલ.)એ નમાઝ પૂરી કરી દીધી. આ જોઇને ઝૂલયદૈને પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! શું નમાઝ કંઈ ઓછી થઈ ગઈ છે અથવા આપ ભૂલી ગયા છો ? આપે (સહાબાને) પૂછ્યું : શું ઝૂલયદૈન સાચું કહે છે ? સહાબાએ કહ્યું : જી હા. આપે તરત ઉઠીને અને બે રકઅત પઢીને સલામ ફેરવી અને તકબીર કહીને સાધારણ અથવા કંઈક લાંબો સજદો કર્યો અને પછી સજદામાંથી શિર ઉઠાવ્યું.

(૧૪૬/૧૩૩૮) હઝરત સલમા કહે છે : મેં મુહમ્મદ ઇબ્ને સીરીનને પૂછ્યું કે, શું સજદએ સહવ પછી અત્તહિય્યાત પઢવાનો હુકમ છે ? ઇબ્ને સીરીને કહ્યું કે, હઝરત અબૂ હુરૈરાની હદીસમાં તો એનો ઉલ્લેખ નથી.

**સહવના બંને સજદાઓમાં તકબીર કહેવી જોઈએ.**

(૧૪૭/૧૩૩૯) હઝરત અબૂ હુરૈરહ

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૪૩/૧૩૩૫) અનેક રિવાયતોમાં આવ્યું છે કે, સજદએ સહવ પછી અત્તહિય્યાત પઢવી.



(રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.)એ પાછલા દિવસની બંને નમાઝોમાંથી કોઈ એક નમાઝની માત્ર બે રકઅત પઢીને સલામ ફેરવી દીધી. ઇબ્ને સીરીન કહે છે : અને મારા ખ્યાલ મુજબ આ બનાવ અસ્રની નમાઝનો છે. સલામ ફેરવીને મસ્જિદના કિબ્લાની દિશામાંની લાકડીની પાસે જઈને ઉભા થઇ ગયા અને તેના ઉપર હાથ મૂકીને (કંઈક વાત કરવા માંગી) જમાઅતમાં હઝરત અબૂબક્ર અને ઉમર (રદિ.) પણ હતા, પરંતુ નુબુવ્વતના પ્રભાવના કારણે તેઓ બોલી શકયા નહીં. ઉતાવળીયા લોકો મસ્જિદની બહાર જવા લાગ્યા અને કહેવા લાગ્યા કે શું નમાઝ ઓછી થઈ ગઈ છે ? જમાઅતમાં બીજો એક માણસ હતો, જેને હુઝૂર ઝૂલયદૈન કહેતા હતા. તેણે પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! શું નમાઝ ઓછી થઈ ગઈ છે અથવા આપ ભૂલી ગયા છો ? ફરમાવ્યું : ન તો નમાઝ ઓછી થઈ છે, ન હું ભૂલ્યો છું. તેણે કહ્યું : ચોક્કસ તમે ભૂલી ગયા છો. આપે આ સાંભળીને તરત બે રકઅતો પઢી અને સલામ ફેરવીને તકબીર કહીને સાધારણ અથવા કંઈક લાંબો સજદો કર્યો. પછી શિર ઉઠાવીને બીજીવાર તકબીર કહીને સાધારણ અથવા કંઈક લાંબો સજદો કર્યો. તે પછી શિર ઉઠાવીને તકબીર કહી.

(૧૪૮/૧૩૪૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને બુહયના કહે છે કે, એકવાર હુઝૂર ઝુહરની નમાઝમાં બે રકઅત પઢીને (અત્તહિય્યાત પઢયા વગર) ઉભા થઈ ગયા. જો કે આપે બેસવું જોઈતું હતું. જ્યારે નમાઝ પૂરી કરી ચુકયા ત્યારે સલામ ફેરવતા પહેલાં સહવના બે સજદા કર્યા અને લોકોએ પણ આપની સાથે સજદા કર્યા. આપ દરેક સજદા માટે બેસીને તકબીર કહેતા હતા, પછી સજદો કરતા હતા.

**જો નમાઝીને યાદ ન રહે કે મેં ત્રણ રકઅતો પઢી છે કે ચાર, તો બેઠો બેઠો સહવના બે સજદા કરે**

(૧૪૯/૧૩૪૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે નમાઝ માટે અઝાન દેવામાં આવે છે ત્યારે શયતાન પાદ મારતો પીઠ ફેરવીને નાસે છે, જેથી અઝાન સાંભળે નહીં. જ્યારે અઝાન પૂરી થઈ જાય છે ત્યારે પાછો આવે છે. પછી જ્યારે નમાઝ માટે ઇકામત થાય છે ત્યારે પીઠ ફેરવીને નાસે છે અને જ્યારે ઇકામત પૂરી થઇ જાય છે ત્યારે આવતો રહે છે. અહીં સુધી કે માણસમાં ઉતરી જઈને તેને જુદી જુદી વસ્તુઓની યાદ અપાવતો રહે છે અને તેને કહે છે કે, ફલાણી ફલાણી વસ્તુઓને યાદ કર. છેવટે માણસ ભૂલી જાય છે કે કેટલી નમાઝ પઢી છે. એટલે જો કોઈ માણસ ભૂલી જાય કે તેણે ત્રણ રકઅતો પઢી છે કે ચાર, તો બેઠા બેઠા બે સજદા કરે.

**ફર્ઝ અને નફિલ નમાઝમાં ભૂલ થવાનું બયાન**

(૧૫૦/૧૩૪૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ વિત્ર પછી સહવના બે સજદા કર્યા હતા.

(૧૫૧/૧૩૪૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે તમારામાંથી કોઈ માણસ નમાઝ પઢવા ઉભો થાય છે ત્યારે શયતાન તેની પાસે આવીને તેના દિલમાં શંકા નાખે છે. અહીં સુધી કે તેને યાદ રહેતું નથી કે મેં કેટલી નમાઝ પઢી છે, જેથી જો કોઈની સાથે આવો બનાવ બને તો તેણે બેઠા બેઠા બે સજદા કરવા જોઈએ.

**જો કોઈ માણસ નમાઝ પઢી રહ્યો હોય અને બીજો માણસ તેને સલામ કરે તો નમાઝી તેની વાત સાંભળીને હાથથી ઈશારો કરી દે**

(૧૫૨/૧૩૪૪) હઝરત કુરૈબ કહે છે કે, મને ઈબ્ને અબ્બાસ, મિસ્વર અને અબ્દુર્રહમાને હઝરત આઈશા (રદિ.) પાસે મોકલ્યો અને કહ્યું કે, અમારા બધાના તરફથી હઝરત આઈશાને સલામ કહેજો અને કહેજો કે અસ્ર પછી બે રકઅત પઢવાનો શું હુકમ છે ? કારણ કે, અમને ખબર પડી છે કે, હુઝૂર (સલ.)એ એની મનાઈ ફરમાવી છે અને તમે પઢો છો. ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એમ પણ કહ્યું કે, હું હઝરત ઉમર (રદિ.)ની સાથે લોકોને આ બે રકઅત પઢવાથી રોકતો હતો અને પઢવા પર મારતો હતો. કુરૈબ કહે છે કે, મેં હઝરત આઈશા પાસે જઈને ત્રણે સદ્‌ગૃહસ્થોનો સંદેશ પહોંચાડી દીધો. હઝરત આઈશાએ કહ્યું : એનો હુકમ હઝરત ઉમ્મે સલમા (રદિ.)ને જઈને પૂછો. હું ત્યાંથી નીકળીને ત્રણે સદ્‌ગૃહસ્થો પાસે પહોંચ્યો અને તેમને હઝરત આઈશાની વાત કહી સંભળાવી. ત્રણે સદ્‌ગૃહસ્થોએ મને બીજી વાર હઝરત ઉમ્મે સલમા પાસે પહેલો સંદેશ પહોંચાડવા માટે મોકલ્યો. મેં હઝરત ઉમ્મે સલમા પાસે જઈને સંદેશ પહોંચાડી દીધો. ઉમ્મે સલમાએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) આ બે રકઅત પઢવાની મનાઈ કરતા હતા, પરંતુ અસ્રની નમાઝ પછી મેં એક દિવસ આપને બે રકઅત પઢતા જોયા. જ્યારે હુઝૂર મારી પાસે આવ્યા ત્યારે મારી પાસે અમુક અન્સારી ઓરતો બેઠી હતી. એટલે મેં એક લોંડીને હુઝૂરની સેવામાં મોકલી અને તેને કહી દીધું કે, હુઝૂરની પાસે જઈને ઉભી થઈ જજે અને કહેજે કે, ઉમ્મે સલમા કહે છે કે, યા રસૂલલ્લાહ ! મેં આપને અસ્ર પછી બે રકઅત પઢવાની મનાઈ કરતા સાંભળ્યા છે, પરંતુ આપને તે જ બે રકઅતો પઢતા પણ જોયા છે (એનું શું કારણ છે ?) જો હુઝૂર હાથથી ઈશારો કરી દે તો પાછી ચાલી આવજે. લોંડીએ મારા હુકમનું પાલન કર્યું અને હુઝૂરે (હાથથી) નમાઝમાં ઈશારો કરી દીધો. લોંડી પાછી



ચાલી આવી. જ્યારે આપ નમાઝથી પરવારી ગયા ત્યારે ફરમાવ્યું : અય અબૂ ઉમય્યાની દીકરી ! તમે અસ્ર પછી બે રકઅત પઢવા વિષે પૂછ્યું હતું તો એનું કારણ એ હતું કે, અબ્દુલ કૈસ કબીલાના થોડાક માણસો મારી પાસે આવ્યા હતા અને તેમના લીધે હું ઝુહર પછીની બે રકઅતો પઢી શક્યો ન હતો. આ બંને રકઅતો તે જ હતી.

**નમાઝમાં હાથથી ઈશારો કરવાનું બયાન**

(૧૫૩/૧૩૪૫) હઝરત કુરૈબે આ વિષયની હદીસ બયાન કરી છે.

(૧૫૪/૧૩૪૬) હઝરત સહલ ઈબ્ને સઅદ સાઈદી બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને ખબર મળી કે, બની અમ્ર બિન ઔફના કબીલાઓમાં કંઈક મનદુઃખ થયું છે. એટલે આપ થોડાક માણસોને સાથે લઈને તેમની વચ્ચે સુલેહ કરાવવા માટે ગયા, પરંતુ ત્યાં આપને રોકાવું પડ્યું અને નમાઝનો વખત થઈ ગયો. બિલાલે હઝરત અબૂબક્ર પાસે આવીને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) તો રોકાઈ ગયા છે અને નમાઝનો વખત થઈ ગયો છે. શું તમે લોકોને નમાઝ પઢાવી દેશો ? હઝરત અબૂબક્રે કહ્યું : હા, જો તમારી ઈચ્છા હોય તો હું નમાઝ પઢાવી દઈશ, જેથી બિલાલે તકબીર કહી અને હઝરત અબૂબક્રે આગળ વધીને નમાઝ માટે અલ્લાહુ અકબર કહ્યું. એવામાં હુઝૂર પણ આવી ગયા અને સફોમાં થઈને આગલી સફમાં જઈને ઉભા થઈ ગયા. લોકોએ વધુ પ્રમાણમાં તાળીઓ વગાડી તો અબૂબક્ર (રદિ.)એ ગરદન ફેરવીને જોયું અને હુઝૂરને સફમાં ઉભા રહેલા જોયા. આપે હાથથી ઈશારો કરીને હુકમ આપ્યો કે નમાઝ પઢાવતા રહો. હઝરત અબૂબક્રે બંને હાથ ઉઠાવીને (શુક્રિયા રૂપે) ખુદા તઆલાના વખાણ કર્યા, પછી એડીઓ ઉપર (ઉલ્ટા પગે) પાછળ હટતા હટતા સફમાં આવીને ઉભા થઈ ગયા અને હુઝૂરે આગળ જઈને નમાઝ પઢાવી. નમાઝથી પરવારીને લોકો તરફ ફરીને ફરમાવ્યું : લોકો, શું કારણ છે કે, જ્યારે નમાઝમાં કોઈ ઝરૂર તમને પડી ત્યારે તમે તાળીઓ વગાડવાનું શરૂ કરી દીધું. જો માણસને નમાઝમાં કોઈ ઝરૂર પડે તો 'સુબ્હાનલ્લાહ' કહેવું જોઈએ. કારણ કે, જો એ માણસ સુબ્હાનલ્લાહ કહેશે તો જે માણસ સાંભળશે તે ઝરૂર તેના તરફ ધ્યાન આપશે. તાળીઓ પાડવી તો ઓરતો માટે યોગ્ય છે. તે પછી હુઝૂરે હઝરત અબૂબક્ર તરફ ફરીને ફરમાવ્યું : અબૂબક્ર, જ્યારે મેં તમને ઈશારો કરી દીધો હતો તો પછી

(૧૫૩/૧૩૪૫) પોતે નમાઝમાં હોવાનો અણસાર આપવો, એ વાંધાજનક નથી. હા, કોઈ એવું કામ કરવું કે જેનાથી જોનાર તરત સમજી જાય કે તે નમાઝમાં નથી, તો એવા કામથી નમાઝ તૂટી જાય છે.

કઈ વસ્તુ નમાઝ પઢાવવાથી તમને રોકનારી હતી ? અબૂબકે કહ્યું કે, અબૂ કહાફાના પુત્ર માટે યોગ્ય નથી કે રસૂલુલ્લાહની સામે નમાઝ પઢાવે.

(૧૫૫/૧૩૪૭) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, હું હઝરત આઈશા (રદિ.) પાસે ગઈ. તે વખતે તેઓ ઉભાં રહીને નમાઝ પઢી રહ્યાં હતાં અને લોકો પણ નમાઝમાં મશગુલ હતા. મેં કહ્યું : આ લોકોને શું થઈ ગયું છે ? (શા માટે નમાઝ પઢી રહ્યા છે ?) હઝરત આઈશાએ શિરથી આસ્માન તરફ ઈશારો કરી દીધો. મેં કહ્યું : શું આસ્માન પર કોઈ નવી વસ્તુ જાહેર થઈ છે ? આઈશા (રદિ.)એ શિરથી ઈશારો કર્યો કિંવા હા.

(૧૫૬/૧૩૪૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ની તબીઅત કંઈ અસ્વસ્થ હતી, જેથી બેસીને ઘરમાં જ નમાઝ પઢી રહ્યા હતા. બીજા લોકો આપની પાછળ ઉભા રહીને નમાઝ પઢતા હતા. આપે ઈશારાથી તેમને બેસવાનો હુકમ આપ્યો અને નમાઝથી પરવારીને ફરમાવ્યું કે, ઈમામ માત્ર એટલા માટે મુકર્રર કરવામાં આવ્યો છે કે, તેનું અનુકરણ કરવામાં આવે. જો તે રૂકૂઅ કરે તો તમે પણ રૂકૂઅ કરો અને તે શિર ઉઠાવે ત્યારે તમે પણ શિર ઉઠાવો.

✪

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ★ જનાઈઝ ★

## તે હદીસોનું બયાન જે મય્યિત વિષે આવેલી છે અને તે માણસનો હુકમ જેનું મૃત્યુ 'લા ઈલા-હ ઈલ્લલ્લાહ' ઉપર થાય

(૧૫૭/૧૩૪૯) વહબ ઈબ્ને મુનબ્બિહને પૂછવામાં આવ્યું કે, શું 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' જન્નતની ચાવી નથી ? વહબે કહ્યું : કેમ નહીં ? પરંતુ દરેક ચાવીને દાંતા હોય છે. જો દાંતાવાળી ચાવીથી તાળું ખોલશો તો ખુલી જશે, નહીં તો ખુલશે નહીં.

(૧૫૮/૧૩૫૦) હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મને ખુદા તઆલાની પાસેથી એક આવનારાએ આવીને ખબર આપી છે કે, મારી ઉમ્મતમાંથી જે માણસ ગેરમુશ્રિક મરશે તેને ખુદા તઆલા જન્નતમાં દાખલ કરશે. મેં કહ્યું : જો તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય ? ફરમાવ્યું : ભલેને તેણે વ્યભિચાર અને ચોરી કરી હોય.

(૧૫૯/૧૩૫૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જે માણસ શિર્કની હાલતમાં મરશે તે દોઝખમાં જશે. અબ્દુલ્લાહ કહે છે : જે માણસ ગેરમુશ્રિક મરશે તે જન્નતમાં દાખલ થશે.



## જનાઝા સાથે જવાનું બયાન

(૧૬૦/૧૩૫૨) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, અમને હુઝૂર (સલ.)એ સાત વસ્તુઓ કરવાનો હુકમ આપ્યો છે અને સાત વસ્તુઓની મનાઈ કરી છે : ૧. જનાઝા સાથે જવું. ૨. બીમારની ખબર લેવી. ૩. દઅવત દેનારની દઅવત કબૂલ કરવી. ૪. મઝલૂમ (પીડિત)ની મદદ કરવી. ૫. કસમ પૂરી કરવી. ૬. સલામનો જવાબ આપવો. ૭. છીંકનારને દુઆ આપવાનો હુકમ આપ્યો છે. ચાંદીના વાસણો, સોનાની વીંટી, રેશમ, દીબાજ, કિસી અને ઘટ્ટ રેશમના કપડાના ઉપયોગની મનાઈ ફરમાવી છે.

(૧૬૧/૧૩૫૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : મેં સાંભળ્યું કે, હુઝૂર (સલ.) ફરમાવતા હતા : મુસલમાનના મુસલમાન ઉપર પાંચ હકો છે : સલામનો જવાબ આપવો. બીમારની ખબર લેવી. જનાઝા સાથે જવું. દઅવત કબૂલ કરવી અને છીંકનારને દુઆ આપવી.

## જ્યારે મય્યિતને કફનમાં લપેટી દેવામાં આવે તો તેની પાસે જવું જાઈઝ છે

(૧૬૨/૧૩૫૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે ' હઝરત અબૂબક્ર (રદિ.) સુન્હ સ્થળે આવેલ પોતાના મકાનમાંથી ઘોડા ઉપર સવાર થઈને આવ્યા. ઘોડા ઉપરથી ઉતરીને મસ્જિદમાં દાખલ થયા. કોઈની સાથે વાત કર્યા વગર મારી પાસે આવ્યા. મારી પાસે આવીને નામદાર હુઝૂર (સલ.)ની મય્યિત ઉપર ઝૂકીને હુઝૂરને ખોલીને જોવાનો ઈરાદો કર્યો. તે વખતે હુઝૂરને યમની ચાદરો લપેટેલી હતી. સિદ્દીકે અકબરે આપનો મુબારક ચહેરો ખોલ્યો. ચુંબન કર્યું અને રડીને કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા માં-બાપ હુઝૂર પર કુર્બાન. ખુદા તઆલા આપના ઉપર કદી બે મોતો ભેગી કરશે નહીં. જે મોત ખુદા તઆલાએ આપના માટે મુકર્રર કરી હતી તે તો થઈ ચુકી.

અબૂ સલમા કહે છે : ઈબ્ને અબ્બાસ (રદિ.)એ મને કહ્યું : ત્યાર પછી હઝરત સિદ્દીકે અકબર ત્યાંથી બહાર આવ્યા. હઝરત ઉમર (રદિ.) તે વખતે લોકો સાથે વાતો કરી રહ્યા હતા. (અને કસમ ખાઈને કહી રહ્યા હતા કે હુઝૂરની વફાત થઈ નથી). હઝરત અબૂબક્રએ જઈને હઝરત ઉમરને બેસી જવાનું કહ્યું; પરંતુ ફારૂકે આ'ઝમે ઈન્કાર કર્યો તે પછી હઝરત અબૂબકે ખુત્બો પઢવાનું શરૂ કરી દીધું. લોકો હઝરત અબૂબક પાસે (ખુત્બો સાંભળવા) ભેગા થઈ ગયા અને હઝરત ઉમરને છોડી દીધા. હઝરત સિદ્દીકે ફરમાવ્યું : અમ્મા બઅદ, (લોકો !) જે માણસ મુહમ્મદની પૂજા કરતો હોય તો મુહમ્મદની તો વફાત થઈ ગઈ અને જે માણસ ખુદાની પૂજા કરતો હોય તો ખુદા જીવંત છે, તેના માટે મૃત્યુ નથી. ખુદા તઆલા ફરમાવે છે : **વ મા**

**મુહમ્મદુન ઇલ્લા રસૂલુન કદ ખલત મિન કબ્લિહિ ર્રુસુલુ થી શાકિરીન** સુધી. કિંવા મુહમ્મદ તો એક રસૂલ છે. તેમનાથી પહેલા ઘણા રસૂલો થઇ ગયા, તો શું હવે જો તેઓ મરી જાય અથવા શહીદ થઇ જાય તો તમે લોકો ઉલટા પગે (ઇસ્લામથી) ફરી બેસશો. જે માણસ ઉલટા પગે (ઇસ્લામથી) ફરી બેસશે તે ખુદા તઆલાનું કંઇ બગાડી શકશે નહી અને સારી વાત માનવાવાળાઓને ખુદા તઆલા બદલો આપશે. ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ખુદાની કસમ, હઝરત અબૂબકના આયત પઢવા પહેલા જાણે લોકોને એ વાતની જાણ જ ન હતી. જ્યારે હઝરત સિદ્દીકે આ આયત પઢી ત્યારે લોકોએ તેમની પાસેથી આયતની જાણકારી મેળવી. ત્યાર પછી જે માણસ આ આયત સાંભળતો હતો તે પઢવા માંડતો હતો.

(૧૬૩/૧૩૫૫) ઉમ્મુલ અલા અન્સારીયા કહે છે કે, મુહાજિરો માટે (પરસ્પર અન્સારમાં) ચિઠ્ઠી નાંખવામાં આવી (જે અન્સારીના ભાગે જે મુહાજિર આવ્યો તે તેને લઇ ગયો અને પોતાના માલમાં તેને ભાગીદાર બનાવી લીધો) અમારા ભાગે ઉસ્માન ઇબ્ને મઝઊન આવ્યા. અમે અમારા ઘરમાં તેમને મહેમાન રાખ્યા. અચાનક તેઓ જીવલેણ બીમારીમાં સપડાયા અને તેમાં જ તેમનું અવસાન થઇ ગયું. અવસાન પછી તેમને ગુસ્લ દઇને તેમના જ કપડાનું તેમને કફન દેવામાં આવ્યું. એવામાં હુઝૂર (સલ.) પણ આવી ગયા. મે કહ્યું : અબૂ સાઇબ (ઉસ્માનની કુન્નિયત) તમારા ઉપર ખુદાની રહમત થાય. હું સાક્ષી આપું છું કે, ખુદા તઆલાએ તમારી ઇઝઝત કરી છે. હુઝૂરે પૂછયું : તને શું ખબર કે ખુદા તઆલાએ એને ઇઝઝત આપી છે ? મે કહ્યું કે, મારા મા-બાપ હુઝૂર પર કુરબાન, યા રસૂલલ્લાહ ! તો પછી બીજા કોને ખુદા તઆલા ઇઝઝત આપશે ? આપે ફરમાવ્યું : હવે તો એનું અવસાન થઇ ગયું અને હું આશા રાખું છું કે, ખુદા તઆલા એને મહત્તા આપશે, પરંતુ ખુદાની કસમ, મને અલ્લાહનો રસૂલ હોવા છતાં એની જાણ નથી કે મારી શું હાલત થશે. મેં કહ્યું, તો ખુદાની કસમ, અત્યાર પછી હું કોઇના ઉપર (ગુનાહોથી) પાક હોવાનો હુકમ લગાડીશ નહી.

(૧૬૪/૧૩૫૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, જ્યારે મારા પિતા શહીદ થઇ ગયા ત્યારે હું તેમના મોં ઉપરથી કપડું હઠાવીને રડવા લાગ્યો. લોકો મને એનાથી રોકતા હતા, પરંતુ રસૂલુલ્લાહ (સલ.) રોકતા ન હતા. મારા ફોઇ ફાતિમા પણ રડવા લાગ્યાં. તે વખતે હુઝૂરે ફરમાવ્યું કે રડો કે ના રડો, જ્યારે તમે એની લાશ ઉઠાવશો ત્યારે ફરિશ્તા એના ઉપર પોતાની પાંખોનો છાંયડો બરાબર કરતા રહેશે.

**જો કોઇ માણસ કોઇના મરવાની ખબર મય્યિતના વારસદારોને પોતે પહોંચાડી દે તો જાઇઝ છે**

(૧૬૫/૧૩૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : જે દિવસે હઝરત નજ્જાશી (હબ્શાના બાદશાહ)નું અવસાન થયું તે જ દિવસે હુઝૂર (સલ.)એ તેમના અવસાનની ખબર આપી અને ઇદગાહમાં જઇને લોકોની સફ બનાવીને (જનાઝાની નમાઝ પઢી અને) ચાર તકબીરો કહી.

(૧૬૬/૧૩૫૮) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, હુઝૂરે (વહી દ્વારા) ફરમાવ્યું : પ્રથમ ઝૈદે ઝંડો પકડયો, તેઓ શહીદ થઇ ગયા ત્યારે જઅફરે ઝંડો લીધો, તેઓ શહીદ થઇ ગયા ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાએ ઝંડો લીધો, અબ્દુલ્લાહ પણ શહીદ થઇ ગયા ત્યારે ખાલિદ ઇબ્ને વલીદે સરદાર બન્યા વગર ઝંડો ઉઠાવ્યો અને તેમના હાથે જીત થઇ. આ હદીસ કહેતી વખતે હુઝૂરની આંખોમાંથી અશ્રુઓ વહેતા હતા.

**જનાઝાની નમાઝ માટે ખબર આપવાનું બયાન**

(૧૬૭/૧૩૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : તમે (મસ્જિદમાં ઝાડુ આપનારાના મૃત્યુની) મને ખબર કેમ ન આપી ?

(૧૬૮/૧૩૬૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસ બીમાર હતો અને હુઝૂર (સલ.) તેના વિષે પૂછપરછ કરતા રહેતા હતા. એક દિવસ રાત્રે તેનું અવસાન થઇ ગયું. લોકોએ રાત્રે જ તેને દફન કરી દીધો અને સવારે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને ખબર આપી. આપે ફરમાવ્યું : તમે મને (તે જ સમયે) કેમ ખબર ન આપી ? લોકોએ કહ્યું કે, રાત્રિનો સમય હતો અને અંધારું હતું. એટલે અમને ઠીક ન લાગ્યું કે હુઝૂરને તકલીફ આપીએ. હુઝૂર તેની કબ્ર પાસે ગયા અને (જનાઝાની) નમાઝ પઢી.

**જે માણસનું કોઇ નાબાલિગ (પુખ્ત વયનું ન હોય તે) બાળક મરી જાય અને તે સવાબની આશાએ સબ્ર કરે તો તેના માટે મોટો સવાબ છે. ખુદા તઆલા ફરમાવે છે : વ બશ્શિરિ સ્સાબિરીન**

(૧૬૯/૧૩૬૧) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસના ત્રણ નાબાલિગ બાળકો મરી જશે તેના બાળકો ઉપર ખુદા તઆલા રહમ ખાઇને તે માણસને જન્નતમાં ઝરૂર દાખલ કરશે.

(૧૭૦/૧૩૬૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, એક દિવસ ઓરતોએ હુઝૂર (સલ.)ને કહ્યું કે, અમને નસીહત કરવા માટે પણ એક દિવસ મુકર્રર કરી દો. આપે તેમને નસીહત કરી અને ફરમાવ્યું કે, જે ઓરતના ત્રણ બાળકો મરી જશે તો તે બાળકો એ

ઓરત માટે દોઝખની આગથી આડ રૂપ બની જશે. એક ઓરતે પૂછ્યું કે જો બે (મરી ગયાં) હોય ? આપે ફરમાવ્યું : ભલેને બે હોય. હઝરત અબૂ હુરૈરાની રિવાયતમાં એટલું વધુ છે કે બાળકો નાબાલિગ હોય.

(૧૭૧/૧૩૬૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે મુસલમાનના ત્રણ બાળકો મરી જશે તે માત્ર કસમ પૂરી કરવાના સમય જેટલો આગમાં રહેશે.

**કબ્ર પાસે પુરૂષનું સ્ત્રીને કહેવું કે સબ્ર કર**

(૧૭૨/૧૩૬૪) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, એક ઓરત કબ્ર પાસે રડી રહી હતી. હુઝૂર (સલ.) ત્યાંથી પસાર થયા. આપે ફરમાવ્યું : ખુદાથી ડર અને સબ્ર કર.

**પાણી અને બોરડીના પાંદડાં વડે મય્યિતને ગુસ્લ દેવું અને વુઝૂ કરાવવું**

(૧૭૩/૧૩૬૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ સઈદ ઈબ્ને ઝેદના પુત્રની મય્યિતને ખુશ્બૂ લગાડી. તેને ઉંચકી, નમાઝ પઢી, પરંતુ વુઝૂ કર્યું નહીં.

(૧૭૪/૧૩૬૬) ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : મુસલમાન નાપાક થતો નથી, ન જીવતો, ન મરેલો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, મુઅમિન નાપાક થતો નથી.

(૧૭૫/૧૩૬૭) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની પુત્રીની વફાત થઈ ત્યારે હુઝૂર અમારી પાસે આવ્યા અને ફરમાવ્યું : એને ત્રણ અથવા પાંચ વખતે, જો યોગ્ય લાગે તો એનાથી વધારે વાર પાણી અને બોરડીના પાંદડાઓથી ગુસ્લ દેજો અને છેલ્લે થોડુંક કપુર પણ નાખજો. જ્યારે ગુસ્લમાંથી પરવારી ગયાં ત્યારે આપને ખબર આપી. આપે પોતાનું તેહબંદ અમને આપ્યું અને ફરમાવ્યું કે આ તેહબંદ એને કફનમાં પહેરાવી દો.

**મુસ્તહબ છે કે મય્યિતને એકી ગુસ્લ (ત્રણ, પાંચ વગેરે) આપવામાં આવે**

(૧૭૬/૧૩૬૮) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની છોકરીને ગુસ્લ દેતાં હતાં. એવામાં હુઝૂર આવી પહોંચ્યા. ફરમાવ્યું : એને ત્રણ અથવા પાંચ વખતે અથવા એનાથી વધારે વાર પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ દેજો અને છેલ્લી વખતે કપુર પણ નાંખજો. ગુસ્લથી પરવારો ત્યારે મને ખબર કરજો. અમે ગુસ્લથી પરવારીને હુઝૂરને ખબર કરી. આપે અમારા તરફ પોતાનું તેહબંદ ફેંક્યું અને ફરમાવ્યું : મય્યિતને કફનમાં આ તેહબંદ પહેરાવી દો. અય્યૂબ કહે છે કે, મને હઝરત હફસાએ (જુવૈરિયાની) હદીસ બયાન કરી હતી ત્યારે તેમાં નીચે જણાવેલી વાતો વધારે હતી. એને એકી ગુસ્લ આપજો.



ત્રણ વખત અથવા પાંચ અથવા સાત વખત ગુસ્લ આપજો. જમણી બાજુથી અને વુઝૂની જગ્યાઓએથી ગુસ્લ શરૂ કરજો. અય્યૂબની હદીસમાં બીજી એટલી વાત પણ છે કે, ઉમ્મે અતિય્યાએ કહ્યું કે, અમે વાળમાં કાંસકી કરીને તેના ત્રણ ચોટલા બનાવી દીધા.

**મય્યિતની જમણી બાજુથી ગુસ્લ શરૂ કરવું જોઇએ**

(૧૭૭/૧૩૬૯) ઉમ્મે અતિય્યા કહે છે : હુઝૂર (સલ.)એ પોતાની પુત્રીના ગુસ્લ વખતે ફરમાવ્યું હતું કે જમણી બાજુથી અને વુઝૂની જગ્યાઓએથી ગુસ્લ શરૂ કરજો.

**મય્યિતનું ગુસ્લ વુઝૂની જગ્યાઓએથી શરૂ કરવું**

(૧૭૮/૧૩૭૦) ઉમ્મે અતિય્યા કહે છે કે, જ્યારે અમે હુઝૂર (સલ.)ની પુત્રીને ગુસ્લ દઈ રહ્યાં હતાં ત્યારે હુઝૂર (સલ.)એ સૂચના આપી હતી કે મય્યિતની જમણી બાજુએથી અને વુઝૂની જગ્યાઓએથી ગુસ્લ શરૂ કરજો.

**શું મરદના તેહબંદથી ઓરતને કફન આપી શકાય છે ?**

(૧૭૯/૧૩૭૧) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની પુત્રીની વફાત થઈ ત્યારે આપે અમને કહ્યું કે, એને ત્રણ અથવા પાંચ વખતે અને જો યોગ્ય લાગે તો એનાથી વધુ વાર ગુસ્લ આપજો અને ગુસ્લથી પરવારીને મને ખબર આપજો. જ્યારે અમે ગુસ્લથી પરવારી ગયાં ત્યારે હુકમ મુજબ આપને ખબર આપી દીધી. આપે પોતાનું તેહબંદ ઉતારીને અમને આપ્યું અને ફરમાવ્યું કે એને કફનમાં પહેરાવી દો.

**છેલ્લી વખતે ગુસ્લ દેતી વખતે કપુર પણ નાખવું જોઇએ**

(૧૮૦/૧૩૭૨) ઉમ્મે અતિય્યા કહે છે : જ્યારે હુઝૂર (સલ.)ની એક પુત્રીની વફાત થઈ ત્યારે આપ બહાર આવ્યા અને ફરમાવ્યું : એને ત્રણ વખત અથવા પાંચ વખત અને જો યોગ્ય લાગે તો એનાથી વધારે વખત પણ પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ દેજો અને છેલ્લી વખતે કપુર પણ નાંખજો અને ગુસ્લથી પરવારીને મને ખબર કરજો. અમે ગુસ્લ વગેરેથી પરવારીને હુઝૂરને ખબર આપી. આપે અમારા તરફ પોતાનું તેહબંદ નાખ્યું અને ફરમાવ્યું કે, કફનના નીચે એને પહેરાવી દો. અય્યૂબની રિવાયત આ પ્રમાણે છે કે, હુઝૂરે ફરમાવ્યું : ત્રણવાર અથવા પાંચ વાર અથવા સાતવાર અને જો યોગ્ય લાગે તો એનાથી વધારે વાર પણ ગુસ્લ દેજો. હઝરત હફસા (રદિ.) કહે છે કે, ઉમ્મે અતિય્યાએ કહ્યું કે અમે પુત્રીના માથાના વાળના ત્રણ ચોટલા બનાવ્યા.

**ઓરતના માથાના વાળ ખોલી નાખવાનું બયાન**

(૧૮૧/૧૩૭૩) ઈબ્ને સીરીન કહે

છે કે, ઓરતના વાળ ખોલી નાખવામાં કંઈ વાંધો નથી.

(૧૮૨/૧૩૭૪) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, જે ઓરતોએ હુઝૂરની છોકરીને ગુસ્લ દીધું હતું, તેમણે છોકરીના વાળના ત્રણ ચોટલા બનાવ્યા હતા. પહેલાં વાળને ખોલીને ધોયા હતા, પછી ત્રણ ચોટલા બનાવ્યા હતા.

**મય્યિતને બહારના કફનમાં કપડું કેવી રીતે પહેરાવવામાં આવે ?**

(૧૮૩/૧૩૭૫) હસન બસરી કહે છે કે, ઓરતોને પાંચ કપડાંનું કફન આપવામાં આવે અને પાંચમાં કપડાથી કુર્તાની નીચે બંને જાંઘો અને નિતંબને બાંધી દેવામાં આવે.

(૧૮૪/૧૩૭૬) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે : અમે હુઝૂર (સલ.)ની પુત્રીને ગુસ્લ દઈ રહ્યાં હતાં, એવામાં હુઝૂર આવી ગયા અને ફરમાવ્યું કે, એને ત્રણવાર અથવા પાંચવાર, અને યોગ્ય લાગે તો એનાથી વધુ વાર પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ દેજો અને છેલ્લે કપુર પણ નાખજો અને જ્યારે પરવારી જાઓ ત્યારે મને ખબર કરજો, જેથી જ્યારે અમે પરવારી ગયાં ત્યારે (અમે આપને ખબર કરી). આપે પોતાનું તેહબંદ અમારા તરફ નાખ્યું અને ફરમાવ્યું કે, એને અંદર પહેરાવી દો. ઉમ્મે અતિય્યા કહે છે : આનાથી વધુ હુઝૂરે કંઈ ફરમાવ્યું નહીં અને મને યાદ નથી કે હુઝૂરની કઈ પુત્રીનું અવસાન થયું હતું. ઈબ્ને સીરીનનું કથન છે કે, ઓરતને કફનમાં કપડાંથી લપેટી દો, તેહબંદ બાંધો નહીં.

**શું ઓરતોના વાળ ઓળીને ત્રણ ચોટલા બનાવવા જાઇઝ છે ?**

(૧૮૫/૧૩૭૭) ઉમ્મે અતિય્યા કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની પુત્રીના વાળ ઓળીને ત્રણ ચોટલા બનાવ્યા. એક ચોટલો પેશાનીના વાળનો અને બે ચોટલા માથાની બંને બાજુના વાળના.

**ઓરતના વાળના ત્રણ ચોટલા બનાવીને પીઠ પાછળ નાખી દેવામાં આવે**

(૧૮૬/૧૩૭૮) ઉમ્મે અતિય્યા કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ની એક પુત્રીનું અવસાન થયું ત્યારે અમારી પાસે હુઝૂર (સલ.) આવ્યા અને ફરમાવ્યું : એને ત્રણવાર અથવા પાંચ વાર અને જો યોગ્ય લાગે તો એનાથી વધુવાર પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ આપજો અને છેલ્લી વખતના ગુસ્લમાં કપુર પણ નાખજો અને પરવારી જાઓ ત્યારે મને ખબર કરજો. જ્યારે અમે પરવારી ગયાં ત્યારે હુકમ અનુસાર હુઝૂરને ખબર આપી. આપે અમારા તરફ પોતાનું તેહબંદ નાખ્યું. અમે પુત્રીના વાળ ઓળીને ત્રણ ચોટલા બનાવ્યા અને બધા વાળ પીઠ પાછળ નાખી દીધા.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૮૧/૧૩૭૩) સ્ત્રીના વાળના બે ભાગ કરી છાતી ઉપર રાખવા મુસ્તહબ છે. (અયની)



**કફન માટે સફેદ કપડાંનું હોવું મુસ્તહબ છે**

(૧૮૭/૧૩૭૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.)ને યમનના ત્રણ સફેદ સુતરાઉ કપડાંઓનું કફન આપવામાં આવ્યું. તેમાં ન કુર્તો હતો અને ન પાઘડી.

**બે કપડાંનું કફન આપવું જાઇઝ છે**

(૧૮૮/૧૩૮૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસ ઈહરામ બાંધીને અરફાતમાં ઉભો હતો. અચાનક સવારી ઉપરથી પડી ગયો અને સવારીના કારણે એની ગરદન તૂટી ગઈ (અને મરી ગયો). હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એને બોરડીના પાંદડાં અને સાધારણ પાણીથી ગુસ્લ દઈને બે કપડાંનું કફન આપો અને ખુશ્બૂ ન લગાડો અને તેનું માથું ન ઢાંકો. કારણ કે, કિયામતમાં એ માણસ લબ્બૈક બોલતો ઉઠાવવામાં આવશે.

**મય્યિતને ખુશ્બૂ લગાડવાનું બયાન**

(૧૮૯/૧૩૮૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસ રસુલુલ્લાહ (સલ.)ની સાથે અરફાતમાં ઉભો હતો. અચાનક સવારી ઉપરથી પડી ગયો અને ગરદન તૂટી ગઈ. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એને પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ દઈને બે કપડાંઓનું કફન આપો અને ખુશ્બૂ ન લગાડો. એનું માથું ઢાંકો નહીં. કારણ કે, કિયામતના દિવસે ખુદા તઆલા એને લબ્બૈક બોલતો ઉઠાવશે.

**મુહરિમ જો ઇહરામની હાલતમાં મરી જાય તો તેને કેવી રીતે કફન દેવામાં આવે ?**

(૧૯૦/૧૩૮૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે હતા, એવામાં એક માણસની ગરદન તેના ઊંટે તોડી નાંખી. હુઝૂરે ફરમાવ્યું : એને પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ દઈને બે કપડાંનું કફન પહેરાવો. ખુશ્બૂ ન લગાડો અને એનું માથું ન ઢાંકો. કારણ કે, કિયામતના દિવસે ખુદા તઆલા એને લબ્બૈક બોલતો ઉઠાવશે.

(૧૯૧/૧૩૮૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસ હુઝૂર (સલ.) સાથે અરફાતમાં ઉભો હતો કે અચાનક સવારી પરથી પડી ગયો. સવારીએ એની ગરદન તોડી નાંખી અને તે મરી ગયો. હુઝૂરે ફરમાવ્યું : એને પાણી અને બોરડીના પાંદડાંઓથી ગુસ્લ દઈને બે કપડાંનું કફન પહેરાવો. ખુશ્બૂ ન લગાડો અને એનું માથું ન ઢાંકો, કારણ કે, કિયામતમાં એને લબ્બૈક બોલતો ઉઠાવવામાં આવશે.

**સીવેલા અને વગર સીવેલા**

## કુરતામાં કફન દેવાનું બયાન અને કુરતા વગર કફન દેવાનું બયાન

(૧૯૨/૧૩૮૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય (મુનાફિક)નું અવસાન થયું ત્યારે તેનો પુત્ર હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને વિનંતી કરી કે, હુઝૂર તમારો કુરતો મને આપો, જેથી હું અબ્દુલ્લાહને એનું કફન આપી શકું અને અબ્દુલ્લાહની નમાઝ પણ પઢી આપો અને તેના માટે મગફિરતની દુઆ પણ કરો. હુઝૂરે પોતાનો કુરતો આપીને ફરમાવ્યું : (જનાઝો તૈયાર થઈ જાય ત્યારે) મને ખબર કરજો, હું નમાઝ પઢી આપીશ. હુકમ અનુસાર તેણે આપને ખબર કરી. જ્યારે હુઝૂરે તેની નમાઝ પઢવાનો ઈરાદો કર્યો ત્યારે હઝરત ઉમર (રદિ.)એ આપને (પકડીને) ખેંચ્યા અને કહ્યું : શું ખુદા તઆલાએ આપને મુનાફિકો (ના જનાઝા)ની નમાઝ પઢવાથી રોક્યા નથી ? ફરમાવ્યું : મને બંને વચ્ચે પસંદગીનો અધિકાર આપવામાં આવ્યો છે. ખુદા તઆલાએ ફરમાવ્યું છે : તમે એમના માટે મગફિરતની દુઆ કરો કે ન કરો (બંને બરાબર છે.) જો સિત્તેર વખત તેમના માટે મગફિરત માંગશો તો પણ ખુદા તઆલા તેમને માફ કરશે નહીં. છેવટે હુઝૂરે ઈબ્ને ઉબયની નમાઝ પઢી. તે પછી તરત આ આયત ઉતરી : **વ લાતુસલ્લી અલા અહદિમ્ મિન્હુમ માત અબદા, વ લાતકુમ અલા કબ્રિહિ** (કિવા જે માણસ મુનાફિકોમાંથી મરી જાય તો તમે તેની નમાઝ ન પઢો અને (દુઆ કરવા માટે) તેની કબ્ર ઉપર ઉભા ન રહો.

(૧૯૩/૧૩૮૫) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયને જ્યારે કબ્રમાં ઉતારી દેવામાં આવ્યો ત્યારે હુઝૂર (સલ.) ત્યાં ગયા અને કબ્રમાંથી જનાઝો કઢાવીને પોતાનું થૂંક તેના ઉપર નાખ્યું અને પોતાનો કુરતો તેને પહેરાવ્યો.

## કુરતા વગર કફન દેવાનું બયાન

(૧૯૪/૧૩૮૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને ત્રણ સફેદ સુતરાઉ કપડાંનું કફન આપવામાં આવ્યું અને એ ત્રણે કપડાંમાં ન કુરતો હતો ન પાઘડી.

(૧૯૫/૧૩૮૭) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)ને ત્રણ કપડાંનું કફન આપવામાં આવ્યું, જેમાં કુરતો અને પાઘડી ન હતા.

## પાઘડી વગર કફન દેવું

(૧૯૬/૧૩૮૮) હઝરત આઈશા (રદિ.) કહે છે કે રસુલુલ્લાહ (સલ.)ને ત્રણ સફેદ યમની કપડાંઓમાં કફન દેવામાં આવ્યું, જેમાં કુરતો અને પાઘડી ન હતા.



## મય્યિતના કફનનો હક્ક તેના પૂરા માલમાંથી છે

(૧૯૭/૧૩૮૯) અતા, ઝુહરી, અમ્ર ઈબ્ને દીનાર અને કતાદા (રદિ.)નું એ જ કથન છે. અમ્ર ઈબ્ને દીનાર કહે છે : મય્યિતને ખુશ્બૂ લગાડવાનો હક્ક પણ તેના પૂરા માલમાંથી છે. ઈબ્રાહીમ કહે છે કે, પ્રથમ મય્યિતના માલમાંથી કફન આપવામાં આવે, પછી દેવું ચુકવવામાં આવે, પછી વસિય્યત પૂરી કરવામાં આવે. સુફયાન કહે છે કે, કબ્ર ખોદવાની અને ગુસ્લ દેવાની મજુરી પણ કફનના હુકમમાં દાખલ છે.

(૧૯૮/૧૩૯૦) ઈબ્રાહીમ ઈબ્ને સઅદ કહે છે કે, એક દિવસ હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) સામે ખાણું લાવવામાં આવ્યું. તેમણે (ખાણું જોઈને) કહ્યું કે, મુસ્અબ ઈબ્ને ઉમૈર શહીદ થઈ ગયા અને તેઓ મારા કરતાં સારા હતા. તેમના કફન માટે એક ચાદર સિવાય કપડું મળ્યું નહી. હઝરત હમઝા (રદિ.) શહીદ થયા તેઓ પણ મારા કરતાં સારા હતા. તેમના કફન માટે પણ એક ચાદર સિવાય બીજું કપડું મળ્યું નહી. (આ ખાણું જોઈને) મને ભય છે કે, કંઈ દુનિયાની ઝિંદગીમાં જ અમારી (આખિરતની) નેઅમતો આપવામાં આવી રહી ન હોય. આમ કહીને રડવા લાગ્યા.

## જો કફન માટે માત્ર એક કપડું મળે, બીજું મોજુદ ન હોય તો શું કરવું ?

(૧૯૯/૧૩૯૧) ઈબ્રાહીમ ઈબ્ને સઅદ કહે છે કે, હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) સામે ખાણું લાવવામાં આવ્યું અને તે દિવસે એમનો રોઝો હતો. (ખાણું જોઈને તેમણે કહ્યું કે) મુસ્અબ ઈબ્ને ઉમૈર જે મારા કરતાં સારા હતા, તે શહીદ થઈ ગયા ત્યારે માત્ર એક ચાદરનું કફન આપવામાં આવ્યું. માથું ઢાંકવામાં આવતું હતું ત્યારે પગ ખુલી જતા હતા અને પગ ઢાંકવામાં આવતા હતા ત્યારે માથું ખુલી જતું હતું. હઝરત હમઝા (રદિ.) પણ શહીદ થઈ ગયા, જે મારા કરતાં સારા હતા. ત્યાર પછી અમારા માટે જેટલું દુન્યવી (ભૌતિક) આકર્ષણ થવાનું હતું તે થઈ ગયું. હવે (આ ખાણું જોઈને) મને ભય છે કે, કંઈ અમારી નેકીઓનો બદલો અમને તરત આપવામાં આવી રહ્યો ન હોય. આમ કહીને રડવા લાગ્યા અને ખાવાનું છોડી દીધું.

## જો કફન માટે માત્ર એટલું કપડું મળે કે માથું ઢાંકી શકાય અથવા પગ, તો માથું ઢાંકવું જોઈએ (પગ ખુલ્લા રહેવા દેવા જોઈએ)

(૨૦૦/૧૩૯૨) હઝરત ખબ્બાબ કહે છે કે, અમે માત્ર અલ્લાહ તઆલાને રાઝી રાખવા માટે રસુલુલ્લાહ (સલ.) સાથે હિજરત કરી અને વતન છોડ્યું, જેથી અમારો બદલો (અલ્લાહ તઆલાના વાયદા પ્રમાણે) અલ્લાહના શિરે થઈ ગયો, પરંતુ અમારામાંથી અમુક માણસો તો પોતાના બદલામાંથી કંઈ ખાઈ શક્યા

નહીં. જેમ કે મુસ્અબ ઈબ્ને ઉમૈર અને અમુક માણસોના ફળો પાકી ગયાં અને તેમણે વીણવાના શરૂ કરી દીધા. હઝરત મુસ્અબ ઉહદની લડાઈમાં શહીદ થઈ ગયા અને તેમના કફન માટે અમને એક ચાદર સિવાય બીજું કપડું મળ્યું નહીં (અને ચાદર પણ એટલી નાની હતી કે) માથું ઢાંકતા હતા ત્યારે પગ ખુલી જતા હતા અને પગ ઢાંકતા હતા ત્યારે માથું ખુલી જતું હતું. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ અમને હુકમ આપ્યો કે અમે માથું ઢાંકી દઈએ અને પગ ઉપર ઈઝખિર ઘાસ નાંખી દઈએ.

## રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કોઇએ પોતાના માટે કફન તૈયાર કર્યું અને કોઇએ તેનો વિરોધ ન કર્યો

(૨૦૧/૧૩૯૩) હઝરત સહલ કહે છે કે, એક ઓરત હુઝૂર (સલ.)ની સેવામાં કોરવાળી ચાદર લઈને હાજર થઈ અને કહ્યું કે, મેં મારા હાથે આ બનાવી છે અને એટલા માટે હાજર થઈ છું કે હુઝૂરને પહેરાવું. હુઝૂરે તે ચાદર લઈ લીધી. કારણ કે, આપને તેની ઝરૂર હતી અને (એક દિવસ) તેનું તેહબંદ બાંધીને હુઝૂર અમારી પાસે આવ્યા. એક માણસે જોઇને ચાદરના વખાણ કર્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આ ચાદર મને પહેરવા માટે આપી દો. કારણ કે, (મને) એ ઘણી સારી લાગે છે. લોકોએ તેને કહ્યું કે, તે સારૂં કર્યું નહીં. હુઝૂરને પોતે એના પહેરવાની ઝરૂર હતી અને તેં માંગણી કરી. જો કે તું જાણે છે કે, હુઝૂર માંગણી રદ કરતા નથી. તે માણસે કહ્યું : ખુદાની કસમ, મેં આપની પાસે એટલા માટે માંગણી કરી નથી કે, હું ચાદરને પહેરૂં, બલકે માત્ર એટલા માટે માંગણી કરી છે કે, એનું મારા માટે કફન બનાવું. સહલ કહે છે : તે ચાદરનું છેવટે તેના માટે કફન બનાવવામાં આવ્યું.

## ઓરતને જનાઝા સાથે જવાનો હુકમ

(૨૦૨/૧૩૯૪) ઉમ્મે અતિય્યા કહે છે કે, અમને જનાઝા સાથે જવાની મનાઈ કરવામાં આવી હતી, પરંતુ આ મનાઈ ફરજિયાત ન હતી.

## ઓરતો માટે પતિ સિવાય બીજા માણસ માટે શોક કરવાનો શું હુકમ છે ?

(૨૦૩/૧૩૯૫) મુહમ્મદ ઈબ્ને સીરીન કહે છે કે, ઉમ્મે અતિય્યાના એક પુત્રનું અવસાન થયું. જ્યારે ત્રીજો દિવસ થયો ત્યારે ઉમ્મે અતિય્યા (રદિ.)એ પીળા રંગની ખુશ્બૂ મંગાવીને લગાડી અને કહ્યું કે, અમને પતિ સિવાય બીજા માણસ માટે ત્રણ દિવસથી વધારે શોક મનાવવાની મનાઈ કરવામાં આવી છે.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૨૦૨/૧૩૯૪) સ્ત્રીઓ કબ્રસ્તાનમાં જઈ માતમ અથવા બીજા નાજાઈઝ કામો કરવાનો સંભવ હોવાથી તેમને કબ્રસ્તાનમાં જવાની મનાઈ ફરમાવવામાં આવી છે. (શામી)



(૨૦૪/૧૩૯૬) હઝરત ઝેનબ બિન્તે અબૂ સલમા (રદિ.) કહે છે કે, જ્યારે સીરીયાથી મારા પિતા અબૂ સુફયાનના અવસાનની ખબર આવી ત્યારે તેના ત્રીજા દિવસે હઝરત ઉમ્મે હબીબા (અબૂ સુફયાનની પુત્રી અને રસૂલુલ્લાહની પવિત્ર પત્ની)એ પીળા રંગની ખુશ્બૂ મંગાવીને બન્ને ગાલો અને હાથો ઉપર મસળી અને કહ્યું : મને આની ઝરૂર ન હતી. જો મેં હુઝૂર (સલ.) પાસેથી આ ફરમાન ન સાંભળ્યું હોત કે જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ ઉપર ઈમાન હોય તેના માટે જાઈઝ નથી કે કોઈ મય્યિત ઉપર ત્રણ દિવસથી વધારે શોક મનાવે. હા, પતિ માટે ચાર મહીના અને દસ દિવસ શોક પાળવો જોઈએ.

(૨૦૫/૧૩૯૭) હઝરત ઝેનબ બિન્તે અબૂ સલમા (રદિ.) કહે છે કે, હું હઝરત ઉમ્મે હબીબા (રદિ.) પાસે ગઈ. ઉમ્મે હબીબા કહેવાં લાગ્યાં કે, મેં હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ ઉપર ઈમાન હોય તેના માટે જાઈઝ નથી કે કોઈ મય્યિત માટે ત્રણ દિવસથી વધુ શોક પાળે. હા, પતિ માટે ચાર માસ ને દસ દિવસ શોક પાળવો જોઈએ. ઝેનબ બિન્તે અબૂ સલમા કહે છે કે, તે પછી હું ઝેનબ બિન્તે જહશ પાસે ગઈ. તે દિવસો દરમ્યાન તેમના ભાઈનું અવસાન થયું હતું. ઝેનબ બિન્તે જહશે ખુશ્બૂ મંગાવીને મસળી અને કહ્યું : મને ખુશ્બૂની કંઈ જરૂર ન હતી, પરંતુ મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે કે, જે ઓરતનું ખુદા અને કિયામતના દિવસ ઉપર ઈમાન હોય તેના માટે હલાલ નથી કે કોઈ મય્યિત માટે ત્રણ દિવસથી વધારે શોક પાળે. હા, પતિ માટે ચાર માસ ને દસ દિવસ શોક પાળવો જોઈએ.

## મઝારોની ઝિયારત (જોવા)નું બયાન

(૨૦૬/૧૩૯૮) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.) એક ઓરત પાસેથી પસાર થયા, જે એક કબ્ર પાસે (બેસીને) રડી રહી હતી. આપે તેને કહ્યું : ખુદાથી ડર અને ધીરજ રાખ. ઓરતે કહ્યું : બસ, ત્યાં જ રહો, તમારા ઉપર મારા જેમ મુસીબત પડી નથી અને ન જ તમે એના વિષે જાણો છો. ત્યાર પછી તેને કહેવામાં આવ્યું કે, એ રસૂલુલ્લાહ (સલ.) હતા. ઓરતે જ્યારે સાંભળ્યું ત્યારે નુબુવ્વતના દરવાજા પર હાજર થઈ. દરવાજા ઉપર ચોકીદાર ન હતો એટલે અંદર ચાલી આવી અને કહ્યું : મેં હુઝૂરને ઓળખ્યા ન હતા. આપે કહ્યું : ધીરજ રાખવાનો સવાબ તો મુસીબતની શરૂઆતના સમયે જ મળે છે. (છેલ્લે તો આપોઆપ ધીરજ આવી જાય છે.)

**જો રૂદન-આક્રંદ કરવાની મય્યિતની આદત હોય તો જો**

**તેના ઉપર ઘરવાળાંઓ રડશે તો તેના માટે અઝાબનું કારણ બનશે. કારણ કે, ઝિંદગીમાં તે પોતે રૂદન-આક્રંદની આદતવાળો હતો. મય્યિત પર રૂદન-આક્રંદ કરવાથી રોકતો ન હતો. ખુદા તઆલા ફરમાવે છે : હે ઈમાનવાળાઓ ! તમને પોતાને અને ઘરવાળાંઓને આગથી બચાવો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : તમારામાંથી દરેક માણસ શાસક છે અને તેની રૈયત વિષે તેને પૂછપરછ કરવામાં આવશે. હા, જો રૂદન કરવાની (જીવનમાં) મય્યિતની આદત ન હોય (ન તેણે પોતે કર્યું હોય, ન ઘરવાળાઓને કરવા દીધું હોય અથવા તે ઘરવાળાઓના કૃત્યથી અજાણ હોય) તો તેનો હુકમ હઝરત આઈશા (રદિ.)ના તે કથન અનુસાર છે કે, કોઈ બીજો માણસ બીજાનો ભાર ઉંચકશે નહીં. ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઈન તદઉ મુસ્કલતુન ઈલા હિમલિહા લાયુહમલ મિન્હુ શયઉન' કિંવા જો કોઈ ભારે વજન ઉંચકનાર માણસ કોઈને પોતાનું વજન ઉંચકવા માટે બોલાવશે તો તેનું વજન કંઈ પણ ઉંચકાશે નહીં. અવાજ વગરનું રૂદનમય હોવું જાઈઝ છે. હુઝૂરે ફરમાવ્યું કે જે માણસને ઝુલ્મથી કત્લ કરવામાં આવે છે તેના કત્લ થવાનો ભાર આદમ (અલૈ.)ના પ્રથમ પુત્ર (કાબીલ)ની ગરદન ઉપર આવે છે. કારણ કે, કાબીલે જ સૌ પ્રથમ કત્લ કરવાનો રસ્તો શોધ્યો છે.**

(૨૦૭/૧૩૯૯) હઝરત ઉસામા ઈબ્ને ઝેદ (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની પાસે બેઠા હતા, એવામાં હુઝૂરની એક પુત્રીએ સંદેશ મોકલ્યો કે મારો પુત્ર મરી રહ્યો છે. જરા આપ આવી જાઓ. હુઝૂરે સલામ કહેવડાવી અને કહ્યું કે, જે કંઈ ખુદાએ લઈ લીધું તે તેનું જ હતું અને જે કંઈ તેણે આપ્યું તે પણ તેનું જ છે. દરેક વસ્તુની ખુદાને ત્યાં એક મુદ્દત મુકર્રર છે. તમારે સબ્ર કરવો જોઈએ અને સવાબની આશા રાખવી જોઈએ. પુત્રીએ ફરી સંદેશ મોકલ્યો અને કસમ આપીને કહેવડાવ્યું કે ઝરૂર આવો. આ સાંભળીને હુઝૂર ઉભા થઈ ગયા. સઅદ ઈબ્ને ઉબાદા, મુઆઝ ઈબ્ને જબલ, ઉબય ઈબ્ને કઅબ, ઝેદ ઈબ્ને સાબિત અને બીજા થોડાક માણસો સાથે થઈ ગયા. જ્યારે હુઝૂર પુત્રીના મકાન પર પહોંચ્યા ત્યારે છોકરાને આપની સામે રજુ કરવામાં આવ્યો. તે બેચેન હતો અને પુરાની મશક જેવો (કમજોરીના કારણે) લાગતો હતો. હુઝૂરની બંને આંખોમાંથી અશ્રુઓ ટપકી પડ્યાં. સઅદે કહ્યું : યા



રસુલલ્લાહ ! આ શું ? ફરમાવ્યું : એ નરમદિલ હોવાની નિશાની છે, જેને ખુદા તઆલાએ પોતાના બંદાઓના દિલોમાં પેદા કરી છે. ખુદા પણ પોતાના બંદાઓમાંથી રહમ કરનારાઓ ઉપર રહમ કરે છે.

(૨૦૮/૧૪૦૦) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની પુત્રી (હઝરત ઉસ્માનની પત્ની)ના જનાઝામાં મોજુદ હતા અને રસુલુલ્લાહ (સલ.) કબ્ર પાસે બેઠા હતા અને બંને આંખોમાંથી અશ્રુઓ વહેતાં હતાં. એવામાં હુઝૂરે ફરમાવ્યું : તમારામાંથી કયા માણસે આજે રાત્રે પત્ની સાથે સંભોગ કર્યો નથી ? અબૂ તલહાએ કહ્યું : મેં. આપે ફરમાવ્યું : કબ્રમાં ઉતરો. હુકમ અનુસાર અબૂ તલહા કબ્રમાં ઉતર્યા.

(૨૦૯/૧૪૦૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉબૈદુલ્લાહ ઈબ્ને અબી મુલૈકા કહે છે કે, જ્યારે હઝરત ઉસ્માનની પુત્રીનું અવસાન થયું ત્યારે અમે જનાઝામાં શામિલ થયા. ઈબ્ને ઉમર અને ઈબ્ને અબ્બાસ (રદિ.) પણ મોજુદ હતા. હું બંને સદ્‌ગૃહસ્થોની વચ્ચે બેઠો હતો. હઝરત ઈબ્ને ઉમરે અમ્ર બિન ઉસ્માનને કહ્યું : તમે ઓરતોને રડતાં અટકાવતાં નથી ! હુઝૂરનો તો આદેશ છે કે, ઘરવાળાઓના રડવાથી મય્યિતને અઝાબ થાય છે. ઈબ્ને અબ્બાસે કહ્યું કે, હઝરત ઉમર (રદિ.) એમાં શબ્દ 'અમુક'નો ઉમેરો કરતા હતા (કિંવા અમુક પ્રકારના રડવાથી મય્યિતને અઝાબ થાય છે) ત્યાર પછી ઈબ્ને અબ્બાસે આ હદીસ બયાન કરી કે જ્યારે હું હઝરત ઉમરની સાથે મક્કાથી પાછા ફરતાં 'બયદા' નામે મેદાનમાં પહોંચ્યો ત્યારે હઝરત ઉમરે જોયું કે, બાવળના ઝાડની નીચે અમુક સવારો મોજુદ છે. મને કહ્યું કે, જાઓ, જુઓ કે એ કોણ સવારો છે. મેં જઈને જોયું તો સુહૈબ હતા. મેં પાછા આવીને કહી દીધું. હઝરત ઉમરે કહ્યું : બોલાવી લાવો. મેં પાછા ફરીને સુહૈબને જઈને કહ્યું કે અમીરૂલ મુઅમિનીન પાસે ચાલો. બોલાવી રહ્યા છે. થોડાક સમય પછી જ્યારે હઝરત ઉમર ઘાયલ થયા ત્યારે સુહૈબ રડતાં રડતાં હઝરત ઉમર પાસે પહોંચ્યા અને કહેવા લાગ્યા : હાય ભાઈ, હાય દોસ્ત. હઝરત ઉમરે કહ્યું : તમે મારા માટે રડો છો ! જો કે રસૂલુલ્લાહ (સલ.)નો આદેશ છે કે ઘરવાળાઓના અમુક પ્રકારના રડવાથી મય્યિતને અઝાબ થાય છે. ઈબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે હઝરત ઉમરની વફાત થઈ ગઈ ત્યારે મેં આ હદીસનો હઝરત આઈશા સામે ઉલ્લેખ કર્યો. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : અલ્લાહ ઉમર ઉપર રહમ કરે, ખુદાની કસમ ! રસુલુલ્લાહ (સલ.)એ એવું તો બયાન કર્યું નથી કે ખુદા તઆલા ઘરવાળાઓના રડવાથી મુસલમાનોને અઝાબ આપે છે, બલકે એવું ફરમાવ્યું છે કે, ઘરવાળાઓના રડવાથી ખુદા

તઆલા કાફિરના અઝાબમાં વધારો કરી દે છે. તે પછી હઝરત આઈશાએ કહ્યું કે, તમારા માટે કુર્આન પુરતું છે. **વ લા તઝિરૂ વાઝિરતું વિઝ્ર ઉખ્રા** (કિંવા કોઈ વ્યક્તિ બીજાનો ભાર ઉંચકતી નથી) ઈબ્ને અબ્બાસે તે વખતે કહ્યું કે, ખુદા જ હસાવે અને રડાવે છે. (હસવા અને રડવાને અઝાબ સાથે કંઈ લેવા દેવા નથી.) ઈબ્ને અબૂ મુલૈકા કહે છે : ખુદાની કસમ ! ઈબ્ને ઉમરે ઈબ્ને અબ્બાસના જવાબમાં કંઈ જ કહ્યું નહીં.

(૨૧૦/૧૪૦૨) હઝરત અબૂ મૂસા કહે છે કે, જ્યારે હઝરત ઉમર ઘાયલ થયા ત્યારે હઝરત સુહૈબ (રદિ.) રડવા લાગ્યા અને કહેવા લાગ્યા : હાય ભાઈ ! હઝરત ઉમરે કહ્યું : શું તમને ખબર નથી કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે : જીવતાના રડવાથી મરેલાને અઝાબ થાય છે.

(૨૧૧/૧૪૦૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા સિદ્દીકા (રદિ.) કહે છે કે, એકવાર રસૂલુલ્લાહ (સલ.) એક યહૂદણના જનાઝા પાસેથી પસાર થયા. યહૂદણ માટે તેના સંબંધીઓ રડી રહ્યા હતા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, લોકો એના માટે રડી રહ્યા છે અને તેને કબ્રમાં અઝાબ થઈ રહ્યો છે.

**મય્યિત માટે રૂદન-આક્રંદ કરવું અને જોરજોરથી રડવું હરામ છે**

(૨૧૨/૧૪૦૪) હઝરત ઉમર (રદિ.)એ કહ્યું હતું કે, એ ઓરતોને અબૂ સુલયમાન માટે રડવા દો ત્યાં સુધી કે માટી ન ઉડાવે અને જોરથી ન રડે.

(૨૧૩/૧૪૦૫) હઝરત મુગીરા ઈબ્ને શુઅબા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મારી સાથે જૂઠ જોડવું બીજાઓ સાથે જૂઠ જોડવા જેવું નથી. જે માણસ જાણીબુઝીને મારી સાથે જૂઠ જોડશે તેણે પોતાનું ઠેકાણું દોઝખમાં બનાવી લેવું જોઈએ. મુગીરા કહે છે : મેં હુઝૂર પાસેથી એવું પણ સાંભળ્યું છે કે, જે માણસ પર રૂદન-આક્રંદ કરવામાં આવે છે તેને રૂદન-આક્રંદના કારણે અઝાબ થાય છે.

(૨૧૪/૧૪૦૬) હઝરત ઉમર ફારૂક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : રૂદન-આક્રંદના કારણે મય્યિતને કબ્રમાં અઝાબ થાય છે. એક રિવાયતમાં છે કે, જીવતાના રડવાથી મય્યિતને અઝાબ થાય છે.

(૨૧૫/૧૪૦૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે મારા પિતા શહીદ થઈ ગયા અને તેમના નાક-કાન કાપી લેવામાં આવ્યાં. લાશ લાવીને હુઝૂર (સલ.) સામે મૂકવામાં આવી, પરંતુ કપડાથી ઢાંકવામાં આવી હતી. મેં કપડું ઉઠાવીને જોવાનો ઈરાદો કર્યો. લોકોએ મને અટકાવ્યો. મેં ફરીથી કપડું ઉઠાવવાનો ઈરાદો કર્યો, પરંતુ લોકોએ ફરીથી અટકાવ્યો. છેવટે રસૂલુલ્લાહ (સલ.)એ ખોલીને બતાવવાનો હુકમ કર્યો અને કપડું હઠાવી દેવામાં આવ્યું. એવામાં હુઝૂરે એક જોરથી રડનારી ઓરતનો અવાજ સાંભળ્યો. આપે પૂછ્યું, કોણ છે ? લોકોએ કહ્યું : અમ્રની પુત્રી કે બહેન છે. પૂછ્યું : કેમ રડે છે, જનાઝો ઉંચકતા સુધી ફરિશ્તાઓ એના ઉપર પોતાની પાંખોનો પડછાયો કરતા રહેશે.

**જે માણસ મુસીબતમાં ગરેવાન ફાડે તે અમારામાંથી નથી**

(૨૧૬/૧૪૦૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ મુસીબતમાં મોં ઉપર તમાચા મારે, ગરેવાન ફાડે અને અંધકારયુગના શબ્દો ઉચ્ચારે તે અમારામાંથી નથી.

**સઅદ ઇબ્ને ખૌલા (રદિ.) માટે રસૂલુલ્લાહ (સલ.)નું ગમગીન અને હતાશ થઇ જવું**

(૨૧૭/૧૪૦૯) હઝરત સઅદ ઇબ્ને વક્કાસ (રદિ.) કહે છે કે, હું હજ્જતુલ વદાઅમાં ઘણો બીમાર પડયો. હુઝૂર (સલ.) મારી ખબર અંતર પૂછવા આવ્યા. મેં કહ્યું કે, હું ઘણો બીમાર છું. જીવવાની આશા નથી અને મારી પાસે પુષ્કળ માલ છે. ઔલાદમાં માત્ર એક પુત્રી છે. જો આપ કહો તો માલનો એક ભાગ પુત્રીને આપી દઉં અને બે ભાગ ખેરાત કરી દઉં. આપે કહ્યું : નહીં. મેં પૂછ્યું : તો શું અડધો માલ ખેરાત કરી શકું છું ? ફરમાવ્યું : નહીં. મેં પૂછ્યું : ત્રીજા ભાગનો માલ ખેરાત કરી શકું છું ? ફરમાવ્યું : હા, ત્રીજા ભાગનો માલ પણ બહુ છે. કારણ કે, જો તમારા વારસદારો માલદાર રહે તો એ તેનાથી બહેતર છે કે, મોહતાજ બનીને લોકો સામે હાથ ફેલાવીને માંગતા ફરે. તમે જે કંઈ ખુદાને રાજી રાખવા માટે ખરચ કરશો તો તેનો સવાબ તમને ઝરૂર મળશે. અહીં સુધી કે જે કોળિયો પોતાની પત્નીના મોંમાં આપશો તેનો સવાબ પણ મળશે. પછી મેં પૂછ્યું કે, યા રસૂલલ્લાહ ! મારા સાથીઓ પાછા ચાલ્યા જશે અને હું શું અહીં જ રહી જઈશ ? ફરમાવ્યું : જો તમે બીમારીના કારણે મક્કામાં રહી જશો અને કોઈ કામ ખુદાને રાજી રાખવા માટે કરતા રહેશો તો જરૂર તમને ઉંચો દરજ્જો મળશે અને કદાચ તમે સૌથી પાછળ રહી જાઓ (કિંવા તમારી ઉંમર સૌથી વધારે થાય) અને તમારાથી ઘણા લોકો લાભ ઉઠાવે અને થોડાક લોકો નુકસાન (મુસલમાનો લાભ ઉઠાવે અને કાફિરો નુકસાન). અય અલ્લાહ ! મારા સાથીઓને હિજરત પર કાયમ રાખ અને પાછલા પગે તેમને પાછો ન લઈ જા, પરંતુ બીચારો સઅદ ઈબ્ને ખૌલા ઘણો મોહતાજ છે કે હિજરત કરવા છતાં પાછું તેનું મક્કામાં આવીને અવસાન થયું.

## મુસીબત વખતે માથાના વાળ મુંડાવી નાખવા જાઇઝ નથી

(૨૧૮/૧૪૧૦) હઝરત અબૂ બુરદા (રદિ.) કહે છે કે, અબૂ મૂસા ખુબ બીમાર પડયા અને બેભાન થઇ ગયા. તે વખતે તેમનું માથું કોઈ ઘરવાળી ઓરતના ખોળામાં હતું. (ઓરત ઘાંટો પાડીને રડવા લાગી). હઝરત અબૂ મૂસા કમજોરીના કારણે તેને રોકી શકયા નહીં. જ્યારે કંઈક ભાન આવ્યું તો કહ્યું : હું તે માણસથી બેઝાર છું જેનાથી રસૂલુલ્લાહ (સલ.) બેઝાર હતા. હુઝૂરે અકદસ (સલ.) તે ઓરતથી બેઝાર હતા કે જે ઘાંટો પાડીને રડે, માથાના વાળ મુંડાવે અને ગરેવાન ફાડી નાખે.

## જે માણસ (મુસીબતના વખતે) મોં પર તમાચા મારે તે અમારામાંથી નથી

(૨૧૯/૧૪૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ (મુસીબતના વખતે) મોં પર તમાચા મારે, ગરેવાન ફાડે અને કુફ્રના આવા બોલ બોલે તે અમારામાંથી નથી.

## મુસીબતના સમયે હાય હાય કરવું અને અંધકાર યુગના શબ્દો બોલવા જાઇઝ નથી

(૨૨૦/૧૪૧૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ મુસીબતના સમયે મોં પર તમાચા મારે, ગરેવાન ફાડે અને અંધકાર યુગના આવા શબ્દો ઉચ્ચારે તે અમારામાંથી નથી.

## મુસીબત વખતે ગમગીન થઇને બેસવાનું બયાન

(૨૨૧/૧૪૧૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) પાસે ઈબ્ને હારીસા, જઅફર અને ઈબ્ને રવાહાના શહીદ થવાની ખબર આવી ત્યારે ગમગીન થઇને આપ બેસી ગયા. હું દરવાઝાની ફાટોમાંથી જોઈ રહી હતી કે એક માણસ આપની સેવામાં હાજર થયો કે જઅફરની ઓરતો (આક્રંદ કરીને) રડે છે. આપે ફરમાવ્યું : એમને જઈને અટકાવો. તે માણસ ચાલ્યો ગયો અને ત્રણ વાર આવીને કહ્યું કે, તે માનતી નથી અને મારા ઉપર ટપી ગઈ. આપે ફરમાવ્યું : તેમના મોંમાં માટી નાખ. મેં તે માણસને કહ્યું કે, ખુદા તને ઝલીલ કરે, તેં હુઝૂરના હુકમનું પાલન કર્યું નહીં (કિંવા આશ્વાસન આપી ઓરતોને સમજાવી નહીં) અને હવે રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ દેવાનું છોડતો નથી.

(૨૨૨/૧૪૧૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, જ્યારે નજદમાં કારીઓ શહીદ થઇ ગયા ત્યારે એક મહીના સુધી રસૂલુલ્લાહ (સલ.)એ દુઆએ કુનૂત પઢયું અને એનાથી વધુ મેં કદી આપને ગમગીન જોયા નથી.



## મુસીબતમાં દુઃખ જાહેર ન કરવાનું બયાન

(૨૨૩/૧૪૧૫) મુહમ્મદ ઈબ્ને કઅબ કહે છે કે, 'જઝઅ' તેને કહે છે કે, માણસ ખરાબ વાતો બકવા માંડે અને શંકા કરવા લાગે (કિંવા રૂદન-આક્રંદ કરવું અને સવાબની આશા ન રાખવી એને 'જઝઅ' કહે છે.)

(૨૨૪/૧૪૧૬) હઝરત યઅકૂબ (અલૈ.)એ ફરમાવ્યું હતું : **ઈન્નમા અશ્કૂ બસ્સી વ હુઝની ઈલલ્લાહિ** કિંવા હું મારી પોતાની આંતરિક હાલત અને દુઃખ માત્ર ખુદા સામે ખોલું છું.

(૨૨૫/૧૪૧૭) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, હઝરત અબૂ તલહા (રદિ.)નો છોકરો બીમાર પડીને મરી ગયો. અબૂ તલહા ઘરમાં ન હતા. તેમની પત્નીએ જ્યારે જોયું કે, છોકરાનું અવસાન થઇ ગયું છે તો પ્રથમ તેનો (કફન-દફનનો) સામાન તૈયાર કર્યો, પછી તેને ઘરની એક બાજુના ખુણામાં છુપાવીને મૂકી દીધો. અબૂ તલહા જ્યારે મકાનમાં આવ્યા ત્યારે પૂછયું કે છોકરાની તબીઅત કેમ છે ? પત્નીએ કહ્યું : હવે કંઈક આરામ છે અને મને આશા છે કે હવે તે ચેનથી રહેશે. અબૂ તલહા સમજ્યા કે પત્ની સાચું કહે છે, એટલે આખી રાત (પત્ની સાથે) રહ્યા. સવારે ગુસ્લ કરીને જ્યારે બહાર જવાનો ઇરાદો કર્યો ત્યારે પત્નીએ ખબર કરી કે છોકરાનું અવસાન થઇ ગયું છે. અબૂ તલહાએ ફજ્રની નમાઝ હુઝૂર (સલ.) સાથે પઢી અને પત્નીની બીના કહી સંભળાવી. આપે ફરમાવ્યું : આશા છે કે, અલ્લાહ તઆલાએ તે રાત્રે તમને બંનેને બરકત આપી હોય. સુફયાન કહે છે કે, એક અન્સારી કહે છે : મેં અબૂ તલહાના નવ છોકરા જોયા, જે બધા જ કુર્આનના કારી હતા.

## મુસીબતની શરૂઆતના વખતે સબ્ર કરવાનું બયાન

(૨૨૬/૧૪૧૮) હઝરત ઉમર (રદિ.) કહે છે : કેવી સારી છે બે સરખી કક્ષાની વસ્તુઓ જે સબ્રના બદલામાં મળે છે અને કેવી સારી છે તે વસ્તુ જે એ ઉપરાંત મળે છે. આ વાત તે લોકો માટે છે કે જેમના ઉપર મુસીબત આવે છે તો તેઓ 'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજીઊન' કહે છે. તે લોકો ઉપર અલ્લાહ તઆલા તરફથી બરકતો અને રહમતો ઉતરે છે અને એ જ લોકો સીધા રસ્તા ઉપર છે.

(૨૨૭/૧૪૧૯) ખુદા તઆલા ફરમાવે છે : **વ સ્તઈનૂ બિસ્સબ્રિ વસ્સલાતિ વ ઈન્નહા લકબીરતુન ઈલ્લા અલલ ખાશિઈન.....** અંત સુધી. કિંવા સબ્ર કરવા અને નમાઝ પઢવાની સાથે સાથે ખુદા પાસે મદદ માંગો અને નમાઝ (બીજા લોકો માટે) બહુ ભારે વસ્તુ છે. હા, તે લોકો માટે ભારે નથી જેમના દિલ

પીગળેલાં છે, જેમને ખાત્રી છે કે ખુદા તઆલાને મળવાનું છે અને તેના જ તરફ પાછા જવાનું છે.

(૨૨૮/૧૪૨૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે સબ્ર મુસીબતની શરૂઆતના સમયે જ થાય છે.

**નબી (સલ.)એ ફરમાવ્યું હતું કે (અય ઇબ્રાહીમ !) અમે તારી જુદાઇથી ગમગીન છીએ**

(૨૨૯/૧૪૨૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : આંખો અશ્રુઓ વહેવડાવે છે અને દિલ ઉદાસ છે.

(૨૩૦/૧૪૨૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની સાથે અબૂ સૈફ લુહારની પાસે ગયા. અબૂ સૈફ હુઝૂરના પુત્ર ઈબ્રાહીમને દૂધ પીવડાવનારી સ્ત્રી (ખોલા)ના પતિ હતા. હુઝૂરે જઈને હઝરત ઈબ્રાહીમને લઈને ચુંબન કર્યું અને સૂંઘ્યા. (પછી પાછા ચાલ્યા આવ્યા) થોડા દિવસ પછી અમે પાછા બીજી વાર ગયા. તે વખતે ઈબ્રાહીમ સકરાતની હાલતમાં હતા. હુઝૂર (સલ.)ની આંખોમાંથી અશ્રુઓ વહેતા થઈ ગયા. હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફે કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ રડો છો ! હુઝૂરે ફરમાવ્યું : ઈબ્ને ઔફ ! એ રહમતની નિશાની છે. તે પછી ફરમાવ્યું કે, આંખ રડે છે અને દિલ ગમગીન છે અને અમે તે જ કહીએ છીએ જે અમારા પાલનહારને પસંદ છે. અય ઈબ્રાહીમ ! અમે તારી જુદાઈના કારણે ગમગીન છીએ.

**બીમાર પાસે રડવાનું બયાન**

(૨૩૧/૧૪૨૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, સઅદ ઈબ્ને ઉબાદા (રદિ.) એક બીમારીમાં સપડાયા. રસૂલુલ્લાહ (સલ.) અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ, સઅદ ઈબ્ને અબી વક્કાસ અને અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદને સાથે લઈને ખબર લેવા માટે ગયા. જ્યારે પાસે પહોંચ્યા ત્યારે જોયું કે ઘરવાળાઓએ તેમને ચારે બાજુથી ઘેરી લીધા છે. (જેવી રીતે મય્યિતને ઘેરી વળે છે). આપે પૂછ્યું : શું વફાત થઇ ગઇ ? લોકોએ કહ્યું : નહી. હુઝૂર રડવા લાગ્યા. આપને રડતા જોઈને બીજા લોકો પણ રડવા લાગ્યા. આપે ફરમાવ્યું : શું સાંભળતા નથી ? ખુદા આંખના અશ્રુઓ અને દિલના ગમ ઉપર અઝાબ દેતો નથી, બલકે જીભ તરફ ઈશારો કરીને ફરમાવ્યું : આના કારણે અઝાબ આપે છે. અથવા પોતાની રહમતથી માફ કરી દે છે. ઘરવાળાઓનાં રડવાથી મય્યિતને અઝાબ થાય છે. હઝરત ઉમર (રદિ.) મય્યિત ઉપર રડનારને લાઠી મારતા હતા; પત્થરથી મારતા હતા અને તેના ઉપર માટી નાખતા હતા.

**રૂદન-આક્રંદ કરવું અને મોટા સાદે રડવું મના છે. એની સખ્ત**



**મનાઇ કરવામાં આવી છે**

(૨૩૨/૧૪૨૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જ્યારે ઝેદ ઈબ્ને હારિસ, જઅફર અને અબ્દુલ્લાહ ઈબ્ને રવાહાની શહીદ થવાની ખબર હુઝૂર પાસે આવી ત્યારે આપ ગમગીન બનીને બેસી રહ્યા. હું દરવાજાની ફાટોમાંથી ઝાંકીને જોઇ રહી હતી. એવામાં એક માણસે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! જઅફરની ઓરતો આક્રંદ કરી રડી રહી છે. આપે હુકમ આપ્યો કે તેમને મના કરો. તે માણસ ચાલ્યો ગયો અને બીજીવાર હાજર થઇને કહ્યું : મે તેમને રોકી, પરંતુ તે માનતી નથી. આપે બીજીવાર હુકમ કર્યો કે, રોકો. તે માણસ ચાલ્યો ગયો અને ત્રીજી વાર આવીને કહ્યું : તેઓ વાત માનતી નથી અને મને ગણકારતી નથી. હુઝૂરે ફરમાવ્યું : તું તેમના મોમાં માટી નાખ. મેં તે માણસને કહ્યું : ખુદા તને ઝલીલ કરે, તે હુઝૂરના હુકમનું પાલન કર્યું નહી અને હવે રસૂલુલ્લાહને તકલીફ દેવાનું છોડતો નથી.

(૨૩૩/૧૪૨૫) ઉમ્મે અતિય્યા (રદિ.) કહે છે કે, અમને બૈઅત કરતી વખતે હુઝૂર (સલ.)એ એવું વચન લીધું કે અમે આક્રંદ કરીને ન રડીએ, પરંતુ અમારામાંથી પાંચ ઓરતો સિવાય કોઈએ તે વચન પૂરું કર્યું નહી. ઉમ્મે સુલૈમ, ઉમ્મે અલા, અબૂ સબ્રાની પુત્રી (કે જે) હઝરત મુઆઝની પત્ની અને બીજી બે ઓરતો.

**જનાઝા માટે ઉભા થઇ જવાનુ**
**બયાન**

(૨૩૪/૧૪૨૬) હઝરત આમિ
ઈબ્ને રબીઆ (રદિ.) કહે છે કે : હુઝૂ
(સલ.)એ ફરમાવ્યું : જ્યારે તમે જનાઝા
જુઓ ત્યારે ઉભા થઇ જાઓ, અહી સુધી
જનાઝો કયાં તો તમારાથી આગળ વધી જા
કયાં તો (ઝમીન ઉપર) મૂકી દેવામાં આવે

**જ્યારે જનાઝા માટે ઉભા થ**
**જાય ત્યારે કયારે બેસે ?**

(૨૩૫/૧૪૨૭) હઝરત આમિ
ઈબ્ને રબીઆ કહે છે કે, હુઝૂર (સલ.)
ફરમાવ્યું : જ્યારે તમારામાંથી કોઇ માણ
જનાઝો (આવતો) જુએ અને સાથે જ
રહ્યો ન હોય તો ઉભો થઇ જાય, અહી સુધ
કે તે જનાઝા કરતાં આગળ વધી જા
અથવા જનાઝો તેના કરતાં આગળ વધ
જાય અથવા જનાઝો ઝમીન ઉપર મૂક
દેવામાં આવે.

(૨૩૬/૧૪૨૮) હઝરત અબૂ સઇ
ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)
ફરમાવ્યું : જ્યારે તમે જનાઝાને જુઓ
ત્યારે ઉભા થઇ જાઓ અને જે માણ
જનાઝાની સાથે જાય તે ત્યાં સુધી ન બે
જ્યાં સુધી જનાઝો ઉતારીને નીચે મૂક
દેવામાં ન આવે.

**જે માણસ જનાઝાની સાથે જાય**
**ત્યાં સુધી ન બેસે જ્યાં સુધ**
**જનાઝાને ઉતારીને ખભાઓ પરથ**

**નીચે ન મૂકવામાં આવે અને જો કોઇ માણસ તેનાથી પહેલાં બેસી જાય તો તેને ઉભો થઇ જવાનો હુકમ આપવામાં આવે**

(૨૩૭/૧૪૨૯) હઝરત અબૂ સઇદ મકબૂરી કહે છે કે, એક વાર અમે જનાઝામાં શામિલ હતા. હઝરત અબૂ હુરૈરા (રદિ.) મરવાનનો હાથ પકડીને જનાઝો મૂકતા પહેલાં બેસી ગયા. એવામાં હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) પણ આવી ગયા. તેમણે મરવાનનો હાથ પકડીને કહ્યું : ઉભા થઇ જાઓ. કારણ કે, ખુદાની કસમ ! આ માણસ અબૂ હુરૈરા (રદિ.) જાણે છે કે, હુઝૂર (સલ.)એ અમને એની મનાઇ કરી છે. હઝરત અબૂ હુરૈરાએ એનું સમર્થન કર્યું.

**યહૂદીના જનાઝા માટે ઉભા થવાનું બયાન**

(૨૩૮/૧૪૩૦) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે : (એક વાર) અમારી પાસેથી એક જનાઝો પસાર થયો. રસૂલુલ્લાહ (સલ.) તેના માટે ઉભા થઇ ગયા. અમે કહ્યું : યા રસૂલલ્લાહ ! આ તો યહૂદીનો જનાઝો છે. હુઝૂરે ફરમાવ્યું : જ્યારે તમે જનાઝો જુઓ ત્યારે ઉભા થઇ જાઓ.

(૨૩૯/૧૪૩૧) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને અબૂ લયલા કહે છે કે, સહલ ઇબ્ને હુનૈફ અને કૈસ ઇબ્ને સઅદ કાદસિય્યા (કુફાથી ૧૫ માઇલ દૂર છે) શહેરમાં બેઠા હતા. લોકો તે બાજુથી એક જનાઝો લઇને પસાર થયા. બંને સદ્ગૃહસ્થો ઉભા થઇ ગયા. લોકોએ કહ્યું : આ તો ઝિમ્મીનો જનાઝો છે. કહેવા લાગ્યા કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) પાસેથી પણ એક જનાઝો પસાર થયો હતો અને આપ ઉભા થઇ ગયા હતા. કહેવામાં આવ્યું હતું કે આ તો યહૂદીનો જનાઝો હતો. તે ઉપરથી આપે ફરમાવ્યું હતું : શું યહૂદીનો જીવ હોતો નથી ? ઇબ્ને અબૂ લયલાએ એ પણ બયાન કર્યું છે કે, અબૂ મસ્ઊદ અને કૈસ જનાઝા માટે ઉભા થઇ જતા હતા.

**મરદો જનાઝો ઉંચકે, ઓરતો ન ઉંચકે**

(૨૪૦/૧૪૩૨) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે જનાઝો તૈયાર થઇ જાય છે અને મરદો તેને પોતાના ખભાઓ પર ઉંચકી લે છે ત્યારે જો મય્યિત નેક હોય છે તો કહે છે : મને (જલદી જલદી) આગળ લઇ ચાલો અને જો નેક ન હોય તો કહે છે : હાય અફસોસ, મને ક્યાં લઇ જઇ રહ્યા છો. તેનો અવાજ માણસ સિવાય બીજી બધી વસ્તુઓ સાંભળે છે. જો માણસ તેનો અવાજ સાંભળી લે તો ચીસ પાડીને બેભાન થઇને પડી જાય.

**જનાઝાને જલદી લઇ જવાનું બયાન**

(૨૪૧/૧૪૩૩) હઝરત અનસ (રદિ.)એ કહ્યું હતું કે, તમે જ જનાઝાની





સાથે જનારા છો, જેથી તમે એની આગળ પણ ચાલી શકો છો, પાછળ પણ, જમણે પણ અને ડાબે પણ ( કિંવા કોઇ પણ રીતે જલદી લઇ જાઓ). એક બીજા માણસનું કથન છે કે જનાઝાની નજીક નજીક ચાલો.

(૨૪૨/૧૪૩૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે જનાઝાને જલદી જલદી લઇ જાઓ, કારણ કે, જો જનાઝો નેક છે તો તેને ભલાઇની નજીક કરશો અને બૂરો છે તો બુરાઇને (જલદીથી) પોતાના ખભાઓ ઉપરથી ઉતારી દેશો.

**મય્યિતનું પલંગ-જનાઝા પર આ પ્રમાણે કહેવું કે મને જલદી જલદી લઇ ચાલો**

(૨૪૩/૧૪૩૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે જનાઝો તૈયાર કરીને મૂકી દેવામાં આવે છે અને લોકો તેને ખભાઓ ઉપર ઉંચકી લે છે ત્યારે જો તે નેક હોય છે તો કહે છે : મને (જલદી જલદી) આગળ લઇ ચાલો અને જો નેક ન હોય તો કહે છે કે : હાય અફસોસ, મને ક્યાં લઇ જઇ રહ્યા છો. તેનો અવાજ માણસ સિવાય દરેક વસ્તુ સાંભળે છે. જો માણસ સાંભળી લે તો ચીસ પાડીને બેભાન થઇને પડી જાય.

**જનાઝાની નમાઝમાં ઇમામની પાછળ બે અથવા ત્રણ સફો બાંધવાનું બયાન**

(૨૪૪/૧૪૩૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ (મય્યિત ગાયબ હોવા છતાં) નજ્જાશીના જનાઝાની નમાઝ પઢી. હું બીજી અથવા ત્રીજી સફમાં હતો.

**જનાઝાની નમાઝ માટે સફો બનાવવી**

(૨૪૫/૧૪૩૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : (જે દિવસે બાદશાહ નજ્જાશીનું અવસાન થયું તે દિવસે) રસૂલુલ્લાહ (સલ.)એ તેમના અવસાનની ખબર સહાબાને બયાન કરી, પછી નમાઝ પઢાવવા આગળ વધ્યા. લોકોએ આપની પાછળ સફો બાંધી. આપે ચાર તકબીરો કહી.

(૨૪૬/૧૪૩૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) એક છોકરીની કબ્ર પાસે ગયા. (નમાઝ પઢાવવા ઉભા થયા) સહાબાની અમુક સફો બનાવી, પછી ચાર તકબીરો કહી (અને સલામ ફેરવી.)

(૨૪૭/૧૪૩૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આજે હબશાના એક નેક માણસનું અવસાન થઇ ગયું. આવો, તેની નમાઝ પઢીએ. રાવીનું બયાન છે કે, હુકમ અનુસાર અમે સફો બાંધી. હુઝૂરે નમાઝ

પઢાવી. હું બીજી સફમાં હતો.

**જનાઝાની નમાઝમાં નાબાલિગ (કાચી વયના) બાળકો પુરુષોની સફમાં ઉભા રહી શકે છે**

(૨૪૮/૧૪૪૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસને રાત્રે દફન કરી દેવામાં આવ્યો. અચાનક હુઝૂર (સલ.)નું તેની કબ્ર પાસેથી જવાનું થયું. આપે પૂછયું કે તેને કયારે દફન કરવામાં આવ્યો ? સહાબાએ કહ્યું કે આજે રાત્રે. પૂછયું : તમે મને કેમ ખબર ન આપી ? સહાબાએ કહ્યું : અમે રાત્રે અંધારામાં દફન કરી દીધો હતો અને હુઝૂરને જગાડવાનું કંઇ યોગ્ય લાગ્યું નહીં. આપ આ સાંભળીને નમાઝ પઢવા ઉભા થઇ ગયા. અમે આપની પાછળ સફ બનાવી અને આપે તેની નમાઝ પઢી.

**જનાઝાની નમાઝનું સુન્નત હોવું**

(૨૪૯/૧૪૪૧) હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ જનાઝાની નમાઝ પઢશે (તેને એક કિરાત જેટલો સવાબ મળશે.) બીજી હદીસમાં આવ્યું છે કે, તમારા સાથી ઉપર નમાઝ પઢો. એક બીજી હદીસમાં આવ્યું છે કે, નજ્જાશીની નમાઝ પઢો. જનાઝાની નમાઝમાં ન રૂકૂઅ છે, ન સજદો અને તેમાં વાતો કરવાની મનાઇ છે. જનાઝાની નમાઝમાં માત્ર તકબીર કહેવાનું અને સલામ ફેરવવાનું છે.

.................................

(૨૪૯/૧૪૪૧) જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયહ છે.

(૨૫૦/૧૪૪૨) હઝરત ઈબ્ને ઉમર (જનાઝાની) નમાઝ વગર વુઝૂએ પઢતા ન હતા અને સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતે નમાઝ પઢતા ન હતા. (દરેક તકબીર વખતે) બંને હાથ ઉઠાવતા હતા.

(૨૫૧/૧૪૪૩) હસન બસરી કહે છે : હું લોકોને (સહાબા તાબેઇનને) પામ્યો છું. તેમનામાં સૌથી વધીને જનાઝાની ઇમામત માટે તે માણસ હકદાર ગણાતો હતો, જેને લોકો ફરઝોની ઇમામત માટે પસંદ કરતા હતા. હસન બસરી એમ પણ કહે છે કે, જો ઇદની નમાઝ અથવા જનાઝાની નમાઝ વખતે કોઇનું વુઝૂ તુટી જાય તો પાણીની શોધ કરે, તયમ્મુમ ન કરે અને જો કોઇ માણસ એવા વખતે આવે કે લોકો જનાઝાની નમાઝ પઢી રહ્યા હોય તો તકબીર કહીને તેમની સાથે નમાઝમાં શામિલ થઇ જાય (અને બાકીની તકબીરોને નમાઝ પછી જનાઝો ઉંચકતા પહેલાં કહી લે.)

(૨૫૨/૧૪૪૪) ઈબ્ને મુસય્યબનું કથન છે કે, જનાઝાની નમાઝમાં ચાર તકબીરો કહે. ભલે રાત હોય કે દિવસ, પ્રવાસમાં હોય કે ઘર આંગણે.

(૨૫૩/૧૪૪૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, (જનાઝાની નમાઝમાં હકીકતમાં ત્રણ તકબીરો છે.) એક તકબીર નમાઝની શરૂઆતની છે, જેના કારણે માણસ નમાઝમાં દાખલ થાય છે. ખુદા



તઆલા ફરમાવે છે : **વ લા તુસલ્લિ અલા અહદિમ્ મિન્હુમ માત અબદા** કિંવા મુનાફિકોમાંથી જે માણસ મરી જાય તેના ઉપર કદી નમાઝ ન પઢો. (આ આયતમાં જનાઝાનું નામ નમાઝ રાખ્યું છે) જનાઝાની નમાઝમાં સફોનું અને ઇમામનું હોવું સાબિત છે.

(૨૫૪/૧૪૪૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : (એક વાર) એક એકલી કબ્ર પાસેથી હુઝૂર (સલ.) પસાર થયા, જેથી આપ અમારા ઇમામ બન્યા. અમે આપની પાછળ સફ બનાવી અને નમાઝ પઢી.

**જનાઝા સાથે જવાનો સવાબ**

(૨૫૫/૧૪૪૭) હઝરત ઝેદ ઈબ્ને સાબિત (રદિ.) કહે છે કે, જ્યારે તેં જનાઝાની નમાઝ પઢી લીધી તો તેં પોતાના ઉપરથી વાજિબ હકક અદા કરી દીધો.

(૨૫૬/૧૪૪૮) હુમૈદ ઈબ્ને હિલાલ (રદિ.) કહે છે કે, (જનાઝાની નમાઝ પઢીને) રજા માંગવાનું તો અમે જાણતા નથી. હા, જે માણસ માત્ર નમાઝ પઢીને પાછો ફરશે તેને માત્ર એક કીરાત સવાબ મળશે.

(૨૫૭/૧૪૪૯) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને ખબર મળી કે અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે : જે માણસ જનાઝાની સાથે જશે તેને એક કીરાત સવાબ મળશે. ઈબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : અબૂ હુરૈરા ઘણી એવી હદીસો બયાન કરે છે (જેનાથી અમે અજાણ છીએ.) હઝરત આઇશા (રદિ.)એ ઉપરોક્ત હદીસમાં અબૂ હુરૈરાનું સમર્થન કર્યું અને કહ્યું : મેં હુઝૂરે અકરમ (સલ.)ને આમ જ કહેતા સાંભળ્યા છે. એ ઉપરથી ઈબ્ને ઉમરે કહ્યું : અમે તો (સવાબના) ઘણા કીરાત ખોઇ નાખ્યા (કારણ કે, જનાઝાઓની સાથે ગયા નહીં.)

**જનાઝાના દફન થતાં સુધી રાહ જોવાનું બયાન**

(૨૫૮/૧૪૫૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જનાઝામાં ફકત એટલો ભાગ લે કે તેની નમાઝ પઢી લે તો તેને એક કીરાત (સવાબ) મળશે અને જે દફન થતાં સુધી શામિલ રહે તેને બે કીરાત સવાબ મળશે. પૂછવામાં આવ્યું : બે કિરાત કેટલા મોટા હોય છે ? કહ્યું : બે પહાડો જેટલા (કિંવા ઘણા મોટા.)

**લોકોની સાથે નાબાલિગ બાળકોના જનાઝાની નમાઝ પઢવી જાઇઝ છે**

(૨૫૯/૧૪૫૧) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) એક કબ્ર પાસે ગયા. લોકોએ કહ્યું કે, એ આજે રાત્રે જ દફન થયો છે. (આપે ઇમામત કરી) અમે આપની પાછળ સફ

બનાવી અને આપે તેની નમાઝ પઢાવી.

## ઇદગાહ અથવા મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢવાનો હુકમ

(૨૬૦/૧૪૫૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : જે દિવસે હબશાના બાદશાહ નજ્જાશીનું અવસાન થયું તે જ દિવસે હુઝૂરે તેમના અવસાનના સમાચાર આપ્યા અને ફરમાવ્યું કે, પોતાના ભાઈ માટે મગફિરતની દુઆ માંગો. પછી ઈદગાહમાં હુઝૂર (સલ.)એ લોકોની સફો બરાબર કરી અને ચાર તકબીરો કહી.

(૨૬૧/૧૪૫૩) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એકવાર યહૂદી એક પુરુષ અને એક સ્ત્રીને લઈને હાજર થયો, જેમણે વ્યભિચાર કર્યો હતો. આપે તેમને પત્થર મારવાનો હુકમ આપ્યો. હુકમ મુજબ મસ્જિદની પાસે જનાઝાની જગ્યાની નજીક બંનેને પત્થર મારીને ખત્મ કરી દેવામાં આવ્યાં.

## કબ્રો ઉપર મસ્જિદો બનાવવી નાજાઇઝ છે

(૨૬૨/૧૪૫૪) જ્યારે હસન ઈબ્ને હસન ઈબ્ને અલીની વફાત થઈ ત્યારે તેમની સ્ત્રીએ તેમની કબર ઉપર એક તંબુ તાણ્યો અને એક વર્ષ ત્યાં બેસી રહ્યાં. છેવટે લોકોએ એક ગેબી વ્યકિતનો અવાજ સાંભળ્યો, જે કહી રહી હતી : શું ગુમ થયેલી વસ્તુ લોકોને મળી ગઇ ? બીજાએ કહ્યું : નથી મળી, બલકે હતાશ થઈને પાછા ચાલ્યા ગયા.

(૨૬૩/૧૪૫૫) હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ જીવલેણ બીમારીમાં ફરમાવ્યું હતું : ખુદા યહૂદીઓ અને ઈસાઈઓ ઉપર લાનત કરે, જેમણે પોતાના નબીઓની કબ્રોને મસ્જિદ બનાવી લીધી છે. હઝરત આઈશા (રદિ.) કહે છે કે, જો આ હદીસ ન હોત તો હુઝૂરના મુબારક મઝારને બિલ્કુલ ખોલી દેવામાં આવત, પરંતુ ભય એ છે કે, મુબારક મઝારને સજદો કરવાની જગ્યા બનાવી લેવામાં આવશે.

## જો ઓરત નિફાસની હાલતમાં મરી જાય તો તેની નમાઝનો હુકમ

(૨૬૪/૧૪૫૬) હઝરત સમુરા (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની પાછળ એક ઓરતના જનાઝાની નમાઝ પઢી, જે નિફાસની હાલતમાં મરી ગઈ હતી. હુઝૂર તેની વચ્ચે (કમ્મરની સામે) ઉભા રહ્યા હતા.

## સ્ત્રી અને પુરુષના જનાઝામાં ઈમામ કઈ જગ્યાએ ઉભો રહે

(૨૬૫/૧૪૫૭) હઝરત સમુરા ઈબ્ને જુન્દુબ (રદિ.) કહે છે : મેં હુઝૂર (સલ.)ની પાછળ એક સ્ત્રીના જનાઝાની નમાઝ પઢી, જેનું નિફાસની હાલતમાં અવસાન થઈ ગયું હતું. આપ તેની વચમાં ઉભા રહ્યા હતા.



## જનાઝાની નમાઝમાં ચાર તકબીરો કહેવાનું બયાન

(૨૬૬/૧૪૫૮) હુમૈદ કહે છે : અમને હઝરત અનસ (રદિ.)એ (એક જનાઝાની) નમાઝ પઢાવી અને ત્રણ તકબીરો કહીને સલામ ફેરવી દીધી. કોઈએ કહ્યું : આપે ત્રણ તકબીરો કહી. હઝરત અનસ (રદિ.)એ તરત કિબ્લા તરફ મોં કરીને ચોથી તકબીર કહી, પછી સલામ ફેરવી.

(૨૬૭/૧૪૫૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : જે દિવસે હઝરત નજ્જાશીનું અવસાન થયું તે જ દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ તેમના અવસાનની ખબર સંભળાવી અને લોકોને લઈને ઈદગાહમાં ગયા. તેમની સફ બનાવીને (નમાઝ પઢી અને) ચાર તકબીરો કહી.

(૨૬૮/૧૪૬૦) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ અસ્હમહ (નજ્જાશી)ની નમાઝ પઢી અને ચાર તકબીરો કહી.

## જનાઝાની નમાઝમાં 'અલ્હમ્દુ' પઢવાનું બયાન

(૨૬૯/૧૪૬૧) હસન બસરી કહે છે કે, છોકરાની નમાઝમાં સૂરએ હમ્દ પઢે અને કહે કે, અય અલ્લાહ ! એને અમારા માટે આગેવાન, માર્ગદર્શક અને સવાબનું કારણ બનાવ.

(૨૭૦/૧૪૬૨) હઝરત તલહા ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની પાછળ એક જનાઝાની નમાઝ પઢી. તેમણે સૂરએ હમ્દ પઢી હતી અને કહ્યું કે, તમારે જાણી લેવું જોઈએ કે, એ સુન્નત છે.

## દફન પછી કબ્ર પાસે નમાઝ પઢવાનું બયાન

(૨૭૧/૧૪૬૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક એકલી કબ્ર પાસેથી પસાર થયા. આપ ઈમામ બન્યા અને લોકોએ આપની પાછળ નમાઝ પઢી.

(૨૭૨/૧૪૬૪) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, એક હબસી પુરુષ અથવા સ્ત્રી મસ્જિદમાં રહેતો હતો અને મસ્જિદમાં ઝાડુ આપતો હતો. (એક દિવસ) તેનું અવસાન થયું અને હુઝૂરને ખબર ન પડી. અચાનક એક દિવસ યાદ કર્યો અને પૂછ્યું : ફલાણો માણસ ક્યાં ગયો ? સહાબાએ કહ્યું : તેનું તો અવસાન થઈ ગયું. કહ્યું : તમે મને કેમ ખબર ન આપી ? સહાબાએ કહ્યું : તે એવો જ સાધારણ માણસ હતો કિંવા તુચ્છ માણસ હતો. આપે કહ્યું : મને તેની કબ્ર બતાવો. (લોકોએ કબ્ર બતાવી.) આપે કબ્ર પાસે જઈને તેની નમાઝ પઢી.

## મય્યિત જોડાઓનો અવાજ સાંભળે છે

(૨૭૩/૧૪૬૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે માણસને કબ્રમાં મૂકી દેવામાં આવે છે અને લોકો દફન કરીને પાછા ચાલ્યા આવે છે અને મય્યિત તેમના જોડાઓનો અવાજ સાંભળવા માંડે છે ત્યારે તેની પાસે બે ફરિશ્તા આવે છે અને મય્યિતને બેસાડીને પૂછે છે : તું આ માણસ કિંવા મુહમ્મદ વિષે શું કહે છે ? મય્યિત કહે છે કે, હું સાક્ષી આપું છું કે તે ખુદાના બંદા અને રસૂલ હતા. ફરિશ્તા કહે છે : જુઓ, તમારા માટે દોઝખમાં આ જગ્યા હતી, ખુદા તઆલાએ તેના બદલામાં તમારા માટે જન્નતમાં આ જગ્યા આપી છે. હુઝૂરે ફરમાવ્યું : તે પછી મય્યિત પોતાના બંને ઠેકાણા જુએ છે. હા, જે કાફિર અથવા મુનાફિક હોય છે તે કહે છે : હું બીજું કંઈ જાણતો નથી. જે લોકો કહેતા હતા તે હું પણ કહી દેતો હતો. ફરિશ્તા તેને કહે છે : તું કંઈ જાણતો નથી અને તે કુર્આન પણ પઢયું નથી. ત્યાર પછી તેના બંને કાનો વચ્ચે (પેશાની ઉપર) લોખંડના હથોડા મારવામાં આવે છે અને તે એવી ચીસો પાડે છે જેને જિન્નાત અને ઈન્સાન સિવાય આજુબાજુની બધી વસ્તુઓ સાંભળે છે.

**બયતુલ મુકદ્દસ અથવા હરમૈન શરીફૈન વગેરે બરકતવંતી જગ્યાઓમાં દફન થવાની ઇચ્છા રાખવી જાઇઝ છે**

(૨૭૪/૧૪૬૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મલિકુલ મૌતને (માનવીના સ્વરૂપમાં) મૂસા (અલૈ.) પાસે મૃત્યુનો સંદેશ સંભળાવવા મોકલવામાં આવ્યો. (મૂસાએ મલિકુલ મૌતને ઓળખ્યા નહીં એટલે) મૂસાએ મલિકુલ મૌતને તમાચો માર્યો, જેના લઈને તેની આંખ ફુટી ગઈ. ફરિશ્તાએ પાછા જઈને ખુદા તઆલાને ફરિયાદ કરી અને કહ્યું : તેં મને એવા બંદા પાસે મોકલ્યો જે મરવા માંગતો નથી. ખુદા તઆલાએ મલિકુલ મૌતની આંખ બીજીવાર બરાબર કરી અને ફરમાવ્યું : પાછા જઈને મૂસાને કહો કે જો (તને જીવન પ્રત્યે મુહબ્બત છે તો) તું તારો હાથ બળદની પીઠ ઉપર મૂકી દે અને જેટલા વાળ તારા હાથ નીચે આવી જાય તે દરેક વાળના બદલામાં એક એક વર્ષની ઝિંદગી મળશે. (ફરિશ્તાએ જઈને ખુદાનો સંદેશ પહોંચાડી દીધો.) હઝરત મૂસાએ કહ્યું : અય અલ્લાહ, તે પછી શું થશે ? હુકમ થયો કે તે પછી મોત છે. મૂસાએ કહ્યું : તો પછી હમણા જ ઠીક છે. ત્યાર બાદ હઝરત મૂસાએ ખુદા તઆલા પાસે દુઆ માંગી કે મને પવિત્ર ભૂમિ (બયતુલ મુકદ્દસ)થી એક પત્થર ફેંકવાના અંતર જેટલે પહોંચાડી દે (જેથી હું ત્યાં દફન થાઉં.) હુઝૂરે ફરમાવ્યું કે જો હું ત્યાં હોત તો તમને મૂસાની કબ્ર લાલ ટેકરી નજીક રસ્તાની બાજુ પર દેખાડત.



**રાત્રે દફન કરવાનું બયાન**

(૨૭૫/૧૪૬૭) હઝરત અબૂબક્ર (રદિ.)ને રાત્રે દફન કરવામાં આવ્યા હતા.

(૨૭૬/૧૪૬૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક માણસનો જનાઝો રાત્રે દફન થઈ ચૂકયો હતો. (સવારે) હુઝૂર (સલ.) સહાબા સાથે તેની કબ્ર પાસે ગયા અને પૂછ્યું : આ કોણ માણસ હતો ? સહાબાએ કહ્યું કે, ફલાણો માણસ હતો. રાત્રે દફન થયો છે. હુઝૂર નમાઝ માટે ઉભા થયા અને બધાએ તેની નમાઝ પઢી.

**કબ્ર ઉપર મસ્જિદ બનાવવાનું બયાન**

(૨૭૭/૧૪૬૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે : જ્યારે હુઝૂર (સલ.) જીવલેણ બીમારીમાં સપડાયા હતા ત્યારે હુઝૂરની એક પત્નીએ મારિયા નામે દેવળના વખાણ કર્યા, જેને તેમણે હબશામાં જોયું હતું. ઉમ્મે સલમા અને ઉમ્મે હબીબા (રદિ.) પણ હબશા જઈ આવ્યાં હતાં. એટલે તેમણે પણ તેની ખૂબસૂરતી અને ચિત્રોની પ્રશંસા કરી. આપે મસ્તક ઉંચું કરીને ફરમાવ્યું કે, તે લોકોનો રિવાજ હતો કે જ્યારે તેમનામાંથી કોઈ સારા માણસનું અવસાન થઈ જતું હતું ત્યારે તેની કબ્ર ઉપર ધર્મ સ્થળ બનાવી લેતા હતા. પછી તેમાં તે જ ચિત્રો મૂકતા હતા. એ લોકો ખુદા તઆલાની નઝરમાં સૌથી ખરાબ મખ્લૂક (સર્જન) છે.

**જો ઓરતની મય્યિત હોય તો કબ્રમાં જનાઝો ઉતારવા માટે કોણ દાખલ થાય ?**

(૨૭૮/૧૪૭૦) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, અમે હુઝૂર (સલ.)ની પુત્રીના જનાઝામાં શામિલ હતા. આપ કબ્ર પાસે બેઠા હતા. આંખોમાંથી અશ્રુઓ વહેતાં હતાં. થોડીવાર પછી આપે પૂછ્યું હતું : તમારામાંથી કોણે આજે પત્ની સાથે સંભોગ કર્યો નથી ? અબૂ તલહાએ કહ્યું : મેં. આપે ફરમાવ્યું : તો એની કબ્રમાં ઉતરો. અબૂ તલહા કબ્રમાં ઉતર્યાં. ફુલૈહ કહે છે : હુઝૂરનો હેતુ એ હતો કે જે માણસે આજે રાત્રે ગુનોહ ન કર્યો હોય તે કબ્રમાં ઉતરે.

**શહીદના જનાઝાનું બયાન**

(૨૭૯/૧૪૭૧) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : ઉહદની લડાઈના શહીદોમાંથી બબ્બેને એક એક કપડામાં ભેગા કરીને હુઝૂર પૂછતા હતા : આમાંથી વધારે કુર્આન પઢનાર કોણ હતો ? જેના માટે લોકો ઈશારો કરતા હતા, તેને હુઝૂર કબ્રમાં પહેલા ઉતારતા. રાવી કહે છે : હુઝૂરે ફરમાવ્યું : કિયામતના દિવસે હું એમનો સાક્ષી રહીશ. તે પછી આપે તેમને લોહી સાથે દફન

કરવાનો હુકમ આપ્યો, ન તેમને ગુસ્લ દીધું અને ન નમાઝ પઢી.

(૨૮૦/૧૪૭૨) હઝરત ઉકબા ઈબ્ને આમિર (રદિ.) કહે છે : એક દિવસ હુઝૂર (સલ.)એ બહાર નીકળીને ઉહદની લડાઈના શહીદોની નમાઝ પઢી, જેવી રીતે મય્યિતની નમાઝ પઢતા હતા. નમાઝથી પરવારીને મિમ્બર તરફ જઈને ફરમાવ્યું : હું તમારો આગેવાન છું. (કિયામતમાં) તમારો સાક્ષી રહીશ, ખુદાની કસમ ! મને અત્યારે જ મારી હોઝ (કૌસર) દેખાઈ રહી છે અને મને ઝમીનના ખઝાનાઓની ચાવીઓ આપી દેવામાં આવી છે. ખુદાની કસમ ! મારા પછી તમારા કાફિર થઈ જવાનો તો મને ભય નથી, બલકે એ ભય છે કે, દુનિયાની લાલચ માટે એકબીજાની ઈર્ષા કરવા લાગશો.

**બબ્બે અને ત્રણ ત્રણ માણસોને એક કબ્રમાં દફન કરવાનું બયાન**

(૨૮૧/૧૪૭૩) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના શહીદોમાંથી હુઝૂર (સલ.) બબ્બે માણસોને ભેગા કરતા હતા.

**શહીદોને ગુસ્લ ન દેવાનું બયાન**

(૨૮૨/૧૪૭૪) હઝરત જાબિર કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : ઉહદની લડાઈના શહીદોને લોહી સાથે દફન કરી દો કિંવા ઉહદની લડાઈના દિવસે હુઝૂરે શહીદોને ગુસ્લ અપાવ્યું નહીં.

**જો બે કત્લ થયેલાઓને ભેગા દફન કરવામાં આવે તો પહેલાં કોને કબ્રમાં ઉતારવામાં આવે. ઇમામ બુખારી કહે છે કે, 'લહદ'ને એટલા માટે લહદ કહે છે કે, તે મુલ્તહિદ કિંવા બગલી કબ્ર હોય છે. જો બગલી કબ્ર ન હોય તો તેને દરીહ કહે છે**

(૨૮૩/૧૪૭૫) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના શહીદોમાંથી બબ્બે માણસોને એક કપડામાં ભેગા કરી હુઝૂર (સલ.) પૂછતા હતા કે એમનામાંથી વધારે કુર્આન પઢનાર કોણ હતું ? જ્યારે આપને કોઈ માણસ તરફ ઈશારો કરીને બતાવી દેવામાં આવતું ત્યારે આપ તેને કબ્રમાં પહેલા ઉતારતા હતા. અંતમાં આપે ફરમાવ્યું : હું કિયામતના દિવસે તેમનો સાક્ષી રહીશ, પછી લોહી સાથે બધાને દફન કરવાનો હુકમ આપ્યો, ન તેમની નમાઝ પઢી ન ગુસ્લ આપ્યું. ઝુહરીએ જાબિરની રિવાયતથી આ હદીસને એવી રીતે બયાન કરી છે કે, હુઝૂર (સલ.) ઉહદના શહીદો વિષે પૂછતા હતા : તેમનામાંથી વધારે કુર્આન પઢનાર કોણ હતું ? જ્યારે આપને બતાવી દેવામાં આવતું ત્યારે આપ તેને બીજા કરતાં પહેલાં કબ્રમાં ઉતરાવતા. જાબિર કહે છે કે, મારા પિતા અને કાકાને એક ચાદરમાં દફન દેવામાં આવ્યું.



**કબ્રમાં સાધારણ ઘાસ અને ઇઝખિર ઝરૂરત વખતે નાંખવાનું બયાન**

(૨૮૪/૧૪૭૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે ખુદા તઆલાએ મક્કાને હરમ બનાવ્યું છે. ન મારાથી પહેલાં કોઈના માટે અને ન મારા પછી કોઈના માટે મક્કા (માં કત્લ કરવાનું અને લોહી વહેવડાવવાનું) હલાલ થયું અને મારા માટે પણ દિવસની એક ઘડી માટે મક્કા હલાલ થયું. મક્કાનું ઘાસ કાપવામાં ન આવે, ન ઝાડો કાપવામાં આવે, ન અહીંથી (પનાહ લેનાર) શિકારને કાઢવામાં આવે અને 'મુઅર્રિફ' સિવાય બીજું કોઈ અહીં પડેલી વસ્તુ પણ ન ઉઠાવે. (મુઅર્રિફ તે માણસ હોય છે જે લોકોમાં ખોવાયેલી વસ્તુની જાહેરાત કરે છે અને શોધીને અસલ માલિકને પહોંચાડી દે છે.) હઝરત અબ્બાસ (રદિ.)એ કહ્યું : પરંતુ ઈઝખિર....... ઘાસ કાપવાની પરવાનગી આપો. કારણ કે, તે અમારા મકાનો અને કબ્રો માટે કામ આવે છે. આપે ફરમાવ્યું : હા, ઈઝખિર એ હુકમમાંથી બાકાત છે.

**(માટી નાંખતા પહેલાં) શું મય્યિતને કબ્ર અથવા લહદમાંથી કોઇ કારણસર બહાર કાઢવું જાઇઝ છે ?**

(૨૮૫/૧૪૭૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, જે વખતે નામદાર હુઝૂર (સલ.) અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયના જનાઝામાં ગયા તે વખતે તેના જનાઝાને કબ્રમાં ઉતારી દેવામાં આવ્યો હતો. આપના હુકમથી તેને બીજીવાર કાઢવામાં આવ્યો. હુઝૂરે તેને મુબારક જાંઘ ઉપર મૂકયો. કંઈક તેના ઉપર થૂંકયા અને પોતાનો કુરતો પહેરાવ્યો. ખુદા જાણે, હુઝૂરે તેના ઉપર આવો ઉપકાર કેમ કર્યો. હા, બદરની લડાઈના દિવસે તેણે હુઝૂરના કાકા હઝરત અબ્બાસને તો એક કુરતો પહેરવા આપ્યો હતો. સુફયાન અબૂ હારૂનની રિવાયતથી કહે છે કે, હુઝૂરે બે કુરતા પહેર્યા હતા. અબ્દુલ્લાહના પુત્રે કહ્યું કે, યા રસૂલલ્લાહ ! નીચેવાળો જેની સાથે હુઝૂરનું શરીર લાગેલું છે તે મારા પિતાને પહેરાવી દો. સુફયાનનો મત છે : લોકો કહે છે કે, હુઝૂરે આ કુરતો અબ્દુલ્લાહને તેના આગલા ઉપકારના બદલામાં આપ્યો હતો.

(૨૮૬/૧૪૭૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે : જ્યારે ઉહદની લડાઈનો સમય આવ્યો ત્યારે રાત્રે મારા પિતાએ મને બોલાવીને કહ્યું કે, મને લાગે છે કે, બધા સહાબા કરતાં પહેલાં હું જ શહીદ થઈશ અને રસૂલુલ્લાહ સિવાય તારાથી વધુ વહાલો હું કોઈને છોડી જતો નથી, જેથી જે દેવું મારા માથે છે તે તું ચૂકવી દેજે. તારી બહેનો સાથે સારો વર્તાવ રાખજે. જાબિર (રદિ.) કહે છે : સવાર

થઈ ત્યારે સૌથી પહેલા મારા પિતા શહીદ થયા. મેં તેમની સાથે બીજા એક માણસને તેમની કબ્રમાં દફન કર્યા, પરંતુ મારું મન માન્યું નહીં કે તેમને બીજા માણસની સાથે એક કબ્રમાં રહેવા દઉં. એટલે મેં તેમને છ મહીના પછી કબ્રમાંથી કાઢયા. જોઉં છું તો તેઓ બિલકુલ તેવા જ હતા જેવા મેં દફન કર્યા હતા. માત્ર કાનનો થોડોક ભાગ ન હતો.

(૨૮૭/૧૪૭૯) હઝરત જાબિર (રદિ.) કહે છે : મારા પિતાની સાથે એક બીજો માણસ પણ દફન થયો હતો, જેથી મને એ ઠીક લાગ્યું નહીં. મેં તેમને કાઢીને અલગ કબ્રમાં દફન કર્યા.

**'લહદ' અને 'શક્ક' કબર ખોદવી**

(૨૮૮/૧૪૮૦) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) ઉહદની લડાઈના શહીદોમાંથી બબ્બેને એક જગ્યાએ ભેગા કરીને પૂછતા હતા કે, એમનામાંથી સૌથી વધારે કુર્આન પઢનાર કોણ હતો ? જ્યારે કોઈ માણસને બતાવી દેવામાં આવતો ત્યારે આપ તેને બીજા કરતાં પહેલાં કબ્રમાં ઉતારતા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે કિયામતના દિવસે હું તેમનો સાક્ષી રહીશ. ત્યાર પછી આપે લોહી સાથે બધાને દફન કરવાનો હુકમ આપ્યો અને ગુસ્લ અપાવ્યું નહીં.

**જો નાબાલિગ (કાચી વયનો) છોકરો મુસલમાન થયા પછી મરી જાય તો શું તેની નમાઝ પઢવામાં આવે અને શું નાબાલિગ છોકરાને ઈસ્લામની તબ્લીગ (પ્રચાર) કરવામાં આવે ?**

(૨૮૯/૧૪૮૧) હસન બસરી, કાઝી શુરૈહ, ઈબ્રાહીમ નખઈ અને કતાદા કહે છે કે, જ્યારે માં-બાપમાંથી કોઈ એક મુસલમાન થઈ જાય ત્યારે બાળક મુસલમાનના તાબે છે.

(૨૯૦/૧૪૮૨) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) પોતાની માં સાથે લાચાર અને કચડાયેલા લોકોમાંથી હતા, (પરંતુ મુસલમાન હતા) પોતાના પિતાના ધર્મમાં ન હતા.

(૨૯૧/૧૪૮૩) હુઝૂરે અકરમ (સલ.)નું ફરમાન છે : ઈસ્લામ ઉચ્ચ અને વિજયી ધર્મ બને છે, પરાજિત અને નીચ બનતો નથી.

(૨૯૨/૧૪૮૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એકવાર હુઝૂર (સલ.) ઉમર ફારૂક અને અમુક સહાબાને સાથે લઈને ઈબ્ને સય્યાદ પાસે ગયા. ઈબ્ને સય્યાદ બની મગાલા કબીલાના છોકરાઓ સાથે રમી રહ્યો હતો અને લગભગ યુવાન થવા આવ્યો હતો. તેને હુઝૂરના આગમનની ત્યાં સુધી ખબર ન પડી જ્યાં સુધી આપે તેની પીઠ ઉપર પોતાનો મુબારક હાથ ન મૂક્યો. તે પછી



હુઝૂરે તેને કહ્યું : શું તું સાક્ષી આપે છે કે, હું ખુદાનો રસૂલ છું. ઈબ્ને સય્યાદે હુઝૂર તરફ નઝર ઉઠાવીને જોયું અને કહેવા લાગ્યો કે તમે અભણ લોકોના રસૂલ છો. તે પછી કહ્યું : શું તમે સાક્ષી આપો છો કે હું ખુદાનો રસૂલ છું. આપે તેને છોડી દીધો. (તેના મુસલમાન થવાની આશા છોડી દીધી.) ફરમાવ્યું : મારું ઈમાન તો ખુદા અને ખુદાના રસૂલો ઉપર છે. પછી કહ્યું : તું શું સમજ્યો છે (કે રસૂલ હોવાનો દાવો કરે છે.) ઈબ્ને સય્યાદે કહ્યું : મારી પાસે સાચો પણ આવે છે અને જૂઠો પણ. આપે કહ્યું : તારું કામ તારા ઉપર ભેળસેળ થઈ ગયું છે. (કિંવા તને જે સંદેશ મળે છે તે જૂઠો પણ હોય છે અને સાચો પણ, એટલે તું રસૂલ નથી, જાદુગર છે. તારી વિદ્યા સત્ય અને અસત્યના મિશ્રણ રૂપ છે.) પછી ફરમાવ્યું : હું તારી કસોટી માટે દિલમાં એક વસ્તુ છુપાવું છું. (બતાવ, શું વસ્તુ છે ? હુઝૂરે દિલમાં 'સૂરએ દુખાન'ની કલ્પના કરી હતી.) ઈબ્ને સય્યાદે કહ્યું : 'દુખ' છે. હુઝૂરે કહ્યું : દૂર હઠ, તું તારા અંદાજથી આગળ વધી શકતો નથી. આ બનાવ જોઈને હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે યા રસૂલલ્લાહ ! મને પરવાનગી આપો, હું એને કત્લ કરી દઉં. આપે ફરમાવ્યું કે, હકીકતમાં જો તે (દજ્જાલ) છે તો તમે તેના ઉપર વિજય મેળવી શકતા નથી અને જો નથી, તો એને કત્લ કરવામાં કંઈ લાભ નથી (એ નાબાલિગ છે.) ઈબ્ને ઉમર કહે છે કે, તે પછી હુઝૂરે અકદસ (સલ.) ઉબય ઈબ્ને કઅબને લઈને ગુપ્ત વાતો સાંભળવા માટે ખજૂરીઓના તે ઝાડોમાં ગયા જ્યાં ઈબ્ને સય્યાદ હતો. જોયું કે ઈબ્ને સય્યાદ કપડું ઓઢીને સૂતો છે અને કંઈક ગણગણી રહ્યો છે. ઈબ્ને સય્યાદની માંએ હુઝૂરને ખજૂરીઓની આડમાં જોઈ લીધા અને ઈબ્ને સય્યાદને કહેવા લાગી : હે સાફ ! આ ઈબ્ને સય્યાદનું નામ છે, આ મુહમ્મદ ઉભા છે. ઈબ્ને સય્યાદ ઉભો થઈ ગયો. આપે ફરમાવ્યું : જો એની માં એને છોડી દેત તો એ હાલત જાહેર કરી દેત. છેવટે હુઝૂર તેને છોડીને ચાલ્યા ગયા.

(૨૯૩/૧૪૮૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક યહૂદી છોકરો હુઝૂર (સલ.)ની સેવા ચાકરી કરતો હતો. એક વાર તે બીમાર પડયો. આપ તેની ખબર લેવા માટે ગયા. માથા પાસે બેસીને કહ્યું : મુસલમાન થઈ જા. તેણે પિતા તરફ જોયું, જે પાસે જ બેઠા હતા. પિતાએ કહ્યું : અબૂલ કાસિમની વાત માની લે. તે મુસલમાન થઈ ગયો. ત્યાર પછી હુઝૂર આમ કહેતા પાછા ફર્યા કે ખુદાનો શુક્ર છે, જેણે તેને દોઝખથી છુટકારો આપ્યો.

(૨૯૪/૧૪૮૬) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હું અને મારી માં લાચાર અને કમઝોર લોકોમાંથી હતા. હું લાચાર બાળકોમાંથી હતો અને મારી માં લાચાર ઓરતોમાંથી.

(૨૯૫/૧૪૮૭) ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે : તે બાળક ઉપર પણ નમાઝ પઢવામાં આવશે, જે જન્મીને મરણ પામ્યું હોય, ભલેને તે ગમે તેવી ખરાબ સ્ત્રી (કાફિર અથવા વ્યભિચારી)નું હોય. કારણ કે દરેક બાળક ઈસ્લામી ફિતરત ઉપર જન્મે છે. તેના માં-બાપ બંને ઈસ્લામના દાવેદારો હોય અથવા ફક્ત બાપ ઈસ્લામનો દાવો કરતો હોય અને માં ઈસ્લામ ઉપર ન હોય, પરંતુ શરત એ છે કે, જન્મ્યા પછી મોટેથી અવાજ કાઢે. જો એમ હશે તો તેના જનાઝાની નમાઝ પઢવામાં આવશે અને જો જન્મ્યા પછી તેણે અવાજ ન કાઢયો હોય તો તેના ઉપર નમાઝ પઢવામાં આવશે નહીં. કારણ કે, તે કાચું બાળક છે. હઝરત અબૂ હુરૈરા (રદિ.) બયાન કરતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, દરેક બાળક ઈસ્લામી ફિતરત (પ્રકૃતિ) અનુસાર જન્મે છે, પરંતુ તેના માં-બાપ તેને યહૂદી, ઈસાઈ અથવા પારસી બનાવી લે છે, જેવી રીતે કે પશુઓનું બાળક જન્મ વખતે સંપૂર્ણ હોય છે. શું તમને લોકોને તેમનામાંથી કોઈના નાક-કાન કપાયેલા દેખાય છે ? (એવી જ રીતે દરેક બાળક જન્મ વખતે સંપૂર્ણ ઈમાનવાળું હોય છે.) ત્યાર પછી હઝરત અબૂ હુરૈરાએ આ આયત પઢી : **ફિત્રત લ્લાહિ લ્લતી ફતર ન્નાસ અલયહા...** અંત સુધી. ઉિવા અલ્લાહના તે ધર્મનું અનુકરણ કરો, જેના ઉપર અલ્લાહ તઆલાએ લોકોને પેદા કર્યા છે.

(૨૯૬/૧૪૮૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક બાળક ઈસ્લામ ઉપર જન્મે છે, પરંતુ તેના માં-બાપ તેને યહૂદી, ઈસાઈ અથવા પારસી બનાવે છે. જેવી રીતે કે પશુઓનું બાળક સંપૂર્ણ પશુ જન્મે છે. શું તમને તેમનામાંથી કોઈના નાક-કાન કપાયેલા દેખાય છે ? તે પછી અબૂ હુરૈરાએ આ આયત પઢી : **ફિત્રત લ્લાહિ લ્લતી ફતર ન્નાસ અલયહા લા તબ્દીલ લિખલ્કિ લ્લાહિ ઝાલિક દીનુલ કય્યિમ** ઉિવા અલ્લાહના તે ધર્મનું અનુકરણ કરો, જેના ઉપર અલ્લાહે લોકોને પેદા કર્યા છે. અલ્લાહની બનાવટમાં કોઈ ફેરફાર થઈ શકતો નથી. એ જ સીધો સાદો ધર્મ છે.

## મૃત્યુ સમયે મુશ્રિકનું 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ' બોલવું

(૨૯૭/૧૪૮૯) હઝરત મુસય્યબ કહે છે કે, જ્યારે અબૂ તાલિબના અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે હુઝૂર (સલ.) તેમની પાસે ગયા. અબૂ જહલ અને અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઉમય્યા ત્યાં મોજૂદ હતા. આપે અબૂ તાલિબને કહ્યું : કાકા, એક વાર **'લાઇલાહ ઇલ્લ લ્લાહ'** કહી દો. હું ખુદાની સામે તમારા માટે એની સાક્ષી આપીશ. અબૂ જહલ અને અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઉમય્યાએ કહ્યું : શું અબ્દુલ મુત્તલિબના ધર્મથી મોં ફેરવી



લો છો. ઘણીવાર સુધી રસૂલુલ્લાહ (સલ.) અબૂ તાલિબ સામે શહાદતનો કલિમો રજુ કરતા રહ્યા અને અબૂ જહલ અને અબ્દુલ્લાહ તે જ વાત ફરી ફરીને કહેતા રહ્યા. છેવટે અબૂ તાલિબે 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' બોલવાનો ઈન્કાર કરી દીધો અને કહેવા લાગ્યા કે, હું અબ્દુલ મુત્તલિબના ધર્મ ઉપર છું. હુઝૂરે ફરમાવ્યું : ખુદાની કસમ ! હું તમારા માટે ખુદા તઆલા પાસે ત્યાં સુધી મગફિરતની દુઆ કરીશ જ્યાં સુધી કે મને રોકવામાં ન આવે. ત્યાર પછી ખુદા તઆલાએ અબૂ તાલિબ વિષે આયત **વ માકાન લિન્નબિય્યિ....** ઉતારી.

## કબ્ર ઉપર કોઇ ઝાડની ડાળખી મૂકવાનું બયાન

(૨૯૮/૧૪૯૦) હઝરત બુરૈદા અસ્લમીએ વસિય્યત કરી હતી કે મારી કબ્ર ઉપર બે ડાળખીઓ મૂકવામાં આવે.

(૨૯૯/૧૪૯૧) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ અબ્દુર્રહમાનની કબ્ર ઉપર તંબુ તાણેલો જોયો તો કહ્યું : ગુલામ, એને ઉખેડી નાખ, એના ઉપર એના અમલોનો પડછાયો પૂરતો છે.

(૩૦૦/૧૪૯૨) હઝરત ખારિજા ઈબ્ને ઝેદ કહે છે : મને યાદ છે કે, અમે હઝરત ઉસ્માન (રદિ.)ના સમયમાં જવાન હતા અને અમારામાં સૌથી વધુ કુદનારો તે માણસ હતો જે હઝરત ઉસ્માન ઈબ્ને મઝઊનની કબ્ર કુદી જતો હતો.

(૩૦૧/૧૪૯૩) ઉસ્માન ઈબ્ને હકીમ કહે છે કે, ખારિજા ઈબ્ને ઝેદે મારો હાથ પકડીને કબ્ર ઉપર બેસાડયો અને પોતાના કાકા હઝરત ઝેદ ઈબ્ને સાબિતનું કથન વર્ણવ્યું કે, કબ્ર ઉપર બેસવાનું માત્ર તે માણસ માટે મકરૂહ છે જે ત્યાં પેશાબ-પાખાનું કરે.

(૩૦૨/૧૪૯૪) નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કબરો ઉપર બેસતા હતા.

(૩૦૩/૧૪૯૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બે કબરો પાસેથી પસાર થયા. જેમાંના પુરુષોને અઝાબ થઈ રહ્યો હતો. આપે ફરમાવ્યું : આ બંનેને અઝાબ થઈ રહ્યો છે અને કોઈ મોટી વાતના કારણે અઝાબ થઈ રહ્યો નથી, (બલકે એ કારણે અઝાબ થઈ રહ્યો છે કે,) એક તો પેશાબથી બચતો ન હતો અને બીજો ચાડી-ચુગલી કરતો હતો. તે પછી હુઝૂરે એક લીલી ડાળખી મંગાવીને તેને વચમાંથી ચીરીને એક એક ભાગ દરેક કબ્ર ઉપર ખોસી દીધો. લોકોએ કહ્યું કે, યા રસૂલલ્લાહ ! હુઝૂરે આવું શા માટે કર્યું ? ફરમાવ્યું :

આશા છે કે, જ્યાં સુધી એ સૂકાશે નહીં ત્યાં સુધી એમના અઝાબમાં ઘટાડો થશે.

## મુહદ્દિસનું કબ્ર પાસે જઇને વઅઝ કરવું અને તેના મિત્રોનું તેની આજુબાજુ બેસવું

(૩૦૪/૧૪૯૬) હઝરત અલી મુર્તઝા કહે છે કે, અમે એક જનાઝા સાથે બકીએ ગરકદ કબ્રસ્તાનમાં હાજર હતા. એવામાં હુઝૂર (સલ.) પણ આવીને બેસી ગયા અને અમે આપની આજુબાજુ બેસી ગયા. આપની પાસે ટેકો દેવાની એક લાકડી હતી. તેનાથી આપે ઝમીન ખોતરવાનું શરૂ કર્યું અને માથું નમાવી લીધું. થોડીવાર પછી ફરમાવ્યું : તમારામાંથી જે કોઈ જીવ પણ પેદા કરવામાં આવે છે તેનું સ્થાન જન્નત અથવા દોઝખમાં પહેલેથી લખી દેવામાં આવે છે. એક માણસે કહ્યું : તો પછી અમે અમલ છોડીને કિસ્મત ઉપર ભરોસો કેમ ન કરી લઈએ ? કારણ કે, અમારામાંથી જે માણસ સારા નસીબવાળો હશે તે છેવટે સારા નસીબવાળાઓના અમલો તરફ વળશે અને જે બદનસીબ હશે તે બદનસીબોના અમલો તરફ છેવટે જરૂર વળશે. આપે ફરમાવ્યું : અમલ કરતા રહો. કારણ કે, જે લોકો સારા નસીબવાળા હશે તેમને સારા નસીબવાળાઓના કામો આસાન લાગશે અને જે બદનસીબ હશે તેમને બદનસીબોના કામો આસાન લાગશે. તે પછી હુઝૂરે આ આયત પઢી : **ફઅમ્મા મન અઅ્તા વ તકા....**અંત સુધી.

## જે માણસ કોઇને નાહક મારી નાખે તેને શું અઝાબ છે ?

(૩૦૫/૧૪૯૭) હઝરત સાબિત ઈબ્ને ઝહહાક કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ ઈસ્લામ ધર્મ સિવાય બીજા કોઈ ધર્મની જાણીજોઈને જૂઠી કસમ ખાશે તો તે તે જ લોકોમાંથી ગણાશે. (જેમ કે કોઈએ ઈરાદાપૂર્વક જૂઠી કસમ ખાધી કે જો મેં આવું કર્યું હોય તો ઈસાઈ ધર્મમાં ઉઠું, તો તે ઈસાઈ થઈ ગયો) જે માણસ પોતાની જાતને ધારદાર લોખંડથી કાપી નાખશે તો તેને દોઝખમાં તે જ લોખંડથી અઝાબ દેવામાં આવશે.

(૩૦૬/૧૪૯૮) હઝરત જુન્દુબ ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આગળની ઉમ્મતોમાં એક માણસ હતો, જેના શરીરમાં કોઈ ઝખ્મ હતો. તેણે (ઝખ્મથી કંટાળીને) આપઘાત કરી લીધો. તે પરથી ખુદા તઆલાએ ફરમાવ્યું કે, મારા બંદાએ મારા જાન લેતાં પહેલાં પોતાનો જાન આપવામાં ઉતાવળ કરી. એટલે મેં તેના માટે જન્નત હરામ કરી દીધી.



(૩૦૭/૧૪૯૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે પોતે પોતાનું ગળું દબાવીને આપઘાત કરશે તે દોઝખમાં પણ પોતાનું ગળું પોતે દબાવશે અને જે પોતે પોતાની છરીઓ વગેરે મારીને આપઘાત કરશે તે એવી જ રીતે પોતે દોઝખમાં પોતાને છરીઓ મારશે.

## મુનાફિકોના જનાઝાની નમાઝ અને મુશ્રિકો માટે મગફિરતની દુઆ માંગવી મકરૂહ છે

(૩૦૮/૧૫૦૦) હઝરત ઉમર (રદિ.) કહે છે : જ્યારે અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય (મુનાફિક)નું અવસાન થયું ત્યારે તેના જનાઝાની નમાઝ પઢાવવા માટે હુઝૂરને બોલાવવામાં આવ્યા. (આપ ગયા,) પરંતુ જ્યારે હુઝૂર નમાઝ પઢવા ઉભા થયા ત્યારે હું જલ્દીથી આગળ વધ્યો અને કહ્યું કે, યા રસૂલલ્લાહ ! શું આપ અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયના જનાઝાની નમાઝ પઢો છો ? જો કે એણે ફલાણા ફલાણા દિવસે આમ કર્યું હતું અને મને તે બધી વાતો યાદ છે. આપ હસ્યા અને ફરમાવ્યું : ઉમર, મને પૂછવાથી દૂર રહો. જ્યારે મેં ખૂબ આગ્રહ કર્યો ત્યારે ફરમાવ્યું : ખુદા તઆલાએ મને મુનાફિકો માટે મગફિરતની દુઆ કરવા અને ન કરવાનો અધિકાર આપ્યો છે. એટલે મેં (મગફિરતની દુઆ કરવાના) અધિકારનો ઉપયોગ કર્યો. હવે જો મને એવી ખબર હોત કે હું એના માટે સિત્તેરથી વધુવાર મગફિરતની દુઆ કરીશ તો એની મગફિરત થઈ જશે ત્યારે તો હું ઝરૂર એના માટે સિત્તેરથી વધુ વાર મગફિરતની દુઆ કરત. છેવટે હુઝૂરે તેના જનાઝાની નમાઝ પઢી. નમાઝથી પરવાર્યા પછી આપ થોડીકવાર થોભ્યા, એવામાં સૂરએ બરાઅતની બે આયતો ઉતરી, (જેનો અર્થ આ પ્રમાણે છે) અય રસૂલ ! જો તેમનામાંથી કોઈ મરી જાય તો તમે કદી તેમની નમાઝ ન પઢો અને તેમની કબ્ર પાસે ન ઉભા રહો. કારણ કે, તેમણે અલ્લાહ અને અલ્લાહના રસૂલનો ઈન્કાર કર્યો છે અને નાફરમાનીની હાલતમાં જ તેમનું અવસાન થયું છે. હઝરત ઉમર (રદિ.) કહે છે : મને નવાઈ લાગે છે કે, મેં તે દિવસે રસૂલુલ્લાહ (સલ.) આગળ આટલી હિંમત કેવી રીતે કરી ! અલ્લાહ અને અલ્લાહના રસૂલ સારી રીતે જાણે છે.

## મય્યિતના વખાણ કરવા જાઇઝ છે

(૩૦૯/૧૫૦૧) હઝરત અનસ

ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, અમુક સહાબીઓ એક જનાઝા પાસેથી પસાર થયા અને તેમણે મય્યિતના વખાણ કર્યા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, વાજિબ થઈ ગઈ. ત્યાર પછી એક બીજા જનાઝા પાસેથી પસાર થયા અને તેની બુરાઈ કરી. આપે ફરમાવ્યું કે, વાજિબ થઈ ગઈ. હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ પૂછ્યું કે યા રસૂલલ્લાહ ! શું વસ્તુ વાજિબ થઈ ગઈ ? ફરમાવ્યું : તે મય્યિતના જ્યારે તમે વખાણ કર્યા ત્યારે તેના માટે જન્નત વાજિબ થઈ ગઈ અને બીજાની તમે બુરાઈ કરી ત્યારે તેના માટે દોઝખ વાજિબ થઈ ગઈ. તમે ધરતી પર અલ્લાહના સાક્ષીઓ છો.

(૩૧૦/૧૫૦૨) હઝરત અબૂલ અસ્વદ કહે છે : હું મદીના આવ્યો ત્યારે ત્યાં એક રોગ ફેલાયેલો હતો. (જેનાથી લોકો મરી રહ્યા હતા.) (એક દિવસ) હું હઝરત ઉમર ફારૂક પાસે બેઠો હતો, એવામાં ત્યાંથી એક જનાઝો પસાર થયો. લોકોએ તેના વખાણ કર્યા. હઝરત ઉમરે કહ્યું : વાજિબ થઈ ગઈ. થોડીવાર પછી બીજો એક જનાઝો પસાર થયો, જેના લોકોએ વખાણ કર્યા. હઝરત ઉમરે કહ્યું : વાજિબ થઈ ગઈ. પછી ત્રીજીવાર એક જનાઝો પસાર થયો. લોકોએ તેની બુરાઈ કરી. હઝરત ઉમરે કહ્યું : વાજિબ થઈ ગઈ. મેં પૂછ્યું કે, અમીરૂલ મુઅમિનીન, શું વસ્તુ વાજિબ થઈ ગઈ ? તેઓ કહેવા લાગ્યા કે, જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, જે મુસલમાન માટે ચાર માણસો નેકી અને ભલાઈની સાક્ષી આપે તેને અલ્લાહ તઆલા જન્નતમાં દાખલ કરી દે છે. હઝરત ઉમર (રદિ.) કહે છે, મેં કહ્યું : જો ત્રણ માણસો સાક્ષી આપે તો ? ફરમાવ્યું : જો ત્રણ આપે (તો પણ એ જ હુકમ છે.) મેં પૂછ્યું કે, જો બે માણસો સાક્ષી આપે તો ? ફરમાવ્યું : બે માણસો સાક્ષી આપે ત્યારે પણ (એ જ હુકમ છે). એક અંગે અમે આપને પૂછ્યું નહીં.

**તે હદીસોનું બયાન જે કબ્રના અઝાબ વિષે આવેલી છે. ખુદા તઆલા ફરમાવે છે : વ લવ તરા ઈઝિઝ ઝાલિમૂન ફી ગમરાતિલ મૌતિ વલ મલાઈકતુ બાસિતૂ અય્દીહિમ અખ્રિજૂ અન્ફુસકુમ અલ્યવ્મ તુજ્ઝવ્ન અઝાબલ હૂનિ કિંવા જો તમે એવી હાલત જુઓ કે ઝાલિમો મોતની બેહોશીમાં પડેલા છે અને ફરિશ્તાઓએ તેમના તરફ હાથ વધાર્યા છે (અને કહેતા હશે કે) તમારો જાન કાઢો. આજે તમને તમારા અમલોની સજા રૂપે ભારે ઝિલ્લતનો અઝાબ**



**મળશે (કિંવા 'અઝાબલ હૂન'થી કબ્રનો અઝાબ મુરાદ છે.) ઈમામ બુખારી કહે છે : 'હૂન'નો અર્થ ઝિલ્લત થાય છે અને 'હવ્ન'નો અર્થ નરમી થાય છે. બીજી આયતમાં આવ્યું છે : સનુઅઝ્ઝિબુહુમ મર્રતય્નિ સુમ્મ યુરદ્દૂન ઈલા અઝાબિન અઝીમ કિંવા અમે તેમને બે વાર અઝાબ આપીશું, પછી એક ભયંકર અઝાબ તરફ તેમને ફેરવી દેવામાં આવશે. ('બે વાર અઝાબ'થી મુરાદ દુનિયાનો અને કબ્રનો અઝાબ છે અને 'અઝાબે અઝીમ'થી કિયામતનો અઝાબ મુરાદ છે.) ત્રીજી આયતમાં છે : વ હાક બિઆલિ ફિરઔન સૂઉલ અઝાબિ અન્નારૂ યુઅ્રદૂન અલયહા ગુદુવ્વં વ્વ અશિય્યં વ્વ યવ્મ તકૂમુસ્સાઅતુ અદ્ખિલૂ આલ ફિરઔન અશદ્દલ અઝાબિ કિંવા ફિરઔનવાળાઓ પર ભયંકર પ્રકારનો અઝાબ તૂટી પડયો (કબ્રનો અઝાબ). તેમના ઉપર સવાર-સાંજ આગ નાંખવામાં આવે છે. જે દિવસે કિયામત કાયમ થશે તે દિવસે (અમે કહીશું કે) તેમને ભયંકર અઝાબમાં દાખલ કરો.**

(૩૧૧/૧૫૦૩) હઝરત બરા ઈબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જ્યારે મુસલમાન મય્યિતને તેની કબ્રમાં બેસાડવામાં આવે છે અને ફરિશ્તાઓ તેની પાસે આવે છે ત્યારે તે **'લાઈલાહ ઈલ્લલ્લાહુ'** અને **'મુહમ્મદુર્રસૂલુલ્લાહ'**ની સાક્ષી આપે છે. નીચેની આયતમાં 'કૌલે સાબિત'થી એ જ મુરાદ છે. **યુસબ્બિતુ લ્લાહુ લ્લઝીન આમનૂ બિલ કૌલિસ્સાબિતિ ફીલ હયાતિદ્ દુન્યા વ ફીલ આખિરતિ** કિંવા ખુદા તઆલા ઈમાનવાળાઓને દુનિયા અને આખિરતમાં સંગીન વાત ઉપર અડગ રાખે છે.

(૩૧૨/૧૫૦૪) હઝરત શુઅબાની રિવાયતમાં એટલું વધુ છે કે, આયત **યુસબ્બિતુ લ્લાહુ લ્લઝીન આમનૂ** કબ્રના અઝાબ વિષે ઉતરી છે.

(૩૧૩/૧૫૦૫) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ કુવાવાળાઓ (કાફિરોના તે આગેવાનો જેઓ બદરની લડાઈમાં કત્લ થયા હતા અને તેમને બદરના કુવામાં નાખી દેવામાં આવ્યા હતા)ને ઝાંકીને ફરમાવ્યું કે, તમારા પાલનહારે તમને જે કંઈ વાયદો કર્યો હતો તેને શું

ખરેખર તમે પૂરો થતો જોયો ? કોઇએ પૂછ્યું : અય અલ્લાહના રસૂલ ! તમે મરેલાઓને સંબોધો છો ? આપે ફરમાવ્યું : તમે તેમનાથી વધારે સાંભળનારા નથી, પરંતુ તેઓ જવાબ આપી શકતા નથી.

(૩૧૪/૧૫૦૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : તે લોકો (બદરના કુવાવાળાઓ) હવે જાણે છે કે, હું તેમને જે કંઇ કહેતો હતો તે સાચું હતું. ખુદા તઆલા ફરમાવે છે : **વ ઇન્નક લન તુસ્મિઅલ મવ્તા** તમે મરેલાઓને સંભળાવી શકતા નથી.

(૩૧૫/૧૫૦૭) હઝરત મસ્રૂક કહે છે કે, એક યહૂદણ હઝરત આઇશા (રદિ.) પાસે આવી અને કહેવા લાગી : ખુદા તમને કબ્રના અઝાબથી બચાવે. હઝરત આઇશાએ રસૂલુલ્લાહ (સલ.)ને કબ્રના અઝાબ વિષે પૂછ્યું. આપે ફરમાવ્યું : હા, કબ્રનો અઝાબ ખરેખર છે. હઝરત આઇશા કહે છે : ત્યાર પછી મેં કદી જોયું નથી કે હુઝૂરે કોઇ નમાઝ પઢી હોય અને કબ્રના અઝાબથી છુટકારો ન માંગ્યો હોય.

(૩૧૬/૧૫૦૮) હઝરત અસ્મા (રદિ.) કહે છે કે, એક દિવસ હુઝૂર (સલ.) ખુત્બો પઢવા ઉભા થયા અને આપે કબ્રની તે મુસીબતનો ઉલ્લેખ કર્યો જેમાં લોકો સપડાશે, મુસલમાનો સાંભળીને ઉંચા સાદે રડવા લાગ્યા.

(૩૧૭/૧૫૦૯) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે મય્યિતને કબ્રમાં મૂકવામાં આવે છે અને તેના સાથીઓ આવવા માટે પીઠ ફેરવે છે અને મય્યિત તેમના જોડાઓનો અવાજ સાંભળવા માંડે છે ત્યારે તેની પાસે બે ફરિશ્તાઓ આવીને તેને બેસાડીને પૂછે છે : તું આ માણસ કિંવા મુહમ્મદ વિષે શું કહે છે ? જે ઇમાનદાર હોય છે તે કહી દે છે કે, હું ગવાહી આપું છું કે, ખુદાના બંદા અને રસૂલ છે. (આ જવાબ સાંભળીને) ફરિશ્તા તેને કહે છે : જો, તારી આ જગ્યાને જોઇ લે, જે તારા માટે દોઝખમાં હતી અને તેના બદલામાં ખુદા તઆલાએ તારા માટે જન્નતમાં જગ્યા આપી છે. મય્યિત પોતાની બન્ને જગ્યાઓને જોઇ લે છે. કતાદાની રિવાયતમાં એટલું વધુ છે કે, પછી તેની કબ્ર પહોળી કરી દેવામાં આવે છે. મુનાફિક અને કાફિરને જ્યારે પૂછવામાં આવે છે કે, તું આ માણસ વિષે શું કહે છે ? ત્યારે તે કહે છે : મને બીજી તો કંઇ ખબર નથી, જે કંઇ લોકો કહેતા હતા તે હું પણ કહી દેતો હતો. ફરિશ્તા તેને કહે છે : તને પોતાને પણ ખબર ન હોય અને કુર્આન પઢીને પણ (તું સમજ્યો



નહીં) ત્યાર પછી તેને લોખંડના હથોડાઓથી ખૂબ મારવામાં આવે છે અને તે એટલી ચીસો પાડે છે કે જિન્નાત અને ઇન્સાન સિવાય બધા આજુબાજુવાળા તેની ચીસો સાંભળે છે.

**કબ્રના અઝાબથી પનાહ માંગવાનું બયાન**

(૩૧૮/૧૫૧૦) હઝરત અબૂ અય્યૂબ (રદિ.) કહે છે કે, એક દિવસ સૂર્ય આથમ્યા પછી હુઝૂર (શહેરની બહાર) નીકળ્યા. એવામાં આપે એક અવાજ સાંભળ્યો અને ફરમાવ્યું કે યહૂદીઓને કબ્રોમાં અઝાબ દેવામાં આવી રહ્યો છે.

(૩૧૯/૧૫૧૧) બિન્તે ખાલિદ ઇબ્ને સઇદ ઇબ્ને આસ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.) પાસેથી સાંભળ્યું કે આપ કબ્રના અઝાબથી પનાહ માંગતા હતા.

(૩૨૦/૧૫૧૨) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દુઆ માંગ્યા કરતા હતા : અય અલ્લાહ ! હું કબ્રના અઝાબથી, દોઝખના અઝાબથી, ઝિંદગીની કસોટીથી, મોતની કસોટીથી અને મસીહ દજ્જાલની કસોટીથી તારી પનાહ માંગું છું.

**ગીબત (નિંદા) અને પેશાબથી ન બચવાના કારણે કબ્રનો અઝાબ થવાનું બયાન**

(૩૨૧/૧૫૧૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ બે કબરો પાસેથી પસાર થયા. આપે ફરમાવ્યું : આ બંનેને અઝાબ થઇ રહ્યો છે. કોઇ મોટા કારણના લઇને થઇ રહ્યો નથી, (બલકે એ કારણસર થઇ રહ્યો છે કે) એક માણસ તો ચાડી-ચુગલી કરતો હતો અને બીજો પેશાબથી બચતો ન હતો. ત્યાર પછી હુઝૂરે એક લીલી ડાળખી મંગાવીને તેના બે ટુકડા કરીને દરેક કબ્ર ઉપર એક એક ટુકડો મૂકી દીધો અને ફરમાવ્યું : આશા છે કે, જ્યાં સુધી આ સૂકાઇ જાય નહી ત્યાં સુધી તેમને ઓછો અઝાબ થશે.

**મય્યિત સામે સવાર-સાંજ તેની જગ્યા રજૂ કરવામાં આવે છે**

(૩૨૨/૧૫૧૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તમારામાંથી જે માણસ મરી જાય છે તેની સામે સવાર, સાંજ તેનું ઠેકાણું લાવવામાં આવે છે. જો જન્નતી હોય તો જન્નતવાળાઓ જેવી જગ્યા બતાવવામાં આવે છે અને દોઝખી હોય તો દોઝખવાળાઓ જેવી જગ્યા બતાવવામાં આવે છે. તેને કહેવામાં આવે છે કે, જ્યારે ખુદા તઆલા કિયામતના દિવસે તમને

જગાડશે ત્યારે તમારી આ જગ્યા હશે.

**મચ્ચિતનું જનાઝામાંથી વાતચીત કરવાનું બયાન**

(૩૨૩/૧૫૧૫) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જનાઝો જ્યારે મૂકી દેવામાં આવે છે અને લોકો તેને ખભાઓ પર ઉંચકી લે છે ત્યારે જનાઝો જો નેક હોય છે તો કહે છે : મને આગળ લઈ ચાલો, મને આગળ લઈ ચાલો, અને બુરો હોય તો કહે છે : હાય અફસોસ, મને કયાં લઈ જઈ રહ્યા છો. તેનો અવાજ માણસ સિવાય દરેક વસ્તુ સાંભળે છે. જો ઈન્સાન તેને સાંભળી લે તો તે બેભાન થઈને પડી જાય.

**મુસલમાનોના બાળકોનો શું હુકમ છે ?**

(૩૨૪/૧૫૧૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસના ત્રણ નાબાલિગ (કાચી વયના) બાળકો મરી જાય તો તેના માટે તે બાળકો દોઝખથી આડરૂપ બની જશે.

(૩૨૫/૧૫૧૭) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ)એ ફરમાવ્યું : જે મુસલમાનના ત્રણ નાબાલિગ બાળકો મરી જાય તેને અલ્લાહ તઆલા તે બાળકો ઉપર રહમ ખાઈને જન્નતમાં જરૂર દાખલ કરશે.

(૩૨૬/૧૫૧૮) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)ના પુત્ર હઝરત ઈબ્રાહીમનું અવસાન થયું ત્યારે આપે ફરમાવ્યું કે, એના માટે જન્નતમાં દૂધ પીવડાવનારી છે.

✪ ભાગ-૫ સમાપ્ત ✪

PART-5